# પ્રાસ્તાવિક

આ કાળના હિંદના શ્રેષ્ઠ સંત શ્રી રામકૃષ્ણ પરમહંસ અને તેમના સમર્થ શિષ્ય વિવેકાનંદની જીવન કથાઓનો મર્મ યુરોપના વિખ્યાત ચિંતનકાર અને સાહિત્યકળાના મરમી ફ્રેન્ચ વિદ્વન્મણિ શ્રી. રોમેરોલાંએ આશરે ૨૫ વર્ષ ઉપર દેશ પરદેશ રંગ કે જાતિના વાડાસીમાડાઓથી ઉપર ઉઠી માનવસંસ્કૃતિની ઊંચી ભૂમિકા પર ઉભીને પશ્ચિમની પ્રજાઓ સમક્ષ રજુ કર્યો. મૂળ ફ્રેન્ચ ભાષામાં લખાએલા આ ચરિત્રગ્રંથના શ્રી રામકૃષ્ણ મિશન તરફથી પ્રગટ થએલ અધિકૃત અનુવાદનું ગુજરાતી ભાષાંતર શ્રી વોરા એન્ડ કું. ને સારૂ કરી આપવાનું સ્વ. ભાઈ ચંદ્રશંકર શુકલે આશરે દસ વર્ષની વાત પર માથે લીધેલું. કમનસીબે અનેક દુન્યવી જંજાળો અને રોગોમાં ફસાએલા ભાઈ ચંદ્રશંકર તે પૂરું ન કરી શકયા અને થોડાંક જ પાનાં પૂરાં થવાને વાંકે વરસો સુધી તે પડી રહ્યું.

ગયે વર્ષે ભાઈ ચંદ્રશંકરના અકાળ અવસાન પછી પ્રકાશક શ્રી. મનહરલાલ વોરાએ આમ અધૂરૂં રહેલું ભાષાન્તર પૂરૂં કરી આપવાની માગણી મારી પાસે કરી. મૂળે ભાઈ ચંદ્રશંકરને આ ચરિત્રગ્રંથ ગુજરાતીમાં ઉતારવાનો આગ્રહ કરનાર હું જ હતો અને રામકૃષ્ણ મિશન તરફથી તેની પરવાનગી મેળવી આપવામાં પણ મિશન જોડે મેં જ પત્રવહેવાર કરેલો. આ બધા સંજોગોને ધ્યાનમાં લઈને અને આ ચરિત્રગ્રંથનો અનુવાદ ગુજરાતના સાંસ્કૃતિક ગ્રંથભંડોળમાં ખાસો એવો ઉમેરો કરશે એ આંતરિક શ્રદ્ધાથી મેં શ્રી. વોરાની ટચુકડી માગણી ખુશીથી સ્વીકારી લીધી. સ્વ. ચંદ્રશંકર જોડેનો તથા મિશન જોડેનો મારો વર્ષો લગીનો સંબંધ પણ મારી પાસેથી આટલું માગી લેતો હતો.

આ ભાષાન્તર શરૂથી પૃષ્ઠ ૩૫૬ સુધી ભાઈ ચંદ્રશંકરનુ કરેલું છે. અને છેલ્લાં ૪૮ પાનાં મારાં કરેલાં છે.

મુંબઈ, ૧૫મી ડિસેમ્બર ૧૯૫૪. **સ્વામી આનંદ**

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

## ૧

ભારતમાં ચિન્તનનો ઉદય થયો ત્યારથી વિચાર, મત અને આચાર-ની જે જુદી જુદી પ્રણાલિકાઓ વિકાસ પામી છે તેમનો સંગ્રહ આ શતાબ્દિ-ગ્રંથમાં કરેલો છે. આ ચોક્કસ આકાર વિનાના સમૂહને પ્રથમ દૃષ્ટિએ જોતાં એમ લાગે છે કે એ એક જ પ્રણાલિકાનો એકધારો તે અસ્ખલિત પ્રવાહ છે એના કરતાં વધારે તો જુદાં જુદાં દર્શનો ને સંપ્રદાયોનો, શંભુમેળા જેવો, જ્ઞાનકોશ છે. પણ ફરી ઊંડા ઊતરીને વિચાર કરવાથી એમ દેખાઈ આવશે કે એ બધાંમાં એક ઐક્ય રહેલું છે, અને તે વિચારો ને આચારોની આ વિચિત્ર અનેકતાને એક સૂત્રે બાંધે છે. આ ગ્રન્થમાં જે જુદી જુદી પ્રણાલિકાઓનું વર્ણન કરેલું છે તેમના સ્વરૂપમાં ને તેમની વૃત્તિમાં એક પ્રકારની એકતા રહેલી છે; અને તેને લીધે એ અનેકતા એક ને અખંડ બને છે. એને 'હિંદુ ભાવના' એ નામ આપી શકાય. જે સંસ્કૃતિમાં આપણા ઋષિમુનિઓના આત્મ-દર્શને પ્રાણ પૂરેલો છે તેમાં આચારની અમુક શુદ્ધિ છે; અમુક મજબૂત આદર્શો વિષેની અડગ નિષ્ઠા છે; અને વ્યક્તિની કામનાઓ તથા સમાજની આશાઓ બેની વચ્ચે સુન્દર સમતોલપણું સાધેલું છે; તેને લીધે એ સંસ્કૃતિ પ્રાણવાન બની છે, ને તેનો પ્રવાહ અખંડ ને એકધારો વહેતો આવ્યો છે. એ આદર્શો છોડીને આપણે આડે રસ્તે ચડી ગયા છીએ, તેને લીધે જ હિંદુ સંસ્કૃતિમાં આજે નબળાઈ અને અવ્યવસ્થા જોવામાં આવે છે.

આત્મપરાયણ જીવનમાં ભારતની સાચી પ્રતિભા પ્રગટ થાય છે. ભારતના માનસ ઉપર વધારેમાં વધારે પ્રભાવ શસ્ત્રયુદ્ધના વિજેતાઓ,

ધનિક વેપારીઓ કે મોટા મુત્સદ્દીઓએ નહીં, પણ પવિત્ર ઋષિમુનિઓએ પાડયો છે. એ ઋષિઓ આત્મનિષ્ઠાના સુન્દરમાં સુન્દર અને વિશુદ્ધમાં વિશુદ્ધ રૂપને પોતાના જીવનમાં મૂર્તિમંત કરે છે. ભારતવર્ષ ગર્વભેર કહે છે કે તે લગભગ દરેક પેઢીમાં ને દેશના દરેક ભાગમાં, તેની તવારીખ નોંધાવી શરૂ થઈ ત્યારથી, આવા પુરુષોને જન્મ આપતું આવ્યું છે. આ દેશ જે જે વસ્તુઓ ને આદર્શોને અતિશય પ્રિય ને પવિત્ર માને છે તે સર્વને આ પુણ્યપુરુષોએ પોતાના જીવનમાં મૂર્તિમંત કરી નમૂનારૂપે ધરી રાખ્યાં છે. તેઓ સામાન્યપણે જીવનના મુખ્ય પ્રવાહથી દૂર રહે છે ખરા; છતાં રાજાઓ ને પ્રજાજનો તેમને પૂજ્યભાવે વન્દન કરે છે, અને પોતાનાં અંગત જીવનના તેમજ જાહેર કામકાજના પ્રશ્નોમાં તેમની સલાહ લે છે. આ પુરુષો તેમનાં જીવન દ્વારા આપણને શીખવે છે કે ગર્વ અને સત્તા, ધન અને કીર્તિ એ બધું આત્મબળને મુકાબલે કશી વિસાતમાં નથી. જે પુરુષો પોતાનાં જીવનને તુચ્છ ગણે છે તેઓ માનવજીવનને એટલી ઊંચી કક્ષાએ પહોંચાડે છે કે એને આપણે તુચ્છ ગણી શકતા નથી.

શ્રીરામકૃષ્ણ આવા એક ઋષિ છે, જોકે તે એકલા જ એ પ્રકારના ઋષિ નથી. કેટલાક પુરુષોનાં અંતરમાં આત્મપરાયણ જીવનની જ્યોત એવી ઝગઝગાટ બળે છે કે તેમની નજીક આવનાર માણસમાત્ર પ્રકાશનો કંઇક ને કંઇક અંશ ઝીલી શકે છે, અને જગત જન્મ્યું તે દિવસે જેવું હતું તેવું આમેહુબ તેને જોઈ શકે છે. આવા જે વિરલ આત્માઓ જગતમાં થઈ ગયા છે તેમાંના એક તે શ્રીરામકૃષ્ણ છે. વૈદિક ઋષિઓના સમયથી આ દેશના ધાર્મિક ઇતિહાસમાં આત્મદર્શનની જે પ્રણાલિકા એકધારી ચાલતી આવી છે તેનું એક યશસ્વી દૃષ્ટાન્ત તેમણે પૂરું પાડયું છે. આ પ્રણાલિકા પર કેટલીકવાર કર્મકાંડવાળા ધર્મ અથવા બુદ્ધિવાદી વિચારે પોતાનું જોર જમાવી તેને દબાવી દીધી હોય એ બનવાજોગ છે. છતાં તે હંમેશાં પોતાના મૂળ આદર્શને વફાદાર રહી,

ફરીફરી પોતાના અસલી રૂપમાં દેખા દે છે. એ પ્રણાલિકાનાં વિશિષ્ટ લક્ષણ ઉપનિષદોમાં રજૂ કરેલાં છે.

૨

ધર્મ એ અનુભવનો વિષય છે. ધર્મ એટલે મૂર્છામાંથી જાગૃતિ નહીં, પણ જીવનનું પરિવર્તન. પોતાની બૌદ્ધિક સામગ્રીમાં ઉમેરો કરવો એ ખરો ધર્મ નથી, પણ પોતાના વ્યક્તિત્વને ઊંચે ચડાવી પરમાત્માની ભૂમિકાએ પહોંચાડવું એનું નામ ધર્મ છે. ધર્મ એટલે બ્રહ્મદર્શન—સત્ તત્ત્વનો સાક્ષાત્કાર; ઇન્દ્રિયોને અગોચર એવા અદૃષ્ટ જગતનું અપરોક્ષ દર્શન.

સત્ય, સૌન્દર્ય કે સદાચારની સાધના એ જ આત્મદર્શન છે એમ માની લેવું એ ભૂલ છે. આત્મદર્શન એ તો આ સર્વ વસ્તુઓથી પર અને તેની પાર રહેલું, પરમાત્મા પ્રત્યેના પૂજ્યભાવ અને પ્રેમથી તરબોળ એવું, જીવન છે. પરમાત્મા એ જ્ઞાન, પ્રેમ અને સૌન્દર્યનો ત્રણેયનો સરવાળો નથી. જે પરમ સત્ય આપણાં અંતરની ઝંખનાઓને સંતોષે છે તે બુદ્ધિ કરતાં કંઈક અધિક છે. ધર્મમાં સેવા કરતાં ભયમિશ્રિત આદરનો, સદ્‌ગુણ કરતાં પવિત્રતાનો, ભાવ વધારે હોય છે. આપણે જે તત્ત્વને સમજી શકીએ છીએ તેને પૂજતા નથી, પણ જેને સમજી શકતા નથી તેને પૂજીએ છીએ. જે તત્ત્વ અજ્ઞાન છે, સત્યના અગાધ સાગરરૂપ છે, તેને બુદ્ધિ પહોંચી શકતી નથી; અને છતાં તેને એટલું લાગે છે કે એ તત્ત્વ વિશ્વના પ્રત્યેક પદાર્થની પાછળ રહેલું જ છે. ધર્મમાત્રમાં કંઈક ગૂઢતા, કંઈક અકળ નિશ્ચિતતા, રહેલી હોય છે; તેનો ખુલાસો વ્યાકરણ કે તર્ક વડે થઈ શકતો નથી. ચૈતન્યનાં દ્વાર માત્ર ચૈતન્યને માટે જ ખુલ્લાં હોય છે. આત્મદર્શન જ્યારે થયું હોય છે ત્યારે તેનામાં તેજનો ઝગઝગાટ અને સત્ય સાથેનો અપરોક્ષ સંબંધ હોય છે; ને તે ઉપરાંત તાજગી અને આનંદ પણ જોવામાં આવે છે. એવો અનુભવ આપણને થાય છે ત્યારે આપણે

પરમ સત્યનો સંચાર આપણાં અંતરમાં થયેલો અનુભવીએ છીએ. તેમાં આત્મા નવો સરજાતો નથી; પણ જે આત્મા હૃદયગુહામાં ઊંડે ઊંડે છુપાયેલો પડ્યો હોય છે તેની શોધ થાય છે એટલું જ. સાક્ષાત્કારી માણસો ઇશ્વરનું સાંનિધ્ય અનુભવે છે, અને તેને વિષે દલીલમાં ઊતરતા નથી. તેમના અંતરમાં આનન્દનો જે જુવાળ આવે છે તેનાં પાણી જીવનના છીછરા ભાગો પર ફરી વળી તેમને ડુબાડી દે છે.

આપણે પરાધીન છીએ એવી જે લાગણી આપણાં મનમાં હોય છે તે પરથી, અથવા આપણા આત્માનુ પૃથક્કરણ કરીને તે પરથી, આપણે અનુમાન દ્વારા ઇશ્વરની હસ્તી સિદ્ધ કરતા નથી. જગતમાં જેટલા પરિમિત પદાર્થો છે તે બધા સ્વભાવતઃ પરતન્ત્ર કે પરાધીન હોય છે; અને સવિશેષ પદાર્થો હસ્તીમાં આવે તે પહેલાંથી નિર્વિશેષ બ્રહ્મ હસ્તી ધરાવતું હોય છે; આ વાતનો જે અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે તેમાં જ ઇશ્વરની સત્તા અર્થાત્ હસ્તીનું દર્શન થવા પામે છે.

આ અનુભવ તર્કથી પર છે, પણ તર્કથી વિરુદ્ધ નથી. આત્મસૃષ્ટિનું જ્ઞાન અપરોક્ષ રીતે થાય છે એ વાત પર ઉપનિષદો ભાર દે છે ખરાં, પણ આત્માની સત્તાના સમર્થનમાં તેઓ દલીલો પણ રજૂ કરે છે. તેઓ બાહ્ય અને આંતર બંને દૃષ્ટિએ સત્ તત્ત્વની સમીક્ષા કરે છે.

સત્ તત્ત્વની અનેક અવસ્થાઓ આપણી જાણમાં છે. તે દરેક અવસ્થાનું સાચું આકલન તો જ્યારે આપણે એનાથી ઊંચી બીજી અવસ્થાએ ઊભા રહીને નજર કરીએ ત્યારે જ થવા પામે. ભૌતિક સૃષ્ટિ ( અન્ન ) નું સ્વરૂપ ને તેનું પ્રયોજન શું છે એ તો પ્રાણસૃષ્ટિમાં ઊભા રહીને જ જોઈ શકાય છે. તે જ પ્રમાણે પ્રાણસૃષ્ટિનું સ્વરૂપ અને તેનું પ્રયોજન મન-સૃષ્ટિમાં ઊભા રહેવાથી, અને મન સૃષ્ટિ

સ્વરૂપ ને તેનું પ્રયોજન તાત્ત્વિક અને નૈતિક અવસ્થામાં—અર્થાત્ વિજ્ઞાનસૃષ્ટિમાં—ઊભા રહીને જોવાથી જ દેખાય છે. તાર્કિક ક્ષેત્ર (વિજ્ઞાન)નું પ્રયોજન આધ્યાત્મિક ક્ષેત્ર (આનંદ)માં પહોંચ્યા પછી સિદ્ધ થયેલું દેખાય છે. કોઇક પરમ પુરુષાર્થ, કંઇક આખરી મુકામ, છુપાયેલો પડ્યો છે; તેની સિદ્ધિ અથવા પ્રાપ્તિ તરફ દોડવાની વૃત્તિ આ જગતના પ્રવાહમાં મૂળથી જડાયેલી છે; અને એ દિશા તરફ આ પ્રવાહ વહી રહ્યો છે એમ સ્પષ્ટ રીતે દેખાય છે. જગતની વિશાળ ક્રિયા જો આત્મતત્ત્વરૂપી આખરી મુકામે પહોંચાડતી હોય, તો જગતનો ખુલાસો મેળવવા માટેની ચાવી એ આત્મતત્ત્વમાં રહેલી છે એમ માનવા માટે આપણી પાસે પૂરતું કારણ છે એમ ગણાય.

એક વાત તો અત્યારે સ્વીકારાયેલી છે કે જડ દ્રવ્યના આકારો ને ગુણો, વિવિધ વર્ગો ને શ્રેણીઓનાં પ્રાણીઓ ને વનસ્પતિઓ, તથા શ્રેય અને પ્રેય વચ્ચે પસંદગી કરવાની શક્તિવાળાં મનુષ્યો, એ સર્વનાં અત્યારનાં રૂપ સર્વશક્તિમાન ઇશ્વરે સ્વહસ્તે કરેલી ક્રિયા દ્વારા ઉત્પન્ન થયાં નથી; પણ પરિવર્તન અથવા પરિણામને લગતા એક વ્યાપક નિયમને ધીરે ધીરે અનુસરીને તેમણે પોતાનાં અત્યારનાં રૂપ ધારણ કર્યાં છે. જે ઉપલી કોટિનું તત્ત્વ છે તે નીચલી અવસ્થાના બનાવો પર કંઇક વિચિત્ર રીતે દબાણ કરે છે, ને તેમને ધાર્યું વલણ આપે છે. આ હકીકતનો ખુલાસો અપાવો જરૂરનો છે. આ પ્રશ્નને વિષે ઉપનિષદમાં જે સૂચનો છે તેને અર્વાચીન ફિલસૂફો ટેકો આપે છે. અધ્યાપક લોઇડ મોરગને પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ આ પ્રશ્નનો અભ્યાસ કર્યો છે. તેઓ કહે છે કે પરિણામો (અથવા પરિવર્તો કે વિકારો)—જેને તે 'રિઝલ્ટન્ટ' કહે છે—તેનો ખુલાસો તો એમ કહીને આપી શકાય કે એ પૂર્વવર્તી કારણોમાંથી નીપજે છે. પણ પ્રાણ, મન, અને ચિન્તનશીલ વ્યક્તિત્વ વગેરે જે 'ઇમરજન્ટ' છે, તેનો ખુલાસો આપવા માટે તો એમ જ કહેવું પડે કે એની ઉત્પત્તિ ઇશ્વરની

પ્રવૃત્તિને લીધે થાય છે.[1] સૃષ્ટિના વિકાસક્રમમાં, અગાઉના પદાર્થો કરતાં જુદા જ ગુણોવાળાં જે તત્ત્વો, અર્થાત્ 'ઇમરજન્ટ'—જેવાં કે પ્રાણ, મન અને વ્યક્તિત્વ—ક્રમે ક્રમે પ્રગટ થાય છે, તેનો ખુલાસો આપવા તો આપણે એમ જ માનવું પડે છે કે પ્રકૃતિમાં કોઇ સર્જક તત્ત્વ કામ કરી રહ્યું છે, અથવા કહો કે કાલમર્યાદાવાળા જગતમાં કોઇ કાલાતીત સત્ તત્ત્વ વિલસી રહ્યું છે.

પ્લેટોએ કહેલું કે ઇન્દ્રિયો વડે આપણે વસ્તુઓનાં જે રૂપો જોઇએ છીએ તે ઉપરાંત તે વસ્તુઓનાં, અતીન્દ્રિય એવાં, આદર્શ રૂપો પણ હસ્તી ધરાવે છે. એ આદર્શ રૂપો—જેને તે ફોર્મ્સ ( *forms* ) કહે છે—જેવાં છે તેવાં જ સદાકાળ રહેવાનાં.[2] પ્લેટોના આ વિચારને અનુસરીને અધ્યાપક વ્હાઇટહેડ[3] કહે છે કે અમુક નિત્ય ( અર્થાત્ શાશ્વત) પદાર્થો હસ્તી ધરાવે છે; અને ઇશ્વર આ નિત્ય પદાર્થો ને તેનાં અશાશ્વત મૂર્ત રૂપો બંનેથી પર છે. અપરિમિત તત્ત્વ પરિમિત રૂપ ધારણ કરે છે, અથવા નિર્વિશેષ તત્ત્વ સવિશેષ રૂપે પ્રગટ થાય છે, તેનું કારણ ઇશ્વરની પ્રવૃત્તિ છે. પ્લેટો પણ કહે છે કે આદર્શ રૂપોવાળા જે જગત પર પરમ તત્ત્વ (જેને તે કહે છે 'આઇડિયા ઑફ ધ ગુડ') અમલ ચલાવે છે તે જગત તેના સર્જક ઇશ્વરથી નિરાળું છે. શાશ્વત આદર્શ રૂપોનું આ જે જગત છે તે પરમ તત્ત્વ છે; અને 'ડેમીઅર્જ' (આપણા 'હિરણ્યગર્ભ'ને મળતું તત્ત્વ) એ આદર્શ રૂપોનું તથા પરમ તત્ત્વ (અર્થાત્ 'આઇડિયા ઑફ ધ ગુડ') બંનેની તેની એકતાનું ધ્યાન ધરે છે, અને આ સ્વર્ગીય રચનાની આબેહૂબ પ્રતિકૃતિ બને તેટલે અંશે દિક્કાલની મર્યાદાવાળા જગતમાં ખડી કરે છે. પેલું અદશ્ય ને નિત્ય એવું આદર્શ

૧. આની વધારે સમજૂતી માટે જુઓ 'ગીતાદર્શન' ( રાધાકૃષ્ણન ), અનુવાદકના ટિપ્પણો, પૃ. ૨૫૮–૯.

૨. જુઓ રાધાકૃષ્ણન 'ધર્મોનું મિલન', પૃ. ૪૫.

૩. અમેરિકન ફિલસૂફ ( જન્મ ઈ. સ. ૧૮૬૧ ).

રૂપ (ફોર્મ), અને આ ઇન્દ્રિયગોચર દૃશ્ય જગત. એ બેની વચ્ચે ચોક્કસ સંબન્ધ શો છે તે પ્લેટો આપણને કહેતો નથી; તેમજ નિત્ય પદાર્થ અને તેનું અનિત્ય મૂર્ત રૂપ એ બેની વચ્ચે ચોક્કસ શો સંબન્ધ છે એ અધ્યાપક વ્હાઇટહેડ પણ આપણને કહેતા નથી. ઇન્દ્રિયગોચર પદાર્થ તે શું આદર્શ રૂપો (ફોર્મ્સ), અથવા આદર્શ પદાર્થો, અથવા 'સામાન્યો' (યુનીવર્સલ્સ)નો નર્યો સંઘાત અથવા સમૂહ જ છે, કે એથી વધારે કંઈ છે? ઍરિસ્ટોટલને લાગ્યું કે પ્લેટોએ ઇન્દ્રિયગોચર વસ્તુઓથી 'સામાન્યો'ને છૂટાં પાડ્યાં, અને દૃશ્ય વસ્તુઓને આ અતીન્દ્રિય ને કાલ્પનિક એવાં 'આદર્શ રૂપો'માંથી ઉત્પન્ન થયેલી માની, એ પ્લેટોની ભૂલ હતી. ઍરિસ્ટોટલે કહ્યું કે 'ફોર્મ' (અથવા 'પ્રાણ' કે 'આદર્શ રૂપ') તે કેવળ પ્રત્યેક પદાર્થમાં જ વસે છે, અને તે જ એ પદાર્થનું અંતર્ગત તત્ત્વ અથવા તેનું અસલી સ્વરૂપ છે. આમ કહેવાથી મુશ્કેલી ટળી જાય છે, એમ ઍરિસ્ટોટલનું માનવું છે. પણ આ પ્રશ્નનો ઉકેલ સાવ આટલો બધો સાદો નથી. ભૌતિક વિજ્ઞાન જે પદાર્થોને સ્વીકારે છે તેમની હસ્તી કયા પ્રકારની છે, અને આપણને દેખાતી વસ્તુઓ જોડે એ પદાર્થોનો શો સંબન્ધ છે, એ પ્રશ્નો તો હજુ આપણે પૂછવાના બાકી રહે જ છે. નૈતિક વિચારોની સ્થિતિ કયા પ્રકારની છે? અને એ વિચારો, તથા જગતમાં દેખાતી વસ્તુસ્થિતિ, એ બેનો સંબન્ધ કઈ જાતનો છે? આ મુશ્કેલીઓ ગમે તેવી હોય, પણ એટલું તો સહુ કબૂલ કરે છે કે આ વિશ્વ પોતે પોતાનો ખુલાસો આપી શકતું નથી.

જડ દ્રવ્યમાંથી ઉપર ચડતાં ચડતાં ચૈતન્ય સુધીની જે વિશ્વોત્પત્તિની ક્રિયા છે તેના સ્વરૂપ વિષે વિચાર કરીએ છીએ, ત્યારે આપણે એક પરમ તત્ત્વની કલ્પના પર આવીને ઊભા રહીએ છીએ. સત્ય, સૌન્દર્ય અને સદાચાર—જે પ્રાપ્ય વસ્તુઓ છે, ને જેને પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં "વેલ્યુ" એ નામથી ઓળખે છે— તે સર્વનું અધિષ્ઠાન અથવા તેનો

મૂળ આધાર તે આ પરમ તત્ત્વ છે. ‘ ધ્યેય ’ તરીકે ઓળખાતી આ વસ્તુઓ તે કેવળ ઈશ્વરના પ્રગટ ગુણો નથી, પણ જગતનાં અંતિમ કારણો છે. ઈશ્વર જગતની ક્રિયામાં પ્રાણ પૂરે છે ખરો, પણ સત્ય, સૌન્દર્ય ને સદાચાર ( સત્યં, શિવં, સુન્દરમ્ ) એ તત્ત્વોની પ્રાપ્તિ જ્યાં સુધી થઇ નથી ત્યાં સુધી ઈશ્વર જગતની એ ક્રિયાથી પર ને તેની પાર જ રહે છે. ઈશ્વર આ વિશ્વનો સર્જક, સંહારક અને પાલક છે. વિશ્વમાં ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થો જે ક્રિયાવાન શક્તિમાં ? પેદા થાય છે તે શક્તિ તે ઈશ્વર છે, અને ઈશ્વર એ સર્વ પદાર્થોથી પર છે.

જીવના સ્વરૂપનું પૃથક્કરણ કરવાથી પણ એ જ પરિણામ મળે છે. ઉપનિષદો જીવના સ્વરૂપનું પૃથક્કરણ કરે છે, અને બતાવે છે કે જીવનું જે સાચું અથવા પારમાર્થિક સ્વરૂપ છે તે શુદ્ધ ચૈતન્ય અર્થાત્ સર્વવ્યાપી પરબ્રહ્મ છે. છાંદોગ્ય તથા માંડૂક્ય ઉપનિષદે કાળજીપૂર્વક આ વિષયના જે નિરૂપણ કર્યાં છે તેની પુનરુક્તિ અહીં કરવાની જરૂર નથી.[1] કેટલાક અર્વાચીન ચિન્તકો પણ એવા જ નિર્ણયો પર આવ્યા છે. જીવાત્મા એ દ્રવ્ય નથી, પણ પ્રવૃત્તિ છે— જેને એરિસ્ટોટલ ‘ એનર્જિયા ’ અર્થાત્ સ્વયંભૂ ને સ્વતન્ત્ર પ્રવૃત્તિ કહે છે. ન્યાયશાસ્ત્રમાં જેને પ્રમાતા કહ્યો છે, અને જે દ્રષ્ટા અથવા વિષયી છે તે, અને ગુણમાત્રના અધિષ્ઠાનરૂપ આત્મા, એ બે વચ્ચેનો ભેદ આપણે સમજવો ઘટે છે. પ્રમાતા અથવા વિષયીનો વિચાર તર્કશાસ્ત્ર અથવા ન્યાયશાસ્ત્ર કરે છે; અને ગુણોના અધિષ્ઠાનરૂપ આત્માનો વિચાર તત્ત્વશાસ્ત્ર અથવા અધ્યાત્મશાસ્ત્રમાં થાય છે. આપણે આત્માને ‘ દ્રવ્ય ’ માનીએ ત્યાં સુધી મુશ્કેલી ઊભી જ રહેવાની. લૉકને એમ કબૂલ કરવું પડ્યું કે ‘ આ દ્રવ્ય તે કેવળ એક અજ્ઞેય અધિષ્ઠાન છે, તે કંઈક છે એટલું સાચું, પણ શું છે તે હું જાણતો

1. જુઓ રાધાકૃષ્ણન ‘ ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન ’ ( અનુવાદક: ચંદ્રશંકર શુક્લ ).

નથી; તે પોતાના ગુણોના આધારરૂપ હોઇ એ ગુણોને ટકાવી રાખે છે એ સાચું, પણ કેવી રીતે ટકાવી રાખે છે તે હું જાણતો નથી.'[1] આવું દ્રવ્ય નકામી વસ્તુ બની જાય છે; અને બાર્કલીએ[2] જડ દ્રવ્યના બનેલા પદાર્થનો સાવ છેદ ઉડાવી દીધો એ બરાબર જ કર્યું. એના ગુણો, જેને બાર્કલીએ 'આઇડિયા' એ નામ આપ્યું, તે જેમ સંખ્યાબંધ અજ્ઞેય અધિષ્ઠાનોમાં રહી શકતા હતા, તેમ એક ઇશ્વરના મનમાં પણ રહી શકે એમ હતું. પણ બાર્કલીએ ચેતન પદાર્થને કાયમ રહેવા દીધો; કેમકે તેનું માનવું એમ હતું કે જગતમાં હસ્તી ધરાવતી કોઇ પણ વસ્તુને મનથી જ જોઇ કે જાણી શકાય છે. હ્યુમે[3] એથીયે વધારે કડક પૃથક્કરણ કર્યું. તે 'આત્મા'ને છિન્નભિન્ન કરીને તેને સંવેદનો ને વિચારોની ધારાનું રૂપ આપે છે. આ સંવેદનો ને વિચારો ઉપરાંત મનમાં કશું બાકી રહે છે એમ કબૂલ કરવા તે તૈયાર નથી. તે કહે છે: 'હું જેને મારો આત્મા કહું છું તેની અંદર છેક ઊંડો હું ઊતરું છું ત્યારે, ગરમી કે ઠંડી, તેજ કે છાયા, પ્રેમ કે દ્વેષ, દુઃખ કે સુખના કોઇ ખાસ ઇન્દ્રિયજ્ઞાન અથવા સંવેદનનો જ મને હંમેશાં અનુભવ થાય છે. હું કોઇ પણ કાળે ઇન્દ્રિયજ્ઞાન વિના મારા આત્માને પકડી શકતો નથી, અને ઇન્દ્રિયજ્ઞાન સિવાય બીજું કશું જોઇ શકતો નથી.' આ ઉપરથી તે અનુમાન દ્વારા એવા નિર્ણય પર આવે છે કે 'જો મારાં સર્વ ઇન્દ્રિયજ્ઞાનો અર્થાત્ સંવેદનો મૃત્યુથી લુપ્ત થઇ જાય, તો મારો પૂરેપૂરો નાશ થવા પામે.' 'અખંડ ને સ્થિર'-એવા કોઇ તત્ત્વને તે માનતો નથી. તે કહે છે: 'ઇન્દ્રિયજ્ઞાનો અથવા સંવેદનોની જે ધારા તેનું જ નામ મન.' પણ આત્મામાં સાતત્ય કેમ રહે છે, અને અગાઉ જે હું હતો તે જ અત્યારે પણ છુ એવું ભાન કેમ રહે છે?

૧. લૉક: અંગ્રેજ ફિલસૂફ (ઈ. સ. ૧૬૩૨-૧૭૦૪).

૨. બાર્કલી (ઈ. સ. ૧૬૮૫-૧૭૫૩).

૩. હ્યુમ (ઈ. સ. ૧૭૧૧-૧૭૭૬).

લાગણીઓની ધારાને ' હું ધારા છું ' એવું ભાન કી રીતે થઇ શકે? આ સવાલનો કશો જવાબ હ્યુમ પામે નથી; એટલે તે ' ગંજાખોરના ખાસ અધિકાર 'નું ઓઠું આગળ કરે છે. પણ જ્ઞાનપ્રક્રિયાના પ્રશ્નને હ્યુમે જે અતિ અનિશ્ચિત સ્થિતિમાં છોડી દીધેલો તે જોઇ કાન્ટને[૧] ઘણી બેચેની થઇ. તેણે હ્યુમના પૃથક્કરણથી શરૂઆત કરી; અને, સ્વતઃસિદ્ધ પ્રમેયોનો ઉપયોગ કરીને, હ્યુમના પૃથક્કરણમાં રહેલા દોષો દૂર કરવાનો પ્રયત્ન કર્યો. પણ તેણે આત્માને જડ દ્રવ્ય જેવો કલ્પ્યો; અને કહ્યું કે સર્વ વિકારોમાં સ્થિર રહેનાર દ્રવ્ય તે આત્મા છે, અને એવો સ્થિર આત્મા હોય તો જ આપણને વિકારનું દર્શન થવા પામે. વિકાર અથવા પરિવર્તન પામતા ગુણોને આ સ્થિર અથવા નિર્વિકાર 'દ્રવ્ય જોડે શો સંબન્ધ છે, એ પ્રશ્ન કાન્ટે ઉઠાવ્યો નહીં. ગુણો બદલાય છે ત્યારે દ્રવ્ય પોતે બદલાય છે ખરૂં ? એ પ્રશ્ન તો હજુ ઊભો જ રહે છે.

આપણી બહાર રહેલા જગતમાં દ્રવ્યો અમુક સ્થિર રૂપે રહેતાં જોવામાં આવે છે, માટે તેમાં કંઇક સ્થિર, નિર્વિકાર તત્ત્વ હોવું જોઇએ, એવી દલીલ આપણે ન કરવી ઘટે. પણ આપણને અંતરમાં નજર કરતાં એમ દેખાય છે કે આપણને અગાઉ જે અનુભવો થયેલા તેની સ્મૃતિ રહી જાય છે; એ સ્મૃતિ બતાવે છે કે આપણા અંતરમાં કંઇક સ્થિર તત્ત્વ હોવું જ જોઇએ. મનને જુદે જુદે વખતે થયેલી પ્રતીતિઓ સાથે મળીને કેમ રહે છે ? તેમનું સ્મરણ કેમ રહે છે ? તેમનું એકીકરણ કેવી રીતે થાય છે ? આ પ્રશ્નોના ઉત્તરમાં કાન્ટ કહે છે કે આ સર્વ પ્રતીતિઓથી પર ને તેની પાર એક જ્ઞાતા, દ્રષ્ટા કે વિષયી રહેલો છે; અને અનુભવમાત્ર છેવટે તો આ જ્ઞાતાની હસ્તીને જ આભારી છે. આ જે જ્ઞાતા છે તે જ સર્વ દશ્યોનો દ્રષ્ટા, અથવા કહો કે સર્વ વિષયોનો વિષયી, છે. પણ આ જ્ઞાતા કે દ્રષ્ટા તે જેને ન્યાયશાસ્ત્રમાં પ્રમાતા કહ્યો છે તે જ છે; તત્ત્વશાસ્ત્ર અથવા બ્રહ્મવિદ્યામાં જેને આત્મા અથવા

૧. કાન્ટ : કિદસૂક ( ૧૭૨૪-૧૮૦૪ ).

શુદ્ધ ચૈતન્ય કહ્યો છે તે નથી. શુદ્ધ ચૈતન્ય એવો આ, તત્ત્વશાસ્ત્રનો આત્મા તો અખંડ, નિરવયવ, અવિચ્છેદ્ય, અને તેથી અમર છે. મેક્ટેગાર્ટે ‘સ્ટડીઝ ઇન હેગેલિયન કૉસ્મોલૉજી’ નામનો ગ્રન્થ લખ્યો છે, તેના બીજા પ્રકરણમાં તેમણે પણ એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે આત્મા નિર્વિકાર છે, અને એટલા માટે તે અમર છે પણ જે તત્ત્વ નિર્વિકાર, ને તેથી અમર, છે તે કંઈ જીવાત્મા નથી વિકારમાત્રથી પર એવો આ આત્મા તે તો પરમાત્મા છે, ને તે ભૂતમાત્રના અન્તરમાં કામ કરી રહ્યો છે તેની હસ્તી બહુવચનમાં હોવી શક્ય જ નથી. પરમાત્મા તો એક જ છે, અને આપણા જીવાત્માઓ તે તો ચિત્તમાં થતા અનુભવો, વિકાર અથવા પરિવર્તનના પ્રવાહો છે. જીવાત્મા એ દ્રવ્ય નથી, પણ પ્રવૃત્તિ અર્થાત્ ક્રિયા છે; અને નિરંતર પરિવર્તન પામવું એ તેનો સ્વભાવ છે આપણે સત્ તત્ત્વને બાહ્ય દૃષ્ટિએ જોઈએ કે આન્તર દૃષ્ટિએ, તોયે સત તત્ત્વ તે શુદ્ધ ચૈતન્ય છે એવી જ વ્યાખ્યા આપણે આપવી પડે.

મનુષ્યનું અન્તરતમ રૂપ, તેના અંતરમાં ગૂઢ રહેલું પારમાર્થિક તત્ત્વ, તે આત્મા અર્થાત્ શુદ્ધ ચૈતન્ય છે એ ખરું પણ માણસનો પોતાનો સ્વભાવ તો મિશ્ર અને અસ્થિર છે. માનવ વ્યક્તિમાં જીવનની, આ સિવાયની, બીજી સપાટીઓ ને તેના બીજા પ્રકારો પણ જોવામાં આવે છે. તેથી ઈશ્વર—જે સર્વ જીવાત્માઓનો આત્મા, અર્થાત્ તે સર્વની અંદર રહેલું, દેશમર્યાદાથી રહિત એવું, શુદ્ધ ચૈતન્ય, છે—તેની અપાર ભવ્યતા નજરે જોવા છતાં, માણસને ‘હું એનાથી જુદો જીવ છું’ એવું ભાન થવા પામે છે

જે માણસો ઈશ્વરના સ્વરૂપમાં મગ્ન રહે છે તે વ્યાખ્યાઓ આપવાની પરવા કરતા નથી તેમને વિશ્વને વિષે એક પ્રકારની વિશિષ્ટ શ્રદ્ધા હોય છે, જીવનના સર્વ અંગઉપાંગોને તથા તેના તમામ વારાફેરાને તેઓ ઊંડી આસ્થા અને શાન્તિપૂર્વક સ્વીકારે છે પરમ સત્ય

સાથેનું તેમનું જે અનુસંધાન હોય છે તેનું વર્ણન માત્ર સ્પષ્ટ, ને અહેલાઈથી સમજાય એવા શબ્દોમાં કરી શકાય એવું હોતું જ નથી. ઈશ્વરના સ્વરૂપની ગૂઢતા વિષે બુદ્ધિ વડે કશો નિશ્ચય કરી શકાતો નથી. તે તાર્કિક કલ્પનાઓના પ્રદેશની પાર જ રહે છે. તેનું સ્વરૂપ ચક્ષુગોચર હોતું નથી; તેને કોઈ માણસ પોતાની આંખ વડે જોઈ શકતું નથી. તેનું કોઈ બરોબરિયું નથી. ઈશ્વરના અનુભવ વિષે લાંબાં ને વિગતવાર વર્ણનો આપવાં એના કરતાં સંયમપૂર્વક મૌન ધારણ કરવું એ જ વધારે યોગ્ય છે.

ઉપનિષદો ઘણીવાર આ પરમ સત્યનાં નિષેધવાચક વર્ણનો આપે છે. ઈશ્વર એ જેને વિષે 'છે' એમ કહી શકાય એવો કોઈ પદાર્થ નથી. તે અસત્ છે. પ્લોટીનસ[1] જેવા પેગનો, અને કુમાના નિકોલસ જેવા ખ્રિસ્તીઓ ઈશ્વરના આ નિષેધવાચક વર્ણનને ટેકો આપે છે. આ નિષેધવાચક વર્ણનો આપણને બ્રહ્મ વિષેનું જ્ઞાન પણ આપે છે. તે કહે છે કે મન બુદ્ધિ આદિ વડે બ્રહ્મને જોઈ કે જાણી શકાતું નથી. એને તો આત્મપરાયણ જીવનમાં થતા સાક્ષાત્કાર વડે જ ગ્રહણ કરી શકાય છે.

એના સ્વરૂપને વિષે ભાવવાચક વર્ણનો અપાય છે, ત્યારે આપણે મન અને બુદ્ધિએ કરેલી કલ્પનાઓ છોડી દઈએ છીએ, અને પ્રતીકો તથા રૂપકકથાઓનો આશ્રય લઈએ છીએ. જે જીવન અખૂટ અને અગાધ છે તેનું વર્ણન કરવા માટે તો આ પ્રતીકો ને કથાઓ જ વધારે અનુકૂળ છે. ઈશ્વરને પિતા, મિત્ર, પ્રિયતમ ગણવામાં આવે છે. અનન્ત શક્તિ ને અનન્ત પ્રેમ બંને ઈશ્વરના આવિર્ભાવ છે. ઈશ્વર અનન્ત પ્રેમસ્વરૂપ છે; અને જે માણસો આર્ત હૃદયે યાચના કરે છે તે સર્વના ઉપર તે પોતાની અપાર કૃપા, સર્વ કાળમાં ને સર્વ સ્થળમાં, વરસાવે છે. ઈશ્વરને આપણે માતા માનીએ ત્યારે, માણસ

૧. પ્લોટીનસ (ઈ. સ. ૨૦૪–૨૭૦).

માટેની ઈશ્વરની કાળજી આપણને વધારે સહેલાઈથી સમજાય છે. એ માતા આપણને પોતાના રક્ષણમાં લેવા માગે છે; અને તેથી, તે આપણો પીછો પકડશે, ને આપણે જ્યાં સંતાઈ રહ્યા હોઈશું ત્યાંથી આપણને પકડી પાડશે. ઈશ્વર આપણી શોધમાં જ હોય છે. અંગ્રેજ કવિ ફ્રાન્સિસ ટૉમ્સનના 'ધી હાઉન્ડ ઑફ હેવન' (સ્વર્ગનો શિકારી કૂતરો) નામના કાવ્યમાં આપણને આ કલ્પનાનો પરિચય કરાવેલો છે. ઈશ્વરને માતારૂપે પૂજનારાઓમાં રામકૃષ્ણ ઊંચું સ્થાન ધરાવે છે. અનેક દેવદેવીને પૂજનારા ધર્મોમાં ઈશ્વરનું સ્વરૂપ જાણે અનેક નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયું હોય એવો ભાસ થાય છે.

ઈશ્વર સગુણ છે, પુરુષ છે, એ રૂપક વાત તેનાં ભાવવાચક વર્ણનો દ્વારા જુદા જુદા અનેક રૂપમાં કહેવાઈ છે. જે મત ઈશ્વરનાં નિષેધવાચક વર્ણનો આપે છે તે કહે છે કે ઈશ્વરનું સગુણ રૂપ એ પણ એક પ્રતીક છે. પછીના વેદાન્તમાં નિર્ગુણ બ્રહ્મ અને સગુણ ઈશ્વર વચ્ચે ભેદ પાડેલો છે. શંકર કહે છેઃ 'બ્રહ્મનું જ્ઞાન બે રૂપમાં થાય છેઃ નામ રૂપ વગેરે જે ઉપાધિઓ વિકાર પામે છે ને ભેદ નિપજાવે છે તે ઉપાધિઓવાળું એક રૂપ. બીજું રૂપ એથી ઊલટું છે; તે સર્વ ઉપાધિથી રહિત અર્થાત્ નિરુપાધિક છે.' જર્મન ફિલસૂફ એકહાર્ટ જેને 'તત્ત્વરૂપ દેવ' (ઍસેન્શિયલ ડીટી) કહે છે તેને નિર્ગુણ બ્રહ્મ મળતું આવે છે; ને ઈશ્વર કરતા વધારે ઊંડાણમાં વસે છે. બ્રહ્મ અને ઈશ્વર, નિર્ગુણ અને સગુણ, એકબીજાનાં વિરોધી નથી, પણ એકબીજાનાં પૂરક છે. શોધકનું મન એક દૃષ્ટિએ જુએ તો તેને બ્રહ્મનું, ને બીજી દૃષ્ટિએ જુએ તો ઈશ્વરનું, દર્શન થાય છે. આધ્યાત્મિક અનુભવ પણ આ બેવડી કલ્પનાને ટેકો આપે છે. સામાન્ય રીતે એ અનુભવને બે બાજુ હોય છે. એક તરફ સગુણ ઈશ્વર જોડે મોઢામોઢ મુલાકાત થયાનો અનુભવ થાય છે; તેની સાથે જ, બીજી તરફ ગુણાતીત એવા બ્રહ્મના સ્વરૂપમાં લીન થઈને શાન્તિ ને સંપૂર્ણતા પ્રાપ્ત કર્યાનું

જ્ઞાન પણ થાય છે. આમાંથી જો માત્ર બીજી જાતનો જ અનુભવ થતો હોત, તો આપણે સંપૂર્ણ મોક્ષની અવસ્થામાંથી કદી પાછા પડત નહીં. પણ આ ઉપરાંત દિક્કાલની મર્યાદાવાળા આ જગતમાં પણ આપણા સ્વભાવનાં મૂળ જડાયેલાં છે; તેને લીધે આપણે બ્રહ્મને આપણાથી ભિન્ન એવું કંઈક તત્ત્વ ગણીએ છીએ, અને તેની સાથે અંગત સંબંધ બાંધવો શક્ય છે એમ માનીએ છીએ. કેટલાક માણસો, પોતાને થયેલા અનુભવ પરથી, ખાતરીપૂર્વક માને છે કે તેઓ પોતે ઈશ્વરની સાથે રહીને કામ કરે છે, અને ઈશ્વરના દયાળુથી જ પોતે વિચાર અને મહેનત કરે છે. ઈશ્વર નિર્વિકાર બ્રહ્મ છે, તે સ્વભાવતઃ પૂર્ણ છે, ને તેને પૂર્ણત્વની સિદ્ધિ થઈ ચૂકેલી છે, એવું આ માણસો માનતા નથી. ઈશ્વર માણસને સાધન બનાવી તેની મારફતે કંઈક કામ કરાવવા માગે છે. એક અર્થમાં ઈશ્વરને આપણી ખરેખરી જરૂર છે; અને તે પોતાના વધતા જતા વિજયોમાં ભાગ લેવા આપણને બોલાવે છે. બીજા એક અર્થમાં ઈશ્વર કાલમર્યાદાથી પર છે, અને તે આપણને પૂર્ણ બનાવે છે. આપણે જ્યારે આ બેમાંના પહેલા રૂપ ઉપર ભાર દઈએ ત્યારે, આપણે એને પરમેશ્વર કહીએ છીએ; બીજા રૂપ ઉપર ભાર દઈએ ત્યારે પરબ્રહ્મ કહીએ છીએ.

પરમ તત્ત્વનાં જુદાં જુદાં રૂપોનું વર્ણન કરનાર ત્રણ શબ્દો ભારતના ધાર્મિક શબ્દકોશમાં હંમેશાં વપરાય છેઃ બ્રહ્મ, આત્મા, અને ઈશ્વર. એ શબ્દોથી ગર્ભિત રીતે જે ભેદોનું સૂચન થાય છે તેની ઝાઝી સમજ વિના જ એ શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે. બ્રહ્મ તે ભૂમા, અનન્ત, અન્તિમ તત્ત્વ છે; તે આખા વિશ્વના અણુએ અણુમાં વ્યાપી રહેલું છે, છતાં મન કે બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી એની વ્યાખ્યા આપી શકાતી નથી. તેની જીવનીજગતની સત્તાનો, તેના શૂન્યત્વનો, આ જગતની વસ્તુમાત્રરૂપી ઉપાધિથી રહિત ને તેનાથી અસ્પૃષ્ટ એવી તેની હસ્તીનો, અનુભવ આપણને થાય છે. તાર્કિક મન તેના સ્વરૂપનું

સ્પષ્ટપણે આકલન કરી શકતું નથી; અને છતાં તેની સત્તા અર્થાત્ હસ્તીનો સાક્ષાત્કાર થાય છે ત્યારે એટલી સમજ પડે છે કે એ કાલના પ્રવાહથી વિજાતીય એવું કંઇક તત્ત્વ છે. આપણને તેની જોડે સીધો અર્થાત્ અપરોક્ષ સંબન્ધ હોય છે. ખરેખરી હસ્તી ધરાવતા અને નિત્ય એવા તત્ત્વને આપણે 'બ્રહ્મ' એ નામ આપીએ છીએ. આપણી તાત્ત્વિક શોધનું એ ધ્યેય છે. ને નિરુપાધિક અને શાશ્વત એવું સત્ તત્ત્વ છે. તે જગતની ઘટમાળથી ઘણું દૂર ને તેની પાર પડેલું છે જોકે તેને લીધે જ જગતની ક્રિયા સાર્થક અને સપ્રયોજન બને છે ને નિરંતર તેને આધારે જ ટકી રહે છે.

આપણે તેનું આકલન કરીએ છીએ, તે પરથી એટલું સ્પષ્ટ દેખાય છે કે તેનું આકલન કરે એવો ગુણ આપણી અંદર પડેલો છે એ નિત્ય તત્ત્વનું જે અવર્ણનીય ભાન થાય છે તે આપણને થાય છે બ્રહ્મનું જ્ઞાન આત્માને થાય છે. એ નિરુપાધિક સત્ તત્ત્વ તે જ આત્મ છે. તે અપ્રમેય હોઇ તેનું વર્ણન વાણીથી કરી શકાતું નથી; છતાં એ પરમ તત્ત્વ આપણા જીવનનો અંતરતમ અંશ છે—એક અર્થમાં બ્રહ્મ આપણાથી સર્વાંશે પર છે; પણ બીજા અર્થમાં તે આપણા અંતરમ ઊંડે ઊંડે હાજરાહજૂર પડેલું છે. આ નિત્ય તત્ત્વ—અર્થાત્ બ્રહ્મ— તે આત્મા છે. આપણે જેને ભયમિશ્રિત આદરપૂર્વક પરબ્રહ્મ કહીએ છીએ, તે આપણા પોતાના અંતરમાં રહેલું કેવલ અર્થાત્ નિરુપાધિ તત્ત્વ પણ છે. તે આપણા જીવનનો આધાર છે; અને એ જ આપણુ પારમાર્થિક રૂપ છે.

અવારનવાર, આપણા આત્મપરાયણ જીવનની વિરલ ક્ષણોમાં આત્માને પરમાત્માના સાંનિધ્યનું જ્ઞાન થાય છે. આત્માના જીવનમાં કંઇક એવું નવા,ભયમિશ્રિત આદર અને આનન્દનું આક્રમણ થવા પામે છે; ને તેને પાકી ખાતરી થાય છે કે પરમાત્મા નિરુપાધિક ને નિર્વિશેષ છે, અને તે આપણા જીવનમાં પ્રાણ પૂરીને તેના એકેએક અંગને ધાર્યો

ધાર આપે છે ઈશ્વર પરાત્પર અને અંતર્યામી બન્ને છે તે જેમ આપણે પહોંચવાનો આખરી મુકામ છે તેમ આપણી નજર આગળ હાજરાહજૂર પણ છે, એ વસ્તુ મનાવવા માટે ઈશ્વરનો પ્રભાવ આ જગત ઉપર નિરંતર પડે છે એમ એ કલ્પના દ્વારા બતાવેલું છે ઈશ્વર પ્રભુ છે, નાથ છે, પ્રભુ ભલા છે તે આ જગતમાં છે તે છતાં તેનાથી નિરાળો છે તે વસ્તુમાત્રમાં ઓતપ્રોત છે છતાં તે સર્વથી ભિન્ન છે ઘટનાઓ ને મનુષ્યોના જીવનમાં પ્રવેશ કરનાર જુદી જુદી અનેક રીતોએ કામ કરનાર પણ જીવસૃષ્ટિમાં સૌથી અધિક છૂટથી વિહરનાર પરબ્રહ્મ તેનું નામ ઈશ્વર જગતમાં વિહરતા દૈવી તત્ત્વરૂપે ઈશ્વર આખા જગતને પાળે છે મદદ કરે છે, ને ટકાવી રાખે છે જેથી જગત પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક મનુષ્યમાં ને પ્રત્યેક સ્થળના જીવનમાં પૂર્ણત્વ તરફ આગળ વધે અને જગતને ઈશ્વરે જેવું બનાવવા ધાર્યું હોય તેવું વધારે ને વધારે બનવા તરફ તે પ્રયાણ કરે ઈશ્વર તે ક્રિયાશીલ એવું શુદ્ધ બ્રહ્મ જ છે આત્મશક્તિ સત્તા અર્થાત્ તત્ત્વની કોઈ જુદી શક્તિથી આ જગતમાં ધસી આવે છે અને કાર્યકારણની પરંપરાને બદલે છે કે સાવ ફેરવી નાખે છે—એવી જે ધાર્મિક ભાવના છે તેની પરિપૂર્તિ ઈશ્વરની કલ્પનામાં થાય છે ઉપનિષદ્ કહે છે 'આ પ્રાજ્ઞ તે સર્વેશ્વર, સર્વજ્ઞ, અન્તર્યામી સર્વનું જન્મસ્થાન અને ભૂતમાત્રના ઉત્પત્તિ ને અન્ત છે'

૪

હિંદુ ધર્મમાં પરબ્રહ્મના વર્ણનો અનેકવિધ અને વ્યાપક છે વિશાળ ને ઉદાર હૃદયવાળો ધર્મ પોતાનો ભાર વિવિધ રૂપે પ્રગટ કરે છે અને માણસ તથા ઈશ્વર વચ્ચે જે સંબંધો છે તે સર્વને પોતાની અંદર સમાવી લે છે જગતના મહાધર્મોમાંના કેટલાક એ સંબંધોમાંથી એકાદને પસંદ કરે છે, તેને સર્વને પર ચડાવે છે તેને કેન્દ્રમાં સ્થાપે છે, અને બીજા બધાના સંબંધ એની સાથે જોડે છે તેઓ એવા અસહિષ્ણુ બની જાય છે કે ઈશ્વર અને મનુષ્ય વચ્ચે બીજા કોઈ પ્રકારના સંબંધ હોય છે એ હકીકત તરફ દુર્લક્ષ કરે છે, અને

પોતાનું દૃષ્ટિબિન્દુ સ્વીકારનાર માણસને જ આધ્યાત્મિક જગતના નાગરિક બનવાનો આગવો અધિકાર છે એમ આગ્રહપૂર્વક કહે છે. પણ હિંદુ ધર્મ માણસને પોતાની ખાસ ઢબે આગળ વધવાની ને વિકાસ સાધવાની પૂરતી સ્વતન્ત્રતા રાખે છે. તે સ્વીકારે છે કે પરમાત્માનું તેજ માત્ર ક્રમે ક્રમે જ અંતરમાં વ્યાપે છે, અને તેને ઝીલનારું જે વાહન હોય છે તેની ઝાંખપને લીધે એ તેજનું વક્રીભવન થાય છે. આપણું મન ને આપણી અભિરુચિઓ જે કક્ષાએ હોય તેના જેવી જ ઈશ્વર વિષેની આપણી કલ્પના હોય છે. હિંદુ ધર્મ કબૂલ કરે છે કે ધર્મને કોઈ કાયદાના તન્ત્રની મર્યાદામાં પૂરી શકાય નહીં કે કોઈ એક જ સિદ્ધાન્તમાં તેનો પૂરો સમાવેશ કરી શકાય નહીં. જુદા જુદા ધર્મો કે સંપ્રદાયો તે આત્માનો રસ્તો બતાવે છે. એમની મદદ વડે ધર્મપરાયણ જીવનની રચના કરવી રહી છે. શ્રીરામકૃષ્ણે માત્ર જુદા જુદા હિંદુ સંપ્રદાયોની જ નહીં, પણ ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મની સુદ્ધાં સાધના કરેલી. પોતાને થયેલા ખરેખરા અનુભવ પરથી તેમણે સિદ્ધ કર્યું કે સર્વ ધર્મોનું ધ્યેય, તેમનો આખરી મુકામ, તો એક જ છે. શ્રીરામકૃષ્ણ કહેતા: 'જેમ એક જ ખાંડની જુદી જુદી આકૃતિઓ બનાવવામાં આવે છે, તેમ એક જ મધુર માતાને જુદા જુદા દેશો ને યુગોમાં જુદાં જુદાં નામો ને રૂપો દ્વારા પૂજવામાં આવે છે. જુદા જુદા ધર્મો ને સંપ્રદાયો એ તો એક જ પરમેશ્વર સુધી પહોંચવાના જુદા જુદા રસ્તા છે. એક જ સોનામાંથી જેમ જુદાં જુદાં રૂપ ને નામવાળાં જાતજાતનાં ઘરેણાં બનાવવામાં આવે છે, તે જ એક જ ઈશ્વર જ્યારે જુદા જુદા દેશોમાં ને યુગોમાં પૂજાય છે ત્યારે તેને જુદાં જુદાં રૂપ ને નામ અપાય છે.' ખરા વિરોધો વધારે અંશે તો મધ્યમ કોટિના માણસોનાં મનમાં જોવામાં આવે છે; પણ જે માણસોએ ઊંડા ઊતરીને આત્મદર્શન કર્યું છે તેમના આત્માની વિશાળતામાં તો એકબીજાથી અત્યંત વિરોધી એવા મતો ને પ્રવાહોનો સમાવેશ સહેજે થઈ જવા પામે છે.

'મૂર્તિપૂજા' (અથવા બૂતપરસ્તી) શબ્દની સામે ઘણા પ્રહારો થયેલા છે. જેઓ એનો વિરોધ કરે છે તેઓ પણ એમાંથી છૂટી શકતા નથી. એ શબ્દ સાંભળતાંવાત આપણા મનમાં કોતરેલી મૂર્તિઓ, બિહામણાં મોઢાંવાળી ચિત્રવિચિત્ર આકૃતિઓ, ભયંકર જાનવરો ને આકારોના વિચાર આવીને ઊભા રહે છે; અને જ્યાં સુધી પૂજકો આ બાહ્ય પ્રતીકોને જ ભ્રમથી આન્તરિક દૈવી સત્ય માની લે, ત્યાં સુધી તેઓ મૂર્તિપૂજા અથવા બૂતપરસ્તીના ભોગ થઇ પડેલા છે એમ જ કહેવાય.

પણ, વસ્તુતાએ, ધર્મ પ્રતીકપૂજામાંથી, મૂર્તિઓ ને ક્રૂસોમાંથી, કર્મકાંડ ને વિધિઓમાંથી છૂટી શકતો જ નથી. આ પ્રતીકો ને મૂર્તિઓનો ઉપયોગ ધર્મ કરે છે તે પોતાની શ્રદ્ધાને એકાગ્ર કરવા માટે. પણ તેઓ જ્યારે ખુદ એ શ્રદ્ધા કરતાંયે વધારે અગત્યનાં થઇ પડે, ત્યારે આપણે મૂર્તિપૂજાના દાસ (અથવા બૂતપરસ્ત) બન્યા ગણાઇએ. પ્રતીક તે કંઇ અપરિમિત તત્ત્વને પરિમિત તત્ત્વનું તાબેદાર નથી બનાવતું, પણ પરિમિત તત્ત્વને પારદર્શક બનાવે છે. તે આપણને તેની આરપાર થઇને અપરિમિત તત્ત્વનું દર્શન કરવામાં મદદ કરે છે. પણ આપણે જ્યારે ભ્રમથી પ્રતીકને જ પરમેશ્વર માની બેસીએ છીએ, જે સાપેક્ષ તત્ત્વ છે તેને ઊંચે ચડાવી નિરપેક્ષ બ્રહ્મને આસને બેસાડીએ છીએ, ત્યારે મુસીબતો ઊભી થાય છે, અને અઘટિત પ્રકારની મૂર્તિપૂજા પેદા થવા પામે છે.

આજે ધાર્મિક બન્ધુત્વ અને એકરાગની આડે આવનાર કોઇ ચીજ હોય તો તે આ પ્રકારની મૂર્તિપૂજા છે. દરેક મતાગ્રહી ને જિદ્દી ધર્મ આત્માનાં સત્યો તરફ દુર્લક્ષ કરે છે, અને ધર્મશાસ્ત્રના અભિપ્રાયોને પૂજે છે. તે માનવજાતિની આધ્યાત્મિક કેળવણી કરતાં પોતે ઠરાવેલા અમુક ચોક્કસ મતોના પ્રચારને માટે વધારે આતુર હોય છે. પ્રતીકપૂજાનું ખરું સ્થાન શું છે એ જો આપણે સમજીએ, તો

માણસો આત્મજ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરે છે તેની ચિન્તામા આપણે નહી પડીએ.

જુદા જુદા ધાર્મિક સમૂહો સંપ્રદાયો ને વિધિઓ વડે પોતાનું જૂથ ટકાવી રાખે છે. એવા સમૂહો આખી માનવજાતિનો એક સમાજ રચવામા આડે આવે છે. અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કારના પાયા પર રચાયેલો ધર્મ કોમી ને રાષ્ટ્રીય દ્વેષો સામે બળવો કરે છે, તેને તો આખી માનવજાતિમા કામ કરી રહેના ને તેમા પ્રકાશ રેનાવનારા, એક ને અદૃષ્ય એવા, આત્માની શક્તિ વિષે પાકો વિશ્વાસ હોય છે.

૫

બ્રહ્મ, જે કાલાતીત અર્થાત્ કાલમર્યાદાથી પર છે, તે કોઈક રીતે દિક્કાલની મર્યાદાવાળા આપણા જગતમા પ્રતિબિંબિત થાય છે. જગત એ બ્રહ્મનો વિવર્ત છે જગત એ બ્રહ્મનો આવિર્ભાવ છે એ ખરુ, પણ જગત્પ્રપંચની અનેકતાને લીધે બ્રહ્મની એકતા પર અસર પડતી નથી. બેશક આ જગતમા—અરે એવા ગમે તેટલા જગતોમા પણ—બ્રહ્મનુ આખુ સ્વરૂપ સમાઈ જતું નથી, અને વિવિધતાવાળા જગતમા થતા ફેરફારોની બ્રહ્મના એકત્વ પર કોઈ પણ રીતે અસર પડતી નથી પણ જગત્પ્રપંચ અથવા વ્યાવહારિક જગત તે વિષયી-ચૈતન્યનો પરિણામ છે એમ આપણાથી ન કહી શકાય, કેમકે એનો અર્થ તો એ થાય કે બ્રહ્મ એ અધિષ્ઠાનસત્ છે ને જગત નર્યો આભાસ છે, અને જગત નર્યો આભાસ છે કે તેની પાછળ કંઈક અધિષ્ઠાનસત્ પડેલુ છે એ જાણવાનુ આપણી પાસે કશુ સાધન નથી -સૌથી સારો ઉકેલ તો એમ કબૂલ કરી લેવાનો છે કે જગત એ બ્રહ્મનો આવિર્ભાવ છે, છતા તેને લીધે બ્રહ્મના એકત્વ ને પૂર્ણત્વમા જરાયે ક્ષતિ આવતી નથી બ્રહ્મ અને જગત વચ્ચેના આ પ્રકારના સબંધને ભારતીય વિચારકો ' વિવર્ત ' કહે છે

ઘણીવાર આપણને આવા મતથી સન્તોષ થતો નથી તેથી

આપણે કહીએ છીએ કે બ્રહ્મ એ નિષેધમાત્રથી રહિત એવું શુદ્ધ તત્ત્વ નથી; પણ સ્વભાન અર્થાત્ અસ્મિતાવાળું એક તત્ત્વ છે, ને તેના સ્વરૂપમાં જ પારમાર્થિક સત્યને અમુક નિષેધ રહેલો છે. ઈશ્વર એ બ્રહ્મનું એક રૂપ છે. જેમ જગત નિરાળું છે ને એક અર્થમાં બ્રહ્મના નિષેધ-રૂપ છે, તેમ ઈશ્વર એ બ્રહ્મનો એક મર્યાદિત આવિર્ભાવ છે. ઈશ્વરના સંબન્ધમાં એમ કહી શકાય કે જગતને ઈશ્વરની જેટલી જરૂર છે તેટલી જરૂર ઈશ્વરને જગતની છે. જે જગત ઈશ્વરના આવિર્ભાવરૂપ છે, તેના વિના ઈશ્વર તે ઈશ્વર હોય જ નહીં. જગત એ બ્રહ્મનો વિવર્ત છે, પણ ઈશ્વરનો તો પરિણામ છે.

૬

તાત્ત્વિક ચિન્તનની શરૂઆત થઈ ત્યારથી આપણે ત્યાં કર્મની કલ્પના ચાલતી આવેલી છે. 'આ જગત તે નામ, રૂપ અને કર્મની ત્રિપુટી છે.' (બૃહદારણ્યક ઉપનિષદ ૧; ૬; ૧.) બેશક 'સારું કામ કરવાથી' માણસ સારો થાય છે; નઠારું કામ કરવાથી નઠારો થાય છે, (બૃ. ૩; ૨; ૧૩.) માણસ મરી જાય છે ત્યારે તેની વિદ્યા ને તેનું કર્મ એ બે તો તેની સાથે જાય છે. (બૃ. ૪; ૪, ૨.) 'માણસ જેવું કામ કરે છે ને જેવું વર્તન રાખે છે તેવો તે બને છે.' (બૃ. ૪; ૪; ૫.) જેવી માણસની વાસના તેવું કામ તે કરે છે, અને એ કામ પરથી તેની વાસનાનો ક્રમ નક્કી થાય છે. મોક્ષ પ્રાપ્ત થાય ત્યાં સુધી જીવનનો વિકાસ ચાલ્યાં કરે છે.

મોક્ષ અથવા મુક્તિ તે શાશ્વત જીવન છે; અને અનન્ત કાળ લગી જીવતા રહેવાની કલ્પના જોડે એને કશો સંબન્ધ નથી મુક્તિનું કશું યથાર્થ વર્ણન આપી શકાતું નથી, કેમકે માનવજીવન જે મર્યાદાઓથી બંધાયેલું હોય છે તે મર્યાદાઓ મુક્તિને સ્પર્શ કરી શકતી નથી એટલે, મુક્તિના સ્વરૂપ વિષે—એક એક માણસની જુદી જુદી મુક્તિ થાય છે, કે માણસમાત્રની એકસામટી મુક્તિ થાય છે એનો—સવાલ

જ્યારે આ જ દેહે અનન્ત કાળ લગી જીવતો રહેવાની કલ્પનાને વિષે પૂછવામાં આવે છે, ત્યારે તે અપ્રસ્તુત ને નિરર્થક હોય છે; કેમકે મુક્તિ ને શાશ્વત દેહધારણ કરતાં સાવ જુદી જ જાતનું જીવન હોય છે.

પણ આપણે જ્યારે જગત્પ્રપંચ અથવા વ્યાવહારિક જગતની દૃષ્ટિએ મોક્ષાવસ્થાનું વર્ણન આપવાનો પ્રયત્ન કરીએ, ત્યારે એ સવાલ અગત્યનો બની જાય છે. વ્યાવહારિક અવસ્થામાં જીવો અનેક હોય છે એમ માનીએ, ત્યારે જ એકમુક્તિ કે સર્વમુક્તિનો પ્રશ્ન ઉઠાવવાનું કંઇ પ્રયોજન રહે છે. આ વિશ્વમાં જો એક જીવ હોત, તો એ જીવની મુક્તિ ચતાંવાંત આખા વિશ્વને મુક્તિ મળી જાત. એકજીવવાદમાં સર્વમુક્તિ ને એકમુક્તિ એક જ છે; તેમાં કશો ભેદ નથી.

પાછળના કેટલાક અદ્વૈતવાદીઓ આવો મત ધરાવે છે ખરા, પણ શંકર તેનાથી વિરુદ્ધ છે. જુદા જુદા માણસો તે જો એક જ જીવ હોત, તો કોઇ એક માણસને મુક્તિ મળતાં માણસમાત્રનાં બન્ધન છૂટી ગયાં હોત. પણ ખરેખાત એવું બનતું તો નથી. શંકર કહે છે: “ કોઇ પણ માણસ આ આખા વિશ્વમાંના પ્રપંચનો પ્રવિલય અથવા નાશ કરી શકતો નથી...જો એમ ખરેખાત બની શકતું હોત, તો જે માણસ પહેલવહેલો મુક્ત થયો તેણે તે જ વખતે એવો પ્રવિલય કરી નાખ્યો હોત; અને તેથી અત્યારે આખું જગત ખાલી હોત, કેમકે પૃથ્વી ને બીજા સર્વ પદાર્થોનો તો પૂરેપૂરો નાશ થઇ ચૂકેલો હોત. ’ ( બ્ર. સૂ. શાં. ભા. ૩; ૨; ૨૧. )

વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં અનેક જીવોની હસ્તી શંકર અને તેમના ઘણા અનુયાયીઓએ માનેલી છે. એ મત અનુસાર, મુક્તિને લીધે જગતનો નાશ અથવા પ્રવિલય થવા પામતો નથી; માત્ર જગત પ્રત્યે જોવાની જે ખોટી દૃષ્ટિ હોય છે તે જ દૂર થાય છે. આ વિચારનું વધારે વિવરણ શંકરે સૂત્રભાષ્યમાં કર્યું છે: ‘ આ જગત્પ્રપંચનો પ્રવિલય એટલે શું ? જેમ ઘીની કઠણાઇનો અગ્નિના તાપ જોડે

સંપર્ક થતાં એ કરણાદિનો પ્રવિલય થાય છે, એના જેવો જગત્પ્રપંચનો પ્રવિલય છે શું ? અથવા તો, જેમ આંખના રોગને લીધે એક ચન્દ્રને બદલે થતો બે ચન્દ્રનો આભાસ આંખમાં ઔષધ આંજવાથી દૂર થાય છે, તે પ્રમાણે અવિદ્યાથી બ્રહ્મને વિષે આરોપિત થયેલા નામરૂપવાળા જગત્પ્રપંચનું પ્રવિલાપન (અર્થાત્ નાશ) કરવાનું છે?' (બ્ર. સૂ. શાં. ભા. ૩; ૨; ૨૧.)

શંકર કબૂલ કરે છે કે જીવન્મુક્ત અથવા ભગવદ્ગીતાના સ્થિતપ્રજ્ઞને માટે જગત્પ્રપંચ કાયમ તો રહે જ છે. જીવન્મુક્ત મોક્ષ અથવા બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે ખરો, છતાં તે જગતમાં જ રહે છે. અનેકતાનો જે દેખાવ છે તેનો કંઇ લોપ થઇ જતો નથી. 'તિમિર' એટલે કે આંખના રોગથી પીડાતા દરદીની પેઠે તે પણ જાણે તો છે કે ચન્દ્ર એક જ છે, છતાં તેની આંખને બે ચન્દ્ર દેખાય છે. માત્ર જેમ મૃગજળનું મિથ્યાત્વ સમજનાર માણસને એ મૃગજળ લલચાવી શકતું નથી, તેમ આ જગત્પ્રપંચ મુક્તાત્માને છેતરી શકતો નથી. સર્વાત્મભાવની પ્રાપ્તિ તે જ મુક્તિ છે. મુક્તિદાયક જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ એ આત્માનો દેહવાસ તો ચાલુ રહે છે. આત્મા મુક્ત થાય છે, પણ દેહ તો કાયમ રહે છે. માણસે અંતરના એકરાગ અને મોક્ષ પ્રાપ્ત કર્યો હોય છે, છતાં જગત્પ્રપંચ તો ચાલુ રહે છે, અને તેના કામમાં એ માણસની શક્તિ વપરાય પણ છે. સંપૂર્ણ મુક્તિ તો એમ માને છે કે જગત્પ્રપંચનો પણ પ્રવિલય અથવા નાશ થઇ જવો જોઇએ. જીવન્મુક્ત અવસ્થા વિષે શંકરનો જે મત છે તેમાં એમ જણાવેલું છે કે આંતરિક પૂર્ણત્વ, અને પરિમિત વિશ્વમાં કરેલું કામ. એ બે એકસાથે રહી શકે છે.

સામાન્ય રીતે એમ મનાય છે કે મરણ વખતે આત્માને અંતિમ મોક્ષ અથવા વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. આ મતનો શંકરના બીજા એક વચન જોડે મેળ બેસાડવો સહેલો નથી. ત્યાં તેમણે કહ્યું છે કે

અપાન્તરતમસ્, ભૃગુ અને નારદ મરણ પછી પણ જગતને ઉગારવા માટે કામ કરે છે. તેમને વિષે કહેલું છે કે તેમણે ‘ વેદના સકલ અર્થનું જ્ઞાન મેળવ્યું હતું. ’ શંકર લખે છેઃ ‘ તેમને, અર્થાત્ અપાન્તરતમસ્ વગેરેને, જગતને ટકાવી રાખનાર વેદપ્રવર્તન વગેરે કામો સોંપવામાં આવેલાં છે; તેથી એ કામ ચાલે ત્યાં સુધી તેઓ આ લોકમાં રહે છે. જેમ આ ભગવાન સૂર્ય, સહસ્ર યુગ સુધી જગતમાં પોતાને કરવાનું કામ કર્યા પછી, તેને અન્તે કૈવલ્ય અનુભવે છે, ને પછી તેને ઉદય ને અસ્ત પામવાપણું રહેતું નથી; તે જ પ્રમાણે અપાન્તરતમસ્ વગેરે મુક્તાત્માઓ પરમેશ્વરે કંઇક ને કંઇક અધિકાર પર નીમેલા હોય છે, ને તેમને કંઇક ને કંઇક કામ સોંપેલું હોય છે. એટલે, તેમને કૈવલ્ય અપાવનાર સમ્યગ્દર્શન થયેલું હોવા છતાં, પોતાનાં કર્મો ક્ષીણ ન થયાં હોવાથી, તેઓ પોતાને સોંપાયેલું કામ પહોંચે ત્યાં સુધી આ લોકમાં રહે છે— અર્થાત્ જન્મ ધારણ કરે છે. તે કામ પૂરું થયા પછી તેમને જન્મ લઇને આ લોકમાં આવવાપણું રહેતું નથી.’ (બ્ર. સૂ. શાં. ભા. ૩; ૩; ૩૨. ) એમને સોંપાયેલાં કામ જ્યાં સુધી ચાલુ હોય ત્યાં સુધી તેમનાં કર્મો ક્ષીણ થયાં કહેવાય નહીં. અહીં શંકર કબૂલ કરે છે કે સમ્યગ્દર્શન મુક્તિનું કારણ છે ખરું, પણ તે અન્તિમ મુક્તિ અપાવતું નથી, અને મુક્તાત્મા ‘લોકસ્થિતિ’માં, અર્થાત્ જગતને ટકાવવામાં, ફાળો આપે એવી અપેક્ષા રખાય છે. જગત જ્યા સુધી તેમની સેવા માગે ત્યાં સુધી તેમનું કર્મ પૂરેપૂરું ક્ષીણ થઇ શકે નહિ.

આ મત, અને ક્રમમુક્તિ વિષેનો વિચાર, બે એક છે એમ માની લેવાની ભૂલ આપણે ન કરવી ઘટે. જે માણસો કાર્યબ્રહ્મ અથવા હિરણ્યગર્ભના ઉપાસક છે તેઓ ક્રમમુક્તિનું ધ્યેય રાખે છે. (જ્યારે હિરણ્યગર્ભનું કાર્ય ને તેનો અધિકાર પૂરાં થાય ત્યારે આ માણસો મુક્તિ પામે છે. ) શંકર અહીં ધીરે ધીરે કરીને મળતી ક્રમમુક્તિની ચર્ચા નથી કરતા, પણ બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થતી મુક્તિ— જે આ

જગતમાં ને આ ભવે જ મળે છે— તેની ચર્ચા કરે છે; અને એવી મુક્તિ પામેલા પુરુષોના નોખા વ્યક્તિત્વ અથવા જીવભાવનું કાયમ રહેવું શક્ય છે એટલું જ નહીં પણ લોકસ્થિતિને ખાતર આવશ્યક છે, એમ શંકર માને છે. બીજા શબ્દોમાં કહીએ તો, જ્યાં સુધી બદ્ધ આત્માઓ છે ત્યાં સુધી જગત ટકી રહેશે. જ્યારે સર્વની મુક્તિ થશે ત્યારે જ જગતનો અન્ત આવશે; એટલે કે સંપૂર્ણ મુક્તિ જગતના ઉદ્ધાર ની હારોહાર થવી શક્ય છે.

શંકરની ફિલસૂફીને વિષે આ જાતનો મત નવો નથી જ. દાખલા તરીકે, શંકરે જે વચનોમાં જીવને બ્રહ્મસ્વરૂપ નહીં પણ ઈશ્વરસ્વરૂપ કહ્યો છે તે વચનોનો આધાર લઈને, અપ્પય્ય દીક્ષિત માને છે કે મુક્તાત્માઓને બ્રહ્મભાવની નહીં પણ ઈશ્વરભાવની પ્રાપ્તિ થાય છે. શંકરે કહ્યું છે: 'પરમેશ્વરનું રૂપ તે શારીર અર્થાત્ જીવાત્માનું પારમાર્થિક રૂપ છે. (બ્ર. સૂ. શાં. ભા. ૩; ૪; ૮.) એટલે અપ્પય્ય દીક્ષિત કહે છે કે મોક્ષ એટલે ઈશ્વરભાવની 'પ્રાપ્તિ એવું માનનાર મતને શંકર ટેકો આપે છે. વળી તે એમ પણ સૂચવે છે કે જ્યારે સર્વ જીવો મુક્તિ પામે ત્યારે મુક્ત જીવોવાળું જગત તથા ઈશ્વર બંને બ્રહ્મમાં લય પામે છે. એ બ્રહ્મમાં નથી દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ, કે નથી જગત અને ઈશ્વરનો ભેદ. પણ જ્યાં સુધી કેટલાક જીવો બદ્ધ દશામાં હોય ત્યાં સુધી મુક્તાત્માઓ—સર્વાત્મભાવથી ભરેલા છતાં—ઈશ્વરના શાસનવાળા જગતમાં રહેવાના, અને પોતાનાં ઉદ્ધારકાર્યો કર્યાં કરવાના.

જીવ બ્રહ્મ જોડે નહિ પણ ઈશ્વર જોડે ઐક્ય પ્રાપ્ત કરે છે, એ વસ્તુ બિંબપ્રતિબિંબવાદમાંથી પણ ફલિત થાય છે. કોઈ ચહેરાનું પ્રતિબિંબ જ્યારે અનેક દર્પણોમાં પડતું હોય, ત્યારે અમુક એક દર્પણના નાશનો અર્થ એટલો જ થાય છે કે એ પ્રતિબિંબ બિંબરૂપ ચહેરામાં લય પામે છે; ચહેરારૂપી બિંબ તે કંઈ પ્રતિબિંબમાં લય પામતું નથી. જ્યારે પ્રતિબિંબમાત્ર શમી જાય છે—એટલે કે જ્યારે

દર્પણમાત્ર નાશ પામે છે—ત્યારે જ બિંબરૂપ ચહેરો લુપ્ત થાય છે, ને ખરેખરો ચહેરો પ્રગટ થાય છે. જ્યારે અવિદ્યામાત્રનો નાશ થાય ત્યારે જ સંપૂર્ણ મુક્તિ અથવા બ્રહ્મભાવની પ્રાપ્તિ શક્ય બને છે. ત્યાં સુધી મુક્તિનો અર્થ માત્ર ઈશ્વર સાથેનું તાદાત્મ્ય જ રહે છે.

આવો મત સ્વીકારીએ, તો અન્તિમ મુક્તિને માટે બે શરતો જરૂરની છે: (૧) આત્મસાક્ષાત્કાર વડે પ્રાપ્ત કરેલું આંતરિક પૂર્ણત્વ; (૨) સર્વમુક્તિ થાય ત્યારે જ પ્રાપ્ત થાય એવું બાહ્ય પૂર્ણત્વ. જે મુક્તાત્માઓ પહેલી સ્થિતિ પ્રાપ્ત કરે છે તેઓ બીજી સ્થિતિને માટે કામ કરવાનું ચાલુ રાખે છે, અને જ્યારે આખું જગત મુક્ત થાય ત્યારે તેમને અન્તિમ મુક્તિ પ્રાપ્ત થાય છે. પહેલા અર્થમાં મુક્તિ પામવી એનો અર્થ એ છે કે આત્મા જ સર્વરૂપ છે એમ માનવું, ભૂતમાત્રને આત્મામાં જોવાં, અને ભૂતમાત્રમાં આત્માની સાથે પોતે વાસ કરવો. સંપૂર્ણ બનવું એટલે પોતાના આત્મારૂપ થવું ને બીજા સર્વના આત્મારૂપ થવું; સંપૂર્ણ બનવું એટલે વિશ્વરૂપ બનવું. સંપૂર્ણ બનવું એનો અર્થ એ કે સહુ ઊગરે એટલા સારુ પોતાની આહુતિ આપવી. મુંડકોપનિષદના એક વચન ઉપરના ભાષ્યમાં શંકર કહે છે: 'સર્વવ્યાપી આત્માને પ્રાપ્ત કરનાર માણસ સર્વમાં પ્રવેશ કરે છે.' (મું. શાં. ભા. ૩; ૨; ૫.) કુમારિલે તેમના 'તન્ત્રવાર્તિક'માં બુદ્ધનું આ વચન ટાંક્યું છે: 'જગતનાં બધાં પાપ મારે માથે પડો, ને જગત મુક્ત થવા પામો.' (તન્ત્રવાર્તિક ૧; ૩; ૪.)

મુક્ત પુરુષને કાલાતીત બ્રહ્મનું જ્ઞાન હોય છે, અને એ જ્ઞાન અંતરમાં ધારણ કરીને તે કાલમર્યાદાવાળા જગતમાં પોતાનું સ્થાન લે છે. ઋષિઓ જેને 'ત્રિકાલદૃષ્ટિ' કહે છે તે આવા પુરુષને હોય છે. એ દૃષ્ટિમાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય, શાશ્વત પરમાત્માનાં આત્મજ્ઞાન અને શક્તિમાં સદાકાળ ભેગાં મળીને રહે છે. પછી તે પળે પળે ઊઠતા આવેશને વશ થઈને લાચારીથી હડસેલાતો નથી. તેના જીવનમાં

વિશ્વાત્માનું ભાન નિરંતર જાગૃત રહે છે, અને તે નિઃસ્વાર્થભાવે જગતના કલ્યાણને માટે કામ કરે છે. સાચો સંન્યાસ તે કર્મનો ત્યાગ નથી, પણ નિઃસ્વાર્થ આચરણ છે.

## ઉપસંહાર

શ્રીરામકૃષ્ણના વચનો વિદ્વદ્વર્ગમાં એટલાં બધાં કેલાયાં નહી એ ખરું, પણ જે માણસો ભોગ અને સ્વાર્થી વાસનાઓની તૃપ્તિ પાછળ પડીને ભૂલાં પડેલાં છે તેમનાં એકલવાયાં હૈયામાં તો એ વચનોએ પ્રવેશ કર્યો જ છે. આ મહાન ઉપદેશકની પ્રેરણાથી સામાજિક ભાવના ફરી પ્રબળપણે જાગી છે. શિક્ષણ અને વૈદ્યકીય સારવારનું કામ આખા દેશમા ચાલી રહ્યું છે. હિંદુ ધર્મની પડેલી ધજાને ધૂળમાંથી ઉપાડી —કેવળ શબ્દોમાં જ નહિ, કાર્યોમા પણ—ઊંચે ફરકાવવામાં તેમણે મદદ કરી છે. *

સર્વપલ્લી રાધાકૃષ્ણન

* શ્રીરામકૃષ્ણ જન્મશતાબ્દિ સ્મારક ગ્રંથની જે પ્રસ્તાવના ડૉ. રાધાકૃષ્ણને લખેલી તેનો અનુવાદ, તેમની પરવાનગીથી, કરી અહીં પ્રસ્તાવનારૂપે મૂકેલો છે. —અનુવાદક.

## અર્પણ

આત્માની આ યાત્રામાં
મારી નિષ્ઠાવાન સહયાત્રી

**મારી બહેન મેડેલીનને**

જેના વિના

હું આ લાંબી યાત્રા
પૂરી ન કરી શક્યો હોત

રોમાં રોલાં

જાન્યુઆરી, ૧૯૨૯

'જે જીવતા ફૂવાઓ પરમાત્માની તાજગી ભરી રાખે છે તેની પાસે જઈને માણસે વિશ્રાન્તિ લેવી જોઈએ, સાસ ખાવો જોઈએ. આપણી પ્રજાના પારણામાં, પવિત્ર નગાધિરાજ પર, જ્યાંથી એક તરફ સિંધુ ને ગંગા, ને બીજી તરફ ઇરાનના ધસમસતા પ્રવાહો, વગેરે સ્વર્ગનદીઓ નીકળે છે, ત્યાં જો એ ફૂવાઓ નહીં મળી આવે તો બીજે ક્યાં મળવાના હતા? પશ્ચિમ અતિશય સાંકડું છે. ગ્રીસ નાનકડું છેઃ ત્યાં હું ગુંગળાઇ જાઉં છું. જુડિયાં સૂકું વેરાન છેઃ ત્યાં મને હાંફ ચડે છે. મને ઉત્તુંગ એશિયાની, અગાધ પૂર્વની જરા ઝાંખી કરી લેવા દો. ત્યાં મારું મહાકાવ્ય પડેલું છે. તે હિંદી મહાસાગર જેવડું વિશાળ છે; પુનિત છે; સૂરજનાં કિરણોથી એના પર ઓપ ચડેલો છે. એ દૈવી ગાનનો ગ્રંથ છે; ને એમાં વિસંવાદ જરાયે નથી. ત્યાં દિવ્ય શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે; અને સંઘર્ષની વચ્ચે અપાર, માધુર્ય, તથા અમર્યાદ ભ્રાતૃભાવ, જીવન્ત પ્રાણીમાત્ર પર ફેલાયેલાં છે. ત્યાં પ્રેમ, કરુણા, ક્ષમાનો, તળિયા કે મર્યાદા વિનાનો, સાગર વિસ્તરી રહ્યો છે. હું જે વસ્તુ શોધતો હતો તે મને મળી ગઇ છેઃ દયાનું બાઇબલ.

માઇકલેટઃ 'ધી બાઇબલ ઓફ હ્યુમેનીટી', ૧૮૬૪.

## મારા પૂર્વવાસી વાચકોને

'જ્ઞાનીને ચરણે નમસ્કાર! ભક્તને ચરણે નમસ્કાર! નિરાકાર ઈશ્વરને માનનાર ભાવિકોને નમસ્કાર! સાકાર ઈશ્વરને માનનારાઓને નમસ્કાર! પ્રાચીન બ્રહ્મજ્ઞોને નમસ્કાર! અર્વાચીન સત્યદર્શીઓને નમસ્કાર!

( રામકૃષ્ણ, અક્ટોબર ૨૮, ૧૮૮૨ )

મારા હિંદી વાચકો પાસે મારે યાચના કરવી રહે છે કે મેં જે કંઇ ભૂલો કરી હોય તેના તરફ તેઓ ક્ષમાની દૃષ્ટિથી જુએ. મારા કામમાં મેં ઉત્સાહ તો પૂરેપૂરો રેડ્યો છે. છતાં એશિયાના જે પુરુષોની પાછળ વિચારનો સેંકડો વરસનો અનુભવ પડેલો છે તેમને વિષે વિવેચન કરવું એ પશ્ચિમના માણસને માટે અશક્ય છે; કેમકે એવું વિવેચન ઘણીવાર ભૂલભરેલું હોવાનું જ. હું તો આટલી એક જ વાતનો પુરાવો આપી શકું એમ છું કે મેં જીવનના સર્વ પ્રકારોમાં પ્રવેશ કરવાનો જે પ્રયાસ ધર્મભાવનાથી કર્યો છે તેમાં મેં સદ્બુદ્ધિ ને સત્યનિષ્ઠાથી જ કામ કર્યું છે.

સાથેસાથે મારે એ પણ કબૂલ કરવું જોઇએ કે પશ્ચિમવાસી માણસ તરીકે સ્વતંત્ર મત બાંધવાનો મારો જે અધિકાર છે તે મેં રતિપૂર જતો કર્યો નથી. હું સહુના ધર્મને વિષે આદર રાખું છું, ને ઘણીવાર તેને વિષે મારા મનમાં પ્રેમ પણ હોય છે. પણ હું તેનો અનુયાયી કદી બનતો નથી. રામકૃષ્ણ મારા હૃદયની ઘણી સમીપ વસે છે, કેમકે હું તેમનામાં એક પુરુષના દર્શન કરું છું, ને તેમના અનુયાયીઓની પેઠે તેમને 'અવતાર' માનતો નથી. વેદાન્તીઓની પેઠે હું પણ માનું છું કે પરમાત્મા આત્મામાં વસે છે ને આત્મા ભૂતમાત્રમાં વસે છે—અર્થાત્ આત્મા તે જ બ્રહ્મ છે—એમ કબૂલ કરતાં મારું માગે ઇશ્વરને કોઇ વિભૂતિમાન પુરુષના દેહમાં પૂરવાની જરૂર નથી; કેમકે—જોકે એ

વિચારવાળાંને પોતાને ખબર નથી છતાં—એમ કરવું એ તો એક પ્રકારનો આત્માનો રાષ્ટ્રવાદ થયો; ને એવો રાષ્ટ્રવાદ મારાથી સ્વીકારી સકાય એમ નથી. હું તો ભૂતમાત્રમાં ઇશ્વિરને જોઉં છું. જેવી સંપૂર્ણ રીતે મને તેનાં દર્શન સમગ્ર બ્રહ્માંડમાં થાય છે તેવી જ સંપૂર્ણ રીતે મને તે નાનામાં નાના પિંડમાં દેખાય છે. એ બેમાં જે સારભૂત અથવા પારમાર્થિક તત્ત્વ છે તેમાં કશો જ ફરક નથી. અને શક્તિ તો વિશ્વમાં જ્યાં જ્યાં છે ત્યાં બધે અનન્ત ને અપાર છે; જે શક્તિ એક અણુમાં છુપાયેલી પડી છે તે—માત્ર માણસ જાણે તો—એક આખી દુનિયાના ભૂકા ઉડાવી શકે એમ છે. ફરક એટલો જ છે કે અન્તરાત્માના હૃદયમાં, જીવાત્મામાં, અથવા શક્તિના એક એકમમાં—એક વિદ્યુત્કણુમાં એ શક્તિ ઓછે કે વત્તે અંશે ઘનિષ્ઠ રૂપમાં હોય છે. છેક મોટામાં મોટો માણસ તે ઝાકળના પ્રત્યેક બિંદુમાં ચમકી રહેલા સૂર્યનું કંઇક વધારે સ્પષ્ટ પ્રતિબિંબ છે એટલું જ.

તેથી, આત્માના વીરો અને તેમના અગાઉના ને આજના હજારો અજ્ઞાન સાથીઓ વચ્ચે ધાર્મિક દૃષ્ટિએ જે મોટો સમુદ્ર માનવાનું ભાવિક લોકોને બહુ રુચે છે તે સમુદ્ર હું પોતે કદી માની શકતો નથી. તે જ પ્રમાણે, હું ઇસુ તથા બુદ્ધને તેમના જમાનામાં કૂચ કરતી આત્માની મોટી સેનાથી જેટલા અળગા પાડું છું તેનાથી વધારે કે ઓછા અળગા રામકૃષ્ણુ કે વિવેકાનન્દને પાડી શકતો નથી. જે પ્રતિભાશાળી પુરુષો ગઇ સદીમાં નવજાગૃત હિંદમાં ઉત્પન્ન થયા છે, અને જેમણે પોતાના દેશની પ્રાચીન શક્તિને ફરી સજીવન કરી દેશમાં વિચારની વસન્ત પેદા કરી છે, તેમને પણ ન્યાય કરવાનો પ્રયત્ન આ પુસ્તકમાં હું કરીશ. એ પ્રત્યેક પુરુષનું કાર્ય સર્જનાત્મક હતું; અને તેમણે દરેકે પોતાની આસપાસ એવા નિષ્ઠાવાન આત્માઓનું અક્કેક જૂથ ભેગું કર્યું જેમણે પોતાનો એક ધર્મસંઘ રચ્યો, અને એ સંઘ તે એકમાત્ર અથવા મોટામાં મોટા ઇશ્વરનું મન્દિર છે એમ માન્યું.

એમની વચ્ચેના મતભેદોથી હું સમયને આટલે મોટે અંતરે પડેલો છું, એટલે એ સંગ્રામમાં ઊડેલી ધૂળ તરફ નજર કરવાની ના પાડું છું. આટલે અંતરે ખેતરો વચ્ચેની વાડો અલોપ થઈ જાય છે, ને એક વિશાળ સપાટ મેદાન જ દેખાય છે. હું તો એકની એક નદી જ જોઉં છું; અથવા, પારકાલના શબ્દોમાં કહું તો, 'આગળ ને આગળ વધતા ભવ્ય રસ્તા'ને જ જોઉં છું. પ્રભુની આ નદીમાં સર્વ નદીઓ ને સર્વ ઝરણાંઓને ભળવાની છૂટ છે. મૂળ પાસે, મધ્યમાં કે મુખ આગળ જ્યાં જુઓ ત્યાં આ નદી એની એ જ છે. એ નદીની આ સમગ્ર એકતા વિષે, બીજા કોઈ પણ માણસના કરતાં વધારે અંશે, રામકૃષ્ણે મનથી કલ્પના કરી, એટલું જ નહીં પણ એ એકતાનો પોતાના અંતરમાં સાક્ષાત્કાર કર્યો; એટલા માટે મેં એમને મારો પ્રેમ સમર્પ્યો છે; અને જગતની અપાર તરસ છિપાવવા માટે મેં એમના પવિત્ર જળમાંથી થોડુંક ખેંચીને અહીં રજૂ કર્યું છે.

પણ હું નદીને કાંઠે ટેકો દઈને ઝાઝી વાર ઊભો નહીં રહું. એ પ્રવાહની સાથે સાથે છેક સમુદ્ર સુધી હું મારી કૂચ ચાલુ રાખીશ. એ નદીના દરેક વળાંક આગળ મૃત્યુએ આપણા એક એક નેતાને 'ખડે રહો' નો પોકાર કર્યો છે. એ દરેક વળાંક આગળ નમન કરતા ભાવિકોના સંઘને પાછળ મૂકી દઈને હું તો એ પ્રવાહની જોડે જ આગળ વધીશ; અને છેક મૂળથી તે મુખ સુધી એ સરિતાને વન્દન કરીશ. એનું મૂળ પવિત્ર છે, એનું વહેણ પવિત્ર છે, એનું મુખ પવિત્ર છે. અને એ મહાનદીમાં, તેને મળનારી નાનીમોટી નદીઓમાં, ને ખુદ મહાસાગરમાં, આપણને જીવતા ઈશ્વરના આખા ચાલતા સમુદાયનો ભેટો થવા પામશે.

વિલનવ, નાતાલ, ૧૯૨૮ રોમાં રોલાં

# મારા પશ્ચિમવાસી વાચકોને

માનવજાતિમાં સંપ અને સદ્ભાવ પેદા કરવાના કાર્યને મેં મારું જીવન અર્પણ કર્યું છે. એવો સંપ યુરોપની પ્રજાઓમાં—અને ખાસ કરીને પશ્ચિમની જે બે મહાપ્રજાઓ બાદબાકી ને છતાં શત્રુ છે તેમની વચ્ચે—કરાવવાનો પ્રયાસ મેં કર્યો છે. ગયાં દસ વરસથી હું એ જ કામ પશ્ચિમ અને પૂર્વને માટે કરવાનો પ્રયાસ કરી રહ્યો છું. પશ્ચિમ અને પૂર્વ આત્માનાં બે વિરોધી રૂપોનાં—અર્થાત બુદ્ધિ અને શ્રદ્ધાનાં—અથવા, વધારે ચોકસ ભાષામાં કહીએ તો, બુદ્ધિ અને શ્રદ્ધાના જુદા જુદા પ્રકારોનાં, પ્રતિનિધિ છે; એવો ખોટો ખ્યાલ આજે ફેલાયેલો છે. આ બે વિરોધી ગણાતાં રૂપો વચ્ચે પણ, બને તો, મેળ કરાવવાની મારી ઇચ્છા છે; કેમકે પશ્ચિમ અને પૂર્વ આ બન્ને રૂપો—અર્થાત્ બુદ્ધિ અને શ્રદ્ધા—નો સરખો હિસ્સો ધરાવે છે; જોકે આ વાતની ખબર ઘણા ઓછાને છે.

આપણા જમાનામાં આત્માનાં આ બે અડધિયાં વચ્ચે હાંસી ઉપજાવે એવો વિચ્છેદ ઊભો કરવામાં આવ્યો છે; અને એમ માની લેવામાં આવે છે કે એ બેનો એકબીજા જોડે મેળ બેની શકે જ નહિ. જે માણસો ભૂલથી આ રૂપોના—અર્થાત્ બુદ્ધિ અને શ્રદ્ધાના—પ્રતિનિધિ હોવાનો દાવો કરે તે સહુનાં મન વિચારની એક જાતની સંકુચિતતાથી ઘેરાયેલાં છે; અને મેળ બેસવાની અશક્યતા જો હોય, તો તે કેવળ આ સંકુચિતતામાં જ રહેલી છે.

એક તરફ, જેઓ પોતાને ધર્મનિષ્ઠ કહેવડાવે છે તેઓ પોતાના મન્દિર કે દેવળની ચાર દીવાલોની અંદર પુરાઇ રહે છે, અને બહાર આવવાની ના પાડે છે ( એવી ના પાડવાનો તેમને હક છે ), એટલું જ નહિ પણ—તેમનું ચાલે તો—એ દીવાલોની બહાર રહેનાર સહુને

જીવવાનો હક પણ તેઓ ન ભોગવવા દે. બીજી તરફ, સ્વતંત્ર વિચારવાળાઓ મોટે ભાગે કોઇ પણ જાતની ધાર્મિક ભાવના વિનાના હોય છે (એવા હોવાનો તેમને હક છે); તેઓ, ઘણે મોટે ભાગે, ધર્મનિષ્ઠ આત્માઓ સામે લડવું એને પોતાનું જીવનકાર્ય માને છે, ને એવાઓને જીવવાનો હક જ નથી એમ કહે છે. પરિણામે આ માણસો ધર્મનો નાશ કરવાનો વ્યવસ્થિત પ્રયાસ કરે છે; જોકે તેઓ એટલું જોતા નથી કે તેઓ કોઇક એવી વસ્તુ પર હુમલો કરી રહ્યા છે જેને તેઓ સમજતા નથી. જે ઐતિહાસિક, અથવા ઐતિહાસિક ગણાતા પણ વસ્તુતાએ બનાવટી, ગ્રન્થો કાળબળને લીધે નિષ્પ્રાણ બની ગયા હોય ને જેના પર લીલ બાઝી ગઇ હોય, તેનો જ આધાર લઇને કરેલી ધર્મની ચર્ચાથી કશો લાભ નથી. માણસના મનનું આન્તર જીવન શરીરનાં જે અંગોમાં થઇને વહે છે તે અંગોની વાઢકાપ કરીને જોવાથી જો એ આન્તર જીવનનો કશો ખુલાસો મળતો હોય, તો આવી ચર્ચામાંથી ધર્મનું હાર્દ જોવા મળે. જાદુઇ શક્તિ, અને એ જાદુઇ શક્તિ જેની વાટે પ્રગટ થાય છે તે શબ્દો કે અક્ષરો, એ બે અભિન્ન છે, એવો ભૂલભરેલો વિચાર પાછલા યુગોના સર્વ ધર્મોમા ચાલતો હતો. વિચારની શક્તિ, અને શબ્દો દ્વારા પ્રગટ થતું તેનું બાહ્ય રૂપ, બે એક ને અભિન્ન છે એવો જે ભૂલભરેલો ખ્યાલ આપણા બુદ્ધિવાદીઓએ પેદા કર્યો છે, તે પણ મને અગાઉના પેલા ભ્રમના જેટલો જ સંમોહ ઉપજાવનારો ભાસે છે.

કોઈ ધર્મ અથવા ધર્મોને જાણવા, સમજવા, તેને વિષે મત બાંધવા, ને યોગ્ય લાગે તો તેને વખોડવા માટે માણસમાં પહેલી લાયકાત એ જોઇએ કે તેણે જાતે ધર્મભાવના કેળવવાના પ્રયોગો કરેલા હોય. જેમણે ધર્મનો વ્યવસાય ચલાવ્યો હોય તેઓ પણ બધા આ વિષય પર બોલવાને લાયક ન ગણાય; કેમકે તેઓ, જો સત્યનિષ્ઠ હોય તો, એટલું તો કબૂલ કરશે કે જીવતીજાગતી ધાર્મિક ભાવના, અને અમુક ધર્મ

પાળ્યાનો મોઢેથી કરેલો દાવો, એ બે જુદી વસ્તુઓ છે. ઘણા મંજ્ઞાવિંત ધર્માધિકારીઓ બીજાઓની આજ્ઞા માનીને, અથવા પોતાનો સ્વાર્થ સાધવા, કે આળસને લીધે, ધર્મ વિષે આસ્થા રાખે છે; પણ તેમને કાં તો ધાર્મિક અથવા આધ્યાત્મિક અનુભવની જરૂર કદી જણાઇ હોતી નથી, અથવા તેમનામાં પૂરતા ચારિત્રબળનો અભાવ હોવાને લીધે તેઓ એ અનુભવ મેળવતાં પાછા પડયા હોય છે. તેમની સામેના પલ્લામાં એવા ઘણા આત્માઓને મૂકી શકાય જેઓ માને તો છે કે અમે ધાર્મિક આસ્થામાંથી સાવ મુક્ત છીએ, પણ જેઓ ખરેખાત તો બુદ્ધિથી પર એવી ભાવનાની અવસ્થામાં તરબોળ રહે છે, અને જેને તેઓ સમાજવાદ, સામ્યવાદ, માનવહિતવાદ, રાષ્ટ્રવાદ, તેમજ બુદ્ધિવાદ જેવાં નામો આપે છે. માણસ કયા વિષયનો વિચાર કરે છે એ પરથી નહીં, પણ કઈ જાતનો વિચાર કરે છે એ પરથી, એના ઉત્પત્તિસ્થાન વિષે નિશ્ચય થાય છે; અને તે પરથી જ આપણે નક્કી કરી શકીએ છીએ કે તે વિચાર ધર્મમાંથી ઉદ્ભવ્યો છે કે નહીં. એ વિચાર જો ચાહે તે બલિદાન આપવાની તૈયારી રાખીને, એકાગ્ર નિષ્ઠાથી, ગમે તે ભોગે સત્ય શોધવા તરફ નિર્ભયપણે વળે, તો એ વિચાર ધાર્મિક છે એમ હું કહું; કેમકે એ વિચારની પાછળ એવી શ્રદ્ધા રહેલી છે કે માણસને પુરુષાર્થ કરીને જે ધ્યેય સિદ્ધ કરવાનું છે તે વ્યક્તિના જીવન કરતાં કંઇક ઊંચું હોય છે, કેટલીકવાર તે સમાજના જીવન કરતાં ઊંચું હોય છે, એટલું જ નહીં પણ સમગ્ર માનવજાતિના જીવન કરતાંયે ઊંચું હોય છે. સંશયવાદ પોતે પણ જ્યારે અત્યંત સત્યનિષ્ઠ ને બળવાન માનસમાંથી ઉદ્ભવે છે, તે જ્યારે નિર્બળતાનું નહીં પણ મનોબળનું પરિણામ હોય છે, ત્યારે તે ધર્મનિષ્ઠ આત્માઓના વિશાળ સૈન્યની કૂચમાં ભળે છે.

બીજી તરફ, ધર્મસંઘોમાં રહેલા હજારો નામર્દ બાવિડા—સાધુઓ તેમજ ગૃહસ્થો—ને ધર્મના લેબા પહેરવાનો કશો હક નથી. તેઓ

કંઇ વિચારપૂર્વક નિશ્ચય કરીને ધર્મ પર આસ્થા ધરાવે છે એવું નથી હોતું. તેઓ તો સુખદાયક મતો ને વિચારોરૂપી અનાજથી ભરેલાં બીડની આગળ જે તબેલામાં જન્મ પામ્યા તે તબેલામાં જ આળોટ્યાં કરે છે; અને પેલું અનાજ વાગોળવા ઉપરાંત તેમને બીજું કંઇ કરવાનું રહેતું નથી.

પાસ્કાલે ઇસુ ખ્રિસ્તને વિષે કહ્યું હતું કે તે જગતના અન્ત સુધી વેદના ભોગવ્યાં કરશે. એના આ દર્દભર્યાં શબ્દો બહુ જાણીતા છે. હું પોતે એક સગુણ ઇશ્વરને માનતો નથી; કેવળ દુઃખનો અનુભવ કરનાર કોઇ ઇશ્વર છે એવું તો નથી જ માની શકતો. પણ હું એટલું માનું છું કે જગતમાં હસ્તી ધરાવતી પ્રત્યેક વસ્તુમાં—હર્ષ અને શોકમાં, અને તે ઉપરાંત સર્વ પ્રકારના જીવોમાં, સમગ્ર માનવજાતિમાં, તેમજ દરેક માણસમાં તથા વિશ્વમાં, એકમાત્ર ઇશ્વર એ જ છે જે નિરંતર જન્મ ધારણ કરે છે. સૃષ્ટિ દરેક પળે નવો જન્મ લે છે. ધર્મ કદી પૂરો થઇ રહેતો નથી. ધર્મ એ અવિરત કાર્ય છે; પુરુષાર્થ કરવાનો સંકલ્પ છે—તે ઝરણાનો વહેતો પ્રવાહ છે, બંધિયાર તળાવડું તો ખસુસ નથી.

હું નદીઓના મુલકમાં જન્મેલો છું. નદીઓ જાણે જીવતાં પ્રાણી હોય એવો પ્રેમ હું તેમના પ્રત્યે ધરાવું છું; ને મારા પૂર્વજો તેમને સુરા અને દૂધના ભોગ કેમ ધરાવતા તે હું સમજી શકું છું. એ સર્વ નદીઓમાં સૌથી પવિત્ર નદી તે જ છે જે આત્માનાં ઊંડાણમાંથી, તેના ખડકો, રેતીઓ ને હિમપટોમાંથી, સદાકાળ ધોધબંધ ધસી આવે છે. એ નદીમાં આદિશક્તિનો વાસ હોય છે; અને એ શક્તિને જ હું ધર્મ કહું છું. જગતમાં જે કંઇ છે તેના પર આ આત્મારૂપી નદીની માલિકી છે. એ નદી આપણા અંતરના અંધારા ને અગાધ સરોવરમાંથી નીકળે છે; અને—પર્વતના ઢોળાવ પર થઇને વહેતી, રમતી, ગબડતી—આત્મભાન, આત્મસાક્ષાત્કાર અને આત્મ-

નિઃશબ્દવાળા જીવનરૂપી મહાસાગરમાં ભળી જાય છે. જેમ પાણી થીજી જાય છે; પાછું વરાળરૂપે સમુદ્રમાંથી ઊંચું ચડી આકાશનાં વાદળાંમાં પહોંચી જાય છે; ને નદીઓના જળભંડારને ફરીવાર ભરી કાઢે છે; તે જ પ્રમાણે સૃષ્ટિનાં ચક્રોની ઘટમાળ અટક્યા વિના, નિરંતર ચાલ્યાં જ કરે છે. નદીના મૂળથી સમુદ્ર સુધીની, તેમજ સમુદ્રથી નદીના મૂળ સુધીની, દરેક વસ્તુમાં એક જ મહાશક્તિ વિલસી રહેલી છે. એ શક્તિને—એ પરમ તત્ત્વને—નથી આદિ કે નથી અન્ત. એ પરમ તત્ત્વને ઇશ્વર કહો કે શક્તિ કહો એની મારે મન જરાયે પરવા નથી. એને જડ દ્રવ્ય કહેવું હોય તોયે ભલે. પણ જે જડ દ્રવ્યમાં આત્માની શક્તિઓનો સમાવેશ થતો હોય તે દ્રવ્ય કેવું હોય ? આ બધા શબ્દો છે, નર્યા શબ્દો છે, ને શબ્દો સિવાય બીજું કશું જ નથી ! એ સર્વમાં જે અંતર્ગત સત્ તત્ત્વ છે તે તો એક ને અદ્વિતીય છે; તે જીવતુંજાગતું છે, નરી કલ્પનામાંથી નીપજેલું નથી. હું તો એ તત્ત્વને પૂજું છું. જગતના મહાન આસ્તિકો, તેમજ મહાન અજ્ઞેયવાદીઓ, જેઓ જાણેઅજાણે પોતાનાં અંતરમાં એ અંતર્યામીનું વહન કરે છે, તેઓ પણ એ જ તત્ત્વને પૂજે છે.

*

જે મહાદેવી અદૃશ્ય છે, જે જગતના અણુએ અણુમાં વ્યાપેલી છે, જે પોતાના સોનેરી હાથોમાં અનેક અવાજોના, વિવિધ આકાર ને વિવિધ રંગવાળા, ભારાને ભેગો કરે છે, તેને—એ દૈવી એકતાને—હું આ ગ્રન્થ અર્પણ કરું છું.

એક સૈકાથી નવભારતમાં એ દૈવી એકતા સર્વ ધનુર્ધારીઓનાં બાણનું લક્ષ્ય બની છે. આ આખા સૈકા દરમ્યાન ભારતની પવિત્ર ભૂમિમાંથી દેવતાની ઝાળ જેવી વ્યક્તિઓ પેદા થયેલી છે; પ્રજાઓ ને વિચારની ખરેખરી ગંગા જ વહેલી છે એ સહુની વચ્ચે ગમે તેટલા ભેદો હોય, પણ તેમનું ધ્યેય—તેમનો આખરી મુકામ—તો એક જ છે.

એ ધ્યેય છે ઈશ્વરની મારફતે માનવી ઐક્યની સિદ્ધિ. અને આ તમામ વારાફેરામાં કામ કરનારા મજૂરકારીગરો બદલાતા રહ્યા છે ખરા; પણ પેલી દૈવી એકતા પોતે તો વિસ્તાર પામતી ગઈ છે, ને તેની ચોકસાઈ પણ વધતી ગઈ છે.

આ મહાન હિલચાલમાં પહેલેથી છેલ્લે સુધી પશ્ચિમ અને પૂર્વે, બુદ્ધિ અને શ્રદ્ધાની શક્તિઓએ, પૂરેપૂરાં સમોવડિયાંની પેઠે એકબીજા જોડે સહકાર કર્યો છે. અહીં જે શ્રદ્ધાની વાત છે તે આંધળી આસ્થા નથી. એ શબ્દનો આવો અર્થ તો ગુલામીવાળા યુગોમાં ને થાકેલી પ્રજાઓમાં થવા લાગ્યો છે. અહીં તો શ્રદ્ધાનો અર્થ છે પ્રાણવાન ને વેધક એવો અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર. એ શિવજીના કપાળમાંનું ત્રીજું લોચન છે; તે બીજાં બેમાં પૂર્તિ કરે છે, તેમનો છેદ ઉડાવી દેતું નથી.

આત્મવીરોની આ ભવ્ય હારમાળાનું અવલોકન આપણે આગળ ઉપર કરીશું.[1] તેમાંથી બે પુરુષોને મેં અહીં ચરિત્રકીર્તન માટે પસંદ કર્યા છે. તેમને વિષે મને આદર ઉપજવાનું કારણ એ છે કે પરમાત્માનું આ જે ભવ્ય ગાન છે તેનો આ પુરુષોએ, અજોડ મોહકતા ને શક્તિ દાખવીને, સાક્ષાત્કાર કર્યો છે. એ મહાપુરુષોનાં નામ છે રામકૃષ્ણ અને વિવેકાનન્દ.

આ અને તેની પછીનો ગ્રન્થ એનો વિષય ત્રિવિધ અને છતાં એક છે. તેમાં બે અસાધારણ જીવનની કથા આપેલી છે. તેમાંનું એક જીવન અડધું દંતકથા જેવું છે, અને બીજું ખરેખરું વીરકાવ્ય છે. તે બંને આપણા પોતાના યુગમાં આપણી નજર આગળ પ્રગટ થયાં છે. તે ઉપરાંત આ ગ્રન્થોમાં ચિન્તનના એક ઉત્તુંગ દર્શનનો હેવાલ આપેલો છે. એ દર્શન જેમ ધાર્મિક છે તેમ તાત્ત્વિક પણ છે, જેમ નૈતિક છે તેમ સામાજિક પણ છે; અને તે ભારતના ભૂતકાળનાં ઊંડાણમાંથી આજના માનવસમાજને માટે સંદેશો પૂરો પાડે છે.

આ બે જીવનમાં જે કરુણ રસ, રમણીય કવિતા, લાલિત્ય, અને ભવ્યતા છે—અને જે તમે પણ જોઇ શકશો—તે પરથી તમે સહેજે સમજી શકશો કે આ બે જીવનનો પ્રવાહ તમને બતાવવા સારુ ખોળી કાઢી તેનું આલેખન કરવા પાછળ મેં બે વરસ શા સારુ ગાળ્યાં છે. પણ એ મુસાફરી મેં કંઈ દેશ ખોળવા નીકળેલા માણસના જેવી જિજ્ઞાસાથી કરી નથી.

હું આ વિષય જોડે રમત કરનાર માણસ નથી; અને થાકથી કંટાળી ગયેલા વાચકોને પોતાનું સ્વરૂપ ભૂલી જવાની તક હું નથી આપતો, પણ પોતાના સ્વરૂપને શોધી કાઢવાની—પોતાના સાચા સ્વરૂપને નગ્ન દશામાં ને જૂઠાણાના કશા ઢાંકપિછોડા વિના જોવાની—તક આપું છું. મારા જીવતા તેમજ મરેલા સાથીઓ પણ એ જ ધ્યેય રાખનારા હતા; અને સદીઓની કે જાતિઓની મર્યાદાનો મારે મન બહુ નજીવો અર્થ છે. નગ્ન—કેવલ, નિરુપાધિક—આત્માને પૂર્વ ને પશ્ચિમનો ભેદ નથી. એવી વસ્તુઓ તો કેવળ તેનાં આભૂષણરૂપ છે. આખું જગત તેનું ઘર છે. અને આપણે દરેક જણ તેનું ઘર—તેનું રહેઠાણ—છીએ, એટલે તેના પર આપણી સહુની માલિકી છે.

મારા અંતરના જે વિચારે આ ગ્રંથને જન્મ આપ્યો છે તે વિચાર કેવી રીતે ઉદ્ભવ્યો તે સમજાવવા હું થોડી વાર રંગભૂમિ પર આવું, તો વાચકો મને ક્ષમા કરશે એવી આશા છે. આ ખુલાસો હું કેવળ એક દૃષ્ટાંતરૂપે આપું છું, કેમકે હું કંઇ અસાધારણ માણસ નથી. હું ફ્રાન્સની પ્રજામાંનો જ એક માણસ છું. હું જાણું છું કે હું એવા હજારો પશ્ચિમવાસીઓનો પ્રતિનિધિ છું જેમની પાસે પોતાના વિચાર પ્રગટ કરવાનું સાધન નથી તેમ તેને માટે સમય પણ નથી. જ્યારે આપણામાંનો એક માણસ પોતાના આત્માને મુક્ત કરવા પોતાના હૃદયનાં ઊંડાણમાંથી બોલે છે, ત્યારે તેનો અવાજ એ જ વખતે હજારો મૂગા

અવાજોને મુક્ત કરે છે. એટલે તમે મારા અવાજને નહીં, પણ તેઓના અવાજના પડઘાને, ધ્યાન દઈને સાંભળો.

મધ્ય ફ્રાન્સના એક ભાગમાં મારો જન્મ થયો હતો, અને મારી જિંદગીનાં પહેલાં ચૌદ વરસ મેં ત્યાં ગાળ્યાં હતાં. ત્યાં મારા કુટુંબનો વસવાટ સેંકડો વરસથી હતો. અમારું કુળ શુદ્ધ ફ્રેંચ ખવાસનું ને ધર્મે કૅથલીક છે; તેમાં પરદેશી લોહીનું જરાયે મિશ્રણ થયેલું નથી. હું ૧૮૮૦ના અરસામાં પારીસ આવ્યો ત્યાં સુધી નાનપણના જે વાતાવરણમાં પુરાઈ રહ્યો હતો તે નિવર્નેનો એક જૂનો જિલ્લો હતો. ત્યાં એના એ અભેદ્ય વર્તુળને ભેદી બહારની દુનિયાની કોઈ પણ વસ્તુ અંદર ન આવી શકે એવો બંદોબસ્ત હતો.

એ ગોલની માટીમાંથી ઘડાયેલું બંધ વાસણ હતું. ત્યાં ઝાંખા પીળા રંગની છાંટવાળું ભૂરું આકાશ હતું, અને નદીઓ હતી. ત્યાં મારા બાળપણમાં મને વિશ્વના તમામ રંગો જોવા મળ્યા. પછીનાં વરસોમાં જ્યારે હું હાથમાં લાકડી લઈને વિચારના રસ્તાઓ પર ફરતો થયો, ત્યારે મને કોઈ પણ દેશમાં કશું અજાણ્યું લાગ્યું નહીં. માનવી મનનાં જે જે રૂપો મેં જોયાં કે જેનો સ્પર્શ કર્યો તે સર્વનાં મૂળ તો મારા પોતાના મનનું મૂળ જ્યાં હતું તે જગાએ જ હતાં. બહારના અનુભવે કેવળ મને મારા પોતાના મનનો સાક્ષાત્કાર કરાવ્યો. મનની અવસ્થાઓ મેં નોંધી રાખી હતી, પણ તે ખોલવાની ચાવી મારી પાસે નહોતી. શેક્સ્પિયર અને બિટોવન, તથા ટૉલસ્ટૉય અને રોમ એ ગુરુઓએ મને પોષણ આપ્યું. તેમણે ભૂગર્ભમાં પડેલા, ને બહારના લાવાની નીચે સૂતેલા, મારા પોતાના નગરની ચાવી મને દેખાડવા ઉપરાંત બીજું કશું મને બતાવ્યું નહીં. મને ખાતરી છે કે એ નગર આપણી આસપાસ વસતા ઘણા લોકોનાં અંતરનાં ઊંડાણમાં સૂતું પડેલું છે. પણ તેમને એની હસ્તીની ખબર નથી, જેમ મને પોતાને પણ ખબર નહોતી. અમુક

ખોદકામ પોતાના રોજિંદા કામને માટે જરૂરનું છે, એમ એ માણસોની પોતાની વ્યવહારબુદ્ધિએ તેમને બતાવ્યું હોય છે. એ ખોદકામની આ પ્રથમ અવસ્થાથી આગળ જવાનું સાહસ બહુ જ ઓછા માણસો કરે છે. તેઓ પોતાની જરૂરિયાતો બહુ જ ઓછી રાખે છે. જે કારીગરોએ પહેલાં રાજાઓના વખતમાં, ને પછી જેકોબીન પક્ષના વખતમાં ફ્રાન્સની એકતા ઘડી કાઢી હતી તેમણે આવી કરકસર કરી હતી. એ ઇમારત વિષે મારા મનમાં પ્રશંસાનો ભાવ છે. હું ધંધે ઇતિહાસકાર રહ્યો, એટલે મને એમાં આત્માથી પ્રકાશિત થયેલા માનવી પુરુષાર્થની એક સમર્થ કૃતિનું દર્શન થાય છે. 'કાળના સુધી કરતાં પણ એ અધિક શાશ્વત હતી...' પણ જૂના વખતમાં એક દંતકથા હતી, તેમાં એમ કહેલું હતું કે કોઇ ઇમારતને જો કાયમ ટકે એવી બનાવવી હોય, તો તેની દીવાલોમાં એકાદ જીવતું શરીર ચણીને પૂરી દેવું જોઇએ. એને અનુસરીને આપણા સમર્થ સ્થપતિઓએ એ ઇમારતના ચૂનામાં હજારો હૂંફાળા આત્માઓને દાટી દીધા. આરસપહાણની ફરસ અને રોમન સિમેંટની તળે દટાયેલા એ આત્માઓને કોઇ જોઇ શકતું નથી. પણ હું તેમનો અવાજ સાંભળું છું !.અને હું જેમ ગ્રીસ તથા રોમના વિચારોરૂપી ઉદાત્ત સ્તોત્રની તળે એ અવાજોને સાંભળું છું, તેમ જે કોઇ કાન ધરી રાખશે તેને એ અવાજો સંભળાશે. દેવના ઊંચા આસન આગળ થતાં સ્તુતિગાન એ અવાજોને જરાયે લક્ષમાં લેતાં નથી. પણ જે ભાવિક, નરમ, ને ધ્યાનની એકાગ્રતા વિનાનું ટોળું તેની આગળ થતી નિશાનીઓ પ્રમાણે નીચું નમે છે ને ઊભું થાય છે, તે ટોળું તો પોતાનાં સ્વપ્નોમાં સંત જોનના, સાવ જુદી જ જાતના, છોકરાઓને વાગોળે છે.[૨] ફ્રાન્સ પાસે આત્માઓરૂપી સમૃદ્ધિ ઘણી છે. પણ જેમ કોઇ ખેડૂત કોથી પોતાના પૈસાને સંતાડી રાખે છે, તેમ ફ્રાન્સ પણ પોતાના એ આત્માઓને સંતાડી રાખે છે.

૧ આ આત્માઓ પાસે કોઇએ પણ જવું નહિ એવી મનાઇ ફરમા-

વેલી છે. ત્યાં જવાની સીડી ક્યાં છે તે પણ ભુલાઇ ગયું છે. છતાં એમાંના કેટલાક આત્માઓ પાસે પહોંચવાની જે સીડી છે તેની ચાવી મેં હમણાં જ શોધી કાઢી છે. દીવાલ જોડે જડેલી એ સીડી સાપનાં ગૂંછળાં જેવી ગોળાકાર છે. જીવાત્માનાં પાતાળિયાં ઊંડાણમાંથી નીકળીને એ સીડી ઊંચી અગાસીઓ સુધી પહોંચે છે; ને એ અગાસીઓને માથે તારાજડિત આકાશ છે. પણ મેં ત્યાં જે પ્રદેશ જોયો તે મને જરાયે અજાણ્યો ન હતો. મેં એ બધો પ્રદેશ અગાઉ જોયો હતો, ને હું તેનાથી સારી પેઠે વાકેફ હતો—પણ મેં એને અગાઉ ક્યાં જોયો હતો તેની મને ખબર નહોતી. અગાઉના કોઇ સમયમાં હું વિચારનો જે પાઠ શીખ્યો હતો ( પણ કોની પાસેથી ? મારા પોતાના જ એક અતિપ્રાચીન રૂપ પાસેથી...). હવે, આ જે નિરક્ષર મહાપુરુષ—*રામકૃષ્ણ—ને એ જીવનગ્રંથનાં તમામ પાનાં મોઢે છે, તેમણે મારી* સામે એ ગ્રન્થ ધરી રાખ્યો છે; તેમાં હું પેલો જૂનો પાઠ ફરી વાંચું છું, ને તેનો એકેએક અક્ષર મને સ્પષ્ટ ને પૂરેપૂરો વંચાય છે.

હવે હું પાછો એ ગ્રન્થ તમારી સમક્ષ રજૂ કરું છું. એ ગ્રન્થ નવો નથી, પણ ઘણો જૂનો છે. તમે બધાએ તે વાંચવાનો પ્રયાસ તો કર્યો છે, પણ ઘણા કક્કાથી જ અટકી ગયા છે. આ ગ્રન્થ તો હંમેશાં એનો એ રહે છે, પણ તેમાંનું લખાણ બદલાયાં કરે છે. સાધારણ રીતે માણસોની આંખ પૂઠા પર જ ચોટેલી રહી જાય છે, અને બહારનું પડ ભેદીને અંદરના ગર્ભ સુધી પહોંચતી નથી.

એ પુસ્તક હંમેશાં એનું એ જ હોય છે. એ માણસ પણ હંમેશાં એનો એ જ હોય છે—માનવપુત્ર, સનાતન, આપણો ઇશ્વરપુત્ર, આપણા ઇશ્વરનો નવો અવતાર—તે ફરી ફરી જગતમાં પાછો આવે છે; દરેક ફેરે તેનો આવિર્ભાવ કંઇક વધારે પૂર્ણ રૂપમાં થાય છે; અને તેમાં વિશ્વની સમૃદ્ધિનું પ્રમાણ દરેક ફેરે વધારે દેખાય છે.

દેશ અને કાળના ભેદ દૂર મૂકીએ, તો રામકૃષ્ણ એ આપણા ઇસુ ખ્રિસ્તના નાના ભાઈ છે.

આપણે ધારીએ તો એમ બતાવી શકીએ, અને સ્વતન્ત્ર વિચારવાળા શાસ્ત્રીઓ જે બતાવવાનો પ્રયત્ન કરે પણ છે, કે ખાલડિયા, ઇજિપ્ત, આથેન્સ અને આયોનિયાના વિચારકોએ પૂર્વના જે આત્મામાં વીર્યનું સિંચન કર્યું હતું તે આત્મામાં ઇસુ ખ્રિસ્તનો આખો સિદ્ધાન્ત—ઇસુના જન્મ પહેલાં જ—પ્રચલિત હતો. ઇસુ ખ્રિસ્તનું વ્યક્તિત્વ ખરેખરું ઐતિહાસિક હો કે કાલ્પનિક હો ( એ બે એક જ સત્યની કેવળ બે કક્ષાઓ છે ),[૧]—પણ જગતના ઇતિહાસમાં તેને પ્લેટો જેવા કોઈ માણસના વ્યક્તિત્વ કરતાં વધારે મહત્ત્વનું ગણાતું તમે રોકી શકવાના નથી; અને તે વધારે મહત્ત્વનું ગણાય એ યોગ્ય જ છે. ઇસુનું વ્યક્તિત્વ એ માનવજાતિના આત્માએ સરજેલી એક ભવ્ય ને આવશ્યક કૃતિ છે. તેની જે અનેક વસંતો થઈ ગઈ તેમાંની એકમાં તેને આવેલું એ સુન્દરમાં સુન્દર ફળ છે. કુદરતના નિયમ અનુસાર, એ જ વૃક્ષે ઇસુના જીવનને, તથા તેમને લગતી દંતકથાને ઉત્પન્ન કર્યાં છે. એ બંને—ઇસુનું સાચું જીવન, તથા તેમને વિષેની દંતકથા—એક જ જીવતા શરીરનાં બનેલાં છે; અને એ શરીરની દૃષ્ટિમાંથી, એના શ્વાસમાંથી, ને એની બીનાશમાંથી જ એમનો જન્મ થયેલો છે.

હું યુરોપની પાસે એક નવી વસન્તનું ફળ, આત્માનો એક નવો સંદેશ, ભારતનું ગાન રજૂ કરી રહ્યો છું. યુરોપ હજુ એને જાણતું નથી. એનું નામ રામકૃષ્ણ છે. એમ બતાવી શકાય—અને હું બતાવ્યા વિના નહીં રહું—કે યુરોપના પ્રસિદ્ધ સંગીતાચાર્યોનાં ગાયનોની પેઠે આ ગાયનની રચનામાં પણ ભૂતકાળમાંથી ઉદ્ભવેલા કંઈ નહીં તો સોએક સૂરો ભેગા થયેલા છે. પણ જે મહાપુરુષ આ સૂરોની વિવિધતાને પોતાના અંતરમાં એકઠી કરે છે ને તેમાંથી એક શુદ્ધ ગીતની રચના કરે છે તેને જ એ કૃતિના કર્તાનું પદ પ્રાપ્ત થાય છે; જોકે ખરું જોતાં

તો એ ગીતમાં અનેક પેઢીઓનો પરિશ્રમ ભેગો થયેલો હોય છે. આ મહાપુરુષ પોતાના વિજયચિહ્ન વડે નવા યુગના આરંભની જાહેર કરે છે.

મેં જે પુરુષની પ્રતિમા અહીં ખડી કરી છે તેઓ ત્રીસ કરોડ માણસોના બે હજાર વરસના આત્મપરાયણ જીવનનું પરિપક્વ ફળ છે. તેમને આ લોક છોડી ગયાને આજે (૧૯૨૬માં) બેતાળીસ વરસ થયાં,[૪] છતાં તેમનો આત્મા અર્વાચીન ભારતમાં પ્રાણ પૂરી રહ્યો છે. તેઓ ગાંધીના જેવા કર્મવીર નહોતા; તેમજ ગ્યોટે કે રવીન્દ્રનાથની પેઠે કલા કે વિચારોના ક્ષેત્રમાં એમની પ્રતિભા ઝળકી નથી. એ તો બંગાળના એક નાના ગામડાના બ્રાહ્મણ હતા. તેમનું બાહ્ય જીવન મર્યાદિત ક્ષેત્રમાં પસાર થયું હતું. તેમાં અદ્‌ભુત રસવાળા કશા બનાવો બન્યા નહોતા; અને એ જમાનાની રાજકીય પ્રવૃત્તિઓનો પાશ તેમને લાગ્યો નહોતો.[૫] પણ તેમનું આન્તર જીવન મનુષ્યો ને દેવોની આખી વિવિધ સૃષ્ટિને વ્યાપી વળ્યું હતું. મિથિલાના જૂના કવિ વિદ્યાપતિ,[૬] અને બંગાળના ભક્તકવિ રામપ્રસાદ જેનું સ્તવન કરે છે તે દૈવી શક્તિનો એક અંશ જ તેમના આન્તર જીવનરૂપે પ્રગટ થયો હતો.

પાછળ પાછળ ચાલીને છેક એ મૂળ સુધી જનારા માણસો બહુ વિરલા હોય છે. બંગાળના આ નાનકડા કૃષિકાર તો, પોતાના હૃદયનો સંદેશો સાંભળીને, અંતરમાં રહેલા એ મહાસાગર સુધી પહોંચી ગયા; ત્યાં એ સાગરમાં સંલગ્ન થઇ ગયા; અને તેમણે ઉપનિષદોના આ શબ્દો ખરા પાડયા :[૭]

'હું દેવો કરતાં પહેલો ઉત્પન્ન થયો છું. હું એ ઋતનો પ્રથમ પુત્ર છું. હું એ અમૃતની રુધિરવાહિની છું.'

જે જ્વરપીડિત યુરોપે નિદ્રાનો ધ્વંસ કર્યો છે તેના કાનમાં એ રુધિરવાહિનીના ધબકારાનો અવાજ પહોંચાડવાની મારી ઇચ્છા છે. એના હોઠને હું અમૃતના રુધિરથી ભીંજવવા ઇચ્છું છું.

નાતાલ, ૧૯૨૮ રોમાં રોલાં

## ટિપ્પણો

૧. જુઓ આ પુસ્તકનું પ્રકરણ છઠ્ઠું—' ઐક્યના નિર્માતાઓ' ( રામમોહન રાય, દેવેન્દ્રનાથ ઠાકુર, કેશવચન્દ્ર સેન, દયાનન્દ ). વળી સરખાવો ' રિવ્યુ યુરોપ ' ના ૧૫મી ડિસેંબર, ૧૯૨૮, ના અંકમાંનો મારો લેખ ' ઇંડિયા ઑન ધ માર્ચ ' ( આગેકૂચ કરતું હિંદ ). ત્યાં મેં આપણા સમકાલીન મહાપુરુષ અરવિંદ ઘોષને સ્થાન આપ્યું છે.

૨. સંત જોનના ઉત્સવને દિવસે મેળાઓમાં તમામ જાતના છોડવાઓ વેચાય છે, ને તેમાં જાદુઇ ગુણો રહેલા મનાય છે.

૩. કાલ્પનિક દંતકથા વિષે ધર્મનિષ્ઠ હિંદીઓનું જે વલણ છે તે વિચિત્ર છે; તેમાં ટીકાનો અંશ છે, તેમ તે શ્રદ્ધાને પણ મળતું આવે છે. ખાસ નોંધવા જેવી વાત એ છે કે તેઓ જે વ્યક્તિઓને ઈશ્વરરૂપે પૂજે છે તેમને ઐતિહાસિક હસ્તી હતી કે નહીં એ પ્રશ્ન વિષે તેઓ લગભગ ઉપેક્ષાનો ભાવ રાખે છે—એ પ્રશ્નને ગૌણ તો ખસૂસ માને જ છે. એ વ્યક્તિઓ આધ્યાત્મિક દૃષ્ટિએ સાચી હોય, તો એ નામવાળી વ્યક્તિઓ જગતમાં ખરેખાત થયેલી કે નહીં એ વાતની પરવા એમને મન નહીંજેવી હોય છે. રામકૃષ્ણ પોતે તો આસ્તિકોમાં શ્રેષ્ઠ હતા. તેમણે કહેલું: ' જે માણસો એવી કલ્પનાઓ મનમાં સેવી શક્યા છે તેમનામાં ખરેખર એ કલ્પનારૂપ બનવાનું સામર્થ્ય હોવું જોઇએ. ' વળી વિવેકાનન્દને તો ઐતિહાસિક કૃષ્ણ ને ઐતિહાસિક ઇસુ ખ્રિસ્ત થયા હોવા વિષે ( ઇસુ કરતાયે વધારે કૃષ્ણ વિષે ) શંકા હતી; છતાં તેમણે કહેલું: ' પણ આજે કૃષ્ણ સૌથી મોટા પૂર્ણાવતાર છે. ' અને એ કૃષ્ણને તેઓ પૂજતા હતા ( જુઓ સ્વામી

વિવેકાનન્દ જોડે કરેલા પ્રવાસની, ભગિની નિવેદિતાએ લખેલી, નોંધો). સાચી ધર્મનિષ્ઠાવાળા આત્માઓ તો માને છે કે સાચો ઈશ્વર જેટલો અવતારના રૂપમાં પ્રગટ થાય છે, તેટલો જ તે કોઈ પ્રજાના માનસ પર તેણે પાડેલી છાપ—અથવા સંસ્કાર—ના રૂપમાં પણ પ્રગટ થાય છે. ભારે શ્રદ્ધા ધરાવનારની નજરમાં તો એ બે સમાન કોટિનાં સત્યો છે. એવો માણસ તો માને છે કે જે કંઇ સત્ છે તે ઈશ્વર છે; અને એક પ્રજાનું સર્જન, કે એક યુગનું સર્જન, બેમાંથી કયું વધારે ભવ્ય ને ભભકવાળું છે તેને વિષે તે કદી પાકો નિશ્ચય કરી શકતો નથી.

૪. તેમનો સ્વર્ગવાસ ૧૮૮૬ માં થયો હતો. ત્યારે તેમની ઉંમર પચાસ વરસની હતી. તેમના પટ્ટશિષ્ય વિવેકાનન્દ ૧૯૦૨ માં, ઓગણચાળીસ વરસની ઉંમરે, કૈલાસવાસી થયા હતા. આ ગુરુશિષ્યને થઇ ગયાને હજુ કેટલો ઓછો વખત વીત્યો છે, એ વાત કદી ભુલાવી ઘટતી નથી. તેમણે જે સૂરજો જોયેલા તે આપણે પણ જોયા છે; અને કાળની જે નૌકાએ તેમનું વહન કરેલું તેમાં બેસીને આપણે પણ જીવનયાત્રા કરી છે.

૫. વિવેકાનન્દનું જીવન સાવ જુદી જાતનું હતું, કેમકે તેઓ જૂની તેમજ નવી દુનિયામાં ઘણું ફર્યાં હતા.

૬. 'હે ઘાડા કેશકલાપવાળી દેવી! મને તારુ દર્શન કરવા દે .... તું એક અને અનેક છે. તારા રૂપમા હજારોનો સમાવેશ થયેલો છે, અને તું રણક્ષેત્રને શત્રુઓથી ઢાંકી દે છે!...' (શક્તિસ્તોત્ર)

૭. તૈત્તિરીયોપનિષદ. વેદાન્તના મત અનુસાર, જ્યારે બ્રહ્મે સગુણ રૂપ ધારણ કર્યું ને જીવંત વિશ્વનો વિકાસ કરવા માંડ્યો ત્યારે તે પોતે 'પ્રથમજ' (પહેલો જન્મેલો) બન્યું. આ 'પ્રથમજ' અર્થાત્ વિશ્વાત્મા તે જ દશ્ય ને અદશ્ય વસ્તુમાત્રનો અંતરાત્મા—અર્થાત્ તેના અંતરમાં રહેલું સત્ તત્ત્વ—છે. જે માણસ આ પ્રમાણે જાને છે તેણે આ વિશ્વાત્મા સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધેલું મનાય છે.

# રામકૃષ્ણ પરમહંસ

## પ્રાસ્તાવિક

મારી આ વાર્તા જોડી કાઢેલી હોય એવી રીતે એની શરૂઆત હું કરીશ. આ પ્રાચીન દંતકથા જાણે કોઈ દેવ વિષેની કલ્પિત કથા હોય એવો ભાસ થાય છે ખરો. પણ ખરું જોતાં તો જે પુરુષોની આ કથા છે તેઓ ગઈ કાલે જીવતા હતા; આપણાં જીવન જે સદીમાં પસાર થયાં છે તે જ સદીમાં તેઓ પણ થઈ ગયા; અને એમને નજરોનજર જોનારા લોકો હજુ આજે પણ જીવે છે.[1] તેમની પાસેથી મને આબેહૂબ પુરાવો મળ્યો છે. જેઓ આ સાક્ષાત્કારી પુરુષના—આ નરદેવના સોબતીઓ

તેમાંના કેટલાકની જોડે મેં વાતો કરી છે; અને તેમની નિષ્ઠા વિષે હું સાક્ષી પૂરી શકું એમ છું. વળી રામકૃષ્ણના જીવનપ્રસંગોને નજરે જોનાર આ માણસો તે ઈસુની સુવાર્તામાં આવે છે એવા સાદા માછી નથી; તેમાંના કેટલાક મોટા વિચારકો છે, તેમણે યુરોપના તત્ત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ કરેલો છે, ને તેની કડક નિશાળમાં તાલીમ લીધેલી છે. અને છતાં તેઓ ત્રણ હજાર વરસ પહેલાંના માણસો હોય એવી રીતે બોલે છે.

પ્રાચીન કાળમાં, ગ્રીક યુગમાં બનેલું તેમ, દેવો ને દેવીઓ મર્ત્ય માણસો સાથે પરણતાં ને ખાતાંપીતા; અથવા તો, ગેલીલીના જમાનામાં બનેલું તેમ, ઉનાળાના ઝાંખા આકાશમાં, સ્વર્ગમાંથી એક પાંખાળો દેવદૂત આવીને કુમારિકા મેરીને ઈશ્વરનો અવતાર થવાનો છે એવી ખબર આપી ગયેલો, ને મેરી એ ભેટ લઈને નમ્રતાથી નીચી નમી પડેલી. પ્રાચીન કાળનું આ સ્વપ્નદર્શી માનસ, અને વૈજ્ઞાનિક તર્ક, એ બંને આપણી આ વીસમી સદીમાં, એક જ મગજમાં સાથે રહી શકે, એ વાત આપણા ડાહ્યા માણસોની

કલ્પનામાં જ આવી શકતી નથી; તેમનામાં એટલું ગાંડપણ હવે રહ્યું નથી. અને ખરું જોતાં એમાં જ ખરો ચમત્કાર રહેલો છે; એમાં જ આ જગતનો વૈભવ રહેલો છે; પણ એનો લહાવો કેવી રીતે લેવો એની આ માણસોને ખબર નથી. યુરોપના મોટા ભાગના વિચારકો માનવજાતિના ઘરમાં પોતાનો જે ખાસ અલગ માળ છે તેમાં જ પુરાઈ રહે છે. એ માળમાં ભલે પુસ્તકોના ભંડાર ભરેલા હોય, ને તેમાં ભૂતકાળમાં બીજા માળો પર રહી ગયેલા માણસોનો ઇતિહાસ ભલે આપેલો હોય, છતાં આ વિચારકોને તો એમ જ લાગે છે કે બાકીનું ઘર ઉજ્જડ પડેલું છે; અને તેઓ ઉપરના કે નીચેના માળ પરથી પોતાના પડોશીઓનાં પગલાં કદી સાંભળતા નથી. જગતમાં ચાલી રહેલા સંગીતના જલસામાં, અગાઉની ને આજની તમામ સદીઓનાં વાદ્યો મોજૂદ હોય છે, અને તે બધાં એકીસાથે વાગે છે; પણ દરેક વાદકની નજર પોતાની ઘોડી પર અને વૃન્દના નેતાની લાકડી પર જ જડાયેલી હોય છે; તે પોતાના વાદ્ય સિવાય બીજું કશું સાંભળતો નથી.

પણ આપણે વર્તમાન કાળનું આખું ભવ્ય ગાયન સાંભળવું ઘટે છે. તેમાં સર્વ જાતિઓ ને સર્વ યુગોનાં, ભૂતકાળનાં સ્વપ્નો ને ભાવિની અભિલાષાઓ ભળેલાં છે. જેમની પાસે સાંભળવાને કાન છે, તેમને માટે તો પળેપળમાં માનવજાતિનું—પહેલા જન્મનારથી માંડીને છેલ્લા મરનાર સુધીના સર્વ મનુષ્યોનું—ગાન ભરેલું છે, અને વિશ્વના યુગચક્રની આસપાસ તે જાસવંતીના ફૂલની પેઠે ખીલી રહ્યું છે. માણસોના વિચારોએ જે માર્ગ ખેડ્યો છે તે શોધી કાઢવા માટે આપણે પેપીરસ (પેપીરસના છોડમાંથી બનાવેલા જૂના કાગળ)-પર લખેલાં જૂનાં લખાણો ઉકેલવાની જરૂર નથી. એક હજાર વરસના વિચારો બધા આપણી આસપાસ પડેલા છે. એમાંનું કશું જ ભૂંસાઈ જતું નથી. સાંભળો! પણ તમારા કાન વડે સાંભળો. પુસ્તકોને મૂગાં રહેવા દો! પુસ્તકો તો બહુ જ બોલ બોલ કરે છે...

માણસે જીવનનું સ્વપ્ન શરૂ કર્યું તે પ્રાચીનતમ કાળથી માંડીને જીવતા માણસોએ સેવેલાં સર્વ સ્વપ્નોને રહેવાનું ઘર જ્યાં મળ્યું છે એવું કોઇ પણ સ્થાન જો ભૂતળ પર હોય, તો તે ભારતવર્ષ છે. બાર્થે[૨] ઘણી સ્પષ્ટતાથી બતાવ્યું છે તેમ, ભારતે મહાન એવી મોટી બહેનનું પદ ભોગવ્યું છે; અને, જગતની પ્રજાઓના ઘણા લાંબા આવરદા દરમ્યાન બધો વખત એ ભારતનો આધ્યાત્મિક વિકાસ, આપબળે નિરંતર વિકસતા પુષ્પની પેઠે, વૃદ્ધિ પામતો જ ગયો છે, ને તેમાં કદી વિક્ષેપ પડવા પામ્યો નથી. ત્રીસ સદીથી પણ વધારે સમય દરમ્યાન એ દર્શન—અથવા સાક્ષાત્કાર—નું વૃક્ષ, તેની સહસ્ર શાખાઓ ને લાખો ડાંખળીઓ સહિત, એ ઉષ્ણ ભૂમિમાંથી, દેવોના એ બળતા ગર્ભાશયમાંથી, ઉત્પન્ન થયેલું છે. એ વૃક્ષ, થાક્યા વિના, જૂનાં પાંદડાં ફેંકી દઇને દર વસન્તે નવાં નવાં પાંદડાંના લેબાસ ધારણ કરતું આવ્યું છે; ને તેમાં સડાની નિશાની જરાયે દેખાતી નથી; તેની શાખાઓ પર સર્વ પ્રકારનાં ફળ એકીસાથે પાકે છે; સર્વ પ્રકારના દેવો જોડાજોડ જોવા મળે છે: જંગલીમાં જંગલીથી માંડીને ઊંચામાં ઊંચી કોટિ સુધીના—છેક નિરાકાર, અનામી, અમર્યાદ ઈશ્વર સુધીના ..વૃક્ષ હંમેશાં એવું એ જ રહ્યું છે.

તેની, એકબીજા સાથે વીંટળાયેલી, સર્વ શાખાઓમાં એક જ જીવનરસ વહે છે. એ શાખાઓ જેની બનેલી છે તે પદાર્થ, અને તે સર્વમાં વહેતો વિચાર, એટલી બધી ગાઢ રીતે પરસ્પર સંકળાઇ ગયેલા છે કે, પૃથ્વીરૂપી મહાનૌકાના સઢની પેઠે, એ આખું વૃક્ષ મૂળથી માંડીને છેક ઉપરની ડાંખળી સુધી પ્રાણથી થનગને છે. વળી તે એક જ મહાગાન ગાઇ રહ્યું છે; અને એ ગાનમાં માનવજાતિના હજાર અવાજો ને હજાર ધર્મોનો સંયોગ થયેલો છે. એ વિવિધ સૂરવાળું ગાન અપરિચિત કર્ણોને પહેલાં તો બસૂરું ને તાલ વિનાનું લાગે છે; પણ કેળવાયેલા કાન આગળ તે પોતાની ગુપ્ત સૂરાવલિ ને પોતાનું

વિશાળ પણ ગૂઢ રૂપ પ્રગટ કરે છે. વળી જેમણે એકવાર એ ગાનનું— એ ઉદ્‌ગીયનું—શ્રવણ કર્યું છે, તેઓને તો પશ્ચિમની બુદ્ધિએ ને તેના એક યા અનેક ધર્મે વેરાન વગડામાં પરાણે ઠોકી બેસાડેલી અણઘડ, અસંસ્કારી ને કૃત્રિમ વ્યવસ્થાથી જરાયે તૃપ્તિ થવાની નથી; કેમકે એ ધર્મો તો બધા સરખા જુલમી છે, ને એકબીજાથી ઊલટા છે. જે દુનિયા ઘણે મોટે ભાગે ગુલામ, પતિત, કે વિનાશ પામેલી છે તેના પર રાજ્ય કરવાનું મળે, તો એથી કોઇ માણસને શો લાભ થાય? એના કરતાં તો જે જીવન એક ને અખંડ એવા વિશાળ ઘટકરૂપે જોઇ શકાતું હોય, જેને વિષે પૂજ્યભાવ ઊપજે એમ હોય, ને જેને પોતાના ભુજપાશમાં ભીડી શકાય એમ હોય, તેવા જીવન ઉપર રાજ્ય કરવું બહેતર છે. એવા જીવનમાં રહેતાં માણસને એટલું શીખવું જ પડે છે કે તેનાં પરસ્પરવિરોધી બળો વચ્ચે મેળ સાધીને પૂરેપૂરું સમતોલપણું કેવી રીતે પેદા કરી શકાય.

આ સર્વશ્રેષ્ઠ જ્ઞાન આપણને ' વિશ્વાત્માઓ ' પાસેથી મળી શકે એમ છે; ને એવા આત્માઓનાં કેટલાંક સુન્દર દષ્ટાન્તોનો ચિતાર હું આપવા ઇચ્છું છું. ખેતરમાં ઊગતાં કમળોને વિષે ઇશુએ કહેલું કે ' તે રંગબેરંગી વસ્ત્રો પરિધાન કરે છે, છતાં તેઓ મહેનતમજૂરી કરતાં નથી, તેમ કાંતતાં પણ નથી. ' આપણા આ જે ' વિશ્વાત્માઓ ' છે તેમની સિદ્ધિ, ને તેમની શાન્તિ, આ કમળો જેવા બનીને મેળવેલી નથી હોતી. તેઓ તો નવસ્રાં ફરનારને માટે વસ્ત્રો વણે છે. તેમણે તો, આપણને આ દુનિયાની ભુલભુલામણીમાંથી રસ્તો બતાવવા માટે સૂતર કાંતી રાખેલું છે. એ સૂતરનો એક છેડો આપણે આપણા હાથમાં રાખીએ એટલે બસ છે. તો આપણને ખરો રસ્તો મળી રહેશે. આત્માનાં જે વિશાળ કળણોમાં અતિપ્રાચીન કાળના અર્ધસંસ્કૃત દેવો વસે છે ને જેના કાદવમાં તેઓ ઊંડા ખૂંપી ગયેલા છે, તે કળણોથી આ રસ્તાની શરૂઆત થાય છે; અને તે ઊંચે ચડતો ચડતો પહાડનાં એક

ઊંચા શિખરો સુધી પહોંચે છે. એ શિખરો પર સ્વર્ગે પોતાની પાંખો પ્રસારી છે, અદૃશ્ય ને અપ્રમેય એવો પરમાત્મા એ શિખરો પર બિરાજે છે.

રામકૃષ્ણના—આ નરદેવના—જીવનચરિત્રમાં હું આ સીડીનું ચરિત્ર વર્ણવવાનો છું માણસના અંતરમાં વાસ કરતા પરમાત્માની એવડી અખંડ ધારા, આ સીડી પર થઈને, સ્વર્ગ ને પૃથ્વી વચ્ચે નિરંતર ચડઊતર કરી રહેલી છે.

## ટિપ્પણો

૧ આ પુસ્તક લખાતું હતું ત્યારે (૧૯૨૮ની પાનખરમાં) રામકૃષ્ણના પોતાના શિષ્યો ને તેમને નજરે જોનારામાંથી આટલા જીવતા હતા સ્વામી શિવાનન્દ, બેલુર મઠના અધ્યક્ષ અને રામકૃષ્ણ મઠ તથા મીશનના પ્રમુખ, સ્વામી અભેદાનન્દ, સ્વામી અખંડાનન્દ; સ્વામી સુબોધાનન્દ, સ્વામી નિર્મલાનન્દ, સ્વામી વિજ્ઞાનાનન્દ, 'શ્રી રામકૃષ્ણકથામૃત'ના સંપાદક મહેન્દ્રનાથ ગુપ્ત, રામકૃષ્ણના ભત્રીજા રામલાલ ચટરજી આ ઉપરાંત કેટલાક ગૃહસ્થ શિષ્યો છે, પણ તેમને શોધી કાઢવાનું મુશ્કેલ છે

૨ એ બાર્થ 'ધ રિલિજિયન્સ આફ ઇંડિયા' (૧૮૭૯)

# ૧. બાળપણ

બંગાળમાં કામારપુકુર નામનું એક ગામડું આવેલું છે. તે શંકુ-આકારનાં ઝૂંપડાંવાળું છે. તેની આસપાસ તાડનાં ઝાડ, તળાવડાં, ને ડાંગરનાં ખેતરો છે. ત્યાં જૂના વિચારનાં એક વયોવૃદ્ધ બ્રાહ્મણ દંપતી રહેતાં હતાં.[૧] તેમની અટક ચટ્ટોપાધ્યાય હતી. તેઓ ઘણાં ગરીબ, ને ઘણાં ધર્મનિષ્ઠ હતાં. વીર અને સદાચારી એવા રામનાં પૂજક હતાં. એમાં જે પુરુષ હતા તેમણે પડોશના મોટા જમીનદારને લાભ થાય તેવી જૂઠી સાક્ષી પૂરવાની ના પાડેલી; એટલા માટે તેમનું સર્વસ્વ લૂંટી લેવામાં આવ્યું હતું. આ પુરુષને ઈશ્વરે દર્શન દીધાં. એ વખતે તેમની ઉંમર સાઠ વરસની હતી, છતાં તે ગયાજીની યાત્રાએ ગયા. ત્યાં ભગવાન વિષ્ણુનું પગલું છે. ગયામાં પ્રભુએ આ વૃદ્ધને સ્વપ્નામાં દેખા દીધી, ને કહ્યું: 'હું જગતના ઉદ્ધાર માટે થોડા જ વખતમાં અવતાર લેવાનો છું.'

લગભગ એ જ વખતે કામારપુકુરમાં તેમનાં પત્ની ચન્દ્રમણિને સ્વપ્ન આવ્યું કે કોઈ દેવે તેમના શરીરમાં સંચાર કર્યો. તેમના ઘરની સામે આવેલા મન્દિરનું શિવલિંગ તેમની નજર આગળ જીવતું થઈને હાલવાચાલવા લાગ્યું. તેજનું એક કિરણ આવીને તેમના અંતરના છેક ઊંડાણમાં ઊતરી ગયું. આ ઝંઝાવાતથી ચન્દ્રમણિ પડી ગયાં ને તેમને મૂર્છા આવી ગઈ. તેમને જ્યારે ભાન આવ્યું ત્યારે જાણ થઈ કે તેમણે ગર્ભ ધારણ કર્યો હતો. પતિ ઘેર આવ્યા ત્યારે પત્નીના મુખ પર નવું જ તેજ જોયું. ચન્દ્રમણિને કેક અવાજો સંભળાવા લાગ્યા. કોઈ દેવે તેમના ઉદરમાં વાસ કર્યો હતો.[૨]

જે બાળકને જગત રામકૃષ્ણ તરીકે ઓળખવાનું હતું તેનો જન્મ ઇ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧૮મી તારીખે થયો. પણ નાનપણમાં

તેનું નામ ગદાધર હતું. એ નામમાં કેવો આનન્દનો ભાવ રહેલો છે! એના ઉચ્ચારમાં જાણે ઘંટડીના જેવો સુર સંભળાય છે. ગદાધરમાં વિનોદ, દોડધામ, તોફાન ને રઢ લગાડે એવો સ્વભાવ, એ બધું હતું. તે ઉપરાંત તેનામાં સ્રીસહજ લાલિત્ય હતું, તે તો છેક મરણ પર્યન્ત કાયમ રહ્યું. આ હસાહસ કરતા બાળકના નાનકડા શરીરમાં કેવાં અનન્ત આકાશ, કેવાં અગાધ ઊંડાણ રહેલાં હતાં, તેની કલ્પના કોઇને નહોતી; એ બાળકને પોતાને તો ક્યાંથી જ હોય? એનું પ્રથમ દર્શન તો એ જ્યારે ૭ વરસના હતા ત્યારે એમને થયું. ૧૮૪૨ના જૂન કે જુલાઇ મહિનામાં એક દિવસ તે ધીરે પગલે ચાલતા હતા. ધોતીને એક છેડે થોડાક—પંખીની ચણ થાય એટલા—પૌંઆ ખાવા માટે બાંધી લીધા હતા. તે ખેતરે જતા હતા.

'ડાંગરનાં ખેતરોની વચ્ચે એક સાંકડી પગથી પર હું ચાલતો હતો. મેં પૌંઆ ચાવતાં ચાવતાં ઊંચે આકાશ તરફ નજર કરી. ત્યાં એક મોટું કાળું વાદળું ઝપાટાભેર ફેલાતું દેખાયું. છેવટે તેનાથી આખું આકાશ ઢંકાઇ ગયું. એકાએક વાદળાની કોર પરથી નીકળીને ધોળા બરફ જેવાં બગલાંની હાર મારા માથા પર થઇને ચાલી ગઇ. વાદળાં ને બગલાંના રંગનો ભેદ એટલો સુન્દર દેખાયો કે મારો આત્મા ક્યાંક દૂર દૂર ચાલ્યો ગયો. હું બેભાન થઇને જમીન પર પડ્યો. પૌંઆ વેરાઇ ગયા. કોક મને ઊંચકીને ઘેર લઇ આવ્યું. મારું અંતર આનન્દ અને ભાવનાથી ઊભરાઇ ગયું....એ મને ભાવસમાધિ થયાનો પહેલો પ્રસંગ હતો.'

તેમનું અડધું જીવન આ રીતે પસાર થવા નિર્માયેલું હતું.

આ પહેલીવારની સમાધિમાં પણ, આ બાળકના આત્મા પર પડેલી પરમાત્માની છાપનું ખરું સ્વરૂપ જોઇ શકાય છે. કલાકારને થાય છે એવી લાગણી—સૌન્દર્યના દર્શનથી અંતરમાં ઊઠતી પ્રબળ ઊર્મિ—વાટે તેમને ઈશ્વર સામેનો પ્રથમ સંપર્ક થવા પામ્યો. ઈશ્વરનો

સાક્ષાત્કાર થવાના બીજા અનેક માર્ગો છે, એમ આપણે આગળ પર જોઇશું. કોઇ પ્રિય જનનો પ્રેમ, અથવા વિચાર, અથવા આત્મનિગ્રહ, અથવા પ્રામાણિક અને નિઃસ્વાર્થ પરિશ્રમ, અથવા કરુણા, અથવા ધ્યાન, વગેરે અનેક વાટે ઈશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે. આ બધા રસ્તાનો અનુભવ રામકૃષ્ણે આગળ જતાં લીધો; પણ તેમની નજરે પડતી વસ્તુમાત્રમાં ઈશ્વરના સુન્દર મુખારવિન્દનું દર્શન થવાથી તેમને જે આનન્દ થતો હતો, તે એમને સાક્ષાત્કારનો સૌથી નિકટનો ને સ્વાભાવિક માર્ગ લાગ્યો. તેઓ સ્વયંભૂ કલાધર હતા. આ બાબતમાં તેઓ ભારતના પેલા બીજા મહાત્મા—ગાંધી, જેમનો સંદેશો યુરોપમાં ફેલાવવાનો પ્રયાસ હું અગાઉ કરી ચૂક્યો છું—તેમનાથી કેટલા બધા જુદા પડે છે! ગાંધીમાં કલા નથી. તેમને સમાધિ ચડતી નથી; જાતજાતનાં દશ્યો દેખાતાં નથી; એવી સમાધિ પ્રાપ્ત કરવાની ને એવાં દશ્યો જોવાની તેમને ઇચ્છા પણ નથી તેમને તો ઊલટો એવી વસ્તુઓ વિષે અવિશ્વાસ છે. તેઓ બુદ્ધિપૂત કર્મ દ્વારા ઈશ્વર સાથે તન્મયતા સાધે છે. પ્રજાના જન્મસિદ્ધ નેતાનું તો એવું જ હોય. રામકૃષ્ણે લીધેલા રસ્તામાં જોખમ ઘણાં વધારે છે, પણ એ રસ્તો માણસને વધારે આગળ પહોંચાડે છે; એ રસ્તો પર્વતની જે કરાડો પાસે થઇને જાય છે તે કરાડો પર ચડીને જોવાથી અમર્યાદ ક્ષિતિજોની ઝાંખી થાય છે. એ પ્રેમનો—ભક્તિનો માર્ગ છે.

તેમના બંગાળી દેશબન્ધુઓ, કલાધરો ને પ્રેમી-કવિઓની પ્રજા હોઇ, તેમણે આ માર્ગ વિશેષે કરીને અપનાવ્યો છે. કૃષ્ણ વિષેનો પ્રેમોન્માદ જેમના રોમેરોમમાં ભરેલો હતો તે ચૈતન્ય એના પ્રભુપ્રેરિત માર્ગદર્શક હતા; અને ચંડીદાસ તથા વિદ્યાપતિનાં મધુર ગીતો એ તેનું સંગીત હતું.[૭] આ દેવદૂત સમા ભક્તરાજો તેમની ભૂમિમાથી ઊગી નીકળેલાં સુવાસિત પુષ્પો હતાં. તેમણે પોતાની સુગંધ એ ભૂમિમાં ફેલાવી દીધી છે; એટલે બંગાળ સૈકાઓથી એ સુગન્ધનો ઉન્માદ

અનુભવતું આવ્યું છે. બાળક રામકૃષ્ણનો આત્મા આ જ ખમીરનો બનેલો હતો; અને તેઓ ચૈતન્યે વાવેલા વૃક્ષની એક સુપુષ્પિત શાખા છે એમ જ લોકોમાં મનાતું.

તેઓ દૈવી સૌન્દર્યના આશક હતા. તેમનામાં કલાધરની પ્રતિભા હતી, પણ એનું જ્ઞાન તેમને પોતાને હજુ થયું નહોતું. આગળ ઉપર તેમને ફરી એક પ્રસંગે સમાધિ ચડતી જોવામાં આવે છે. આઠ વરસના આ બાળકને સંગીત અને કવિતાનો અજબ નાદ હતો. તેમને સુન્દર મૂર્તિઓ પણ બનાવતાં આવડતું હતું. એકવાર શિવરાત્રિને પ્રસંગે તેમણે પોતાની ઉંમરના બાળકોની નાટકમંડળી બનાવી પોતે તેની આગેવાની લીધી હતી. નાટકમાં તેમણે પોતે શિવનો વેશ ભજવવાનો લીધો હતો. નાટક ચાલતું હતું ત્યાં આ નટમાં ખરેખર શિવજીનો સંચાર થયો; તેમના નાનકડા ગાલ પરથી આનંદાશ્રુની ધારાઓ ચાલી રહી; ને તેઓ ઈશ્વરની અપાર ભવ્યતામાં નિમગ્ન થઇ ગયા. લોકોએ તેમને મરી ગયેલા માની લીધા.

ત્યારથી તેમને સમાધિ ચડવાના પ્રસંગો વધારે બનવા લાગ્યા. યુરોપમાં તો આ બાળકનું મગજ ખસી ગયેલું જ મનાત, અને તેને પાગલખાનામાં મૂકી તેનો 'મનોરોગ' મટાડવાના ઉપચારો જ કરવામાં આવત. તેમ કરતાં ધીરે ધીરે જાણીબૂજીને તેના અંતરનો અગ્નિ હોલવી નાખવામાં આવત. એ દિવ્ય પ્રદીપની જ્યોત હરી જાત ! એવા દાખલાઓમાં કેટલીકવાર બાળક પણ મરી જાય છે. ભારતમાં તો આવા દિવ્ય પ્રદીપોની અખંડિત હારમાળા સેંકડો વરસથી ચાલતી આવી છે. છતાં ત્યાં પણ આ બાળકને વિષે ચિન્તા ઉપજી. માણસોનાં શરીરમાં દેવદેવીઓના સંચાર માતપિતાએ જોયેલા, છતાં તેમને દીકરાની આ ભાવાવેશવાળી સમાધિઓ જોઈ મનમા ફડક પેસી ગઇ. પણ આ સમાધિના પ્રસંગો બાદ કરતા એ બાળકનું આરોગ્ય અણીશુદ્ધ હતું, અને તેમનામાં ઘણી ઈશ્વરદત્ત શક્તિઓ હોવા છતાં

બીજાં અસાધારણ લક્ષણો નહોતાં. તેમની ચપળ આગળીઓ માટીમાંથી દેવની મૂર્તિઓ ઘડી કાઢતી; દેવો ને વીર પુરુષોની કથાઓ તેમના મનમાં ફૂલની પેઠે પાંગરતી; તે શ્રીકૃષ્ણનાં ગોપગીતો દૈવી સૂરે ગાતા; અને કેટલીકવાર તેમની અસાધારણ મેધા વિદ્વાનોની ચર્ચાઓમાં ભાગ લેતી ત્યારે તેમને છક કરી નાખતી. બાળક ઇસુએ યહૂદી વિદ્વાનોને એવી જ રીતે દંગ કરી દીધા હતા. આ બાળક રામકૃષ્ણની ચામડી સાવ સ્વચ્છ હતી, તેમના કેશ સુન્દર અને લાંબા હતા, તેમનું સ્મિત મનમોહક હતું, તેમનો અવાજ રઢ લગાડે એવો હતો, અને તેમના મનની વૃત્તિ સાવ સ્વતન્ત્ર હતી. તેમને નિશાળે જવાનું ગમતું નહીં. તે પવનની પેઠે સ્વચ્છંદે વિહરતા. જીવનના અંત સુધી તે બાળક જ રહ્યા. તે તેર વરસના થયા ત્યાં સુધી સ્ત્રીઓ ને છોકરીઓ તેમને પૂજતી ને લાડ લડાવતી. તેઓને આ બાળકમાં પોતાના જ સ્ત્રીત્વની કંઇક ઝાંખી થતી; કેમકે તેમણે સ્ત્રીસ્વભાવ એટલો આત્મસાત્ કર્યો હતો કે, તે બાળપણથી કૃષ્ણ અને ગોપીઓની વાર્તાઓમાં તરબોળ હોઈ, તેમને નાનપણમાં એક સ્વપ્ન એવું આવતું કે પોતે નાની વિધવારૂપે ફરી જન્મ લેવો, કૃષ્ણની ભક્તિ કરવી, અને પછી કૃષ્ણ પોતાને ઘેર પધારે. તેઓ જે અગણિત અવતારોની કલ્પના કરતા તેમાંનો આ તો એક જ અવતાર હતો. આ બહુરૂપી આત્મા જે જે મનુષ્ય કે પ્રાણીને જોતો કે જેને વિષે કલ્પના કરતો તે દરેકનું રૂપ તે સ્વભાવતઃ ધારણ કરતો. અનેક રૂપો ધારણ કરવાની આ જે શક્તિ છે તેનો સર્વથા અભાવ કોઇ પણ આત્મામાં હોતો નથી. જુદા જુદા માણસોના હાવભાવ અને મોંના ચાળાની નકલ કરનાર માણસ તે આ શક્તિનો એક હીન કોટિનો આવિર્ભાવ છે; તેનો ઉચ્ચતમ (આ શબ્દ જો વાપરી શકાય તો) આવિર્ભાવ તે પોતાને કાજે વિશ્વનું નાટક ભજવનાર પરમેશ્વર છે. એ શક્તિ હંમેશાં કલા અને પ્રેમની નિશાની હોય છે. જગતના સર્વ જીવોને

પ્રેમપાશમાં બાંધવાની જે અદ્‌ભુત શક્તિ રામકૃષ્ણે આગળ ઉપર બતાવી તેનાં પગરણ આ રીતે થઈ ચૂક્યાં હતાં.

*

તે સાત વરસના હતા ત્યારે તેમના પિતાનો સ્વર્ગવાસ થયો. તે પછીનાં થોડાંક વરસ કુટુંબને માટે બહુ વસમાં નીવડ્યાં, કેમકે તેમને આવકનું કશું સાધન નહોતું. પાંચ સંતાનોમાં રામકૃષ્ણ ચોથા હતા. સૌથી મોટા ભાઈ રામકુમારે કલકત્તે જઈ નિશાળ કાઢી. ૧૮૫૨ માં તેમણે કિશોરવયે પહોંચેલા નાના ભાઈ ગદાધરને પોતાની પાસે આવવાનું જણાવ્યું; પણ નાના ભાઈને તો આત્મદર્શનની લગની લાગી હતી, ને વળી કશો અંકુશ ગમતો નહોતો, એટલે તેમણે નિશાળમાં ભણવાની ના પાડી.

રાણી રાસમણિ નામની એક શૂદ્ર જાતિની પણ ધનિક સ્ત્રી હતી. તેણે કલકત્તાથી ચારેક માઈલ દૂર, ગંગાના પૂર્વ કાંઠા પર દક્ષિણેશ્વરમાં, કાલીમાતાનું મન્દિર બંધાવ્યું. તેમાં પૂજા કરનાર બ્રાહ્મણ ઘણું શોધવા છતાં તેને જડતો નહોતો. ધર્મભાવનાવાળું હિંદ સાધુસંન્યાસીઓ ને તપસ્વી ઋષિઓ વિષે ઘણો પૂજ્યભાવ ધરાવે છે, પણ પૈસા લઈને મન્દિરમાં પૂજા કરનાર પ્રત્યે તેને નહીંજેવો આદર છે, એ વિચિત્ર વસ્તુ છે. યુરોપમાં દેવળો ઈશ્વરનું શરીર અને હૃદય મનાય છે, પણ હિંદમાં મન્દિરો તેવાં મનાતાં નથી; ઈશ્વર પ્રતિદિન નવેસર જે સ્વાર્પણ કરે છે તે સ્વાર્પણનાં ધામ આ મન્દિરો છે, એવી ભાવના ત્યાં નથી. એ તો ધનિક લોકોએ સ્થાપેલાં છે, ને તેને માટે તેઓ પ્રશંસાને પાત્ર ગણાય છે. આ કામ માટે તેઓ ઈશ્વરને ત્યાં પુણ્ય જમે કરાવવાની આશા રાખે છે. સાચો ધર્મ એ માણસની અંગત વસ્તુ છે; પ્રત્યેક જીવ એ ધર્મનું મન્દિર છે. વળી આ દાખલામાં તો મન્દિર બંધાવનાર શૂદ્ર જાતિની હતી. એટલે એ મન્દિરમાં પૂજા કરવાનું કામ માથે લેનાર બ્રાહ્મણને લોકાપવાદનો વધારે ડર રહે. રામકુમારે તો મન વાળીને

૧૮૫૫ મા એ કામ સ્વીકાર્યું. પણ તેમના નાના ભાઇ નાતજાતને લગતા સર્વ પ્રશ્નોમાં બહુ કડક હતા; એટલે એમને તો એ બાબતમાં મન વાળતાં ઘણી જ મુશ્કેલી પડી. પણ ધીરે ધીરે એ કામ વિષેનો એમનો અણગમો દૂર થયો; અને બીજે વરસે મોટા ભાઇનો સ્વર્ગવાસ થયો ત્યારે રામકૃષ્ણે તેમની જગા લેવાનો નિશ્ચય કર્યો.

## ટિપ્પણો

૧. નોંધ—મારા યુરોપવાસી વાચકોને માટે એટલી ચેતવણી આપવી જોઇએ કે આ બાળપણનું વર્ણન કરવામાં મેં મારી ટીકા-વૃત્તિનો ઉપયોગ કર્યો નથી ( જોકે એ વૃત્તિ ઊમરા પર ચોકી કરતી તો બેઠેલી જ છે ). હું તો કેવળ દંતકથાનો અવાજ, કૃષ્ણની આંગળી-ઓ નીચે રહેલી બંસી, બન્યો છું. જે હકીકતો આ ચરિત્રમાં અપાઇ છે તે ખરેખર બનેલી કે કેમ એની તપાસમાં આપણે અત્યારે ઊતરવા-ની જરૂર નથી; પણ માણસોનાં મન પર તેની જે જીવંત અસર પડી છે તેનો વિચાર જ અહીં કરવો બસ થશે. એ જાળને ઉકેલવા બેસવું એ સમય અને શક્તિનો નકામો વ્યય છે. હું પોતે તો સારા કારીગરની આંગળીઓ વડે રચાયેલા સ્વપ્નનું નિરીક્ષણ કરવા ઇચ્છું છું. એક મોટા વિદ્વાને આપણને આ બાબતમાં દાખલો બેસાડ્યો છે. મેક્સમૂલર પશ્ચિમની સમીક્ષાપદ્ધતિને નિષ્ઠાપૂર્વક અનુસરનારા હતા, તેની સાથે તેમને વિચારોના ઇતર પ્રકારો વિષે પણ આદર હતો. તેમણે વિવેકા-નન્દને મોઢેથી પરમહંસનું ચરિત્ર સાંભળ્યું, અને તે પોતાના નાનકડા કીમતી પુસ્તકમાં શબ્દશઃ ઉતાર્યું. ( આ પુસ્તકનું નામ છે 'રામકૃષ્ણ, હિઝ લાઇફ ઍન્ડ સેઇંગ્ઝ'. તે ૧૮૯૮ માં પ્રસિદ્ધ થયેલું. ) કેમકે તેઓ

કહેતા કે સમકાલીન માણસો પોતે જોયેલા કે અનુભવેલા બનાવોનું વર્ણવવા માટે જે 'સંવાદ અથવા વાદની પદ્ધતિ'નો ઉપયોગ કરે છે તે પદ્ધતિમાં વિશ્વાસપાત્ર ને જીવતા સાથીઓને હાથે વાસ્તવિક સત્યનો એક પ્રકારનો વિપર્યય થાય છે એ ખરું; છતાં એમનો પુરાવો એ ઇતિહાસનું એક અનિવાર્ય અંગ છે. સત્યનું સર્વ પ્રકારનું જ્ઞાન એ મન અને ઇન્દ્રિયો દ્વારા થયેલો વિપર્યય જ હોય છે. એટલે શુદ્ધ બુદ્ધિ ને સત્યનિષ્ઠાથી કરેલો સર્વ વિપર્યય તે સત્ય જ છે. આવા માણસોને જે દર્શન થયું હોય છે તેનું મૂલ્ય કેટલું છે, ને એ દર્શન કઇ દૃષ્ટિથી થયું છે, તેનો નિર્ણય સમીક્ષક બુદ્ધિએ, આગળ ઉપર કરવો જોઇએ; અને મૂળ વસ્તુને વિકૃત રૂપે રજૂ કરનારા, મનરૂપી દર્પણમાં પડેલા પ્રતિબિંબને તેણે હંમેશાં લક્ષમાં લેવું જોઇએ.

૨. સ્ત્રીપુરુષસંયોગ વિના જ ગર્ભાધાન થયાનાં કેટલાંયે દૃષ્ટાન્તો ભારતની પુરાણકથાઓમાં આપેલાં છે.

૩. ચૈતન્ય (૧૪૮૫–૧૫૩૩) બંગાળના એક બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હતા. તેમણે ધર્મશાસ્ત્ર, ફિલસૂફી ને સંસ્કૃતના મોટા વિદ્વાન તરીકે નામના મેળવી; અને પછી જૂના ધર્મની, તથા તેની જોડે સંકળાયેલા ને આત્માની પ્રગતિને રોકનારા કર્મકાંડની, ધૂળ ખંખેરી નાખી. ઈશ્વર સાથેના અનુસંધાન અથવા તાદાત્મ્ય પર રચાયેલા નવા ભક્તિમાર્ગનો ઉપદેશ કરવા તે રાજમાર્ગો પર ફરવા લાગ્યા. સર્વ ધર્મોનાં ને સર્વ નાતજાતનાં સ્ત્રીપુરુષો ભાઇભાંડુ હોઇ તેમને માટે, તેમજ અવર્ણો માટે પણ, આ માર્ગના દરવાજા ખુલ્લા હતા; મુસલમાનો, હિંદુઓ, ભિખારીઓ, અંત્યજો, ચોરો, વેશ્યાઓ સહુ એમનો ધગધગતો સંદેશો સાંભળવા ભેગાં થતાં; અને હૃદયને શુદ્ધ કરી, નવું બળ મેળવી ચાલ્યાં જતાં.

એક સૈકા દરમ્યાન અદ્‌ભુત કવિઓની એક હારમાળા ચાલી; ને

તેનાં ગીતોએ એક અસાધારણ 'જાગૃતિ'નાં પગરણ માંડ્યાં. આ ગાયકોમાં સર્વશ્રેષ્ઠ તે ચંડીદાસ હતા. તે બંગાળના એક ખંડેર થઈ ગયેલા મન્દિરના નિર્ધન પૂજારી હતા. એક જુવાન ખેડૂત કન્યાને તેમણે પોતાનો પ્રેમ અર્પણ કર્યો હતો. એ યુવતીને દેવીરૂપ કલ્પી તેમણે, અનેક અમર લઘુકાવ્યો દ્વારા, તેની સ્તુતિ કરી. આ દેવીસ્તોત્રોમાં જે હૃદયસ્પર્શી સૌન્દર્ય છે તેનાથી ચડી જાય એવું એકે સ્તોત્ર આપણા યુરોપના ભંડારમાં નથી. વિદ્યાપતિ દરબારમાં રહેનાર બ્રાહ્મણ હતા. તેમને પ્રેરણા આપનાર એક રાણી હતી. સાદા ચંડીદાસમાં જે સંપૂર્ણતા સહજ હતી તે વિદ્યાપતિએ સુસંસ્કૃત કલા દ્વારા મેળવી; પણ એમનો સૂર વધારે આનંદથી ભરેલો છે. ( મારી સનાતન ઇચ્છા એ છે કે પશ્ચિમનો કોઇ સાચો કવિ આ ગીતોને અહીંના ગુલાબના બગીચામાં લાવીને રોપે તો કેવું સારું ! ત્યાં તે દરેક પ્રેમી હૃદયમાં નવેસર ખીલી નીકળે. )

ચૈતન્યના શિષ્યો આખા બંગાળમાં ફેલાયા. તેમણે ગામડે ગામડે જઇ ગાયન અને નૃત્યની રમઝટ મચાવી. તેમનું આ કીર્તન એ સંગીતનો એક નવો પ્રકાર હતો. ઠેરઠેર ભમતી ને વિવાહ માટે તૈયાર થયેલી કન્યા—મનુષ્યોનો આત્મા—જેમ દેવી પ્રેમને શોધે છે, તેના જેવી સ્થિતિ આ ભમતા ગાયકોની હતી. ગંગામાં હોડી ચલાવનાર ખેરવાએ તેમજ ખેડૂતોએ આ જાગેલા ઊંઘનારનું સ્વપ્નું ઉપાડી લીધું, અને એના મધુર પડઘા હજી રવીન્દ્રનાથ ઠાકુરની સર્વોચ્ચ કલામાં—ખાસ કરીને 'ગાર્ડનર' અને 'ગીતાંજલિ'માં—ભરેલા છે. બાળક રામકૃષ્ણના પગ એ કીર્તનોના તાલ પ્રમાણે નાચતા. તેમણે આ વૈષ્ણવ સંગીતના દૂધનું પાન કર્યું; અને એમ કહેવું સાચું છે કે તેઓ પોતે એ સંગીતની સર્વોત્તમ કૃતિ બન્યા, તેમનું પોતાનું જીવન એવું સુંદરતમ કાવ્ય બન્યું.

૪. રામકૃષ્ણના વિદ્વાન શિષ્યે—' રામકૃષ્ણકથામૃત 'ના લેખક

મહેન્દ્રનાથ ગુપ્તે—લખેલા એક કાગળમાં આ પ્રશ્નને લગતા અમુક મુદ્દાઓનો ખુલાસો આપેલો છે.

રામકૃષ્ણને વૈષ્ણવ મહાકવિઓનો પરિચય હતો ખરો; પણ એમ દેખાય છે કે ગામડાંમાં જે ખેલો ભજવાય છે, તે જેને ' જાત્રા ' કહે છે, તેમાં આ કવિઓનાં કાવ્યોનાં જે લોકપ્રિય રૂપાન્તરો વપરાતાં તેમાંથી મુખ્યત્વે રામકૃષ્ણે એ વિષયનું જ્ઞાન વીણીને ભેગું કરેલું. એવી એક ' જાત્રા 'માં તેમણે શિવનો ભાગ ભજવેલો. ચૈતન્યની પ્રેરણા તેમને ખાસ કરીને ૧૮૫૮ પછી મળેલી, અને છેવટે પોતે જ ચૈતન્ય છે એમ તે માનતા થયેલા. જુવાન નરેન ( વિવેકાનન્દ ) જોડે થયેલા છેક, શરૂઆતના સંવાદોમાં જ એકવાર તેમણે નરેનને એમ કહીને ભડકાવેલા કે 'પાછલા એક જન્મમાં હું ચૈતન્ય હતો.' ચૈતન્યનું જે ઈશ્વરદર્શનને લગતું રહસ્ય હતું, ને જે બંગાળમાં ભુલાઈ ગયું હતું, તેને ફરી સજીવન કરવા રામકૃષ્ણે ઘણો પ્રયત્ન કર્યો.

# ૨. કાલીમાતા

કાલીના આ જુવાન પૂજારીની ઉંમર વીસ વરસની હતી. તેમણે ક્રૂર દેવી વિકરાળ સ્વામિનીની સેવા કરવાનું કામ લીધું હતું એની તેમને ખબર નહોતી. જેમ કોઈ વાઘણ ધીરે ધીરે ઘુરૂરૂર્ અવાજ કરી પોતાના શિકારને મોહ પમાડે, એની પેઠે આ પૂજારીએ એ દેવીની ચળકતી આંખો આગળ મન્ત્રમુગ્ધ થઈને જે દસ વરસનો લાંબો ગાળો પસાર કર્યો તેમાં એ દેવી એમને પોતાનું ભક્ષ્ય બનાવવાની હતી, ને એમની જોડે ગેલ કરવાની હતી. પૂજારી એની જોડે મન્દિરમાં એકલા રહેતા, પણ તેમની આસપાસ તો જોશભેર ચક્કર ચક્કર કરતો મોટો વટોળ મચેલો રહેતો. કેમકે અનેક યોગીભક્તોના ટોળાનાં મુખમાંથી નીકળેલા ધગધગતા નિઃશ્વાસની ધૂળનાં મોજાં એ મન્દિરના દ્વારમાં થઈ, ચોમાસાના પવનની પેઠે, ઊડીને અંદર આવતાં હતાં. ત્યાં અગણિત યાત્રીઓ — સંન્યાસીઓ, સાધુઓ, ફકીરો, હિંદુ તેમજ મુસલમાન —આવતા. ઈશ્વર પાછળ પાગલ થયેલા માણસોનો એ સંઘ હતો.[1]

મન્દિરની ઇમારત ઘણી વિશાળ હતી. તેને પાંચ ઘૂમટ હતા, ને તેના પર કળશવાળાં શિખરો હતાં. ગંગાને કાંઠે એક ખુલ્લા ચોગાનમાં આવેલાં બાર નાનાં, ઘૂમટવાળાં શિવમન્દિરોની બેવડી હાર વચ્ચે થઈને આ મન્દિરમાં જવાતું. એક મોટા ચોખૂણિયા ફરસવાળા ચોગાનની બીજી બાજુ, કાલીના મન્દિરની જોડે રાધાકૃષ્ણનું વિશાળ મન્દિર હતું. પ્રતીકોની આખી દુનિયા અહીં ખડી કરેલી હતી—પ્રકૃતિમાતા (કાલી)ની ત્રિગુણાત્મિકા ત્રિમૂર્તિ, નિર્ગુણ પરબ્રહ્મ (શિવ), અને પ્રેમ (રાધાકાન્ત : કૃષ્ણ, રાધા) એ સર્વ ત્યાં હતાં; ને મન્દિરની કમાન સ્વર્ગ અને પૃથ્વીને જોડતી હતી. પણ એ સહુમાં કાલીનું સ્થાન સર્વોપરી હતું.

જગતની ને દેવોની એ મમાળી મન્દિરમાં રહેતી હતી. તેની મૂર્તિ કાળા પાષાણની હતી. ને તેને બનારસનાં ભભકાદાર વસ્ત્રો પહેરાવાતાં. તે શિવના, ભૂમિ પર લંબાયેલા, દેહ પર નાચતી હતી. ડાબી બાજુના તેના બે હાથમાં ખડ્ગ અને નરમુંડ હતાં: જમણી બાજુના એક હાથ વડે તે દાન આપતી હતી, ને બીજે હાથે નિશાની કરીને કહેતી હતી કે ' આવો ! ડરશો નહીં !...'. એ પ્રકૃતિ હોઇ, સંહારક અને સર્જક હતી. એટલું જ નહીં પણ જેને સાંભળવા માટે કાન હોય તેમને માટે તે એથીયે કંઇક વિશેષ હતી. એ જગન્માતા હતી. રામકૃષ્ણે કહેલું : ' એ મારી મા સર્વશક્તિમાન છે. ને જુદાં જુદાં રૂપ ને અનેક અવતાર ધારણ કરીને તેનાં બાળકો આગળ પ્રગટ થાય છે. ' એ સાકાર ઈશ્વર છે. તે વિશેષ અધિકારવાળાને નિરાકાર ઈશ્વર તરફ દોરી જાય છે, ' અને એની મરજી હોય તો તે પ્રાણીમાત્રનાં મનમાંથી અહંકારનો છેલ્લો છાંટો પણ હરી લે છે, ને એ અહંકારને પરબ્રહ્મના—અવ્યાકૃત ઈશ્વરના—તાનમાં લીન કરી દે છે. તેની કૃપાથી પરિમિત જીવ અપરિમિત જીવ—અર્થાત્ આત્મા કે બ્રહ્મ—માં ભળી જાય છે, ને તેનો નોખો જીવભાવ શમી જાય છે. '

પણ સર્વ સત્પદાર્થોનું અભેદ — સાક્ષાત્કારની ગાઢી રીતે નહિ, પણ બુદ્ધિ દ્વારા આડકતરી રીતે પણ — જ્યાં સધાય છે, એ સત્યદર્શનની સ્થિતિથી આ વીસ વરસના પૂજારી હજુ ઘણુ દૂર હતા. એ તો હજુ દૈવી કે માનુષી કોટિના એવા જ સત્યને જોઇ સમજી શકતા હતા, જે સત્ય આંખથી જોઇ શકાય, કાનથી સાંભળી શકાય, ચામડીથી અડી શકાય એવું હોય. આ વિષયમાં પ્રજાના મોટા ભાગના લોકોની ને તેમની પોતાની વચ્ચે ઝાઝો ફરક નહોતો. રોપના આસ્તિકોને—કેથલીક કરતાં પણ વધારે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓને— સૌથી વિશેષ આશ્ચર્યકારક વસ્તુ એ લાગે છે કે ભારતના આસ્તિકોને જે તત્ત્વદર્શન થાય છે તેમાં તેઓ જાણે ઈશ્વરને, તે આકારવાળો

હોય એવી રીતે, નજર સામે આબેહૂબ જુએ છે. આગળ ઉપર એક-વાર વિવેકાનન્દે રામકૃષ્ણને પૂછ્યું: 'આપે ઈશ્વરને જોયા છે?' ત્યારે તેમણે જવાબ આપ્યો: 'હું જેમ તમને જોઉં છું તે જ પ્રમાણે ઈશ્વરને જોઉં છું; માત્ર ઈશ્વર મને બહુ જ વધારે આબેહૂબ દેખાય છે.' એનો અર્થ એ કે એ ઈશ્વર તેમને મન નિર્ગુણ નિરાકાર નથી; જોકે તેમણે તો નિર્ગુણ ઈશ્વરના સાક્ષાત્કારની પણ સાધના કરી હતી.

આવું દર્શન કરવું એ કંઈ દૈવી પ્રેરણાવાળા થોડાક માણસોનો આગવો અધિકાર નથી. શુદ્ધ હૃદયવાળો દરેક હિંદુ ભક્ત એ સ્થિતિ સહેલાઈથી પ્રાપ્ત કરે છે—તેમનામાં આજે પણ સર્જનશીલ જીવનનો એ ઝરો એટલો બધો છલકાય છે, ને તેમાંથી તાજાં નિર્મળ નીર હજુ પણ વહી રહ્યાં છે. અમારી એક ઓળખીતી મહિલા નેપાળની એક જુવાન રાજકુમારી જોડે મન્દિરે ગઈ હતી. રાજકુમારી રૂપવતી, બુદ્ધિશાળી ને સુશિક્ષિત કન્યા હતી. તેની સોબતી તેને મન્દિરમાં મૂકી ચાલી ગઈ. મન્દિરમાં એક જ દીવો હતો. તેના ઝાંખા અજવાળામાં ધૂપની સુગંધ ભરી હતી. એવી એ માદક શાન્તિમાં રાજકુમારીએ ઘણો વખત ધ્યાન ધર્યું. તે પાછી આવી ત્યારે તેણે પોતાની સોબતીને બહુ ધીરે રહીને કહ્યું: 'મેં રામને જોયા ..'

તો પછી 'ઘેરા શ્યામ રંગવાળી મા'નાં દર્શન રામકૃષ્ણને થયા વિના કેમ રહે? એ દૃષ્ટિગોચર કાલી તે તો પ્રકૃતિનાં બળોનો, તથા દૈવી શક્તિનો અવતાર હતી. આ ઓરૂપ ધારણ કરીને તે મર્ત્ય માનવોની વચ્ચે વિહરે છે ને તેમની જોડે સંપર્ક સાધે છે. તેણે પોતાના મન્દિરમાં રામકૃષ્ણને પોતાના શરીરની સુગંધમાં ઘેર્યા, પોતાનાં ભુજ-પાશમાં વીંટી દીધા, ને પોતાના વાળમાં ગૂંથી લીધા. એ કંઈ સ્થગિત હાસ્યવાળી જડ મૂર્તિ નહોતી, ને કેવળ સ્તોત્રોથી સન્તોષ પામનારી નહોતી. તે તો જાગતીજ્યોત હતી. તે શ્વાસોચ્છ્વાસ લેતી, પોતાના આસન પરથી નીચે ઊતરતી, નૈવેદ્ય આરોગતી, ચાલતી, ને પાછી

સૂઈ જતી. મન્દિરની પૂજા અધીનભાવે તેની દિનચર્યાના તાલને અનુસરતી. દરરોજ સવારે પડો ફાટતાં નાની ઘંટડીઓનો કલરવ થતો, અને આરતી ઉતારવામાં આવતી. ગાયનશાળામાં વાંસળીઓમાંથી સ્તોત્રોના સૂર નીકળતા, ને તેની જોડે ઢોલ અને કાંસીજોડાની રમઝટ જામતી. ત્યારે માતા જાગતી. જાસવંતી ને ગુલાબથી મઘમઘી રહેલા બાગમાંથી તેના શણગાર માટે ફૂલની માળાઓ ગૂંથવામાં આવતી. સવારે નવ વાગે સંગીત વડે માતાનું પૂજા માટે આવાહન થતું, અને તેમાં તે પધારતી. મધ્યાહ્ને પૂજારી તેની જોડે ચાલી તેને (મન્દિરના વાયવ્ય ખૂણામાં) રૂપાના હીંડોળામાં સુવાડતા, અને તેને ઊંઘાડવા માટે ફરી સંગીત ચાલતું. સાંજે ૭ વાગે તે ફરી દર્શન દેતી ત્યારે પાછો સંગીનથી એનો સત્કાર થતો. સૂર્યાસ્ત વેળાએ સાયંપૂજા માટે સંગીતની જોડે, દીવડાઓની જ્યોત વડે, આરતી ઉતારવામાં આવતી; શંખ વાગતા; ને નાનકડી ઘંટડીઓનો અવિરત કલરવ ચાલતો. છેવટે રાતે નવ વાગે શયનની વેળા થતી, ને માતા પોઢી જતી

એ બધી દિનચર્યા આ પૂજારી દેવીની નજીક રહીને કરતા. તે એને વાગા પહેરાવતા ને ઉતારી લેતા; એને ફૂલ ચડાવતા ને નૈવેદ્ય ધરાવતા. એ રાણી જાગે ને પોઢી જાય ત્યારે તેની તહેનાતમાં રહેનાર સેવકો જોડે એ પણ સામેલ રહેતા. પછી એમના હાથમાં, એમની આંખોમાં, એમના હૃદયમાં, એ દેવીના દેહમાં રહેલી શક્તિનો સંચાર થયા વિના કેમ રહે? એનો પ્રથમ સ્પર્શ થતાં જ, કાલીનો ડંખ એમની આંગળીઓમાં રહી ગયો, ને તેણે એ એને સદાને માટે એકાકાર બનાવી દીધાં.

પણ કાલી પોતાનો ડંખ એમના દેહમાં મૂકીને નાસી ગઈ, ને એમનાથી દૂર ને દૂર રહેવા લાગી. એ ભમરીએ એમને પોતાના પ્રેમ વડે ડંખ તો માર્યો, પણ પછી તે પોતાના પથ્થરના ખોળિયામાં સંતાઈ ગઈ, અને પૂજારી ઘણો પ્રયત્ન કર્યા છતાં એને ફરી જીવતી કરી

શક્યા નહીં. એમનું હૃદય એ મૂગી દેવીને માટે તલસતું હતું. એને સ્પર્શ કરવો; એને આલિંગન આપવું; એ જીવતી છે એવું ચિહ્ન, એક દૃષ્ટિપાત, એક નિઃશ્વાસ, એક સ્મિત એની પાસેથી મેળવવું; એ એમના જીવનનું એકમાત્ર ધ્યેય બની ગયું. મંદિરના બગીચામાં જંગલ જેવી ઝાડીવાળો ભાગ હતો ત્યાં તે પેઠકાઇને પડ્યા, ને ધ્યાન અને પ્રાર્થના કરવા લાગ્યા. તેમણે પોતાનાં સર્વ વસ્ત્રો કાઢીને ફેંકી દીધાં; કોઇ બ્રાહ્મણ જનોઇ ઉતારે નહીં તે જનોઇ પણ ફગાવી દીધી. પણ માતા પ્રત્યેના પ્રેમે તેમને એટલો પાઠ શીખવ્યો હતો કે કોઇ પણ માણસ પોતાના સર્વ રાગદ્વેષ તજી ન દે ત્યાં સુધી તેનાથી ઈશ્વરનું ધ્યાન થઇ શકે નહીં. કોઇ ખોવાયેલા બાળકની પેઠે તે રડી-રડીને માતાને દર્શન દેવા વીનવવા લાગ્યા. આવો નિષ્ફળ પ્રયત્ન કરતાં જેમ જેમ દિવસ જાય તેમ તેમ એમની વ્યાકુળતા વધતી જાય. છેવટે પોતાના દેહ પરનો સઘળો કાબુ ગુમાવી બેઠા. તે નિરાશાથી જમીન પર, મન્દિરમાં દર્શને આવેલા લોકોના દેખતાં, આળોટતા. લોકોમાંથી કોઇ એમની દયા ખાતા, કોઇ મશ્કરી કરતા, ને કોઇ નિન્દા પણ કરતા. પણ એમને પોતાને એમાંથી કશી વાતની પરવા નહોતી. એમને તો એક જ વસ્તુની લગની લાગી હતી. એમને એટલી ખબર હતી કે પોતે અપાર સુખને કાંઠે આવીને ઊભેલા છે—અને હવે કેવળ એક પાતળો પડદો જ એ સુખ મેળવવામાં આડે આવે છે, પણ એ પડદો ફાડી નાખવાનું સામર્થ્ય પોતાનામાં નથી ધર્મપરાયણ ભારતે સેંકડો વરસ થયાં અતિશય ઝીણવટથી જેની નોંધ કરી હતી ને જેના નિયમો ઘડી રાખ્યા હતા તે સમાધિશાસ્ત્રની એમને કશી ખબર નહોતી; એટલે તે આંધળા સન્નિપાતના જોરથી હાંફળાફાંફળા ભમે ત્યાં ભમતા હતા. એમના મનમાં જે ભાવાવેશ આવતો તે કોઇ એક બિન્દુ પર એકાગ્ર થયેલો નહોતો તેમ તેને કશા નિયમની મર્યાદા નહોતી; એટલે એમનો પોતાનો નાશ થાય એવો ઘણો ભય હતો. જે અવિચારી યોગી ચાલતાં ચાલતાં ઊંડી ખાઇની છેક કોર સુધી પહોંચી જાય છે તેને માટે

મૃત્યુ વાટ જોતું બેઠું હોય છે. રામકૃષ્ણને એ ઉન્માદના દિવસોમાં જેમણે જોયેલા તેઓ કહે છે કે તેમનું મોં ને તેમની છાતી લોહીના ધસારાથી લાલચોળ થઇ જતાં, આંખો આંસુથી છલકાતી, ને શરીર આવેશથી કાંપી ઊઠતું. એમના શરીરની સહનશક્તિની હદ આવી ગઇ હતી. માણસ આવી સ્થિતિએ પહોંચે, એટલે તે કાં તો વાઇના ફેફરારૂપી અંધકારમાં ઊતરી પડે—અથવા તો તેને ઇષ્ટદેવનું દર્શન થાય; એ સિવાય ત્રીજો રસ્તો તેને માટે રહેતો નથી.

પેલો પડદો એકાએક ખસી ગયો ને તેમને દર્શન થયું !

એને વિષે તેમનાં પોતાનાં જ વચન સાંભળીએ.[૨] આપણી પોતાની ભૂમિમાં 'ઇશ્વર પાછળ પાગલ થયેલા' લોકોના, યુરોપના આપણા પોતાના મહાન તત્ત્વદ્રષ્ટાઓના, સૂર સાથે આપણા કાનમાં રામકૃષ્ણની આ વાણી પણ રણકી ઊઠે છે:

'એક દિવસ મારું હૃદય અસહ્ય વેદનાથી ભેદાઇ જવા લાગ્યું. ભીના કકડાને નિચોવવામાં આવે એમ મારું હૃદય નિચોવાતું હોય એવો ભાસ મને થયો...મને સૂળો ભોંકાતી હોય એવું દર્દ થતું હતું. મને દેવીના આ દર્શનનો લાભ કદી નહીં મળે એ વિચારથી મારામાં ભયંકર ઘેલછા આવી ગઇ. મને મનમાં થયું કે એમ જ બનવાનું હોય, તો આ જિંદગીને છેલ્લા રામરામ કરવા સારા છે ! કાલીના નિજમન્દિરમાં એક તલવાર લટકતી હતી. મારી નજર તેના પર પડી, અને વીજળીના ઝબકારાની પેઠે એક વિચાર મનમાં ઝબૂકી ઊઠ્યો. "તલવાર ! એ મને જીવનનો અન્ત આણવામાં મદદ કરશે." હું કૂદીને ત્યાં ગયો, ને પાગલની પેઠે ઝડપ મારી મેં તલવાર હાથમાં લીધી...અને અહાહા ! એ આખો દેખાવ, બારણાં, બારીઓ, ને ખુદ મન્દિર સુદ્ધાં બધું જ અલોપ થઈ ગયું...કોઇ પણ વસ્તુ જાણે હસ્તીમાં રહી જ ન હોય એવો ભાસ થયો. તેને બદલે મેં ચૈતન્યનો અફાટ, અમર્યાદ, ઝગારા મારતો મહાસાગર જોયો. મેં જે જે દિશામાં

નજર ફેરવી ત્યાં બધે પ્રચંડ તેજનાં મોજાં ઊંચે આવતાં હતાં. તે જાણે મને ગળી જવા માગતાં હોય એમ તેમણે ઘોર ગર્જના કરી મને નીચે પટકી દીધો. એક પળમાં તો તે મારી ઉપર ફરી વળ્યાં. તેમણે મારી ઉપર પછાડ ખાધી, ને મને દબાવી દઇ ચોમેરથી ઘેરી લીધો. હું ગુંગળાયો. મારું ભાન જતું રહ્યું, ને હું પડી ગયો...એ દિવસ તેમજ તે પછીનો દિવસ મેં કેવી રીતે પસાર કર્યો તે હું જાણતો નથી. મારી આસપાસ અવર્ણનીય આનન્દનો મહોદધિ ઊછળતો હતો. અને મારા અંતરના છેક ઊંડાણમાં મને એવું ભાન હતું કે હું જાણે માતાના સાંનિધ્યમાં છું."[૫]

અહીં ખાસ ધ્યાન ખેંચે એવી વાત એ છે કે આ સુન્દર વર્ણનમાં છેવટ સુધી દેવીમાતાનું નામ આવતું નથી; એ તો પેલા મહાસાગરમાં મળી ગઇ હતી. જે શિષ્યોએ પછીથી રામકૃષ્ણના ચોક્કસ શબ્દ ટાંક્યા છે તેમણે રામકૃષ્ણને પૂછ્યું: 'આપને ખરેખાત દેવીની આકૃતિ દેખાયેલી ?' 'તેમણે ઉત્તર આપ્યો નહીં, પણ સમાધિ ઊતરતાં તેઓ ખેદસૂચક અવાજે ગગણવા લાગ્યા: મા...મા!'

મારા સાહસ માટે વાચકો મને ક્ષમા કરે; પણ મારો પોતાનો મત એવો છે કે તેમણે કશું જોયું નહોતું, પણ તેમને દેવીના સર્વવ્યાપી સાંનિધ્યનું જ્ઞાન થયું હતું. એ મહાસાગરને તેમણે દેવીના નામથી ઓળખ્યો. જરા હળવું દૃષ્ટાન્ત આપવું હોય, તો એમ કહી શકાય કે તેમનો અનુભવ સ્વપ્નના જેવો હતો. સ્વપ્નમાં મન જે સત્ત્વના વિચારોથી ભરાઈ જાય છે તે સત્ત્વનું નામ તે કોઇ સાવ જુદી જ આકૃતિને લાગુ પાડે છે, ને એમાં એને કશી અસંગતિ દેખાતી નથી: જે પદાર્થને વિષે આપણને પ્રેમ હોય છે તે વસ્તુમાત્રમાં છે; જગતની સર્વ આકૃતિઓ તેનાં જ પરિધાન છે. જે સમુદ્ર રામકૃષ્ણ પર ઊલટયો તેને કિનારે મને તત્કાળ આવિલાની સાધ્વી ટેરેસાની આકૃતિ દેખાય છે. પોતે અનન્ત અપરિમિત તત્ત્વમાં લીન થઈ ગઇ છે એમ એને પણ

લાગતું હતું. પણ ઉત્કટે એની ખ્રિસ્તી ધર્મશ્રદ્ધાએ મૂકેલી મર્યાદા એની આડે આવી; અને તે ઉપરાંત તેના, નિરંતર ચોકી કરનારા, ધર્મગુરુઓએ તેને કડક શિખામણ આપી; એટલે તેણે પોતાની દૃઢ શ્રદ્ધાને કોરે મૂકી એમ જ માન્યું કે—ઈશ્વર—માત્ર—માનવપુત્ર ઇશુ—ખ્રિસ્તની આકૃતિમાં જ વસે છે.

પણ ભક્ત રામકૃષ્ણને પોતાના હૃદયની વૃત્તિ સામે લડાઇ કરવી પડી નહીં. એ વૃત્તિ તો ઊલટી તેમને નિરાકાર તત્ત્વ પરથી ઈશ્વરના આકાર રૂપ તરફ દોરી ગઇ. એમની પોતાની ઇચ્છા એવી હતી; કેમકે એમણે એકવાર એક પળને પણ માટે એ રૂપ જોયું ને હૃદયમાં સંઘર્યું કે પછી તેના વિના જીવવું તેમને માટે અશક્ય થઇ ગયું. તે દિવસથી માંડીને તેમને જો એ જ્યોતિર્મય દર્શન ફરી ફરી નિરંતર ન થયું હોત, તો તેમના જીવનનો અન્ત આવ્યો હોત. એ દર્શન વિના એમને મન જગત મરેલું હતું, અને જીવતા માણસો નર્યાં પડછાયા—પડદા પર ચીતરેલા આકારો—જ હતા.

પણ એ અમર્યાદ તત્ત્વને કોઇ મોઢામોઢ જુએ ને છતાં તેની કિંમત તેને ન ભરવી પડે એવું બનતું નથી. એ પ્રથમ સમાગમનો આઘાત એવો સખત થયો કે તેમની આખી કાયા કંપારીની સ્થિતિમાં રહી ગઇ. તેઓ આસપાસના માણસોને જોતા ત્યારે આખ આગળ જાણે વહેતા ધૂમસનો પડદો હોય, રૂપાનાં મોજાં ઓસરી જતાં હોય ને તેમાંથી અગ્નિના તણખા ઊડતા હોય, એમ લાગતું. આંખો, શરીર ને મન પરથી તેમનો કાબુ છૂટી ગયો; કોઇ બીજી સંકલ્પશક્તિ તેમને દોરી રહી હતી; ને તેમને કેટલીક ભયાનક ઘડીઓમાંથી પસાર થવું પડયું. તેઓ કાલીમાને પોતાની વહારે ધાવા પ્રાર્થના કરતા

પછી એકાએક એમને સમજ પડી. માતાએ એમના દેહમાં સંચાર કર્યો તેમણે એનો સામનો કરવો છોડી દીધો. માતાએ એમના અંતરને સભર ભરી દીધું. અને પેલા ધૂમસમાંથી ધીરે ધીરે દેવીની

ભૌતિક આકૃતિ નીકળી—પહેલાં એનો એક હાથ, પછી એનો શ્વાસ, એની વાણી, ને છેવટે એનું આખું શરીર નીકળ્યું. એ કવિને થયેલાં સેંકડો અદ્ભુત દર્શનોમાંના એકનું વર્ણન આ રહ્યું:

સાંજનો વખત હતો. દિવસનો પૂજાવિધિ પૂરો થઈ ગયો હતો. માતા પોઢી ગયાં હતાં, ને પૂજારી મન્દિર બહાર ગંગાકાંઠે આવેલી પોતાની ઓરડીમાં પાછા આવ્યા હતા. પણ તેમને ઊંઘ આવી નહીં. તે સાંભળી રહ્યા......તેમને કાને અવાજ આવ્યો તે પરથી તેમણે જાણ્યું કે દેવી ઊઠી; તે નાની બાળાના જેવા ઉમંગથી મન્દિરને ઉપલે માળે ગઈ. ચાલતી વખતે તેના નૂપુરની ઘુઘરીઓનો રણકાર થઈ રહ્યો. રામકૃષ્ણને થયું કે હું સ્વપ્નું તો જોતો નથી! તેમની છાતીમાં હૃદય જોરથી ધડકવા લાગ્યું. તેમણે બહાર પ્રાંગણમાં જઈ માથું ઊંચું કર્યું. તેમણે દેવીને પહેલા માળના ઝરૂખામાં વાળ છૂટા મૂકીને ઊભેલી જોઈ. એ રળિયામણી રાતે ગંગાનો પ્રવાહ છેક દૂર આવેલા કલકત્તાના દીવા સુધી ચાલ્યો જતો હતો, તેને દેવી નિહાળી રહી હતી...

એ પળથી રામકૃષ્ણનાં દિવસો ને રાતો દેવીના સતત સાંનિધ્યમાં પસાર થવા લાગ્યાં. તમનો સંપર્ક નદીના પ્રવાહ જેવો અખંડિત બની ગયો. છેવટે તેઓ દેવી જોડે તદ્રૂપ થઈ ગયા; અને તેમને અંતરમાં થયેલાં દર્શનનું તેજ ધીરે ધીરે બહાર દેખાવા લાગ્યું. એમને જે દર્શન થતું હતું તે દર્શન એમને જોનાર લોકોને પણ થવા લાગ્યું. એમનાં શરીર વાટે, જાણે બારી વાટે દેખાય તેમ, દેવોનાં શરીર દેખાવા લાગ્યાં. મન્દિરની સ્થાપક રાણી રાસમણિના જમાઈ, ને મન્દિરવાળી જગાના માલિક, મથુરબાબુ એક દિવસ રામકૃષ્ણની ઓરડી સામે આવેલી પોતાની ઓરડીમાં બેઠા હતા. રામકૃષ્ણ તેમને જોઈ શકતા નહોતા, પણ તે રામકૃષ્ણને જોઈ શકતા હતા. રામકૃષ્ણ પોતાના ઝરૂખા પર આમતેમ આંટા મારતા હતા એ તેઓ જોઈ રહ્યા. એવામાં ઓચિંતી મથુરબાબુથી ચીસ પડાઈ ગઈ; કેમકે રામકૃષ્ણ એક દિશામાં

જાય ત્યારે શિવરૂપે દેખાતા હતા, ને પાછા ફરી સામી દિશામાં જાય ત્યારે માતારૂપે દેખાતા હતા.

એમના આ ભક્તિના ઉન્માદથી ઘણાખરા લોકોને તો એમની નિન્દા કરવાનું કારણ મળી ગયું. એમનાથી હવે મન્દિરના પૂજાવિધિ કરી શકાય એવું રહ્યું નહીં. પૂજા ચાલતી હોય ત્યાં વચ્ચે જ એકાએક એમને ભાવાવેશ આવી જતો; તે બેભાન થઇ જતા, ઊભા હોય ત્યાંથી એકાએક જમીન પર પડી જતા, ને અંગો અકડાઇ જતાં. એવે વખતે એમનાથી શરીરના સાંધા પર કાબુ રાખી તેનો ઉપયોગ કરી શકાતો નહીં, અને ટાયા પૂતળાના જેવી નિશ્ચેષ્ટ બની જતી. બીજે કેટલેક પ્રસંગે તે દેવી જોડે અતિશય વિચિત્ર ગણાય એવો પરિચય બતાવવાની છૂટ લેતા.[૭] પૂજનાં કામ અધૂરાં રહી જતાં. તે કદી આંખો મીંચતા નહીં. તેમણે ખાવાનું છોડી દીધું. તેમનો ભત્રીજો તેમની જોડે રહેતો હતો; તેણે જો તેમની અતિ અગત્યની હાજતો વિષે કાળજી ન રાખી હોત, તો તેમનો દેહ છૂટી ગયો હોત. આવી સ્થિતિનાં જે માઠાં પરિણામો આવ્યાં તેવાં પરિણામ આપણા પશ્ચિમના દૃષ્ટાઓને પણ ભોગવવાં પડયાં છે. તેમની ચામડીમાંથી લોહીનાં ઝીણાં બૂંદ ઝરવા લાગ્યાં. તેમનું આખું શરીર અગ્નિથી બળતું હોય એવું લાગવા માંડયું. તેમનો આત્મા ધગધગતી ભઠ્ઠીરૂપ બની ગયો; ને દેવો એ અગ્નિની ઊછળતી જ્વાળાઓ હતા. અમુક વખત પછી તેમને પોતાની આસપાસનાં માણસોમાં દેવોનાં દર્શન થવા લાગ્યાં (એક વેશ્યાને તેમણે સીતારૂપે જોઇ; ઝાડને અઢેલી, એક પગ અર્ધો ઊંચો કરી,બીજા પગને ટેકવી, ટટાર ઊભા રહેલા એક જુવાન અંગ્રેજને તેમણે કૃષ્ણરૂપે જોયો ); ત્યારે તે પોતે ઇશ્વરરૂપ બની ગયા. તેઓ કાલી થયા; રામ થયા; કૃષ્ણઘેલી રાધા[૮] થયા; સીતા થયા; અને કપિવર હનુમાન પણ થયા. આમળ ઉપર તેમણે છ મહિના સુધી ગોપીભાવ પણ અનુભવ્યો. આ એક આત્માએ કશા અંકુશ કે

સુકાન વિના પોતાના આવેશનાં ભીષણ મોજાંમાં પડતું મૂક્યું હતું; દેવોને માટે ખાઉધરા બનેલા વરુના જેવી, સહેજે તૃપ્ત ન થાય એવી, ભૂખ એમને ઊપડી હતી. હું આ વિષયની વીગતો વિષે આગ્રહ નથી ધરાવતો, છતાં આવા આત્માના સન્નિપાતોનો વિષય સહેલાઇથી પતાવી દેવાની પણ મારી ઇચ્છા નથી. એ આત્મા દેવોના ભક્ષણ માટે તલસતો હતો; પણ પાછળથી દેવોએ એના પર વેર વાળી એને પોતાનો શિકાર બનાવ્યો. મારા પશ્ચિમવાસી વાચકને ઉતરવાનો મારો જરાયે ઇરાદો નથી. ઈશ્વર પાછળ પાગલ થયેલા આ માણસને હેડમાં પૂરવો જોઇતો હતો કે નહીં એ વિષે નિર્ણય કરવાની છૂટ જેમ મને પોતાને હતી,[૯] તેમ એ વાચકને પણ છે. એવો મત બાંધવાને આપણી પાસે ઠીકઠીક સબળ કારણ છે, કેમકે હિંદમાં પણ અત્યંત પવિત્ર એવા માણસોએ રામકૃષ્ણને જોઇ એવો જ અભિપ્રાય બાંધ્યો હતો. તે વેળા તેમણે ધીરજથી ડાક્ટરોને પોતાના શરીરની તપાસ કરવા દીધી; તેમણે બનાવેલા નકામા ઔષધોપચાર પણ કર્યા; અને આગળ ઉપર જ્યારે તેઓ પોતે ભૂતકાળનો વિચાર કરતા, અને પોતે જે ખાઇમાંથી નાસી છૂટેલા તેના ઊંડાણનો તાગ કાઢતા, ત્યારે પોતાની બુદ્ધિ, તેમજ પોતાની જિંદગી સુદ્ધાં, કેમ ડૂબી ન ગઇ એની એમને પોતાને સમજ પડતી નહી.

પણ આપણી દૃષ્ટિએ અસાધારણ જણાય એવી — અને ખરી મહત્ત્વની — વાત એ છે કે એ બુદ્ધિ ને જિંદગી બંને ડૂબી ન ગઇ, એટલું જ નહીં પણ 'વાવાઝોડાંની ભૂશિર' (કેપ ઓવ સ્ટોર્મ્સ) વટાવીને વિજયપૂર્વક બંદરે પહોંચી ગઈ. ખરું જોતાં આ ભ્રમણાઓનો કાળ વચ્ચે આવી જાય એ એમને માટે જાણે જરૂરનું હતું એમ દેખાય છે. એ અવસ્થામાંથી એમનો આત્મા સંપૂર્ણ આનન્દ અને એકરામ પ્રાપ્ત કરીને ઊઠવાનો હતો, અને જબરદસ્ત સાક્ષાત્કારો કરી તેનો લાભ માનવજાતિને આપવાનો હતો. શરીર અને મન બંનેના રોગો-

પચાર કરનાર મોટા વૈદડાકટરોને માટે અહીં સંશોધનનો એક વિષય પડેલો છે. રામકૃષ્ણના ચિત્તનું આખું મંડાણ તૂટી પડેલું દેખાતું હતું, ને તેના જુદા જુદા અંશો છિન્નભિન્ન થઇ ગયા જણાતા હતા, એ વસ્તુ પુરવાર કરવામાં તો કશી મુશ્કેલી નથી. પણ એ બધા અંશો ફરી પાછા ભેગા થઇ તેમના સમન્વયમાંથી ઉચ્ચતમ કોટિની મનોરચના કેવી રીતે પેદા થવા પામી? જે મકાન ખંડેર થઈ ગયું હતું તેમાંથી ફરી પાછી અગાઉના કરતાં મોટી ઇમારત ઊભી થઇ, ને તેને માટે કેવળ સંકલ્પબળ ઉપરાંત બીજા કશાની જરૂર ન પડી, એ વસ્તુ કેવી રીતે બની? આગળ ઉપર આપણે જોઈશું તેમ, રામકૃષ્ણ પોતાના ઉન્માદના તેમજ પોતાની બુદ્ધિના, દેવોના તેમજ માનવોના, સ્વામી બન્યા હતા. કેટલીકવાર તે પોતાના આત્માનાં ઊંડાં ગહ્વરોનાં દ્વાર ખુલ્લાં મૂકી દેતા; તો બીજે કેટલેક પ્રસંગે તેઓ, અર્વાચીન સૉક્રેટિસની ઢબે, પોતાના શિષ્યો જોડે સ્મિતપૂર્વક સંવાદો ચલાવતા, ને તેમાં કટાક્ષયુક્ત જ્ઞાન અને માર્મિક સદ્ભાવ બંને પૂરેપૂરાં દેખાઇ આવતાં.

પણ ૧૮૫૮માં, એટલે કે અહીં વર્ણવેલી હકીકતો બની તે વખતે, રામકૃષ્ણ હજુ સિદ્ધ દશાએ પહોંચ્યા નહોતા. તેમને હજુ ઘણો રસ્તો કાપવાનો બાકી હતો. તેમના જીવનના આખરી ભાગ વિષે મેં અહીં કંઇક ઉલ્લેખ કર્યો છે તેનું કારણ એ છે કે ઝટપટ કંઇક નિર્ણય બાંધી લેવા સામે હું મારા યુરોપવાસી વાચકોને ચેતવવા માગું છું. મેં પોતે પણ એવી જ ભૂલ કરી હતી. સબૂર! આત્માની ગતિ અકળ હોઈ માણસને મૂઝવનારી નીવડે છે. એટલે આપણે આ કથાનો અન્ત આવે ત્યાં સુધી ધીરજ રાખવી ઘટે છે!

*

વસ્તુતાએ ઈશ્વર પાછળ પાગલ બનેલા આ રખડુ આંખ મીંચીને આંધળાની જેમ ફરતા હતા, ને તેમને રસ્તો બતાવનાર કોઇ ભોમિયો મળ્યો નહોતો. તેઓ રાજમાર્ગ પર ચાલવાને બદલે વાડોનાં ઝાંખરાંમાં થઇને પરાણે રસ્તો કાઢવા મથતા હતા ને ખાઇઓમાં પડતા હતા. છતાં

તેઓ આગળ વધ્યે જતા હતા; જેટલીવાર પડે તેટલીવાર ઊભા થાય. ને આગળ ચાલવા માંડે.

તેઓ અભિમાની કે જક્કી હતા એમ ન માની લેશો. તેઓ તો અત્યંત સરળ માણસ હતા. એમની સ્થિતિ રોગીની છે એમ તમે એમને કહ્યું હોત, તો તેઓ તમને એનો ઇલાજ બતાવવાનું કહેત, અને કોઇ પણ ઇલાજ અજમાવી જોવાની ના પાડત નહીં.

એમને કેટલોક વખત ઘેર કામારપુકુર મોકલવામાં આવ્યા. તેમનાં માતાની ઇચ્છા તેમનું લગ્ન કરવાની હતી. માને આશા હતી કે તેઓ પરણશે તો એનાથી આ દૈવી વળગાડ મટી જશે. તેમણે જરાયે આનાકાની કરી નહીં; ઊલટું તેમણે તો એ વિચાર જાણીને એક પ્રકારનો નિર્દોષ આનન્દ બતાવ્યો. પણ એ કેવું વિચિત્ર લગ્ન હતું! દેવી સાથેના તેમના અનુસંધાન કરતાં આ લગ્ન ઘણું વધારે વાસ્તવિક નહોતું; અરે આત્માની દૃષ્ટિએ જોતાં તો એ કંઇક ઓછું વાસ્તવિક હતું! એ વખતે, એટલે કે ૧૮૫૯માં, કન્યાની ઉમર પાંચ વરસની હતી. આ લખતાં મને થાય છે કે આ હકીકત વાંચી મારા પશ્ચિમવાસી વાચકને કેવો આઘાત લાગશે! એને એ આઘાતમાંથી બચાવી લેવાની મારી ઇચ્છા નથી. બાળલગ્નનો રિવાજ હિંદમાં છે; ને હિંદના કુરિવાજોમાંથી આની સામે યુરોપ અને અમેરિકામાં સૌથી વધારે રોષની લાગણી જાગેલી છે. સહકમાં મિસ મેયોએ થોડાં જ વરસ પર એની ધજા ફરકાવી છે, પણ એ ધજા કાઢીને ચીંથરડા થઇ ગયેલી છે; કેમકે ભારતના સર્વશ્રેષ્ઠ વિચારકો, બ્રાહ્મસમાજ, રવીન્દ્રનાથ ઠાકુર અને ગાંધી[૧૦] ઘણા વખતથી એ રિવાજને વખોડતા આવ્યા છે. વસ્તુતાએ તો એ ખરેખરું નહીં પણ કેવળ નામનું લગ્ન હોય છે. બાળલગ્ન તે સામાન્ય રીતે કેવળ, પશ્ચિમમાં થતા સગપણ અથવા વાગ્દાનને મળતો, સાદો ધર્મવિધિ જ હોય છે; અને છોકરી ઋતુસ્નાતા થાય ત્યાં સુધી તે સંસાર શરૂ કરતી નથી. રામકૃષ્ણના દાખલામાં તો એ પ્રસંગ મિસ મેયોની નજરમાં બેવડી સૂગ

ઉપજાવે એવો હતો; કેમકે એ પાંચ વરસની કન્યા ને તેવીસ વરસના વર વચ્ચેનું લગ્ન હતું' પણ જે લોકોનાં મનને આથી ધક્કો લાગતો હોય તેઓ શાન્તિ રાખે ! એ તો બે આત્માઓનું મિલન હતું, અને એમાં શરીરસંયોગ તો કદી થવા પામ્યોજ નહીં—ખ્રિસ્તી ધર્મની શરૂઆતના જમાનામાં એવા લગ્નને ' ખ્રિસ્તી લગ્ન ' કહેતા—અને પાછળથી તો એ સંબન્ધે અત્યંત સુન્દર રૂપ ધારણ કર્યું. ઝાડ સારું છે કે નરસું એનો નિર્ણય એના ફળ પરથી કરવો જોઇએ; અને આ દાખલામાં તો ફળ પ્રભુનાં હતાં, ને એમાંથી નીપજતો પ્રેમ કામવાસનાવાળો નહીં પણ સર્વથા વિશુદ્ધ હતો નાનકડાં શારદામણિ[૧૧] એક મોટા મિત્રનાં શુદ્ધ નિર્મળ બગિની બનવાનાં હતાં. એ મિત્રના મનમાં એમને વિષે પૂજ્ય-ભાવ હતો. એ મિત્રના કષ્ટોમાં ને તેમની શ્રદ્ધામાં તેઓ એમનાં સોબતી રહ્યાં. તેમનો આત્મા દૃઢ, અવિચળ ને શાન્તિથી ભરપૂર હતો. તેમને રામકૃષ્ણના શિષ્યોએ ' માતાજી 'ને પદે સ્થાપી ગુરુની સાથે તેમને પણ પવિત્ર ને પૂજનીય ગણ્યા. [૧૨]

લગ્નનો વિધિ થઇ ગયા બાદ એ નાનકડી બાળા તરત તો, રિવાજ પ્રમાણે, પિયર પાછી ગઇ, અને આઠ નવ વરસના લાંબા સમય સુધી પતિનાં ફરી દર્શન કરવા પામી નહીં એના પતિને માને ઘેર રહીને કંઇક શાન્તિ મળી, એટલે એ પણ મન્દિરમાં પાછા ફર્યા.

પણ કાલી તો એમની વાટ જ જોઇ રહી હતી. તેમણે મન્દિરના ઊમરા પર માંડ પગ મૂક્યો ત્યાં તો તેમનો દૈવી સન્નિપાત અતિશય તીવ્ર રૂપમાં પાછો ઊપડ્યો. તેઓ જીવતી ચિતા બની ગયા. દેવોનાં ટોળેટોળાં ભારે વંટોળની પેઠે એમના પર તૂટી પડ્યા. તેઓ છિન્ન-ભિન્ન થઇ ગયા ને રસાઇ જવા લાગ્યા. એમના ઉન્માદે દસગણું જોર પકડ્યું. તેમણે આસુરી જીવોને પોતાના શરીરમાંથી નીકળતા જોયા; સૌથી પહેલી એક કાળી આકૃતિ નીકળી; તે પાપની મૂર્તિ હતી. પછી એક સન્યાસી નીકળ્યો, તેણે દંડની પેઠે પેલા પાપાસુરને હણ્યો.

(આપણે ભારતમાં છીએ કે હજાર વરસ પરના પશ્ચિમના કોઇ ખ્રિસ્તી મઠમાં છીએ?) તેઓ નિશ્ચેષ્ટ બની જતા, ને પોતાના દેહમાંથી નીકળતા આ આકારોને જોયાં કરતા. એમનાં અંગો ત્રાસથી જડ બની ગયાં. ફરી પાછી તેમની આંખો એકીસાથે લાંબા વખત લગી[13] મીંચાતી અટકી ગઇ. તેમને ગાંડપણની દશા ફરી આવતી દેખાતી, અને તેઓ ભયત્રસ્ત થઇ માતાને વિનવણી કરતા. કાલીનું દર્શન થાય તો જ એમને જીવવાની આશા હતી. સતત માનસિક ઉન્માદ અને નિરાશાની આ દશામાં બે વરસ નીકળી ગયાં.[14]

આખરે મદદ આવી.

## ટિપ્પણો

૧. કેટલાક માણસો વેદગ્રન્થ પાછળ પાગલ હતા, ને તે એકાક્ષરી પ્રણવમન્ત્રનો જપ કર્યાં કરતા. કેટલાક નાચતા, હસીને અધમૂઆ થતા, ને જગતની માયાનો જયજયકાર બોલાવતા. કેટલાક નાગા માણસો કૂતરાંની જેમ ભિખારીઓનું રહ્યુંસહ્યું અન્ન ખાઇને જીવતા; તેમને મન એક આકૃતિ ને બીજી વચ્ચે કશો ભેદ નહોતો, ને કશી વસ્તુ પ્રત્યે આસક્તિ નહોતી. તે ઉપરાંત તાન્ત્રિકોનાં ગુપ્ત વિધિઓ કરનારાં ને મદિરામાં ચકચૂર રહેનારાં મંડળો પણ હતાં. રામકૃષ્ણે આ સર્વ પ્રકારની સાધના જાતઅનુભવથી પરખી; અને એ પ્રકારો પ્રત્યે એમને અણગમો ને આકર્ષણ બંને ઊપજેલાં (પાછળથી તેઓ એનું વર્ણન આપતા, ને તેમાં વિનોદનો અંશ આવ્યા વિના રહેતો નહીં).

૨. આ મન્દિર હજુ મોજૂદ છે. બાર શિવમન્દિરોની હારની પાસે, પ્રાંગણને વાયવ્ય છેડે, રામકૃષ્ણની ઓરડી આવેલી છે. તેને

અર્ધગોળ આકારની ઓશરી છે, તેના છાપરાને થાભલાનો ટેકો છે, ને એનું બારણુ પશ્ચિમે ગંગા તરફ પડે છે. સગીત અને કીર્તન માટેના વિશાળ ઓરડાનું દ્વાર ગોટા પ્રાગણ તરફ આવેલુ હતું બને બાજુએ અતિથિઓ માટેની ઓરડીઓ, તથા યાત્રીઓ ને દેવો માટેની પાકશાળાઓ હતી. પશ્ચિમે સુન્દર છાયાવાળો બગીચો હતો, અને ઉત્તર તથા પૂર્વમાં બે તળાવડા હતા બગીચો બહુ કાળજીથી બનાવેલો હતો, અને તેમાથી પુષ્કળ ફૂલોની સુવાસ આવતી. બગીચાની ચેવી પાર પાચ પવિત્ર વૃક્ષોનો સમૂહ જોવામા આવે છ. એ વૃક્ષો રામકૃષ્ણની ઇચ્છાથી વવાયેલા, ને એ સ્થળ પંચવટીને નામે પ્રસિદ્ધિ પામ્યુ છે ત્યા તેઓ ધ્યાનમા ને માતાના સ્તવનમા દિવસો ગાળતા નીચે મર્મરધ્વનિ કરતી ગંગાજી વહેતી.

૩ આ વર્ણન માટે મે રામકૃષ્ણે પોતે આપેલા ત્રણ જુદા જુદા હેવાલોનો ઉપયોગ કર્યો છે. એ બધામા વાત તો એક જ છે, પણ દરેક હેવાલ બીજાઓમા અનેક વિગતોના અવનવા રંગ પૂરે છે.

૪. મૂળના ચોકસ શબ્દો આ પ્રમાણે છે ' મારુ કુદરતી ભાન સાવ જતુ રહ્યુ.' આ વિગત અગત્યની છે, કેમકે બાળની કથા એમ બતાવે છે કે ઉચ્ચતર કોટિનુ—અર્થાત્ આન્તર જગતનુ—ભાન તો ઊલટુ અત્યત તીવ્ર રૂપમા મોજૂદ હતુ ને જોઇ રહ્યુ હતુ.

૫ સ્વામી શારદાનદ ' શ્રી રામકૃષ્ણ, ધ ગ્રેટ માસ્ટર ' વૉ ૨ (પ્રકાશક રામકૃષ્ણ મઠ, મૈલાપુર, મદ્રાસ, ૧૯૨૦) શારદાનદે ૧૯૨૦ મા સમાધિ લીધી તેઓ રામકૃષ્ણના ઘણા જ નિકટના સમાગમમા આવ્યા હતા, અને તે ઉપરાત ભારતના ઊંચામા ઊંચુ ધાર્મિક અને તત્ત્વપરાયણ માનસ ધરાવનાર પુરુષોમાના એક હતા તેમણે લખેલું રામકૃષ્ણનુ ચરિત્ર, જે દુર્ભાગ્યે અધૂરુ રહ્યુ છે, તે સર્વ ચરિત્રોમા સૌથી વધારે રસિક અને વિશ્વાસપાત્ર છે

૬. સાધ્વી ટેરેસાને પણ અતિશય સુરતીની એક પળે, જાણે એકાએક દેવ આવતી હોય એવી રીતે, અદષ્ટ તત્ત્વની ચડાઈ પોતાના પર થતી દેખાયેલી; એવો જ સમુદ્ર એને પણ ઘેરી વળ્યો હતો. આગળ ઉપર સાલ્સેડો ને ગેસ્પાર દાઝાના કડક ધાર્મિક વિચારોએ તેની પાસે બળજબરીથી કબૂલ કરાવેલું કે અપરિમિત પરમાત્મા કેવળ ઇસુ ખ્રિસ્તના શરીરનો પરિમિત મર્યાદામાં જ વસે છે. આમ કબૂલ કરતાં ટેરેસાને ઘણું દુઃખ થયેલું.

વળી રામકૃષ્ણને થતી ભાવસમાધિ એવા સાક્ષાત્કારોનો જે સામાન્ય ક્રમ હોય છે તેને જ અનુસરતી; અને એમ થાય એ સ્વાભાવિક જ હતું. સરખાવો 'ધ સાઇકોલૉજી ઑફ રિલિજિયન' એ નામના પુસ્તકમાં સ્ટાર્બકે ભેગી કરેલી તવારીખોનો સંપૂર્ણ સંગ્રહ. વિલિયમ જેમ્સે એનો જ ઉપયોગ કર્યો છે. લગભગ હંમેશાં એમ બને છે કે પુરુષપ્રયત્ન થાકી જાય ત્યારે આત્માને વેદના દ્વારા ધ્યેયની પ્રાપ્તિ થાય છે. જૂના આત્માને કચડી નાખનાર નિરાશા તે નવા આત્મામાં પ્રવેશ કરાવનારું દ્વાર છે.

વળી બીજી એક નોંધવા જેવી હકીકત એ છે કે એ સાક્ષાત્કાર ઘણીવાર 'ફોટીઝમ' અર્થાત્ તેજોદર્શન (તેજથી ઝગઝગતા દેખાવો) રૂપે અને મહાસાગરના પૂર દ્વારા પ્રગટ થાય છે. સરખાવો વિલિયમ જેમ્સના 'વેરાએટીઝ ઑફ રિલિજિયસ એક્સ્પીરીઅન્સ'માં આપેલું, પ્રેસીડેન્ટ ફિનીને થયેલા દર્શનનું, આ વર્ણનઃ

'ખરેખાત એ પ્રવાહી પ્રેમનાં મોજાં પર મોજારૂપે આવતું દેખાયું.. એ મોજાં એક પછી એક મારા ઉપર, ને મારા ઉપર, ને મારા ઉપર આવ્યાં; અને મને યાદ છે મે છેવટે ચીસ પાડી કે " આ મોજાં મારા પર આવવાં ચાલુ રહેશે તો હું મરી જઇશ. " મેં કહ્યું: " હે નાથ ! હવે મારાથી આ સહન થતું નથી. " છતા મને મરણનો ભય જરાયે નહોતો. '

વળી સરખાવો ટોમસ ફ્લુરનોયે નિહાળેલું ને વર્ણવેલું મહાયોગી-ન્નું દર્શન.

૭. તેમણે હવેથી પોતાના આશ્રયદાતાઓ વિષે વિશેષ આદર દર્શાવવો છોડી દીધો એ આશ્રયદાતાઓની નમૂનેદાર નિષ્ઠાએ તેમનું સર્વ પ્રકારના હુમલાઓ સામે રક્ષણ કર્યું. એક દિવસ મન્દિરની ધનિક સ્થાપક રાણી રાસમણિ દેવીની સ્તુતિ કરતી હતી તે વખતે તેનું મન બીજે ભમતું હતું. એના મનમાં કેવા ક્ષુદ્ર પદાર્થોનું રટણ ચાલી રહ્યું હતું તે રામકૃષ્ણે જોઇ લીધું, ને તેને જાહેર રીતે ઠપકો આપ્યો. ત્યાં ઊભેલાં બીજાં માણસો બહુ ગુસ્સે થઇ ગયાં, પણ રાસમણિ પોતે શાંત રહી. તેણે ઉદારભાવે માન્યું કે માએ જ મને ઠપકો આપ્યો છે.

૮. આ સાક્ષાત્કારોની ક્રિયા રસિક છે. રામકૃષ્ણે નમ્રમાં નમ્ર ભક્ત હનુમાનથી શરૂઆત કરીને રામના સેવકોનાં રૂપ ધારણ કર્યાં, અને એમ ક્રમે ક્રમે કરીને છેવટે પોતે રામ છે એ ભાવના પર આવ્યા. પછી એના ફળરૂપે સીતાએ એમની આગળ દેખા દીધી, એમ તેમણે પોતે માન્યું. આંખો ઉઘાડી રાખીને તેમણે જે પહેલવહેલું રસ પૂર્ણ દર્શન કર્યું તે આ. તે પછીના સર્વ દર્શનોમાં પણ તેઓ એવી જ ક્રમબદ્ધ અવસ્થાઓમાંથી પસાર થયા. પહેલાં તેમને એ આકૃતિઓ પોતાની બહાર દેખાતી; પછી તે एमना દેહમા विलीन थई जती; અને છેવટે તેઓ પોતે એ आकृतिओ जोडे एकाकार थई जता. આ ઉત્સાહ-ભર્યું સર્જનકાર્ય અજબ જેવું છે; પણ વિવિધ રૂપો ધારણ કરવાની અદ્ભુત પ્રતિભાવાળા, એમના જેવા, પુરુષને માટે એ સહજ હતું. એમને કોઇ વિચારની ઝાંખી થાય કે તરત એ દર્શન સાકાર રૂપ ધારણ કરતું. કોઇ શેક્સપિયર ચિત્રપટ બનાવતો હોય ત્યારે એના અંતરના છેક ઊંડાણમાં તમે પ્રવેશ કરો છો એવી કલ્પના કરી જુઓ!

૯. એક વાતનો ઇનકાર હું નહીં કરું. મારાં સંશોધનમાં હું આ સ્થળે પહોંચ્યો ત્યારે મેં ચોપડી બંધ કરી દીધી. તેઓ તેમના

જીવનનાં પછીનાં વરસોમાં જ્ઞાનનાં કેવાં ઉત્તુંગ શિખરો પર પહોંચવાના હતા એની ખબર મને અમુક ચિહ્નો દ્વારા પડી ચૂકેલી ન હોત, તો સંભવ છે મેં એ ચોપડી લાંબા વખત સુધી ફરી ઉઘાડી ન હોત.

૧૦. ગાંધી બાળલગ્ન વિષે ઘણું જાણે છે (કેમકે જે બાળકો પોતાને નાનપણમાં અકાળે થયેલા અનુભવોનાં, દઝાડે ને મૂંઝવે એવાં, સ્મરણો જિંદગીભર સંઘરે છે તે બાળકોમાંના એક તેઓ છે), એટલે એ કુરિવાજ સામે તેમણે વિશેષ સખ્તાઈથી પ્રહારો કર્યા છે. છતાં તેઓ એટલું કબૂલ કરે છે કે કોઈ અપવાદરૂપ દાખલાઓમાં—ઈશ્વરની કૃપા પામેલા, નિષ્ઠાવાન ને ધર્મપરાયણ આત્માઓ પરત્વે, બાળપણથી થયેલી સગાઈમાંથી ઘણાં શુદ્ધ ને હિતકારી પરિણામ નીપજે એ સંભવિત છે. કિશોરવયના હાનિકારક વિચારોમાંથી જે બીજી લાલચો જન્મે છે તે બધી આથી ટળી જાય છે; અને એ લગ્નસંબંધને પવિત્ર સહધર્મચારનું રૂપ પ્રાપ્ત થાય છે. ગાંધીના નસીબ જોડે જે નાની બાળાનું ભાવિ જોડાયું હતું તેણે ગાંધીના કઠણ જીવનક્રમ દરમ્યાન કેવો સારો સાથ આપ્યો છે એ જાણીતું છે.

૧૧. તેમની પિયરની અટક મુખોપાધ્યાય હતી. પાછળથી તે શારદાદેવીને નામે પ્રસિદ્ધ થયાં.

૧૨. એમને એ જ નામે માણસો બોલાવતા આવ્યા છે. કુલીન હિંદીઓમાં સર્વ સ્ત્રીઓને પુરુષ, પોતાનાથી ગમે તેવી નાની હોય તોયે, 'મા' કહીને બોલાવે એવો આ સુન્દર રિવાજ હંમેશનો ચાલતો આવ્યો છે.

૧૩. આવું છ વરસ ચાલેલું એમ તેમણે પોતે કહ્યું હતું.

૧૪. ૧૮૬૧માં તેમની આશ્રયદાતા રાણી રાસમણિનું અવસાન થયું. સદ્ભાગ્યે તેના જમાઈ મથુરબાબુની નિષ્ઠા રામકૃષ્ણ પ્રત્યે કાયમ રહી.

## ૩. બે ગુરુ

અત્યારસુધી રામકૃષ્ણ, યદૃચ્છા પર ભરોસો રાખી, એટલા તરતા હતા. કેવારનો ટકો નકશો તેમની પાસે નહોતો. વહેણનો ક્યાંય પાર-છેડો નહોતો; તેમાં વચ્ચે ગર્જના કરતા મોટા ધોધ હતા, અને આત્મા ડૂબી જાય એવાં વમળો હતાં. તેઓ સાવ થાકી, જવાની અણી પર હતા, તેવામાં બે માણસોએ દેખા દીધી; તેમણે રામકૃષ્ણનું માથું પાણીની ઉપર ઝાલી રાખ્યું, અને નદી પાર કરી સામે કાંઠે જવા માટે વહેણમાં કેમ તરાય એ શીખવ્યું.

ભારતના આત્માનો જુગજૂનો ઇતિહાસ એ પરમ સત્યને ઉતરવા માટે નિરંતર કૂચ કરતી, અગણિત માણસોની, જમાતનો ઇતિહાસ છે. જગતની સર્વ મહાપ્રજાઓ જાણે કે અજાણે એ જ મૂળભૂત ધ્યેય રાખે છે; તેઓ વિજેતાઓના દળમાં ભળેલી છે; એ વિજેતાઓ પોતે જે પરમ સત્યના અંશો છે તે સત્ય પર હલ્લો કરવા માટે યુગે યુગે ઉપર જાય છે; એ સત્ય તેમને આગળ ને આગળ ચાલી પુરુષાર્થ કરવા ને ચડવા લલચાવે છે; તેઓ કેટલીકવાર થાકીને પડી જાય છે; પછી પાછા સાસ ખાઈ વગરહાર્યે આગળ ચડે છે; અને છેવટે કાં તો જીત મેળવે છે, અથવા તો ઘવાઈને રણમાં પડે છે. પણ દરેક જણને પરમ સત્યના એક જ મુખનું દર્શન થતું નથી. કોઈ મોટા કિલ્લેબંધી શહેર પર જુદાં જુદાં લશ્કરો ઘેરો ઘાલે, પણ એ લશ્કરો વચ્ચે માહોમાહે મેળ ન હોય, એની જેવી આ સ્થિતિ છે. શહેર પર ચડાઈ કરી છાપો મારવાને લગતા સવાલો ઉકેલવા માટે દરેક લશ્કરની ચાલ ને તેનાં હથિયારો જુદાં જુદાં હોય છે. આપણી પશ્ચિમની પ્રજાઓ[૧] બૂરજો તથા બહારના કોટ પર હલ્લો કરે છે. તેઓ કુદરતની ભૌતિક શક્તિઓ પર વિજય મેળવવા, તથા

એ કુદરતના કાયદાઓ જાણી તેમને અપનાવવા, ઇચ્છે છે. તેમ થાય તો તેમાંથી હથિયારો બનાવી અંદરનો ગઢ હાથ કરવો, અને આખા કિલ્લાને તાબે થવા ફરજ પાડવી, એવી તેમની ગણતરી હોય છે.

ભારત જુદી ઢબે આગળ વધે છે. તે સીધું મધ્યભાગ પર, અણદીઠ એવા લશ્કરી મથકના સેનાધિપતિ પર, ધસારો કરે છે; કેમકે જે પરમ સત્યને તે શોધે છે તે આ વિશ્વથી પર ને તેની પાર છે. પણ ભારતના 'અવસ્તુવાદ,' (આઇડિયાલીઝમ)ને પશ્ચિમના 'વસ્તુવાદ' (રિયાલીઝમ)* સામે ન મૂકવા જેટલી કાળજી આપણે રાખવી ઘટે છે. હિંદીઓ હાડથી વસ્તુવાદી છે, અને તેઓ આનન્દ તથા ઇન્દ્રિયોપભોગના સ્વેચ્છાસ્વીકૃત સાધન વડે પોતાના આદર્શને પ્રાપ્ત કરે છે. તેઓ વિચારો ને કલ્પનાઓને જુએ, સાંભળે, ચાખે ને અડે ત્યારે જ તેમને સન્તોષ થાય છે ઇન્દ્રિયોપભોગની સમૃદ્ધિ અને અસાધારણ કલ્પનાશક્તિ એ બંનેમાં તેઓ પશ્ચિમના કરતાં ઘણા આગળ વધેલા છે.[૨] તો પછી આપણે, પશ્ચિમની બુદ્ધિનું નામ આગળ કરીને, તેમના પુરાવાની અવગણના શી રીતે કરી શકીએ ? આપણી નજરે બુદ્ધિ એ માણસના વિચાર કે કલ્પના પર આધાર ન રાખનારો, ને માણસની બહાર સ્વતંત્ર હસ્તી ધરાવનારો, રસ્તો છે. પણ બુદ્ધિ ખરેખાત બાહ્ય પદાર્થ છે ખરી ? અમુક અમુક માણસોના દાખલા લઈને જોઈએ, તો બુદ્ધિને બાહ્ય પદાર્થ ગણવી એ કેટલે અંશે સાચું લાગે છે ? માણસના મનની જે મર્યાદાઓ છે તે બુદ્ધિને લાગુ પડતી નથી શું ? વળી આપણે એટલું કાળજીથી જોયું છે ખરું કે હિંદુ માનસને થતા 'સાક્ષાત્કારો' તે એમના મનની નરી કલ્પનાઓ છે એમ આપણે માનીએ છીએ, પણ હિંદમાં તેવું બનતું નથી ? ત્યાં તો એ વૈજ્ઞાનિક પદ્ધતિનાં અને કાળજીપૂર્વક

* 'આઇડિયાલીઝમ' અને 'રિયાલીઝમ' એ શબ્દોને માટે ભારતીય તત્ત્વજ્ઞાનમા વપરાતા અનેક શબ્દોમાંથી આ બે અહીં વાપર્યા છે. એ વાદોનાં અનેક રૂપાન્તરો આપણી ફિલસૂફીમાં છે. —અનુવાદક

કરેલા પ્રયોગોનાં પરિણામ હોય છે, અને સેંકડો વરસથી તેની ખોટી ચાલતી આવેલી છે, ને તેની રીતસર નોંધ રાખવામાં આવેલી છે. આત્મદર્શન કરનાર દરેક મહાપુરુષ પોતાના શિષ્યોને એ રસ્તો બતાવે છે, જેથી તેઓ પણ રતિપૂર સંશય વિના એવાં દર્શન કરી શકે. બેશક પૂર્વ અને પશ્ચિમ બંનેની જે પદ્ધતિ છે તેને વિષે આપણે લગભગ સરખી શંકા રાખવી જોઈએ, તેમજ બંનેને વિષે કામચલાઉ વિશ્વાસ પણ સરખો જ રાખવો જોઈએ. કોઈ જૂના ઘણા માણસો કરતા હોય, અને તેની પાછળ તેમની સત્યનિષ્ઠા રહેલી હોય, તો તે સાપેક્ષ સત્ય છે, એમ આજનું ખરેખરું વૈજ્ઞાનિક માનસ માને છે. એ દર્શન જો ખોટું હોય, તો મહત્ત્વની વાત એ છે કે એમાં ભ્રાન્તિ ક્યાં રહેલી છે તે શોધી કાઢવું જોઈએ, અને પછી એના બીજા અંશોને આગળ ધરી તેની પારના ઉચ્ચતર સત્ય સુધી પહોંચવા દેવા જોઈએ.

ભારતમાં—સ્પષ્ટ શબ્દોમાં દર્શાવાયેલો કે મનમાં અસ્પષ્ટ રીતે રહેલો—સામાન્ય મત એવો છે કે જગતમાં જે કંઈ છે તે પરમાત્મામાંથી—એક ને અખંડ એવા બ્રહ્મમાંથી—જ ઉત્પન્ન થયેલું છે, ને તેને જ આધારે ટકી રહેલું છે.[3] વિશ્વના દરેક પદાર્થની જુદી જુદી પ્રતિમાઓ બ્રહ્મમાંથી ઉદ્ભવેલી છે; વિશ્વની હસ્તી એ વિશ્વવ્યાપી ચૈતન્યને જ આભારી છે, ને તેના ગર્ભમાંથી જ આખા વિશ્વનો ઉગમ થયેલો છે. જીવાત્માઓ—આપણે જેઓ વિશ્વાત્માના અંગભૂત ને અવિભાજ્ય એવા અંશો છીએ તે—વિવિધ રૂપો ધારણ કરતા ને બદલાતા વિશ્વની કલ્પનાને જોઈએ છીએ, અને તેને સ્વતંત્ર હસ્તી છે એમ માનીએ છીએ. આપણને જ્યાં સુધી એક ને અદ્વિતીય એવા બ્રહ્મનું જ્ઞાન ન થાય ત્યાં સુધી આપણે માયાથી ભરમાઈએ છીએ. એ માયા અનાદિ છે, ને કાલમર્યાદાથી પર છે. જે વસ્તુ કેવળ નિરંતર બદલાતી પ્રતિમાઓનો અવિરત પ્રવાહ છે, અને એક ને અદ્વિતીય બ્રહ્મરૂપી[4] અદૃષ્ટ

ઉગમસ્થાનમાંથી નીકળે છે, તે વિશ્વને આપણે શાશ્વત સત્ય માની-લઈએ છીએ.

એટલે આપણે આપણી આસપાસ સર્વત્ર વહેતા માયાના પ્રવાહ-માંથી છૂટી જવું જોઈએ; અને જેમ એક જાતની માછલી આડે આવતા સર્વ અંતરાયો પર કૂદી જાય છે ને મોટા ધોધ ઉપર પણ ચડે છે, તેમ આપણે પણ પાછા ઠેઠ આપણા મૂળ સુધી જવું જોઈએ. એવું અનિવાર્ય ભાવિ આપણે માટે નિર્માયેલું છે, પણ તે મોક્ષરૂપી આખરી મુકામે પહોંચાડે છે. આ વેદનાથી ભરેલા પણ સનાતનવાળા ને ભવ્ય સંગ્રામને 'સાધના' એ નામ અપાયું છે. એ સંગ્રામ ખેડનારા તે સાધકો છે. એમની નાની સેના યુગે યુગે નવી રચાય છે, ને નિર્ભય આત્માઓમાંથી એ સેનાની ભરતી કરવામાં આવે છે; કેમકે તેમણે એકાગ્ર કામ અને આકરા નિયમપાલનની તાલીમમાંથી પસાર થવાનું હોય છે. એ તાલીમની પદ્ધતિ અનેક યુગોના અનુભવે મંજૂર કરેલી છે. આ સૈનિકોને બે માર્ગો કે શસ્ત્રો[૫] વાપરવાની છૂટ હોય છે, તે બંનેમાં લાંબી એકાગ્રતા ને સતત અભ્યાસની જરૂર રહે છે. પહેલો રસ્તો 'નેતિ! નેતિ!'નો[૬] છે; તે નિર્વિશેષ જ્ઞાનનો માર્ગ અથવા જ્ઞાનીનું શસ્ત્ર છે. બીજો રસ્તો કહે છે કે 'આ બ્રહ્મ છે! આ બ્રહ્મ છે!' એ સવિશેષ જ્ઞાનનો માર્ગ, અથવા ભક્તનું શસ્ત્ર, છે. પહેલો માર્ગ કેવળ બુદ્ધિગમ્ય જ્ઞાન પર આધાર રાખે છે. તેની બહાર જે કંઈ વસ્તુ સત્ય કે આભાસરૂપ હોય તેનો તેણે હંમેશાં અસ્વીકાર કર્યો છે; અને એ માર્ગ આકરો નિશ્ચય કરીને તથા પરમ પદ પર નજર ઠેરવીને ચાલે છે. બીજો માર્ગ પ્રેમનો છે. 'પ્રીતમ પ્યારા'નો પ્રેમ (જે શુદ્ધ થતો જાય છે તેમ તેમ તેનું રૂપ બદલાતું જાય છે) ધીરે ધીરે બીજી બધી વસ્તુનો ત્યાગ કરાવે છે. જ્ઞાનમાર્ગ તે નિર્ગુણ બ્રહ્મનો માર્ગ છે. ભક્તિમાર્ગ તે સગુણ બ્રહ્મનો માર્ગ છે — કંઈ નહીં તો

-એના યાત્રીઓ એ માર્ગ પર લાંબો વખત ચાલી પછી જ છેવટે પાછા જ્ઞાનના યાત્રીઓ જોડે ભળી જાય છે.

રામકૃષ્ણની અજ્ઞાન મનોવૃત્તિએ પહેલેથી અજાણતાં ભક્તિમાર્ગ ગ્રહણ કર્યો હતો. પણ એ રસ્તાના વાંકચૂંક અને તેના પર આવેલી છૂપી ઝાડીઓ વિષે એમને કશી ખબર નહોતી. પારીસથી જેરૂસલેમની યાત્રાનો[૭] સંપૂર્ણ ક્રમ આંકી રાખેલો તૈયાર હતો એ સાચું. યાત્રાએ ઊપડવાના જગાથી ઠેઠ છેલ્લા મુકામ સુધીના આખા રસ્તાનો નકશો એમાં આપેલો હતો. રસ્તે ક્યાં ક્યાં અકસ્માત નડવાનો ભય છે, પર્વતો તથા ચડાણ ઉતાર ક્યાં ક્યાં આવે છે, જીવને જોખમ આવે એવા ખૂણા તથા રાતવાસો રહેવાના વિસામા ક્યાં ક્યાં છે, એ બધું એમાં અગાઉથી ગોઠવી રાખેલું હતું, ને ડહાપણપૂર્વક એની વહેંચણી કરી રાખેલી હતી. પણ કામારપુકુરના આ દોડના મુસાફરને એને વિષે કશી ખબર નહોતી. એ તો એમનું સ્વચ્છંદી હૃદય અને એમના પગ જ્યાં લઈ જાય ત્યાં જતા હતા. છેવટે તે માણસના ગજા બહારનો પ્રયત્ન કરીને થાકી ગયા; તેમને રસ્તો દેખાડનાર કે મદદ કરનાર કોઈ નહોતું; -અરણ્યનાં ઊંડાણમાં નરી એકલતાથી તે પાગલ બની જતા; ને કેટલીક ક્ષણોએ તેમને લાગતું કે હું સાવ ભૂલો પડયો, ને હવે અહીંથી કોઈ રીતે નીકળાવાનું નથી. તેઓ લગભગ છેવટના, અગત્યવાળા વિસામા પર પહોંચવા આવ્યા હતા. ત્યાં એક સ્ત્રી મારફતે તેમની પાસે મદદ આવી પહોંચી.

એક દિવસ તેઓ પોતાની અગાસીમાંથી જુદા જુદા અનેક રંગના સઢવાળી હોડીઓને ગંગાના પટ પર આમતેમ દોડતી જોઈ રહ્યા હતા. ત્યાં એક હોડીને તેમણે પોતાની અગાસીની નીચે અટકતી જોઇ. એક સ્ત્રી ઘાટના પગથિયાં ચડીને ઉપર આવી. તે ઊંચી ને સ્વરૂપવાન હતી. તેના લાંબા વાળ છૂટા ઝૂલતા હતા, ને તેણે સંન્યાસી-ના જેવો ભગવો ઝભ્ભો પહેર્યો હતો.[૮] તેની ઉંમર પાંત્રીસ ને ચાળીસ

વચ્ચે હશે, પણ દેખાવે તે એથી નાની લાગતી હતી રામકૃષ્ણ એના દેખાવથી મુગ્ધ થઇ ગયા, ને માણસ મોકલી એને બોલાવી તે આવી રામકૃષ્ણને જોતાંવાત તેની આંખમાં આંસુ આવી ગયાં, ને તેણે કહ્યું

'દીકરા, હું તને ઘણા વખતથી શોધું છું'

આ મહિલા બંગાળના ઊંચા બ્રાહ્મણ કુટુંબની હતી, વિષ્ણુભક્ત[૨૦] હતી, અને તેણે શાસ્ત્રોનો—ખાસ કરીને ભક્તિમાર્ગના ગ્રન્થોનો—ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો તેણે કહ્યું કે 'હુ આ પ્રભુભક્તને શોધતી હતી એમને વિશે પ્રભુએ મને ખબર આપી હતી એમને આપવાનો સંદેશો પ્રભુએ મને સોંપ્યો છે' એ જણની વચ્ચે આની વધારે ઓળખાણ ન થઇ તેનું નામ શું છે એ પણ રામકૃષ્ણે પૂછપરછ કરીને જાણી લીધું નહીં (તે ભૈરવી બ્રાહ્મણી —બ્રાહ્મણ સાધ્વી—સિવાય બીજે નામે કદી ઓળખાઇ નહીં) તેઓ મળ્યા એ પછી જ આ સાધ્વી અને કાલીના પૂજારી વચ્ચે મા દીકરાનો સંબન્ધ બંધાઇ ગયો કોઇ બાળકની પેઠે જ રામકૃષ્ણે આ મા પર વિશ્વાસ મૂક્યો, અને પ્રભુમય જીવનમાં—પોતાની સાધનાના—તેમને જે દુઃખભર્યા અનુભવો થયેલા તે બધા કહી સંભળાવ્યા પોતાને શરીર અને મનની જે વેદના વેઠવી પડેલી તેનું પણ વર્ણન કર્યું તેમણે કહ્યું કે 'ઘણા લોકો મને પાગલ ધારે છે' અને નમ્રતા ને ચિન્તાથી પૂછ્યું કે 'એમનું કહેવું ખરું છે?' ભૈરવીએ એમની બધી વાત સાંભળી લીધી પછી માતાની કોમળતાથી તેમને આશ્વાસન આપ્યું, અને કહ્યું 'તમે જરાયે ડરશો નહીં ભક્તિગ્રન્થોના ઊંચામાં ઊંચી કોટિની એક ભાવના બતાવેલી છે; પણ તમે કોઇની મદદ વિના, આપમેળે પહોંચી ગયા છો તમને જે વેદના થાય છે એ તો તમે કેવી ઊંચાઇએ ચડ્યા છો તેનું માપ બતાવે છે' ભૈરવીએ રામકૃષ્ણની શારીરિક સુખાકારીની દેખરેખ રાખવા માંડી, ને તેમના મનમાં જ્ઞાન રેડવા માંડ્યું જે જ્ઞાનમાર્ગ પર તેઓ અત્યાર પહેલાં

રાતની વેળાએ એકલા ને આંખે પાટા બાંધીને ચાલ્યા હતા, તે જ માર્ગ પર ભૈરવીએ તેમને ધોળે દહાડે અજવાળામાં પાછા ચલાવ્યા. જે 'સાક્ષાત્કારો' કરવા માટે યોગશાસ્ત્રને સેંકડો વરસ લાગ્યાં હતાં તે રામકૃષ્ણે, કેવળ સ્વયંપ્રેરણાને બળે, થોડાં જ વરસમાં સિદ્ધ કર્યાં હતા; પણ એ સિદ્ધિ કયે રસ્તે થવા પામી એ તેમને ન બતાવાય ત્યાં સુધી તેઓ ખરેખરા સિદ્ધ બની શકે એમ નહોતું.

ભક્તને જ્ઞાનની પ્રાપ્તિ ભક્તિ દ્વારા થાય છે. તે ઇશ્વરના કોઇ એક રૂપને પોતાના ઇષ્ટ દૈવત રૂપે સ્વીકારે છે. દાખલા તરીકે રામકૃષ્ણે દેવીને પોતાની ઇષ્ટદેવતા માની હતી. ભક્ત લાંબા વખત સુધી આ એક જ પ્રેમમાં તરબોળ રહે છે. પહેલાં તો તેને પોતાની ભક્તિના ભાજનનું દર્શન થતું નથી; પણ ધીરેધીરે તે એને જોવા માંડે છે, એનો સ્પર્શ કરે છે, ને એની જોડે વાતચીત કરે છે. એ ક્ષણથી માંડીને પછી તે ચિત્તને જરાક જ એકાગ્ર કરે ત્યાં તો તે પોતાના ઇષ્ટદેવને હાજરાહજૂર જુએ છે. પોતાનો નાથ જગતની વસ્તુમાત્રમાં વસે છે એમ તે માને છે; એટલે પોતાના પ્રિયતમમાંથી થોડા જ વખતમાં ઇશ્વરનાં બીજાં રૂપો નીકળતાં તેને દેખાવા માંડે છે. આ અનેકરૂપધારી દૈવી સૃષ્ટિ તેની નજર આગળ રમ્યાં કરે છે. છેવટે એ સૃષ્ટિનું સંગીત તેની રગેરગમાં એવું તો વ્યાપી જાય છે કે એના અંતરમાં બીજી કોઇ વસ્તુને માટે જરાયે જગા રહેતી નથી, અને ભૌતિક જગત અલોપ થઇ જાય છે. આને સવિકલ્પક સમાધિ કહે છે. સમાધિ એ એવા આનન્દની સ્થિતિ છે જેમાં માણસ સભાન અવસ્થાની પાર ચાલ્યો જાય છે. સવિકલ્પક સમાધિમાં આત્મા હજુ વિચારના આંતરિક જગતને વળગી રહે છે અને ઇશ્વર સાથેના પોતાના અનુસંધાનનો રસ માણે છે. પણ જ્યારે આત્મા એક વિચારમાં તરબોળ થઇ જાય ત્યારે બીજા બધા વિચારો કરમાઇને ખરી પડે છે, અને એ માણસનો આત્મા છેક છેવટના મુકામની—એટલે કે નિર્વિકલ્પ

સમાધિ અર્થાત્ બ્રહ્મ સાથેના અન્તિમ એકત્વની—ઘણી નજીક આવી પહોંચે છે. વિચારના નિરોધની અવસ્થા, જેમાં છેવટે સંપૂર્ણ ત્યાગ દ્વારા બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, તે હવે દૂર નથી.[११] રામકૃષ્ણ આત્માની આ યાત્રાનો આશરે પોણો ભાગ આંધળા માણસની પેઠે વટાવી ચૂક્યા હતા.[१२] હવે તેમણે ભૈરવીને પોતાની ધર્મમાતા તરીકે, ગુરુ તરીકે, સ્વીકાર્યાં હતાં. તેમણે રામકૃષ્ણને એ યાત્રાનાં સર્વ અંગો ને તેના રહસ્ય વિષે વીગતવાર સમજ આપી. તેમણે પોતે આત્મજ્ઞાનની સાધના કરી હતી; એટલે તેઓ જ્ઞાનના માર્ગોથી વાકેફ હતાં. તેથી તેમણે શાસ્ત્રગ્રન્થોમાં આપેલા નિયમો અનુસાર સાધનાના સર્વ માર્ગો વારાફરતી ને પદ્ધતિસર અજમાવી જોવડાવ્યા. સૌથી વધારે જોખમવાળા તન્ત્રમાર્ગની સાધના પણ કરાવી. એ માર્ગમાં ઇન્દ્રિયો તથા આત્માને ખુલ્લાં મૂકી દઈ તેમને વાસના ને કલ્પનાના તમામ ઝપાટા લાગવા દે છે; અને એમ કરતાં તેઓ એ વાસનાઓ પર જય મેળવે એવી ધારણા રખાય છે. પણ એ રસ્તો પહાડની છેક કોર પર આવેલો છે; તેની જોડે જ અધઃપાત અને ઉન્માદની સીધી કરાડો આવેલી છે; અને ત્યાં જવાનું સાહસ કરનારા અનેક માણસો કદી પાછા ફરવા પામ્યા નથી. પણ વિશુદ્ધ રામકૃષ્ણ તો જેવા વિશુદ્ધ ત્યાં જવા નીકળ્યા હતા તેવા જ વિશુદ્ધ પાછા આવ્યા, અને ગજવેલના જેવા તેજસ્વી ને પાણીદાર થઈને એ કસોટીમાંથી નીકળ્યા.

હવે ભક્તિ દ્વારા ઈશ્વર સાથે અનુસંધાન કરવાના સર્વ પ્રકારો તેમને હસ્તગત થઈ ગયા. આ માર્ગમાં ' ઓગણીસ ભાવ ', એટલે કે પ્રભુના સાંનિધ્યમાં જીવને ઊપજતી જુદી જુદી ઊર્મિઓ, હોય છે—દા. ત. સેવક ને સ્વામીનો સંબન્ધ, પુત્ર ને માતાનો સંબન્ધ, મિત્ર, પ્રિયતમ, પતિ ઇત્યાદિના સંબન્ધો. રામકૃષ્ણે એ દૈવી ગઢ પર ચોમેરથી હલ્લો કર્યો હતો; અને જે પુરુષે ઈશ્વરને જીત્યો તેનામાં ઈશ્વરના સ્વભાવનો અંશ પણ કંઈક આવ્યો.

તેમનાં ગુરુએ તો તેમને ઈશ્વરના અવતાર તરીકે સ્વીકાર્યા. તેમણે દક્ષિણેશ્વરમાં એક સભા બોલાવી. પંડિતો વિદ્વત્તાભરી ચર્ચા કરી, રહ્યા તે પછી ભૈરવીએ આગ્રહપૂર્વક કહ્યું કે એ ધર્મધુરંધરોએ આ નવા અવતારનો જાહેર રીતે સત્કાર કરવો જોઈએ.

પછી રામકૃષ્ણની કીર્તિ ફેલાવા લાગી. જે અદ્‌ભુત પુરુષે એક પ્રકારની નહીં પણ સર્વ પ્રકારની સાધનામાં સફળતા મેળવી હતી તેમના દર્શન કરવા લોકો દૂરદૂરથી, આવવા લાગ્યા. જે તપસ્વીઓ એક યા બીજે માર્ગે થઈને ઈશ્વર તરફ જવા મથી રહ્યા હતા તે—સંન્યાસીઓ, મુનિઓ, સાધુઓ, સ્વપ્નદ્રષ્ટાઓ—સહુ તેમની સલાહ માગવા ને તેમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. રામકૃષ્ણ તો અનેક માર્ગોના સંગમ ઉપર બેઠા હતા, ને એ સહુના કરતા ઊંચે પહોંચેલા હતા. તેઓ આ સંસારમાં પાછા આવેલા હતા—દાન્તેની પેઠે નરકમાંથી નહીં, પણ ઊંડા સમુદ્રમાં મોતી લેવા ઊતરેલા મરજીવાની પેઠે. એમના દર્શનમાં જે મોહકતા હતી તેનું વર્ણન એમને મળવા આવેલા સાધુસંતોએ આપ્યા છે. સમાધિના અગ્નિમાં આટલો લાંબો કાળ તપીને શુદ્ધ થયેલી એમની કાયા પર સુવર્ણના જેવી દીપ્તિ એ માણસોને દેખાયેલી.[૧૩] પણ તેઓ તો જીવનભર અત્યંત સાદા માણસ રહ્યા, ને અભિમાનનો છાંટો એમનામાં કદી આવ્યો નહીં, કેમકે તેઓ ઈશ્વરના પ્રેમમાં એવા તો મસ્ત હતા કે તેમને પોતાનો વિચાર કરવાની ફુરસદ જ મળતી નહીં. તેમજ પોતે જે સિદ્ધિ અગાઉ મેળવી છે એના વિચાર કરતાં વધારે વિચાર તો એમને હજુ શું કરવાનું બાકી છે એનો જ આવતો. તેઓ અવતાર છે એમ કોઈ કહે તે એમને જરાયે ગમતું નહીં. જે સ્થળ બીજા દરેક જણને—તેમના ગુરુ ભૈરવીને સુદ્ધાં—સૌથી ઊંચું શિખર લાગતું હતું ત્યાં તેઓ આવ્યા તે પછી તેમની નજર તો એ ચઢાણના બાકીના ભાગ ઉપર, છેક છેવટની સીધી કરાડ ઉપર, જ ચોંટી રહી અને છેક ઊંચામાં ઊંચા શિખર સુધી પહોંચ્યે જ એમનો છૂટકો હતો.

પણ આ છેલ્લા ચઢાણને માટે જૂના ભોમિયા પૂરતા નહોતા. જે ધર્મમાતાએ ત્રણ વરસ સુધી અત્યંત સ્નેહ અને વાત્સલ્યથી એમની કાળજી રાખી હતી તેમને, બીજી ઘણી માતાઓની પેઠે, દુઃખ સાથે જોઈ રહેવું પડ્યું કે જે પુત્ર એક કાળે એમના દૂધ પર આધાર રાખતો હતો તે નાસી ગયો, અને વધારે કડક ને વધારે પ્રાણવાન અવાજવાળા બીજા ગુરુ પાસે ઉચ્ચતર આદેશ લેવા ચાલ્યો ગયો.

* *

૧૮૬૪ ના આખરભાગમાં, રામકૃષ્ણે સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો તે જ પળે, નિર્ગુણ બ્રહ્મના સંદેશવાહક દક્ષિણેશ્વરે આવી પહોંચ્યા. પોતાને જે કાર્ય કરવાનું નિર્માયેલું હતું તેની એ આવનારને હજુ ખબર નહોતી. તેમનું નામ તોતાપુરી (નાગાબાવા) હતું. તે અસાધારણ વેદાન્તી તપસ્વી ને પરિવ્રાજક હતા. તેમણે ચાળીસ વરસની સાધના પછી અન્તિમ સાક્ષાત્કાર કર્યો હતો. તેઓ જીવન્મુક્ત હતા. નિર્ગુણ બ્રહ્મમાં લીન થયેલી એમની દૃષ્ટિ આ જગતની માયા પ્રત્યે સંપૂર્ણ ઉદાસીનતાથી જોતી હતી.

રામકૃષ્ણને લાંબા વખતથી એમ લાગતું હતું—ને સાથે વેદના પણ થતી હતી—કે મારી આસપાસ જાણે નિરાકાર બ્રહ્મની, તથા પ્રભુના દૂતોની અમાનુષી, અથવા કહો કે અતિમાનુષી, ઉદાસીનતા ભમી રહી છે. પ્રભુના આ દૂતો તે ગગનચુંબી ગિરિશિખરોની પાતળી હવામાં રહેનારા પરમહંસો હતા. તેઓ સદા વસ્તુમાત્રને વિષે અનાસક્ત હતા, ઘોર તપ કરનારા હતા, તેમણે જાણે શરીર તથા જીવને કાંચળી-ની પેઠે ઉતારી નાખ્યાં હતાં, અને હૃદયનું જે છેવટનું ધન—પ્રભુપ્રેમરૂપી હીરો—તે પણ તેઓ ગુમાવી બેઠેલા હતા. રામકૃષ્ણ દક્ષિણેશ્વરમાં રહેવા આવ્યા ત્યારે શરૂઆતના દિવસોમાં તેમના મનમાં આ જીવતાં મડાં પ્રત્યે બીકનું આકર્ષણ જાગ્યું હતું; અને મારે પણ આવી દશાએ પહોંચવું પડશે એ વિચારથી તેઓ રોયા હતા. તેઓ ભક્તિ પાછળ

કેવા પાગલ હતા, કેવા જન્મસિદ્ધ પ્રેમી ને કલાકાર હતા, તેનું વર્ણન હું પાછળ આપી ગયો છું. એવા સ્વભાવવાળા પુરુષ આ નવી વાત જાણીને કેટલા ચોંકી ગયા હશે, એની કલ્પના તમે કરો. એમને તો જે પદાર્થ પ્રત્યે પ્રેમ હતો તેને જોવાની, સ્પર્શવાની, તેને અંતરમાં સમાવી દેવાની, તીવ્રમાં તીવ્ર ઝંખના હતી. એ જીવતી આકૃતિને આલિંગન ન કરાય, જેમ નદીમાં તેમ જ આ આકૃતિમાં પણ સ્નાન ન કરાય, અને એ દૈવી મૂર્તિ ને તેનાં સર્વ સૌન્દર્યોને પોતીકાં ન બનાવાય, ત્યાં સુધી તેઓ અતૃપ્ત રહેતા. આવા માણસને પોતાના હૃદયને ગમી ગયેલું ઘર પરાણે છોડી દેવાનું હતું, અને નિરાકાર ને નિર્ગુણ બ્રહ્મમાં પોતાનાં શરીર તથા આત્માને નખશિખ નિમગ્ન કરી દેવાનાં હતાં! આ બીજા પ્રકારની વિચારધારા આપણા પશ્ચિમના વૈજ્ઞાનિકોને લાગે એના કરતાંયે વધારે દુઃખદ ને વધારે પરાઈ રામકૃષ્ણને લાગી હોવી જોઈએ.[૧૪]

પણ એમનાથી છૂટાય એવું હતું જ નહીં: એમના મનમાં જે ભારે ડર હતો તે જ એમને, સર્પની આંખોની પેઠે, રટ લગાડી રહ્યો હતો. જે ઊંચાણો પર પહોંચવાનું હતું તેનો વિચાર કરતાં તેમને તમ્મર આવતા. છતાં તેઓ શિખરો પર પહોંચ્યા હતા, એટલે હવે આગળ વધીને ઠેઠ છેડા સુધી પહોંચ્યે જ છૂટકો હતો. ઈશ્વરના ખંડની ગોતમાં નીકળેલો મુસાફર ગૂઢ નાઈલ નદીના મૂળ સુધી પહોંચે ત્યાં સુધી તનાથી અટકી શકાય એવું નહોતું.

હું કહી ચૂક્યો છું કે નિરાકાર બ્રહ્મને વિષે એમના મનમાં ભય અને આકર્ષણ બંનેની લાગણી ઊપજતી હતી. છતાં એ બ્રહ્મ એમને માટે ટાંપીને રાહ જોઈ રહ્યું હતું. પણ રામકૃષ્ણ પોતે એની પાસે ગયા નહીં. તોતાપુરી એ કાલીભક્તને લઈ જવા આવ્યા.

તોતાપુરી ચાલ્યા જતા હતા ત્યાં તેમની નજર રામકૃષ્ણ પર પડી, પણ રામકૃષ્ણે તેમને જોયા નહીં. કોઈ એક જગાએ ત્રણ દિવસથી

વધારે રહેવું નહીં એવો તોતાપુરીનો નિયમ હતો. પેલા જુવાન પૂજારી[૧૫] મન્દિરના એક પગથિયા પર બેઠા હતા, ને પોતાને ગૂઢ દર્શન થઈ રહ્યું હતું તેના પરમ સુખમાં નિમગ્ન હતા. તે જોઈ તોતાપુરીને સાનન્દાશ્ચર્ય થયું.

તેમણે કહ્યું: ' દીકરા, તું સત્યના માર્ગ પર ઘણો આગળ વધી ચૂકેલો છે. તારી ઇચ્છા હોય, તો એ પછીની પાયરીએ પહોંચવામાં હું તને મદદ કરી શકું એમ છું. હું તને વેદાન્ત શીખવીશ.'

રામકૃષ્ણના ઉત્તરમાં રહેલી નિર્દોષ સરળતા જોઈ આ કડક તપસ્વીનું પણ મોં મલકી ઊઠ્યું. રામકૃષ્ણે કહ્યું: ' મારે પહેલાં મા (કાલી)ની રજા માગવી જોઈશે.' માએ રજા આપી, એટલે તેમણે નમ્રભાવે ને પૂરા વિશ્વાસપૂર્વક આ દૈવી જ્ઞાનદાતાનું શિષ્યત્વ સ્વીકાર્યું.

પણ પહેલાં એમને ' દીક્ષા 'ની કસોટીમાંથી પસાર થવું પડ્યું. બ્રાહ્મણના સર્વ વિશેષ અધિકાર, તેનાં ચિહ્નો, ઉપવીત, અને પૂજારી-પણાનું ગૌરવ એ સર્વનો ત્યાગ એ આ દીક્ષાની પહેલી શરત હતી. આ ત્યાગ તો રામકૃષ્ણને મન કશી વિસાતમાં નહોતો. પણ અત્યાર સુધી તેઓ જે સ્નેહો ને ભ્રમણાઓને આધારે જીવતા હતા તેનો—સગુણ ઈશ્વર, અને તેમનો પ્રેમ તથા સ્વાર્પણના ફળમાંથી હેરકેર નીપજેલો પાક, એ બધાનો—ત્યાગ પણ કરવાનો હતો. પૃથ્વીના જેવા દિગંબર થઈ તેમને પોતાની ઉત્તરક્રિયા પણ કરવી પડી. પોતાના અહંકારના છેલ્લા અવશેષને—પોતાના હૃદયને—દાટી દેવું પડ્યું. તે પછી જ તેમનાથી જૂનાં વસ્ત્ર તજી, નવા જીવનનો સૂચક એવો સંન્યાસીનો ભગવો ઝભ્ભો પહેરી શકાયો. તોતાપુરીએ હવે તેમને અદ્વૈત વેદાન્તના[૧૬] મુખ્ય સિદ્ધાન્તો શીખવવા માંડ્યા. બ્રહ્મ કેવું એક ને અખંડ છે, અને આત્માની શોધમાં કેટલા ઊંડા ઊતરવું જોઈએ, તે કહ્યું; અને બતાવ્યું કે આટલું થાય ત્યારે આત્માને બ્રહ્મ સાથેના પોતાના સ્વરૂપૈક્યનો

સાક્ષાત્કાર થાય, અને આત્મા સમાધિ દ્વારા એ બ્રહ્મમાં દૃઢપણે પ્રતિષ્ઠિત થવા પામે.

જે પુરુષ સમાધિની ઇતર સર્વ અવસ્થાઓ વટાવી ચૂક્યા હતા તેમને માટે પણ છેલ્લી અવસ્થાના પ્રવેશદ્વારની ચાવી મેળવવી સહેલી હતી, એમ જો કોઇ માને તો તે ભૂલ છે. એનું જે વર્ણન રામકૃષ્ણે પોતે આપ્યુ છે તે અહીં ઉતારવા જેવું છે; કેમકે એ વર્ણન કેવળ ભારતના શાસ્ત્રગ્રન્થોનો એક અંશ નથી, પણ આત્મસાક્ષાત્કારને લગતી તવારીખો પશ્ચિમના જે ગ્રન્થભંડારમાં સચવાઇ રહી છે તેમાં પણ એને સ્થાન આપવું ઘટે છેઃ

'વસ્તુમાત્ર પરથી મનને કેમ ખેંચી લેવું, ને તેને આત્માના છેક ઊંડા ગહ્વરમાં કેમ ઉતારી દેવું, એ નાગાબાવા તોતાપુરીએ મને શીખવ્યું. પણ હું બધા પ્રયત્ન કરી છૂટયો તોયે, નામરૂપનું ક્ષેત્ર વટાવી શક્યો નહીં, ને આત્માને નિરુપાધિક અવસ્થાએ પહોંચાડી શક્યો નહીં. વસ્તુમાત્ર પરથી મનને વાળી લેતાં મને મુસીબત પડી નહીં. તેમાં અપવાદ એક માતાના—કાલીના જ્યોતિર્મય રૂપનો હતો. એ રૂપ તો મને અતિશય પરિચિત હતુ. માતા, જે શુદ્ધ જ્ઞાનના અર્કરૂપ છે, તે આ રૂપે મારી આગળ આબેહૂબ આવીને ઊભી રહેતી. એથી આગળ જવાનો માર્ગ તેણે બંધ કરી દીધો. મેં અનેક પ્રસંગે અદ્વૈત વેદાન્તના વિચારો પર ચિત્તને એકાગ્ર કરવાનો પ્રયત્ન કર્યો; પણ દર વખતે માતાની આકૃતિ નજર સામે આવીને ઊભી રહેતી. મેં નિરાશ થઇ તોતાપુરીને કહ્યુ : " આમા, કશો સાર નથી. મારાથી નિરુપાધિક અવસ્થા સુધી કદી પહોંચી નહીં શકાય, ને આત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર નહીં કરી શકાય." તેમણે કડકાઇથી કહ્યું: " શું? તમારાથી એ વાત નહીં કહી શકાય એમ કહો છો ? કરવી જ પડશે ! " તેમણે આસપાસ નજર નાખી તો કાચનો એક કકડો જોયો. તેમણે એ લીધો, ને મારી બે આંખોની વચ્ચે, ભ્રકુટિના મધ્યભાગમાં,

તેની અણી દબાવતાં કહ્યું : "આ જગાએ તમારા ચિત્તને એકાગ્ર કરો." પછી મેં પૂરેપૂરું મનોબળ વાપરી ધ્યાન ધરવું શરૂ કર્યું. માતાની સુસ્વરૂપ આકૃતિ દેખાદે કે તરતજ હું મારા વિવેકને તલવાર તરીકે વાપરી એ આકૃતિના બે ચીરા કરી નાખતો.[૧૭] એમ કરતાં છેલ્લો અંતરાય પણ સરી પડ્યો; મારો આત્મા તરત જ સોપાધિક અવસ્થાની પેલી પાર ચાલ્યો ગયો; ને હું સમાધિગ્રસ્ત થઇ ગયો.'

જે તત્ત્વ અપ્રાપ્ય હતું તેનાં દ્વાર ઉઘાડી તો શકાયાં, પણ તેમ કરતાં ઘણો પરિશ્રમ પડ્યો ને અપાર દુઃખ વેઠવું પડ્યું. પણ રામકૃષ્ણે માંડ ઊમરો ઓળંગ્યો ત્યાં તો તેમને નિર્વિકલ્પ સમાધિનો અન્તિમ અવસ્થા પ્રાપ્ત થઇ—જેમાં જ્ઞાતા અને જ્ઞેય બંને સરખાં અદૃશ્ય થઇ ગયાં.

' 'વિશ્વ હોલાઇ ગયું. આકાશ (સ્થળ, દિક્) પોતે અલોપ થઇ ગયું. પહેલાં તો કલ્પનાઓના પડછાયા ચિત્તનાં અસ્પષ્ટ ઊંડાણોમાં તરવા લાગ્યા. ઘણો જ ક્ષીણ થઇ ગયેલો અહંભાવ એકના એક સૂરમાં ટક ટક વાગવો ચાલુ રહ્યો. પછી એ પણ બંધ પડી ગયો. સત્ સિવાય બીજું કશું બાકી રહ્યું નહીં. આત્મા પરમાત્મામાં લીન થઇ ગયો. દ્વૈત ભૂંસાઇ ગયું, પરિમિત આકાશ અને અપરિમિત આકાશ એક જેવાં બની ગયાં. વાણીની પાર, વિચારની પાર, જઇ તેમણે બ્રહ્મની પ્રાપ્તિ કરી.'

જે સાક્ષાત્કાર કરતાં તોતાપુરીને ચાળીસ વરસ લાગ્યાં હતાં તે રામકૃષ્ણે એક દિવસમાં કર્યો. તોતાપુરી પોતાની પ્રેરણાથી થયેલો આ અનુભવ જોઇ દંગ થઇ ગયા, અને રામકૃષ્ણના શરીરને ભયમિશ્રિત આદરથી જોઇ રહ્યા. એ શરીર એકસામટું દિવસો સુધી અક્કડ રહ્યું, ને તેમાંથી આત્માની પરમ શાન્તિનું તેજ ઝરવા લાગ્યું; એ આત્મા જ્ઞાનમાત્રની પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો.

તોતાપુરીએ પોતાના નિયમ અનુસાર તો ત્રણ જ દિવસ એ જગા-

એ રહેવું જોઇતું હતું. પણ તેઓ તો ગુરુ કરતાં આગળ વધી ગયેલા શિષ્યનો સમાગમ સાધવા માટે અગિયાર મહિના રહ્યા. એ બેનાં પદ અગાઉના કરતાં ઊલટાં થઇ ગયાં. પેલું પંખીનું બચ્ચું ઊડીને આકાશના ઉચ્ચતર પ્રદેશમાં ગયું હતું; ત્યાંથી તેણે ટેકરીઓના ઊંચામાં ઊંચા વર્તુળની પેલી પાર નજર નાખી હતી; ને હવે ત્યાંથી પાછું ફર્યું હતું. પેલા વૃદ્ધ ' નાગ 'ની તીક્ષ્ણને ઝીણી આંખોના કરતાં એ બચ્ચાના ફાટી ગયેલા ડોળામાં વધારે વિશાળ દર્શનની મસ્તી ભરેલી હતી. હવે એ ગરુડનો વારો આવ્યો, ને તેણે નાગને[૧૮] શિક્ષણ આપ્યું.

આ ઘટના સારી પેઠે વિરોધ નડયા વિના ન બનવા પામી.

આ બે દ્રષ્ટાઓને આપણે સામસામા મૂકી જોઇએ.

રામકૃષ્ણનું શરીર નાનું ને ઘઉંવર્ણું હતું. તેમને ટૂંકી દાઢી ને સુન્દર આંખો હતી, ' એ આંખો લાંબી ને કાળી હતી; તેમાં તેજની ચમક હતી; આંખો ત્રાસી ને સહેજ ઢંકાયેલી હતી. ' ( મુખર્જી ) એ આંખો કદી પૂરેપૂરી ઊઘડીને પહોળી થતી નહીં, પણ અર્ધી મીંચાયેલી રહીને બહાર તેમજ અંદર ઘણે દૂર સુધી જોતી. તેમનું મો અર્ધું ઉઘાડું રહેતું, તેમાથી સફેદ દાંત દેખાતા, ને તેના પર મોહક સ્મિત ફરકી રહેલું નજરે પડતું ( મહેન્દ્રનાથ ગુપ્ત ). એ સ્મિતમાં પ્રેમ અને તોફાન બંનેનો ભાવ હતો. તેમની ઊંચાઈ મધ્યમ હતી. તેમના શરીરનો બાંધો કૃશ અને અતિશય નાજૂક[૧૯] હતો. તેમના સ્વભાવમા અસાધારણ આળાપણું હતું; કેમકે નૈતિક તેમજ શારીરિક બંને પ્રકારના હર્ષશોકના વાયરા જરાક પણ અડે તો એમનું મન ઝણઝણી ઊઠતું. એમની આંખોના અરીસા સામે જે કંઇ બનાવ બને તેના જીવતા પ્રતિબિંબરૂપ તેઓ હતા, ને એ અરીસાના કાચ બહાર ને અંદર બંને બાજુએ હતા. તેમનામાં ધાર્યા પ્રમાણે વળવાની અજોડ શક્તિ હતી; તેને લીધે તેમનો આત્મા તત્કાળ બીજાઓના આકાર

જેવો આકાર ધારણ કરી શકતો; અને છતાં તે પોતાનું અસલી રૂપ ગુમાવતો નહીં.[20] એ અસલી રૂપ અવિચળ, નિર્વિકાર ને અપરિમિત હતું, ને છતાં એ કેન્દ્રમાં ગતિ પાર વિનાની હતી. 'તેઓ ઘરગથ્થુ બંગાળી ભાષા બોલતા...બોલતાં જીભ જરાક તોતડાતી, પણ એ તોતડાટ આનન્દદાયક લાગતો. પણ એમનાં શબ્દો સાંભળીને માણસો મન્ત્રમુગ્ધ બની જતા, એનું કારણ તો એ હતું કે તેમાં આધ્યાત્મિક અનુભવની વિશાળ સમૃદ્ધિ, ઉપમા ને રૂપકોનો અખૂટ ભંડાર, નિરીક્ષણની અજોડ શક્તિ, ચળકાટ મારતો ને માર્મિક વિનોદ, સહૃદયતાની અદ્‌ભુત વિશાળતા, અને જ્ઞાનની અખંડ ધારા એ ગુણો રહેલા હતા.'[21]

આ ગંગાજીમાં ઊંડાણો હતાં તેમ તેના પટ પર પ્રતિબિંબો પણ પડતાં હતાં; તેની સપાટી પ્રવાહી હતી તેમ તેમાં અનેક વહેણો પણ હતાં; તેમાં વાંકઘોંક ને વળાંકો હતા; અને તેના પટ પર કરોડો જીવો વહેતા ને પોષણ મેળવતા. આ ગંગાની સામે જે બીજા પુરુષ હતા તે જિબ્રાલ્ટરના ખડક જેવા ઊભેલા હતા તે ઊંચા ને કદાવર હતા, તેમનો બાંધો પડછંદ હતો, અને તે અડગ નિશ્ચયવાન હતા—એ ખડકને એક બાજુથી જોતાં જાણે સિંહની આકૃતિ હોય એવો ભાસ થતો. તેમનું શરીર અને મન લોખંડનાં હતા. તેમણે માંદગી કે વેદના કદી અનુભવી નહોતી, ને એની વાત આવે ત્યારે તેઓ મહેજ સ્મિત કરીને પોતાનો તુચ્છકાર બતાવતા. તેઓ માણસોના બળવાન નેતા હતા. પરિવ્રાજકનું જીવન સ્વીકારતા પહેલાં તેઓ પંજાબમાં સાતસો સાધુવાળા એક મઠના મહંત હતા. તેઓ કડક શિસ્તવાળી સાધનામાં નિષ્ણાત હતા; પણ એ સાધનાથી માણસોના દેહ અને આત્મા માટીની પેઠે સુકાઈને અક્કડ થઈ જતા.[22] તેમના સર્વોપરી સંકલ્પબળને કોઈ ચીજ રોકી શકે એવો વિચાર જ તેમના મનમાં આવેલો નહીં. રાગ, દ્વેષ, ભય, ઇન્દ્રિયોનાં તોફાન, અથવા સંસારનાં તોફાની મોજાં પેદા કરનાર ઈશ્વરી માયાની જાદુઈ શક્તિ, એમાંથી કશું પોતાના

નિશ્ચયને ચળાવી શકે એવું તેઓ માનતા નહીં. તેઓ તો માનતા કે માયા જેવી વસ્તુ અવિદ્યમાન છે, શૂન્ય છે, અસત્ય છે, ને તેની હસ્તીનો ઇનકાર કરીએ એટલાથી જ તે સદાને માટે અલોપ થઈ જાય છે. રામકૃષ્ણને મન ખુદ માયા ઈશ્વર હતી, કેમકે વસ્તુમાત્ર ઈશ્વર છે. માયા એ પણ બ્રહ્મનું એક મુખ છે. વળી રામકૃષ્ણ અનેક વાવાઝોડાંની વચ્ચે થઈને છેક છેલ્લા શિખર સુધી ચડયા હોવાથે, એ ચડાણમાં જે વેદના ભોગવવી પડેલી, આનંદનાં જે પૂર ઊલટતાં અનુભવેલાં, ને જે અકસ્માતોમાંથી પસાર થવું પડેલું, તેમાંનું કશું તેઓ ભૂલી ગયા નહોતા. તેમની એ યાત્રામાં જોયેલી નજીવીમાં નજીવી વસ્તુનાં પણ ચિત્રો તેમના મનમાં ચોંટી રહેલાં. જેવી જેવી ચીજ તેવું તેનું ચિત્ર દોરાયેલું; અને શિખરો પર શિખરો વાળા એ અદ્ભુત દૃશ્યમાં દરેક વસ્તુ પોતપોતાના સ્થળકાળ અનુસાર યથાર્થ રીતે ગોઠવાઈ ગઈ હતી. પણ 'નાગાબાવા'ને સ્મૃતિમાં સંઘરી રાખવા જેવું શું હતું? તેમનું મન તેમના પોતાના જેવું જ — કશી લાગણીઓ ને સ્નેહો વિનાનું — હતું. આ આરસની તખતીને ફળદાયક કષ્ટરૂપી ટાંકણા વડે કોતરવાની જરૂર હતી; અને એ પ્રમાણે બન્યું પણ ખરું.

તેમની બુદ્ધિ ઘણી વિશાળ હતી, છતાં તેમને એટલું સમજાયું નહોતું કે પ્રેમ એ પણ ઈશ્વરપ્રાપ્તિનો એક માર્ગ હોઈ શકે છે. તેમણે રામકૃષ્ણના અનુભવને વિષે શંકા ઉઠાવી. રામકૃષ્ણ જે પ્રાર્થનાઓ મોટેથી ગાતા તેને વિષે, તથા સર્વ બાહ્ય આવિર્ભાવો — દા. ત. સંગીત સ્તોત્રો ને ધાર્મિક નૃત્ય — પ્રત્યે તિરસ્કાર બતાવ્યો. રોજ સાંજે રામકૃષ્ણ તાળીઓ પાડીને ઈશ્વરનું નામસ્મરણ કરવાની શરૂઆત કરતા, ત્યારે તોતાપુરી તુચ્છકારનું સ્મિત કરીને પૂછતા : 'કેમ, રોટલા ઘડો છો કે શું?'

પણ એમની અનિચ્છા છતાં એ વસ્તુની રઢ એમના અંતરમાં

અજ્ઞાત રીતે લાગતી ગઈ. તેમના સોબતીના મધુર સ્વરથી ગવાયેલાં અમુક ભજનોએ એમના હૃદયને હલાવ્યુ, અને જે આંસુ છુપાઈ રહેલાં હતાં તેનાથી તેમની આંખો ભરાઈ આવી. બંગાળની, ગુપ્તપણે અસર કરતી ને જ્ઞાનતંતુઓને શિથિલ બનાવતી, આબોહવા તરફ આ પંજાબીએ દુર્લક્ષ કરવાનો પ્રયાસ તો કર્યો, પણ એની પણ અસર એમના પર થઈ. એમની કંઇક દીલી પડેલી શક્તિ એમના હૃદયની લાગણીઓ પર હવે એવો કડક અંકુશ રાખી શકી નહીં બળવાનમાં બળવાન ગણતાં માનસમાં પણ એકબીજાની વિરોધી એવી કેટલીક વસ્તુઓ રહેલી હોય છે, તે ઘણીવાર એ માણસોના જોવામાં આવતી નથી. પૂજાઅર્ચા પ્રત્યે તિરસ્કાર ધરાવનાર આ તપસ્વીમાં એક નિર્બળતા એ હતી કે તેઓ અગ્નિરૂપી પ્રતીકને પૂજતા; કેમકે તે પોતાની પાસે હંમેશાં અગ્નિ સળગાવેલો રાખતા. એક દિવસ એક નોકર કેટલાંક બળતાં લાકડાં ખસેડવા આવ્યો; તેના એવા અનાદર સામે તોતાપુરીએ વિરોધ ઉઠાવ્યો. રામકૃષ્ણ બાળકના જેવા હર્ષથી હસી પડ્યા— એમના જેવું અનોખું હાસ્ય બીજા કોઈનું નહોતું.

'જુઓ, જુઓ,' તેઓ બોલી ઊઠ્યા. 'આપ પણ માયાની અમોઘ શક્તિને વશ થયા છો!'

તોતાપુરીનું મોં સિવાઈ ગયું. તે શું અજાણતાં ખરેખર માયાની ધૂંસરીને તાબે થયા હતા? તેમની માંદગીએ પણ તેમના ગર્વિષ્ઠ આત્માને તેની મર્યાદાઓનું ભાન કરાવ્યું. બંગાળમાં અનેક મહિના રહેવાથી તેમને મરડાનો સખત વ્યાધિ થઈ આવ્યો. તેમણે ત્યાંથી ચાલ્યા જવું જોઈતું હતું; પણ એ તો દુઃખ અને શોક આગળ પાછી પાની કર્યા જેવું થાય. તેમણે જક પકડી ને કહ્યું: 'હું મારા શરીરને નમતું આપવાનો નથી!' દર્દ વધતું ચાલ્યું, અને તે અનાસક્તપણે વેઠવું તેમના આત્માને માટે અશક્ય થઇ પડયું. તેમણે ઉપચાર કરાવ્યા, પણ તેની કશી અસર થઇ નહીં. કોઈ પડછાયો ધીરે ધીરે

દિવસના તાપને ઢાંકી દે, તેમ માંદગી રોજેરોજ વધારે કારમી બનતી ગઈ; અને છેવટે તે એવી વસમી થઈ પડી કે આ તપસ્વીને એકાગ્ર ચિત્તે બ્રહ્મનું ધ્યાન ધરવું પણ અશક્ય થઇ પડ્યું. શરીરની આ જર્જરિત દશાથી તેમનું મન ઊકળી ઊઠ્યું, અને શરીરનો ત્યાગ કરવા તેઓ ચાલીને ગંગાજીના પ્રવાહ સુધી ગયા. પણ એક અદીઠ હાથે તેમને રોકી લીધા. તેઓ પ્રવાહમાં ઊતર્યા ત્યારે તેમનામાં ડૂબી મરવાની ઇચ્છા કે તાકાત રહી નહોતી. તેઓ સાવ નાસીપાસ થઇને પાછા આવ્યા. તેમણે માયાની શક્તિનો પરચો જોઇ લીધો હતો. એ દેવી માતા સર્વત્ર—જીવનમાં, મરણમાં, ને વેદનામાં, બધે—હાજરાહજૂર છે! તેમણે રાત એકલા ધ્યાનમાં ગાળી. સવાર પડચે તેઓ સાવ બદલાઇ ગયેલા હતા. તેમણે રામકૃષ્ણની આગળ કબૂલ કર્યું કે બ્રહ્મ અને શક્તિ[૨૩] અથવા માયા તે અભિન્ન તત્ત્વ છે. માતા શાંત પડી, પ્રસન્ન થઇ; ને તેણે તોતાપુરીને માંદગીમાંથી મુક્ત કર્યા. જે શિષ્ય પોતાના ગુરુ બન્યા હતા તેમની વિદાય લઇ તોતાપુરી, જ્ઞાન-પ્રાપ્તિ કરીને, ચાલતા થયા.[૨૪]

આગળ ઉપર, તોતાપુરીના આ એવડા અનુભવનો સાર રામકૃષ્ણે આ શબ્દોમાં આપ્યો:

'હું જ્યારે એ પરમ સત્યનો નિષ્ક્રિય રૂપે વિચાર કરું છું, તે સૃષ્ટિ, સ્થિતિ ને સંહાર એમાંથી કશું જ કાર્ય કરતું નથી એમ માનું છું, ત્યારે હું તેને બ્રહ્મ અથવા પુરુષ—નિરાકાર ઈશ્વર—કહું છું. તે સક્રિય છે, અને સૃષ્ટિ, સ્થિતિ ને સંહારનાં કાર્યો કરે છે એમ હું માનું છું ત્યારે હું તેને શક્તિ કે માયા કે પ્રકૃતિ[૨૫] અથવા સાકાર ઈશ્વર કહું છું પણ આ નામભેદનો અર્થ એવો નથી કે એ એની વચ્ચે ખરેખાત કશો ભેદ છે. જેમ દૂધ અને તેની ધોળાશ, મણિ અને તેનું તેજ, સર્પ અને તેની વાંકીચૂકી ગતિ એક છે, તે જ રીતે સાકાર અને નિરાકાર એ એક જ તત્ત્વ છે. એકનો વિચાર કરતાં બીજાનો વિચાર આવ્યા વિના રહેતો જ નથી. આદ્યશક્તિ અને બ્રહ્મ એક જ છે.'[૨૬]

## ટિપ્પણો

૧. મારા કહેવાનો અર્થ સ્પષ્ટ રીતે સમજાવવા માટે મારે પશ્ચિમ અને પૂર્વ એ સંદિગ્ધ શબ્દો વાપરવા પડે છે. પણ હું આશા રાખું છુ કે મારી પેઠે સુજ્ઞ વાચકો પણ સમજશે કે પશ્ચિમમાં જુદા જુદા ઘણા વિભાગ છે. આપણે પશ્ચિમવાસીઓ સામાન્ય રીતે માનીએ છીએ કે પૂર્વ એટલે આપણી નજીક આવેલું, સેમિટિક પ્રજાઓની વસ્તીવાળું, પૂર્વ. હું એ શબ્દનો જે અર્થ કરું છું તે અર્થ પ્રમાણે તો, સ્લાવ, જર્મેનિક, અથવા નોર્ડિક જેવા પશ્ચિમના ભાગો કરતાં આ નજીકનું પૂર્વ, આત્માની દૃષ્ટિએ, હિંદથી વધારે દૂર પડેલું છે. આ કથામાં આ સ્થળે હું જે પશ્ચિમ શબ્દ વાપરું છું તેનો આશય તો, જે મહાન યુરોપિયન જાતિઓ તથા આટલાંટિકની પેલી પાર રહેલી જે જાતિઓ સંયુક્ત હિંદી–યુરોપી કુળમાંથી છૂટી પડેલી છે, તેની પશ્ચિમ તરફની કૂચનો નિર્દેશ કરવાનો જ છે.

૨. પરબ્રહ્મને વિષે બુદ્ધિથી એકાગ્રપણે ધ્યાન ધરવાની શક્તિ ભારતના વિચારકોમાં નથી એમ હું સૂચવ કહેવા માગતો નથી; પણ અદ્વૈત વેદાન્તના નિરાકાર તત્ત્વને પણ અમુક અંશે એ તત્ત્વદર્શીઓના સાક્ષાત્કાર વડે ગ્રહણ કરવામાં આવે છે. નિરાકાર તત્ત્વ નિર્ગુણ હોય અને ચક્ષુને અગોચર હોય, તોયે ગૂઢ સ્પર્શની કોઇક રીતથી તેને સ્પર્શ કરી શકાતો નથી એ વિષે પૂરી ખાતરી છે ખરી ? અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર એ પોતે પણ એક પ્રકારનો ભીષણ સંપર્ક નથી ?

૩. 'આ બધું—સ્થૂલ તેમજ સૂક્ષ્મ બંને પ્રકારના સર્વ પદાર્થો—બ્રહ્મ છે. ભૂતમાત્ર એક ને અખંડ એવા બ્રહ્મમાં જ વસે છે.'—શાસ્ત્રો

૪. સ્વામી શારદાનન્દે તેમના ' શ્રીરામકૃષ્ણ, ધ ગ્રેટ માસ્ટર ' <

નામના પુસ્તકના આરંભમાં જે સમર્થ વિવેચન આપ્યું છે તેમાંથી મેં આ વિચારો સંક્ષેપમાં આપ્યા છે.

૫. બીજા પણ ઘણાં માર્ગો ને શાસ્ત્રો છે; તેને વિષે હું હવે પછીના બીજા ગ્રન્થમાં, વિવેકાનન્દના તાત્ત્વિક ને ધાર્મિક વિચારનો અભ્યાસ કરતી વખતે, ચર્ચા કરીશ.

૬. 'નેતિ (આ નહીં !)' એ નામ સાક્ષાત્ બ્રહ્મને ઉપનિષદોના કર્તાઓએ આપેલું છે. સરખાવો ખ્રિસ્તી યોગી એરિયોપેગસના સેન્ટ ડેનિસના યોગશાસ્ત્ર પરના ગ્રન્થનું પ્રકરણ ૫. ત્યાં એ કહે છે કે બુદ્ધિગ્રાહ્ય પદાર્થોનો પરમ સર્જક તે એવો પદાર્થ ખંચુસ નથી જેનું આકલન બુદ્ધિ વડે કરી શકાય ત્યાં એ તત્ત્વદર્શી, ઈશ્વરની વ્યાખ્યા આપવા માટે, સર્વ નિષેધવાચક શબ્દોને એક પાના પર ભેગા કરે છે.

૭. ફ્રેંચ લેખક શેતોબ્રીઆંના એક પ્રસિદ્ધ પુસ્તકનો અહીં ઉલ્લેખ છે.

૮. મેક્સમૂલરે આપેલી વ્યાખ્યા અનુસાર સંન્યાસી તેને કહેવાય જેણે વસ્તુમાત્રનો ત્યાગ કર્યો હોય ને સંસારની તમામ વાસના છોડી દીધી હોય. ભગવદ્ગીતાની વ્યાખ્યા છે: 'જેને કોઈ પણ પદાર્થ વિષે રાગ કે દ્વેષ નથી તે.' જે મહિલાની અહીં વાત છે તેમણે હજુ દૈવી અનાસક્તિની આ દશા પ્રાપ્ત કરી નહોતી, એમ આપણે આગળ ઉપર જોઈશું.

૯. આ મુલાકાતમાં અરેબિયન નાઇટ્સની કથા જેવો સાદો અદ્ભુત રસ છે. એને વિષે યુરોપિયન ઇતિહાસકારોનાં મનમાં શંકાઓ પેદા થયેલી છે. તેઓ મેક્સમૂલરની પેઠે એમ માનવા તરફ ઢળે છે કે આ પ્રસંગ તે રામકૃષ્ણના માનસિક વિકાસનું એક પ્રતીક છે. (અર્થાત્ આવી કોઈ મહિલા ખરેખર ન હતી, ને તેને વિષેની આ વાર્તા કલ્પિત છે.—અનુવાદક) પણ એ મહિલા રામકૃષ્ણની ગુરુ થઈને છ

વરસ સુધી તેમની જોડે રહી હતી; અને તેનામાં વ્યક્તિગત લક્ષણો એટલાં બધાં છે ( ને તે બધાં એને યશ આપે એવાં નથી ) કે એ ખરેખરી સ્ત્રી હતી, ને તેનામાં સ્ત્રીસહજ સર્વ નિર્બળતાઓ પણ હતી, એ વિષે કશી શંકાને અવકાશ ન રહે.

૧૦. વૈષ્ણવ સંપ્રદાય સ્વભાવતઃ ભક્તિસંપ્રદાય જ હતો. રામકૃષ્ણ વૈષ્ણવ કુટુંબના હતા. પ્રાચીન આદિત્ય દેવ વિષ્ણુએ પોતાના અવતારો વડે આખા જગત પર પોતાનું આધિપત્ય સ્થાપ્યું હતું. કૃષ્ણ અને રામ એ અવતારોમાં મુખ્ય છે (સરખાવો બાર્થ: એજન, પૃ. ૧૦૦ થી આગળ ). આ બે દેવોનો સંગમ આપણા કથાનાયકના નામમાં થયેલો છે; અને આગળ ઉપર તેમના જીવતાં જ તેમને નવા અવતાર તરીકે વંદન કરવામાં આવેલું છે. અવતાર એટલે ઈશ્વર તેમજ મનુષ્ય.

૧૧. આ ખુલાસા માટે હું હજુ સ્વામી શારદાનન્દના પુસ્તક પર આધાર રાખું છું. સરખાવો રુઇસબ્રકનાં આ વચનો: ' આગળ ચાલ્યા જાઓ! એ ઈશ્વરની જ વાણી છે...તે તિમિરને ભેદીને આત્મા જોડે બોલે છે, અને આત્મા ઊંડે ઊતરીને છેક સરી જાય છે. તેણે એ પુનિત અંધકારમાં ગૂમ થઇ જવું જોઇએ. ત્યાં આનન્દ માણસને તેના મર્યાદિત જીવભાવમાંથી મુક્ત કરે છે; અને તેને લીધે તેને માનવી કલ્પના પ્રમાણેનું રૂપ ફરી કદી દેખાતું નથી. જે ઊંડા ગર્તમાં પ્રેમ મૃત્યુનો અગ્નિ પ્રગટાવે છે, તેમાં હું શાશ્વત જીવનનો અરુણોદય જોઉં છું......આ અપાર પ્રેમને લીધે આપણે મર્યાદિત વ્યક્તિત્વમાંથી મરી જઇએ છીએ, આપણા કારાગૃહમાંથી નાસી છૂટીએ છીએ, અને પરમ તત્ત્વના મહાસાગરમાં તથા બળતા અંધકારમાં લીન થઈ જઇએ છીએ. '

૧૨. પણ તેમનાં સ્વભાવે તેમને એ રસ્તાના ઉલ્લા ક્રોસ પર, ચાર રસ્તાના સંગમ આગળ, પકડીને રોકી રાખ્યા હતા. એ જગાએ માણસ સગુણ સાકાર ઈશ્વર અને તેના પ્રેમની વિદાય લે છે. એમની

ગુરુ ભરવીએ એમને આથી આગળ મોકલવાનો પ્રયાસ કર્યો નહીં. એ બંનેનાં મન એથી આગળના અંધદર્શનનો, છેલ્લી ખાઈનો, નિર્ગુણ નિરાકાર બ્રહ્મનો, વિચાર કરતાં સ્વભાવતઃ પાછાં પડયાં હતાં.

૧૩. મહાસમાધિને લીધે લોહીનો ઉછાળો આવવાથી આ જે અસર થાય છે તેની નોંધ ભારતના યોગીઓ ફરીફરીને કરે છે. આપણે આગળ ઉપર જોઈશું તેમ, રામકૃષ્ણ કોઈ સાધુસંતને મળવા જાય ત્યારે તેની છાતી જોઈને તરત જ કહી શકતા કે એ માણસ પ્રભુના પાવકમાંથી પસાર થયો છે કે નહીં.

૧૪. એક હકીકત ધ્યાન ખેંચે એવી છે. રામકૃષ્ણને કવિતા ને કલાઓ માટે ઈશ્વરે ઊંચા પ્રકારની શક્તિ આપેલી હતી, પણ એમને ગણિત માટે જરાયે રુચિ નહોતી. વિવેકાનન્દનું મન જુદા પ્રકારનું હતું. તેઓ કલાકાર ઓછા નહોતા, છતાં તે વિજ્ઞાનો જાણતા ને તેના પ્રત્યે રુચિ ધરાવતા.

૧૫. તેમની ઉંમર એ વખતે અઠ્ઠાવીસ વરસની હતી.

૧૬. અદ્વૈતવાદ એ વેદાન્તનું સૌથી કડક ને સૌથી વિશેષ નિર્ગુણવાદી રૂપ છે. તે કેવલાદ્વૈત છે. એક ને અદ્વિતીય એવા સત્ તત્ત્વ સિવાય બીજા કશાની હસ્તી છે જ નહીં. એ સતને કયે નામે ઓળખો —તેને ઈશ્વર, ભૂમા, અક્ષર, બ્રહ્મ, આત્મા વગેરે ગમે તે નામ આપો —તેની પરવા નથીઃ કેમકે એ સતને એક પણ ગુણ નથી જે એની વ્યાખ્યા આપવામાં મદદગાર થઈ પડે. એની વ્યાખ્યા આપવાના દરેક પ્રયાસને શંકર—એરિયોપેગસના ડેનિસની પેઠે—એક જ જવાબ આપે છેઃ 'આ નહીં', આ નહીં' (નેતિ નેતિ). જે જે વસ્તુની હસ્તીનો આભાસ થાય છે, આપણું મન અને ઇન્દ્રિયો વડે પ્રતીત થતું જે જગત છે, તે વિપરીતજ્ઞાન (અવિદ્યા) દ્વારા દેખાતા બ્રહ્મ સિવાય બીજું કશું જ નથી. અવિદ્યાને વિષે સ્પષ્ટ ખુલાસો આપવાનું શંકર અને તેમના સંપ્રદાયવાળાને બહુ મુશ્કેલ લાગ્યું હતુ એ અવિદ્યાના

બળથી બ્રહ્મ નામરૂપ ધારણ કરે છે. એ નામરૂપ તે અસત્ સિવાય બીજું કશું નથી. જીવને દેખાતા આભાસોના આ પૂર તળે રહેલું એકમાત્ર સત્ તત્ત્વ તે ખરેખરો અથવા મુખ્ય આત્મા, પરમાત્મા એકમેવાદ્વિતીયમ્ છે. સત્કર્મો એના સાક્ષાત્કારમાં મદદ કરવા અસમર્થ હોય છે; જોકે સત્કર્મોથી શુભ વાતાવરણ નિર્માણ થાય ખરું, ને એમાં જ્ઞાનનો ઉદય થાય એમ કદાચ બને. પણ જ્ઞાન અપરોક્ષ હોય, તો તે એકલું આત્માને મુક્ત કરી શકે છે. ગ્રીકો કહેતા કે 'તારા પોતાના પંડને જાણ.' એથી ઊલટું ભારતના મહાન વેદાન્તીઓ કહે છે કે 'આત્માને જો ને આત્મા થા.'...' તત્ત્વમસિ (તું તે છે).'

૧૭. કોઈ મરઘી તડકામાં દોરેલી ચાકની લીટી પર મૂર્છા ખાઈને પડે, એના જેવા અણઘડ આત્મસંમોહનનો આ દાખલો નથી (મારા પશ્ચિમી વાચકના, અનાદરથી ભરેલા, વિચારમાંથી એવો અર્થ તારવીને હું આ વાત કહું છું). રામકૃષ્ણે ચિત્તની જે ક્રિયા વર્ણવી તે તો કડક એકાગ્ર 'ધારણા'નો પ્રયત્ન હતો. તેની બહાર કશું રહી ગયું નહોતું, પણ એ ક્રિયામાં સૂક્ષ્મ ને ટીકાથી ભરેલું પૃથક્કરણ રહેલું હતું.

૧૮. તોતાપુરી જે સંપ્રદાયના હતા તેનું નામ. 'નાગ'નો અર્થ સર્પ પણ થાય છે.

૧૯. પાછળથી તેમણે મથુરબાબુની જોડે જે યાત્રાઓ કરેલી તેમાં તેઓ તરત જ થાકી જતા. તેઓ ચાલી શકતા નહીં, ને તેમને ઉપાડીને લઈ જવા પડતા.

૨૦. એટલે કે જે પળથી તેઓ જુદા જુદા સમૂહો ને અન્તિમ આદર્શોના તાંતણાને તેમના કેન્દ્રમાં—અર્થાત્ બ્રહ્મમાં—ભેગા કરી શક્યા હતા તે પળથી આમ બન્યું હતું. ત્યાં સુધી તો તેઓ વારાફરતી એ દરેકથી ખેંચાયા હતા.

૨૧. આ ચિત્રના છેલ્લા અંશો રામકૃષ્ણને નજરોનજર જોનાર

એક વ્યક્તિના સ્મરણમાંથી ઉતારેલા છે. એ લેખક હજુ (૧૯૨૮માં) જીવતા છે, ને તેમનું નામ નગેન્દ્રનાથ ગુપ્ત છે. (સરખાવો 'પ્રબુદ્ધ ભારત', માર્ચ ૧૯૨૭, તથા 'મોડર્ન રિવ્યુ', મે ૧૯૨૭.)

૨૨. આપણા જમાનાની કેળવણીમાં મન અને શરીરને કેળવવાનું જે શાસ્ત્ર છે તેણે ધ્યાનની પ્રક્રિયામાં વપરાતી રીતોમાં રસ લેવો જોઈએ: પહેલાં નરમ બેઠકો; પછી વધારે ને વધારે સખત બેઠકો; પછી ખુલ્લી જમીન. તેની સાથેસાથે વસ્ત્રો ને આહારે પણ ધીરે ધીરે ઘટાડવામાં આવે છે, અને છેવટે નગ્નતાની ને અત્યંત તિતિક્ષાની સ્થિતિએ પહોંચાય છે. આ દીક્ષા પછી નવા શિખાઉઓને દેશભરમાં ભ્રમણ કરવા મોકલી દેવામાં આવે છે. પહેલાં તેમની જોડે સોબતીઓ હોય છે, ને પછી એકલા ફરવું પડે છે. આમ કરતાં આખરે બાહ્ય જગત જોડે બાંધી રાખનારી છેવટની ગ્રન્થીઓ પૂરેપૂરી છેદાઈ જાય ત્યાં સુધી આ પરિવ્રાજકો પર્યટન કર્યાં કરે છે.

૨૩. શક્તિ એટલે પરમેશ્વરની ક્રિયાશક્તિ, બ્રહ્મનું તેજ.

૨૪. તોતાપુરીએ ૧૮૬૫ના આખરભાગમાં વિદાય લીધી. ખુદીરામના પુત્ર જે નામે પ્રસિદ્ધ થયા છે તે નામ—રામકૃષ્ણ—તોતાપુરીએ તેમને સંન્યાસની દીક્ષા આપતી વખતે આપ્યું હોય એ બનવાજોગ છે. સરખાવો શારદાનન્દ: 'સાધકભાવ', પૃ. ૨૮૫, નોંધ ૧.

૨૫. પ્રકૃતિ એ 'ક્રિયાશક્તિ, કુદરતનો પ્રાણ, વિશ્વમાં કામ કરવાની સંકલ્પની શક્તિ' છે. (આ વ્યાખ્યા અરવિંદ ઘોષે આપેલી છે. તેઓ પ્રકૃતિને 'શાન્ત ને નિષ્ક્રિય પુરુષ' ની સામે, તેના વિરોધી તત્ત્વ તરીકે, મૂકે છે.)

૨૬. આ વચનો સાથે નીચે આપેલાં બીજાં વચનો સરખાવો. આ વચનો ઓછાં જાણીતાં છતાં વધારે સચોટ છે. તે બતાવે છે કે રામકૃષ્ણને કાલી વિષે કે સાકારેશ્વરાણી ભક્તિ હતી- અને મૂર્તિપૂજાના

આ આભાસની તળે ઐક્યની જે ઊંડી ભાવના રહેલી હતી, તેને વિષે આપણે કેવો ખ્યાલ બાંધવો જોઈએ:

'કાલી એ કંઈ ભિન્ન તત્ત્વ નથી. જે બ્રહ્મ છે તે જ કાલી છે. કાલી આદ્યશક્તિ છે. તે જ્યારે નિષ્ક્રિય હોય છે ત્યારે બ્રહ્મ કહેવાય છે, અને જ્યારે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય કરે છે ત્યારે શક્તિ કહેવાય છે. જેને તું બ્રહ્મ કહે છે તેને જ હું કાલી કહું છું. બ્રહ્મ અને કાલી અભિન્ન છે, જેમ અગ્નિ અને તેની દાહશક્તિ અભિન્ન છે તેમ. અગ્નિનો વિચાર કરો તો તમને આપોઆપ દાહશક્તિનો વિચાર આવશે જ. કાલીને માનો તો બ્રહ્મને માનવું પડશે, અને બ્રહ્મને માનો તો કાલીને માનવી પડશે. બ્રહ્મ અને તેની શક્તિ અભિન્ન છે. તેને હું શક્તિ કે કાલી કહું છું.' —'રામકૃષ્ણકથામૃત', ખંડ ૧૪.

## ૪. અભેદસાક્ષાત્કાર

આ મહાવિચાર નવો તો હરગીજ નહોતો. ભારતનો પ્રાણ સૈકાંઓ સુધી એ વિચાર પર પોષાયો હતો; અને તે દરમ્યાન એને વેદાન્તના તત્ત્વજ્ઞાને નિરંતર ઘડી, કણકની પેઠે મસળી, તેમાંથી રોટલીની પેઠે ચોક્કસ સિદ્ધાન્ત વણી કાઢ્યા હતા. વેદાન્તના બે મહાન સંપ્રદાયો—શંકરનો કેવલાદ્વૈતવાદ, અને રામાનુજનો વિશિષ્ટાદ્વૈતવાદ—એ બેની વચ્ચે આ વિચારને વિષે પાર વિનાના વાદવિવાદ થયા હતા. પહેલો એટલે કે કેવલાદ્વૈતવાદ જગતને અસત્ ગણે છે, ને બ્રહ્મને જ એકમાત્ર સત્ માને છે; બીજો એટલે કે વિશિષ્ટાદ્વૈતવાદ બ્રહ્મને એક ને અદ્વિતીય સત્ તો માને છે, પણ દૃશ્ય જગતને તથા જીવોને બ્રહ્મનાં રૂપ અથવા શરીર માને છે, અને કહે છે કે એ રૂપો તે આભાસમય નથી, પણ બ્રહ્મના ગુણોના તેજથી ઝળહળે છે. વિચાર, તથા જગતની વિવિધતાનું બીજારોપણ કરનાર શક્તિ,[1] બંને આ પ્રકારનાં રૂપ છે. આ બે સંપ્રદાયો એકબીજાને સાંખી લે છે. પણ પહેલા સંપ્રદાયના અન્તિમવાદીઓ બીજા સંપ્રદાય પ્રત્યે તિરસ્કારભરી ક્ષમાવૃત્તિથી જુએ છે—એટલા માટે કે તેણે માણસની નબળાઇને સન્તોષીને રીઝવવા, અથવા લથડિયાં ખાતાં ખાતાં ચડતી વખતે ઘોડી તરીકે વાપરવા માટે, માંડવાળ કરીને આ નશ્વર વસ્તુની હસ્તીનો સ્વીકાર કર્યો છે. 'દૃશ્ય' જગત રૂપી પ્રતિભાસની, માયાના મૂળ સ્વરૂપની, વ્યાખ્યા શી આપવી એ મુદ્દો હંમેશાં સહુને ઘણો વસમો લાગ્યો હતો. માયાને સાપેક્ષ ગણવી કે નિરપેક્ષ? શંકરે પોતે માયાની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કર્યો નહોતો. તેમણે તો એટલું જ કહેલું કે એ માયા હસ્તીમાં છે, ને એનું શમન કરવું એ અદ્વૈતદર્શનનું ધ્યેય છે. બીજી બાજુ, રામાનુજ જેવા

વિશિષ્ટાદ્વૈતવાદીઓનો હેતુ એ હતો કે તેનો કપટ ઉપયોગ કરી જીવોનો વિકાસ સાધવામાં તેની મદદ લેવી.

આ બે સંપ્રદાયોની વચ્ચે રામકૃષ્ણનો ચોક્કસ મત શો હતો? એમનો સ્વભાવ સ્નેહાળ હતો, અને તેમા અનેક રૂપો ધારણ કરવાની શક્તિ હતી, એટલે એમના મનનો ઝોક રામાનુજે બતાવેલા વિશિષ્ટાદ્વૈત તરફ હતો. પણ બીજી તરફ, એમની શ્રદ્ધા એટલી તીવ્ર હતી કે તેને લીધે તેમને કેવલાદ્વૈતનો પણ સ્વીકાર કરવો પડ્યો હતો. એમની પ્રતિભાએ અત્યંત સ્પષ્ટ ને આબેહૂબ ચિતાર રજૂ કરે એવા શબ્દો, તથા અતિશય ચતુરાઈભરી વાર્તાઓ, *બોધી-કાવ્યો*, અને તેનો ઉપયોગ કરીને બતાવ્યું કે બુદ્ધિ વડે એ પરમ તત્ત્વનું વિવરણ તો કરી શકાતું નથી જ, પણ બુદ્ધિ દ્વારા તેનું આકલન કરવું પણ અશક્ય છે. 'નિરુપાધિક બ્રહ્મરૂપી સૂર્યની સાથે તેમણે માણસોનો લગભગ શારીરિક સંપર્ક કરાવી આપ્યો એમ કહી શકાય કેવલ વિજ્ઞાનમાં (અર્થાત્ નિત્યચૈતન્ય) બ્રહ્મની હસ્તી વિજ્ઞાન અર્થાત્ વિજ્ઞાતાના વિષયોથ ભિન્ન રૂપે (એટલે કે વિષયો મોજૂદ ન હોય ત્યારે) શક્ય જ નથી, એ આક્ષેપનો ઉત્તર આપતા શંકરે કહેલું કે 'સૂર્યને માટે પ્રકાશિત કરવાનો કોઇ પદાર્થ ન હોય તોપણ સૂર્ય તો પ્રકાશે જ છે, તેની રીતે આત્મા અર્થાત્ વિષયીને માટે કોઇ વિષય મોજૂદ ન હોય તોયે આ માનું ચૈતન્ય તો કાયમ રહે જ છે.' પણ રામકૃષ્ણે આ વાત કહેતાં કંઇક જુદા શબ્દો વાપર્યા છે તેમની દૃષ્ટિ એટલી તીવ્ર ને સૂક્ષ્મ હતી કે, 'પ્રકાશિત કરવાના પદાર્થો'ની હસ્તીનો તેમણે ઇનકાર કર્યો ત્યારે પણ, એ પદાર્થો નજર સામે દેખાતા હતા એ વાતની અવગણના તેમનાથી કરી શકાઈ નહીં. તેમણે એ સૂર્યને વિષે કહ્યું કે તે પોતાનો પ્રકાશ સારા માણસ ઉપર નાખે છે તેમ નઠારા માણસ ઉપર પણ નાખે છે. એ દીવાનું અજવાળું છે. તેની સામે બેસીને કોઈ માણસ ભાગવત વાંચે છે, ને કોઈ ખોટી સહીઓ કરે છે, છતાં દીવો તો

અલિપ્ત જ રહે છે. બ્રહ્મ તે ખાંડનો પહાડ છે. કીડીઓ જ્યારે ધરાઈ ગઈ ત્યારે તેમને લાગ્યું કે આપણે એ પહાડને ઉપાડી આવ્યાં, પણ ખરું જોતાં તો તેમણે બચકાં ભરીભરીને ખાંડની થોડીક કરચો જ ખાધી હતી. વળી રામકૃષ્ણે કહ્યું કે બ્રહ્મ એ સમુદ્ર જેવું છે. તેનું ઊંડાણ માપવા મીઠાની પૂતળી તેની કોરે નીચી નમી, પણ જે પળે તેનો પગ પાણીને અડયો તે પળે તે પીગળવા માંડી, તેનાં અંગ ગળી જવા માંડયાં અને તે અલોપ થઈ ગઈ.[२] 'નિરુપાધિક બ્રહ્મ' એ કંઈક એવો પદાર્થ છે જેને આપણે ગ્રહણ કરી શકતા નથી. તે આપણી પકડમાં આવતો નથી; પણ એનો અર્થ એવો નથી કે આપણે હસ્તી ધરાવતા નથી. આપણા પ્રયત્નો, આપણું અજ્ઞાન, આપણું ડહાપણ, આપણાં સારાં ને આપણાં નરસાં કર્મો, એ સર્વને તે ઉજાળે છે; આપણે તેના બહારના કોચલાને બચકાં ભરી કોતરીએ છીએ; પણ એક એવી સંયોગની ઘડી આવે છે જ્યારે તે આપણને ફરી તેના વિશાળ મુખમાં લઈ લે છે ને પોતાના સ્વરૂપમાં આપણને શમાવી દે છે. પણ એ સંયોગ અને એકીકરણની ઘડી આવે તે પહેલાં મીઠાની પૂતળી ક્યાં હતી? કીડીઓ ક્યાંથી આવે છે? દીવા તળે બેસીને કામ કરનાર વનવાસી સાધુ, કે ખોટી સહીઓ કરનાર ગુનેગારની વાત લઈએ તો, એનું ઘર ક્યાં છે? તે જે વસ્તુને વાંચે છે તે વસ્તુ ક્યાં છે? અને ખુદ તેની પોતાની દૃષ્ટિ ક્યાં છે?

રામકૃષ્ણ આપણને કહે છે કે ઈશ્વરની પ્રેરણાથી રચાયેલાં શાસ્ત્રો પણ બધાં ઓછેવત્તે અંશે દૂષિત છે, કેમકે તેઓ માણસોનાં મુખમાંથી પસાર થયાં છે. પણ તેઓ ખરેખરાં દૂષિત થયાં છે ખરાં? (કેમકે એમ માનવાની પાછળ ગર્ભિતપણે એવો વિચાર રહેલો છે કે શુદ્ધ વસ્તુ—અર્થાત્ બ્રહ્મ— અગાઉથી હસ્તી ધરાવે છે.) જેમણે દેવી આહારના અમુક ભાગ ખાધા છે તે હોઠ અને મોં ક્યાં છે?

એટલે, 'વ્યાકૃત તત્ત્વ', જોડે અસંગ ને અનાસક્ત છે છતાં, તે 'અવ્યાકૃત'નો જ કંઈક અંશ હોવો જોઈએ—ખાસ કરીને એટલા માટે કે છેવટે તો 'સંગ અથવા આસક્તિ'—અર્થાત્ 'અવ્યાકૃત અને વ્યાકૃતનું એકીકરણ'—એ તો, રામકૃષ્ણના પોતાના શબ્દો વાપરીએ તો, 'વેદાન્તનો ખરો ઉદ્દેશ' છે.[૨]

વસ્તુતઃ રામકૃષ્ણ દર્શનની બે કક્ષાઓ ને પાયરીઓ ગણાવે છે. તે બે સ્પષ્ટપણે જુદી છે. એક કક્ષા માયાના ચિહ્નવાળી છે; તે ખરેખરા 'વ્યાકૃત' જગતનું સર્જન કરે છે. બીજી કક્ષા તે સંપૂર્ણ ધ્યાન (અર્થાત્ સમાધિ)માં થતા ઉચ્ચતર દર્શનની છે; તેમાં પરબ્રહ્મ જોડે થનો પળવારનો સંપર્ક સર્વ 'વ્યાકૃત' અર્થાત્ સોપાધિક કે નામ-રૂપવાળા જીવોના—આપણા તેમજ બીજા માણસોના જીવોના—પ્રતિભાસનો તત્કાળ લોપ કરી શકે છે. પણ રામકૃષ્ણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે આપણે જ્યાં સુધી જગતના અંશરૂપ છીએ; અને, આપણા વ્યક્તિત્વને ટકાવી રાખવા માટે, એ જગત પાસેથી તેની સત્યતા વિષે આપણને દૃઢ પ્રતીતિ મળે છે—પછી ભલે એ પ્રતીતિ આપણા પોતાના જ્ઞાનસમાં ઢંકાઈ ગયેલી હોય;—ત્યાં સુધી, જગત અસત્ છે એવો ડોળ કરવો એ હસવા જેવી વાત છે. જે સંતપુરુષ સમાધિદશામાંથી નીચે ઊતરીને સામાન્ય જીવનની કક્ષા પર આવે છે તેને પણ પોતાના 'સોપાધિક' જીવરૂપી કલેવરમાં પાછા ફરવું પડે છે—પછી ભલે એ કલેવર ગમે તેટલું ક્ષીણ કે શુદ્ધ થયેલું કાં ન હોય. એ સંતપુરુષને દ્વંદ્વોથી ભરેલા, નામરૂપવાળા, જગતમાં પાછો ફગાવવામાં આવે છે. 'તેને જ્યાં સુધી તેનો જીવ સાપેક્ષપણે સાચો લાગે છે, ત્યાં સુધી આ જગત પણ તેને સાચું લાગશે; પણ તેનો જીવ જ્યારે શુદ્ધ થાય, ત્યારે તેને દેખાય છે કે આ આખું દૃશ્ય જગત એ ઇન્દ્રિયોને દેખાતો પરબ્રહ્મનો જ અનેકવિધ આવિર્ભાવ છે.'

ત્યારે તેને માયાનું દર્શન તેના સાચા રૂપમાં થશે. તે જોશે કે

માયા સાચી છે તેમજ જૂઠી છે, વિદ્યા છે તેમજ અવિદ્યા છે, ઈશ્વર પ્રત્યે લઈ જનારી છે તેમજ ઈશ્વરથી દૂર ખેંચી જનારી છે. તેથી તે છે.

એવા પુરુષે બ્રહ્મનાં દર્શન તેમજ બ્રહ્મનો સ્પર્શ કરેલાં હોય છે. તેથી તેમના વચનની પાછળ જાતમાહિતીનું બળ રહેલું હોય છે. એવા પુરુષ કહે છે કે જગતમાં આવા વિજ્ઞાનીઓ હસ્તી ધરાવે છે—જેમણે પ્રજ્ઞાન પ્રાપ્ત કર્યું છે; અને જેમણે આ ભવે જ સગુણ તેમજ નિર્ગુણ બ્રહ્મનો ' સાક્ષાત્કાર ' કરેલો છે. આ પુરુષનો આ પુરાવો સાચો છે—કેમકે તે પોતે એમાંના જ એક હતા.

આ જ્ઞાની પુરુષોએ ઈશ્વરને બહાર જગતમાં તેમજ પોતાના અંતરમાં જોયો છે. ઈશ્વરે તેમની આગળ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું છે. સગુણ ઈશ્વરે તેમને કહ્યું છે : ' હું બ્રહ્મ છું. સર્વ નામરૂપના ભેદનો સરજનહાર હું જ છું.' તેમણે જોયું છે કે બ્રહ્મમાંથી નીકળતી જે દૈવી શક્તિ છે તે જ પરમાત્મા અને જગત વચ્ચેનો ભેદ ઉત્પન્ન કરનારી છે, અને તે બ્રહ્મ તેમજ માયા બંનેમાં રહેલી છે. માયા, શક્તિ, પ્રકૃતિ એ પ્રતિભાસ કે ઇન્દ્રજાલ નથી. વિશુદ્ધ જીવ તો માને છે કે માયા એ પરમાત્માનો આવિર્ભાવ છે; જીવો તથા વિશ્વની વાવણી કરનારી પ્રબળ શક્તિ છે.

એ પળથી રામકૃષ્ણને બધું સ્પષ્ટપણે સમજાઈ ગયું. બ્રહ્મના તેજથી પ્રજળતા સમુદ્રમાંથી એ દૃષ્ટાને જ્યારે બહાર ફેંકી દેવામાં આવ્યા ત્યારે તેમણે આનંદભેર જોયું કે એ સમુદ્રને કાંઠે કાલીમાતા—તેમની પ્રિયતમ દેવતા—તેમને માટે રાહ જોતી ઊભેલી હતી. હવે તેમણે એ માતાને નવી આંખે જોઈ; કેમકે તેઓ હવે એનું ઊંડું રહસ્ય સમજી ગયા હતા, અને તે બ્રહ્મથી અભિન્ન છે એવું જ્ઞાન તેમણે પ્રાપ્ત કર્યું હતું. એ સાક્ષાત્ બ્રહ્મ જ હતી; પણ તેણે, માણસોને પોતાનું રૂપ દેખાડવા માટે, પોતે નિર્ગુણ હોવા છતાં પુરુષવેશ—અથવા કહો કે સ્રીવેશ—ધારણ કર્યો હતો.[5] સર્વ અવતારોની ઉત્પત્તિ તેનામાંથી

જ થઈ હતી; તે અપરિમિત બ્રહ્મ અને પરિમિત જગત વચ્ચે સંબંધ જોડી આપનાર હતી.

પછી રામકૃષ્ણે એ પરમેશ્વરીનું આ સ્તોત્ર લલકાર્યું :

' અરે ! મારી મા બ્રહ્મથી જુદી નથી. તે એક છે તેમજ અનેક છે, અને એક તથા અનેકના ભેદની પાર પણ છે. મારી મા કહે છે : " હું વિશ્વની માતા છું, હું વેદાન્તનું બ્રહ્મ છું, હું ઉપનિષદોનો આત્મા છું. નામરૂપનો ભેદ કરનાર બ્રહ્મ હું છું. સારાં તેમજ નરસાં કર્મો બધું મારી આજ્ઞાને અનુસરે છે. કર્મનો નિયમ ખરેખાત છે; પણ એ નિયમની સરજનાર હું છું. વિશ્વના નિયમો હું ઘડું છું ને તોડું છું હું સારા તેમજ નરસા સર્વ કર્મની આજ્ઞા કરું છું. મારી પાસે આવો ! ભક્તિ, જ્ઞાન કે કર્મ ગમે તે વાટે આવો કેમકે એ બધાં ઈશ્વર તરફ લઈ જનારાં છે. હું તમને આ જગતની—આ કર્મના મહાસાગરની—પાર ઉતારીશ. અને તમારી મરજી હશે, તો હું તમને બ્રહ્મનું જ્ઞાન પણ આપીશ. તમે મારી પાસેથી છટકી શકવાના નથી. જેમણે સમાધિમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે તેઓ પણ મારી મરજી થયે પાછા મારી પાસે આવે છે. " મારી મા તે આદ્યા પ્રકૃતિ છે. તે સર્વવ્યાપી છે. તે દશ્ય જગતની બહાર તેમજ તેની અંદર છે. તે જગતની જનની છે, અને જગત પોતાના હૃદયમાં તેને ધારણ કરે છે. તે કરોળિયો છે, અને જગત એ તેણે રચેલું જાળું છે. એ કરોળિયો પોતાના રૂપમાંથી જ તાંતણા ખેંચે છે, અને પછી તે પોતાની આસપાસ વીંટાળે છે. મારી મા આધાર છે તેમજ આધેય પણ છે. તે ફોચલું છે, છતાં તે અંદરનો ગર્ભ પણ છે.'

આ ભક્તિભાવભર્યાં સ્તોત્રનાં તત્ત્વો ભારતના પ્રાચીન ગ્રન્થોમાંથી લીધેલાં છે. આ વિચાર નવો છે એ જાતનો દાવો રામકૃષ્ણ ને તેમના શિષ્યોએ કદી કર્યો નહોતો.[1] રામકૃષ્ણની પ્રતિભા જુદી કોટિની હતી, તેમણે માણસોનાં મનમાં સુપ્ત રહેલા દેવોને તન્દ્રામાંથી જગાડ્યા, ને

તેમને મૂર્ત રૂપ આપ્યું. તેમણે વનમાં સુપ્ત રહેલાં ઝરણાંને જાગૃત કર્યાં, અને પોતાના જાદુવાળા વ્યક્તિત્વની ઊષ્મા વડે તેમને હૂંફાળા બનાવ્યા. એટલે આ સ્તોત્રમાં જે સૂરાવલિ છે, જે આનંદનો ઉછાળો છે, જે તાલ અને માધુર્ય છે, અને આવેશથી ભરેલો જે ભક્તિભાવ છે તે બધાં તેમનાં પોતાનાં જ છે.[૭]

આ સ્તોત્ર ધ્યાન દઈને સાંભળો; કેમકે એ ભવ્ય ગીત છે; તે અપરિમિત છે છતાં સંવાદ અથવા એકરાગવાળું હોય મધુર છે. તે કવિતાના કોઈ છંદની મર્યાદામાં પુરાયેલું નથી; છતાં તેમાંથી આપોઆપ સુવ્યવસ્થિત સૌન્દર્ય ને આનન્દ ઝરે છે એમાં પરબ્રહ્મની ઉપાસના, તથા માયા પ્રત્યેની ઉત્કટ ભક્તિ, એ બેનો કશા પ્રયાસ વિના સંયોગ કરેલો છે. એમાં જે પ્રેમનો સાદ છે તે આપણે આપણા કાનમાં સંઘરી રાખીએ. એનું ઊંડાણ આપણે આગળ ઉપર વિવેકાનંદનાં વચનો પરથી માપી શકીશું. એ મહાન યોદ્ધો માયાના પાશમાં ફસાયેલો; તેણે એ પાશ તોડવાના પ્રયત્નો કરેલા; અને તેની ને માયાની વચ્ચે નિરંતર યુદ્ધ ચાલતું હતું. એવી સ્થિતિનો અનુભવ રામકૃષ્ણને કદી થવા પામ્યો નહોતો. તેમને કશાની જોડે યુદ્ધ કરવા વારો આવ્યો નહોતો. તેઓ શત્રુને પણ પ્રેમભાવે ચાહતા, અને એમના પ્રેમના આકર્ષણનો વિરોધ કોઈથી કરી શકાતો નહીં. તેમના શત્રુને પણ આખરે તેમને વિષે પ્રેમ ઊપજતો. માયાએ તેમને પોતાના ભુજપાશમાં ભીડી લીધા. તે બેના હોઠ ભેગા થયા. જે રમણીએ લગ્ન માટે આવેલા બીજા અનેક નરનાં ટોળાંને પોતાના રૂપની ભુરકી નાંખી હતી, તે રમણીએ સ્વેચ્છાએ આવીને રામકૃષ્ણનો હાથ પકડ્યો, ને તેમને અટપટી ભુલભુલામણીમાં ફરવા લઈ ગઈ. જે સર્વશક્તિમાન માયા બાજની આંખોને અંધારી ઓઢાડતી હતી તેણે રામકૃષ્ણની આંખો પરથી અંધારી ખસેડી નાંખી; અને તેમનું કાંડું છોડી દઈ, તેમને આકાશના વિશાળ પ્રદેશમાં ફરતી કીધા. માયા એ માતા છે.[૮] તે,

પોતાના તેજમાં વિવિધ રૂપો તથા અનેક ઈશ્વરી અવતારો દ્વારા, પોતાનાં બાળકોને પોતાના સ્વરૂપનું દર્શન કરાવે છે. તે પોતાના પ્રેમ વડે, પોતાના હૃદયના અગ્નિ વડે, જીવનું ખોળિયું એવી સારી રીતે ઘડે છે કે તે 'લંબાઈવાળી પણ પહોળાઈ વિનાની કંઈક વસ્તુ'—એક લીટી, એક બિન્દુ જ બની જાય છે; અને તે ખોળિયું આ સૂક્ષ્મ સંસ્કાર કરનારી શક્તિની જાદુઈ આંગળીઓ વડે ઓગળીને બ્રહ્મમાં ભળી જાય છે.

એટલે સ્તુતિ કરો એ આંગળીઓની તથા એ જાળની! સ્તુતિ કરો એ મુખની તથા એ પડદાની! વસ્તુમાત્ર ઈશ્વરરૂપ છે. ઈશ્વર વસ્તુમાત્રમાં છે. તે જેમ તેજમાં તેમ જ છાયામાં પણ છે. વિક્ટર હ્યુગોએ કહેલું કે સૂર્ય એ તો ઈશ્વરનો માત્ર પડછાયો છે. રામકૃષ્ણે કહ્યું હોત કે પડછાયો એ પણ પ્રકાશ છે.

પણ, ભારતના સર્વ સાચા વિચારકોની પેઠે, રામકૃષ્ણની પણ વિશેષતા એ છે કે તેમણે પોતે જે વસ્તુનો પોતાના રોમેરોમમાં 'સાક્ષાત્કાર' ન કર્યો હોય તેવી કોઈ પણ વસ્તુ તેઓ માનતા નથી. તેને લીધે જ તેમના વિચારમાં ચેતન સ્ફુરતું દેખાય છે. 'ગર્ભાધાન' શબ્દનો જે સ્પષ્ટ અર્થ છે તેમાં દેહની જોડે સંબન્ધ રહેલો છે; એમના દાખલામાં, વિચારનું 'ગર્ભાધાન' થયું એમ કહેવાય છે ત્યારે એ શબ્દનો આ અર્થ પૂરેપૂરો દેખાઈ આવે છે. કોઈ પણ વિચાર માનવો એનો અર્થ છે તેને આલિંગન કરવું; અને એ આલિંગન પછી તેના પાકતા ફળને પોતાના દેહની અંદર સંઘરી રાખવું.

રામકૃષ્ણ એકવાર આવાં સત્યોને પકડી લે છે, તે પછી તેમના અંતરમાં તે નર્યાં વિચારરૂપે રહેતાં નથી. તે સત્યોમાં પ્રાણનો પ્રવેશ થઈ તે ચેતનરૂપે સ્ફુરે છે; તેમની શ્રદ્ધાથી તેનામાં જળનું સિંચન થઈ તે ફાલે છે; અને તેને જીવનની વાડીમાં 'સાક્ષાત્કાર' રૂપી ફળ આવે છે. એ સાક્ષાત્કાર હવે અમૂર્ત ને એકલવાયા રહેતા નથી, પણ

રૂપષ્ટ રૂપ ધારણ કરે છે; અને રોજેરોજના જીવનમાં તેનો વહેવારુ પ્રયોગ કરી શકાય એવો હોવાથી, તે માણસોની ભૂખને સંતોષી શકે એવા હોય છે. તેઓ દૈવી અન્નને શોધી કાઢશે. એનો સ્વાદ તેમણે પોતે લીધેલો છે. એ અન્ન તે વિશ્વ જેનું બનેલું છે તે પદાર્થ છે; અને એ અન્ન જગતમાં ભોજનનાં સર્વ સ્થળે ને સર્વ ધર્મોમાં એનું એ જ છે. વળી રામકૃષ્ણ અમૃતત્વના એ આહારમાંથી સહુ ભૂખ્યા જીવોને—આખા વિશ્વને ભાગ આપશે.

*

૧૮૬૫ના આખરભાગમાં તોતાપુરી ગયા તે પછી રામકૃષ્ણ છ મહિનાથી પણ વધારે મુદત એ જાદુઇ વર્તુળમાં, એ અગ્નિના કૂંડાળામાં રહ્યા; અને તેમણે બ્રહ્મસાક્ષાત્કાર એટલો બધો લંબાવ્યો. છેવટે તેમના શરીરની સહનશક્તિની હદ આવી ગઈ. કહે છે કે છ મહિના સુધી તેઓ નિર્વિકલ્પક સમાધિની દશામાં રહ્યા—આ વાત ખરી માની શકાય એવી છે કે કેમ તે વિચારવા જેવું છે. તેમને જોઇને જૂના વખતના યોગીઓની યાદ તાજી થતી. એ યોગીઓને વિષે એવાં વર્ણનો આપેલાં છે કે આત્મા જ્યારે ખાલી ઘરની પેઠે શરીરને છોડી જાય ત્યારે વિનાશકારી બળો તેના પર કબજો જમાવે છે. રામકૃષ્ણના એક ભાણેજે આ માલિક વિનાના ઘરની ચોકી કરી તેના બળને પોષણથી ટકાવી ન રાખ્યું હોત, તો તેમનું શરીર છૂટી ગયું હોત.[૯] 'નિરાકાર' બ્રહ્મ જોડેની સમાધિમાં આથી આગળ જવું શક્ય નહોતું. મારા ફ્રેંચ વાચકો તો નક્કર ધરતી પર ચાલવાને ટેવાયેલા રહ્યા; અને તેમણે લાંબો વખત થયાં આત્માના અગ્નિના આચકા અનુભવ્યા નથી; એટલે તેમને તો યોગની આ લાંબી સમાધિની વાત વાંચી કદાચ મૂઝવણ થશે. હજુ જરા વાર ધીરજ રાખો! અમે ગિરિરાજ પરથી નીચે — મનુષ્યલોકમાં — ઉતરી આવીશું.

રામકૃષ્ણને પોતાને પાછળથી લાગેલું કે તેઓ આ સ્થિતિમાંથી પાછા આવ્યા એ એક ચમત્કાર હતો. તેમણે પોતાના શિષ્યોને ચેતવણી આપેલી કે તેઓએ આવી કશી કસોટીમાં ઊતરવું જ નહીં. તેમણે વિવેકાનંદ સુદ્ધાંને એની મનાઇ કરેલી; અને તેનું કારણ એ બતાવેલું કે બીજાઓની સેવાને ખાતર પોતાના સુખનો ભોગ આપવો એ પુણ્યાત્માઓનો ધર્મ છે, અને તેમને માટે આ જાતની મોજ એ નિષિદ્ધ વસ્તુ છે.[10] જુવાન નરેન્દ્રે (વિવેકાનન્દે) જ્યારે તેમને નિર્વિકલ્પક સમાધિમાં—બ્રહ્મરૂપી મહાસાગરના પ્રવેશદ્વારમાં—પ્રવેશ કરાવવાને આજીજી કરી, ત્યારે રામકૃષ્ણે ના પાડી; અને તેઓ કદી મિજાજ ખોતા નહીં ને પોતાના પ્રિય વત્સનું મન ન દુખાય તેની હંમેશાં કાળજી રાખતા, છતાં આ પ્રસંગે તેમને ક્રોધ ચડી ગયો, ને તેઓ બોલી ઊઠ્યા: 'શરમ છે તને! હું તો માનતો હતો કે તું મોટું વટવૃક્ષ થઇ હજારો થાકેલા જીવોને આશરો આપશે. પણ તું તો સ્વાર્થી બનીને તારું પોતાનું જ કલ્યાણ ઇચ્છે છે. આ નાની નાની વસ્તુઓને જવા દે, દીકરા. આવા એકાંગી આદર્શથી તને સન્તોષ શી રીતે થઇ શકે છે? તારે તો *સર્વાંગી* થવું જોઇએ. પ્રભુનો આનન્દ તું બધી રીતે મેળવ!' (આમ કહેવામાં તેમનો આશય એ હતો કે ધ્યાન અને કર્મ બંને માર્ગે; જેથી ઊંચામાં ઊંચા જ્ઞાનનો ઉપયોગ કરીને માનવજાતિની ઊંચામાં ઊંચી સેવા થઇ શકે.)

નરેન્દ્ર રડ્યા; તેમને આ મનગમતી વસ્તુ જતી કરવાની ફરજ આવી પડી તેમાં તેમને માનહાનિ લાગી ને તેમનું હૈયું ભાંગી ગયું. તેમણે કબૂલ કર્યું કે ગુરુની કડકાઈ વાજબી હતી, છતાં તેમને જીવનભર હૃદયમાં પેલી નિર્વિકલ્પક સમાધિની ઝંખના રહી;—જોકે તેમણે, નમ્રતા, કરુણા ને હિંમત દાખવીને, એ જીવન માનવસેવાને અર્પણ તો કર્યું જ.

પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે આપણે આ કથામાં

જે સમય પર પહોંચ્યા છીએ તે સમયે રામકૃષ્ણે હજુ પોતાની ઉમેદવારી પૂરી કરી નહોતી. આપણે ઘણાખરા, કંઇ નહીં તો અમુક અંશે તો, સમાજના અનુભવ પરથી પાઠ શીખીએ છીએ; પણ રામકૃષ્ણે પોતાને જ હિસાબે ને જોખમે જીવનનો અનુભવ મેળવ્યો હતો, એ પણ નોંધવા જેવું છે.

તેઓ સાજા થયા તેમાં તેમના પોતાના ગુણ કે પોતાની ઇચ્છા કારણભૂત નહોતાં. તેમણે કહ્યું કે 'માએ મારા શરીરને પીડા ઉપજાવીને માણસ નરીકેનાં મારાં કર્તવ્યો તરફ મને ફરી પાછો વાળ્યો.' તેમને મરડાનો વ્યાધિ થયો, તે ૭ મહિના ચાલ્યો. તેને લીધે તેઓ નછૂટકે નિર્વિકલ્પક સમાધિમાંથી ધીરધીરે પાછા વળ્યા.

શારીરિક અને નૈતિક બંને પ્રકારના કષ્ટે તેમને પૃથ્વી સાથે જોડાયેલા રાખ્યા. તેમના ઓળખીતા એક સાધુએ [૧૧] કહ્યું છે કે તેઓ સમાધિદશામાંથી સંસારમાં પાછા ફર્યા તે પછીના શરૂઆતના દિવસોમાં, એકવાર તેમણે મછવાવાળાને ગુસ્સાભેર લડતા જોયા; ને એ જોઇ તેમને એટલી મનોવેદના થઇ આવી કે તેમનાથી રાડો પડાઇ ગઇ. જગતના લોકો ભલે ગમે તેવા અશુદ્ધ ને ખૂની હોય, છતાં રામકૃષ્ણે આખા જગતના દુઃખ જોડે ઐક્યનો ભાવ કેળવ્યો; અને છેવટે તેમના હૈયા પર પાર વિનાના ચીરા પડી ગયા. પણ તેમને એટલી ખબર હતી કે માણસોમાં કલહ ઉપજાવનાર ભેદો પણ જગન્માતાએ જ ઉપજાવેલા છે; 'સર્વસમર્થ', અને ભેદોથી ભરેલી, પ્રકૃતિ એ પણ પ્રભુનું પોતાનું જ મુખારવિન્દ છે. વળી માણસો ભલે જુદી જુદી જાતના ને સ્થિતિવાળા હોય; ગમે તેટલાં શત્રુતા ને વેરઝેર રાખનારા હોય; તેમના જીવન પર અંકુશ ધરાવતા ને તેમને ઘણીવાર માંહોમાંહે લડાવી મારતા વિચારો ભલે ગમે તેટલા વિવિધ અને ભાતભાતના હોય; તોપણ પોતે તો તે સહુનાં અંતરમાં રહેલા પરમાત્મા પ્રત્યે પ્રેમ જ રાખવો જોઇએ. એ બધા ઉપરાંત, પોતે તે સહુના જીવમાં રહેલા પરમેશ્વર પ્રત્યે ભક્તિભાવ રાખવો જોઇએ.

ટૂંકામાં તેમણે એટલું સ્વીકાર્યું કે જુદા જુદા ધર્મો જુદે જુદે રસ્તે થઈને એક જ ઈશ્વર પાસે પહોંચાડે છે. તેથી તેમને એ બધા રસ્તાની શોધ કરવાની તાલાવેલી લાગી; કેમકે તેઓ કંઇક વસ્તુ સમજે કે તરત જ પોતાના જીવનમાં એનો અમલ કર્યા વિના રહેતા નહીં.

## ટિપ્પણો

૧. આ રીતે પ્રકૃતિ ( અર્થાત્ કુદરતને રચનારી પ્રકૃતિ ) ની સીડી રચાઈ. તે નિરંતર ગતિમાન હતી અને તેનામાં ઊંચે ચડવાની જે ગૂઢ શક્તિ સુપ્ત રૂપે પડી હતી તે વધતી ગઈ. આમાં મેક્સમૂલરે, અને તેમની પછી વિવેકાનન્દે, વિકાસવાદના સિદ્ધાન્તની ઉત્પત્તિ જોઈ છે.

૨. ' એકવાર એક મીઠાની પૂતળી હતી. તે સાગરનું ઊંડાણ માપવા સાગરકાંઠે ગઈ. તેના હાથમાં માપવાનો ગજ હતો. તેણે કાંઠે આવી વિશાળ સાગર તરફ નજર નાંખી. એ ઘડી સુધી તે મીઠાની પૂતળી હતી. પણ તેણે જો ડગલું આગળ ભર્યું હોત, દરિયામાં એક પગ મૂક્યો હોત, તો તે સાગરમાં ભળી તેની જોડે એકરૂપ બની જાત; અને એ મીઠાની પૂતળી સાગરનું ઊંડાણ આપણને કહેવા પાછી આવી ન શકી હોત. ' ( રામકૃષ્ણકથામૃત )

૩. અહીં પ્રસંગવશાત્ એટલું નોંધવું જરૂરી છે કે અદ્વૈતબ્રહ્મવાદ એ સોક્રેટિસ પૂર્વેના ગ્રીકોના સિદ્ધાન્તોને કેટલો બધો મળતો આવે છે—દાખલા તરીકે, આયોનિયાના ઍનેક્સિમૅંડરના, ' નિર્વિકલ્પક ' ( ઇનડિટર્મિનેટ ) ના, સિદ્ધાન્ત જોડે તેને સરખાવો; એ ફિલસૂફે કહેલું કે પદાર્થમાત્ર વિચ્છેદ અથવા પૃથક્કરણને લીધે પેદા થયા છે. વળી ઝેનોફેનિસ અને ઈલિયેટિક સંપ્રદાયે એક અદ્વિતીય તત્ત્વના સિદ્ધાન્તનું

પ્રતિપાદન કર્યું હતું. સર્વ ગતિ, સર્વ પરિવર્તન, સર્વ ભાવિ, સર્વ અનેકતા—એને તેઓ કેવળ 'પ્રતિભાસ' કહી તેને બાતલ કરી નાખે છે. ગ્રીક ફિલસૂફીના પ્રથમ અગ્રેસરોને ભારતના ચિન્તકો સાથે જોડનારી અતૂટ સાંકળ દૂરી ઘડાય તે પહેલાં હજુ ઘણું સંશોધન કરવાનું રહે છે

૪. આને માટે હું ૧૮૮૨ ના સંવાદો પર આધાર રાખું છું. તે વખતે તેમના જીવનનો અન્ત સમીપ હતો, ને તેથી એ સંવાદમાં તેમના વિચારનું સારતત્ત્વ સમાયેલું છે.

૫. ભારતવર્ષમાં સગુણ ઈશ્વરને નારીરૂપ—પ્રકૃતિ, શક્તિરૂપ—પણ માનવામાં આવે છે.

૬. ઊલટું તેમણે તો જ્યાં મૌલિકતાનો દાવો કરી શકાય એવો હતો ત્યાં પણ એ વાતનો ઇનકાર કર્યો છે. અર્વાચીન ભારતના—અને, હું માનું છું, ઇતર સર્વ દેશોના—ધર્મપરાયણ મહાપુરુષોમાં એક વસ્તુ સરખી જોવામાં આવે છે. તેઓ ખાતરીપૂર્વક માને છે કે તેમનુ સત્ય તે અતિ પ્રાચીન છે, સનાતન સત્ય છે, સાક્ષાત્ સત્ય છે; અને આમ માનવામાં જ તેમનું બળ રહેલું છે આર્ય સમાજના કડક સંસ્થાપક દયાનંદે કોઇ નવા વિચારો પ્રવર્તાવ્યા એમ કોઇ કહેતું તો તેઓ બહુ ગુસ્સે થઇ જતા.

૭ એમાંના કાવ્ય ને સંગીતનાં તત્ત્વો, અમુક અંશે, બંગાળનાં લોકપ્રિય રત્નોમાંથી લીધેલા છે, એ ભુલાવું ન જોઇએ. બંગાળના પ્રસિદ્ધ વૈષ્ણવ કવિઓની કૃતિઓ જાત્રાઓમાં ગવાતી કે લોકનાટકોના રૂપમાં ભજવાતી, તેનાથી રામકૃષ્ણનું મન કેવું તરબોળ થઇ ગયેલું, એ આપણે પાછળ જોઇ ગયા છીએ. તેઓ ઘણીવાર કબીરનું એકાદ ભજન ગાતા, પણ તેમના મનગા ત્યારપછીના કવિઓ ને ગાયકોની કૃતિઓનો પણ સંભાર ભરેલો હતો (સરખાવો 'રામકૃષ્ણકથામૃત') એમાંના એક જૂનામાં જૂના ભક્તકવિ, જેમને વિષે તેમને વિશેષ

અનુરાગ હતો, તેમનું નામ રામપ્રસાદ હતું. તે અઢારમી સદીમાં થઇ ગયા હતા. તેમણે કાલીનાં જે સ્તવનો રચેલાં તે રામકૃષ્ણ હંમેશાં ગાતા ને તેમાંથી અવતરણો આપતા. રામકૃષ્ણે તેમનાં કેટલાંક અતિસુન્દર રૂપકો (દા. ત. ઊડતા પતંગનું), તથા માતાનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો (દા. ત. તે પોતાના પ્રિય બાળકને ભુલાવામાં નાખવા માયાનો ઉપયોગ કરતી ત્યારે તેની આંખમાં દેખાતી તોફાનની ચમક) રામપ્રસાદ પાસેથી લીધેલાં હતાં.

'કથામૃત'માં બીજા જે ભક્તકવિઓનાં નામ આપેલાં છે તેમાંથી આટલાં નામ તરફ મારું ધ્યાન વિશેષ ખેંચાયું છેઃ કમલાકાન્ત; તે ઓગણીસમી સદીના આરંભમાં થઇ ગયેલા એક પંડિત અને દેવીભક્ત હતા. નરેશચન્દ્ર; એ જ સમયમાં થઈ ગયેલા, તે પણ કાલીના ભક્ત હતા. કુબેર; તે એ જ યુગના વૈષ્ણવ સંત હતા, ને તેમણે લોકપ્રિય ગીતો લખેલાં, એથી પછીના કાળમાં થઇ ગયેલામાં— પ્રેમદાસ (તેમનું ખરું નામ ત્રૈલોક્ય સંન્યાલ હતું); તે કેશવના શિષ્ય, તથા અનેક પદોના રચનારા હતા, ને તેમાંની પ્રેરણા ઘણીવાર રામકૃષ્ણનાં વચનોમાંથી મળેલી હતી. ગિરિશચન્દ્ર ઘોષ; તે મોટા નાટકકાર હતા, ને આગળ જતાં રામકૃષ્ણના શિષ્ય થયા. (ચૈતન્ય-લીલા, બુદ્ધચરિત વગેરે નામનાં તેમનાં નાટકોમાંથી 'કથામૃત'માં ઉતારા આપેલા છે.)

૮. અથવા 'મોટી બહેન' છે. બીજે ઠેકાણે રામકૃષ્ણે કેશવચન્દ્ર સેનને કહેલું: 'માયાને કાળીમાતાએ સરજેલી છે, અને તે વિશ્વની એની યોજનાનો એક અંશ છે.' આ સંસાર તેની લીલા છે. જગત તેનું રમકડું છે. 'તે જીવરૂપી પતંગને ચગાવે છે, અને માયારૂપી દોરથી તેને પકડી રાખે છે.' (ઑક્ટોબર, ૧૮૮૨)

૯. કહે છે કે એક સાધુ આ વખતે દક્ષિણેશ્વર આવી ચડ્યા. તેમણે રામકૃષ્ણને છેલ્લો શ્વાસ લેવાની અણી પર જોઇ, ગડદા મારીને તેમના નીકળી જતા પ્રાણને પાછો આણ્યો.

રામકૃષ્ણના મહાન શિષ્ય શારદાનન્દ, જેમને હિંદુ દર્શનશાસ્ત્રનું જ્ઞાન સૌના કરતાં વધારે હતું, અને જેઓ બીજા કોઈ પણ શિષ્યના કરતાં રામકૃષ્ણના બૌદ્ધિક ઘડતર વિષે વધારે માહિતી ધરાવતા હતા, તેમણે આ ૭ મહિનાની નિર્વિકલ્પક સમાધિનું વર્ણન આપ્યું છે. તેમણે કહ્યું છે કે એ સ્થિતિમાં જીવપણાનું ભાન સાવ અલોપ થઈ જતું; ક્યારેક બહુ હળવે રહીને આવતું; ને એથી સંપૂર્ણ 'સાક્ષાત્કાર' પર સહેજ આછો પડદો પડી જતો. શારદાનન્દના કહેવા પ્રમાણે, રામકૃષ્ણને એ અર્ધભાનની પળોમાં વિરાટની રચનાનું દર્શન થતું; 'તેને લીધે તેમને નક્કરકે ભાવમુખમાં રહેવું પડતું.' એ વિશ્વાત્મા તેમને જે કંઇ કહેતો તેનો આશય આ હતો 'તું જીવપણાનું ભાન પૂરેપૂરું ભૂલી જઈશ નહીં, અને નિર્ગુણ બ્રહ્મ જોડે તદાકાર થઇ જઇશ નહીં'; પણ વિરાટનો સાક્ષાત્કાર કર અને એટલું સમજ કે આ જે વિરાટમાંથી વિશ્વનાં અનન્ત રૂપો જન્મ પામે છે તે તારા અંતરમાં જ છે; જીવનની પ્રત્યેક પળે તું આ જો, અને દુનિયામાં ભલું કર.'

એટલે આ લાંબી સમાધિમાંથી જે વ્યુત્થાન થયું તે દરમ્યાન રામકૃષ્ણને પોતાને ઇશ્વરે નિર્મેલા કાર્યની પડી—કદાચ એક દિવસમાં કે એકાએક નહીં, પણ ધીરેધીરે પડી હશે. ગમે તેમ હો, પણ એ સમય તે ૧૮૬૬નો પૂર્વાર્ધ હોવો જોઇએ.

૧૦ સામાન્ય માણસોને તો તેઓ એ રસ્તે જવાની કેટલી વધારે મનાઈ કરતા! કેમકે જિંદગીમાં જેમની પથારી સાંકડી હોય તેઓ તો આ સમાધિના વેગવાન પ્રવાહોમાં ડૂબી જાય; અને તેથી તેમને પોતાને તેમજ સમાજને હાનિ થવા પામે. રામકૃષ્ણે તેમના જુવાન ભાણેજ હૃદયના, તથા તેમના ધનિક આશ્રયદાતા મથુરબાબુના, મનમાંથી સમાધિરૂપી નિષિદ્ધ ફળની ઝંખના જે રીતે કાઢી નાંખી તેમાં તેમની વિનોદવૃત્તિ ને તેમનો સદ્ભાવ દેખાઇ આવે છે.

હૃદય ભનો માણસ હતો, ને તેને મામા પ્રત્યે નિષ્ઠા હતી, પણ તે સંસારી જીવ હતો, એટલે મામાના જેવી કીર્તિ મેળવવાનું તેને પણ મન થયું તેને થયું કે રામકૃષ્ણને થયેલા આત્મલાભનો કંઈક હિસ્સો, કંઈક બીજન તરીકે, મને પણ સગપણે જોઈએ રામકૃષ્ણની નિષ્કામ અનાસક્તિનો મર્મ સમજવા જેટલી ધીરજ તેનામાં નહોતી. સમાધિના પ્રયોગ કરતાં તેને રોકવાના મામાના પ્રયત્નો એળે ગયા હૃદય મંડ્યો રહ્યો તેનું પરિણામ એ આવ્યું કે તેનું મગજ અસ્તવ્યસ્ત થઈ ગયું, તેનું શરીર અક્કડ થઈ જવા લાગ્યું, ને તે ચીસો પાડવા લાગ્યો. રામકૃષ્ણે પ્રાર્થના કરી ‘ હે મા ’ તું આ બેવકૂફની સુધબુધ હરી લે ' ' હૃદય જમીન પર પડ્યો, ને મામાને બેસુમાર ઠપકો દેવા લાગ્યો. ‘ તમે આ શું કર્યું , મામા ? હું આ અવર્ણનીય આનન્દનો અનુભવ ફરી કદી નહીં કરવા પામું ' રામકૃષ્ણે ચિડાઈને તેને મન ફાવે તેમ કરવા છૂટો મૂકી દીધો. હૃદયને થોડા જ વખતમાં ભયંકર દૃશ્યો દેખાવા લાગ્યાં ને તેમાંથી છોડવવા તેને મામાને વિનતિ કરવી પડી

ધનિક મથુરબાબુને પણ એવો જ અનુભવ થયો તેમની ઝંખના હતી કે રામકૃષ્ણ મને સમાધિસુખ અપાવે રામકૃષ્ણે ઘણો વખત ના પાડી પણ છેવટે કહ્યું ‘ બહુ સારું , ભલે ભાઈ ' આ બહુ ઝંખેલી સમાધિને પરિણામે મથુરબાબુને વેપારધંધામાંથી રસ અને આવડત બંને જતાં રહ્યાં તેમણે આવી અપેક્ષા તો રાખી જ નહોતી એટલે તે બહુ ચિન્તામાં પડી ગયા, ને તેમને એ વિષયમાં આગળ વધવાની ઇચ્છા રહી નહીં એટલે તેમણે સમાધિ હમેશને માટે છૂટી જાય એવું કરી આપવા રામકૃષ્ણને વિનતી કરી રામકૃષ્ણ સહેજ હસ્યા, ને તેમનું દર્દ મટાડ્યું

૧૧ સરખાવો ધનગોપાલ મુખરજી ‘ ધ ફેઈસ ઑફ સાયલન્સ’.

## ૫. મનુષ્યલોકમાં પુનરાગમન

તેમણે સૌથી પહેલી શોધખોળ ઈસ્લામના ધર્મમાર્ગની કરી. માંદગીમાંથી માંડ ઊઠયા હતા ત્યાં તેમણે, ૧૮૬૬ના આખરભાગમાં, એ રસ્તા પર પ્રયાણ શરૂ કરી દીધું.

તેઓ મન્દિરમાંથી ઘણા મુસલમાન ફકીરોને આવતાજતા જોતા. દક્ષિણેશ્વરને છૂટે હાથે દાન કરનાર રાણી રાસમણીનું હૃદય વિશાળ હતું. તે પોતે હલકી ગણાતી શુદ્ર જાતિની ધનવાન સ્ત્રી હતી. તેણે, વિશાળ ધર્મભાવનાને લીધે, એવી ગોઠવણ કરી હતી કે મંદિરની ધર્મશાળામાં સર્વ ધર્મના અતિથિઓને ઊતરવા માટે અલગ ઓરડીઓ અપાય. આ રીતે રામકૃષ્ણે એક ગરીબ મુસલમાન ગોવિંદરાયને બંદગીમાં તલ્લીન થઈ ગયેલા જોયા; અને તેમના પ્રણિપાત કરતા શરીરના બાહ્ય કલેવરની આરપાર તેમણે જોઈ લીધું કે આ માણસે ઇસ્લામ દ્વારા પણ ઈશ્વરનો 'સાક્ષાત્કાર' કર્યો છે. તેમણે ગોવિંદરાય પાસે એ માર્ગની દીક્ષા માગી, અને આ કાલીભક્ત દિવસો સુધી પોતાના દેવોને સાવ ભૂલી ગયા. તેઓ એ દેવોની પૂજા કરતા નહીં, એટલું જ નહીં પણ તેમનો વિચાર સુદ્ધાં ન કરતા. તેઓ મંદિરના મકાનની બહાર રહ્યા, અલ્લાના નામનું રટણ કરતા, મુસલમાનનો ઝભ્ભો પહેરતા, અને—એ 'અધર્માચરણ'-ની કલ્પના કરવી મુશ્કેલ છે છતાં—નિષિદ્ધ ગોમાંસ ખાવા પણ તૈયાર થયા ! તેમના આશ્રયદાતા મથુરબાબુ આથી ત્રાસી ગયા, ને તેમણે રામકૃષ્ણને આવું કામ ન કરવા કાલાવાલા કર્યા. રામકૃષ્ણનો દેહ ભ્રષ્ટ ન થાય તે માટે તેઓ છૂપી રીતે એક મુસલમાનની દેખરેખ નીચે બ્રાહ્મણ પાસે રસોઈ કરાવતા. રામકૃષ્ણે તો મનથી વિચારના એક બીજા ક્ષેત્રમાં પૂરેપૂરું ઝુકાવ્યું હતું, એટલે તેમને તો એ વિચાર મૂર્ત

રૂપ ધારણ કરીને નજરોનજર દેખાતો હતો એ ભાવનાવશ કલાધરની આધ્યાત્મિક યાત્રામા આવુ હમેશા બનતુ ગભીર સુખમુદ્રા ને સફેદ દાઢી વાળા એક તેજસ્વી પુરુષે તેમને દેખા દીધી (સભવ છે તેમણે આ રીતે પેગબર સાહેબના દર્શન કર્યા હોય) તે પુરુષ પાસે આવ્યા, ને રામકૃષ્ણના દેહમા વિલીન થઇ ગયા રામકૃષ્ણે મુસલમાનના અલ્લાનો — સગુણ બ્રહ્મ 'નો—સાક્ષાત્કાર કર્યો ત્યાથી તેઓ આગળ 'નિર્ગુણ બ્રહ્મ 'મા ચાલ્યા ગયા ઇસ્લામની નદી તેમને પાછા મહાસાગરમા ખેચી ગઈ હતી

તેમને આ અનુભવ નિર્ગુણ બ્રહ્મ જોડેની પેલી મહાસમાધિ પછી તરત જ થયો, તે પરથી તેમના વિવેચકોએ આગળ જતા ખાસ અર્થ ઘટાવ્યો, અને એ અર્થ ભારતને માટે ઘણો અગત્યનો છે તેમણે કહ્યુ કે ભારતના હિંદુ અને મુસલમાન પુત્રો—જેઓ પોતાને એકબીજાના શત્રુ માને છે—તેઓ અદ્વૈતના, નિરાકાર ઈશ્વરના, ધોરણ પર જ ફરી ઐક્ય સાધી શકશે ત્યારપછી રામકૃષ્ણ મીશને હિમાલયના ઊંડાણમા પરમેશ્વરનું એક દેવાલય બનાવ્યુ છે અને તેમાથી સર્વ ધર્મોના વિશાળ અને સયુક્ત મહામન્દિરની ઇમારત ઊભી કરવાની ધારણા રાખી છે

સાત વરસ પછી એ જ પ્રકારના બીજા અનુભવને લીધે રામકૃષ્ણ ખ્રિસ્તી ધર્મનો 'સાક્ષાત્કાર' કરવા પ્રેરાયા ( હુ સ્પષ્ટતાને ખાતર આ હકીકતો અહીં ભેગી આપુ છુ ) ૧૮૭૪ના નવેબરના અરસામા કલકત્તાના એક મલ્લિક નામના હિંદુ, જેમની વાડી દક્ષિણેશ્વરની નજીક હતી, તેમણે રામકૃષ્ણને બાઇબલ વાચી સભળાવ્યુ રામકૃષ્ણને ઈસુનો ભેટો પહેલી જ વાર થયો પછી થોડા જ વખતમા એ શબ્દે તેમની સમક્ષ મૂર્ત રૂપ ધારણ કર્યું ઈસુનુ જીવન ગુપ્ત રીતે તેમના અતરમા વ્યાપી ગયુ એક દિવસ તેઓ એક ધનિક હિંદુ મિત્રના ઓરડામા બેઠા હતા, ત્યા તેમણે મેરી

માતા ને બાળક ઈસુની છબિ ભીંતે ટિંગાડેલી જોઈ એ આકૃતિઓ જીવતી થઈ. પછી આત્માના ક્ષેત્રમા અચૂક જે વસ્તુ બનવા પામે છે તે અહીં પણ બની એ પવિત્ર મૂર્તિઓએ તેમની સમીપ આવી તેમના દેહમા પ્રવેશ કર્યો, ને તેમના આખા જીવનમા ઓતપ્રોત થઈ ગઈ આ વખતે જે સચાર તેમનામા થયો તે ઈન્દ્રિામના કરતા ઘણો વધારે પ્રબળ હતો તેણે તેમના આખા આત્માને ઘેરી લીધો, ને સર્વ અતરાયો તોડી નાખ્યા હિંદુ વિચારો ઘસડાઈને અલોપ થઈ ગયા રામકૃષ્ણે ભયત્રસ્ત થઈ, મોજાની વચ્ચોવચ્ચ ફાફા મારતાં, ચીસ પાડી ' ઓ મા તુ શુ કરે છે ? મને મદદ કર '' પણ એથી કશુ વળે એમ નહોતુ એ ભરતીના ઝપાટા આગળથી એકેએક વસ્તુ કે કોઈને દૂર જઈ પડી આ હિંદુનુ અતર બદલાઈ ગયુ. તેમનામા ઈસુ ખ્રિસ્ત સિવાય બીજા કશાને માટે જરાયે જગા ન ન રહી કેટલાયે દિવસ સુધી તેમના મનમા ખ્રિસ્તી વિચાર ને ખ્રિસ્તી પ્રેમનો સચાર થઈ રહ્યો હવે તેમને મન્દિરે જવાનુ મન થતુ નહીં પછી એક દિવસ બપોરે તેમણે દક્ષિણેશ્વરના ઉપવનમા સુન્દર આંખો, શાન્ત મુખમુદ્રા ને ગોરી ચામડી વાળા એક પુરુષને પોતાની પાસે આવતા જોયા તેઓ કોણ હતા એની તો રામકૃષ્ણને ખબર નહોતી, પણ તેઓ આ અજ્ઞાત અતિથિના આકર્ષણને વશ થઈ ગયા એ પુરુષ પાસે આવ્યા ત્યા રામકૃષ્ણના આત્માના ઊડાણમા એક અવાજ ગાવા લાગ્યો

' આ ઈસુ ખ્રિસ્તને જુઓ તેમણે જગતના ઉદ્ધારને માટે પોતાનુ લોહી રેડ્યુ હતુ તેમણે માણસોના પ્રેમને ખાતર પાર વિનાની પીડા ભોગવી હતી તેઓ મહાયોગી છે ઈશ્વરની સાથે સદાકાળ એકરૂપ અનુભવે છે તેઓ ઈસુ છે, પ્રેમના મૂર્તિમત અવતાર છે '

માનવપુત્ર ઈસુએ ભારતના આ માતૃપુત્ર ઋષિને આલિંગન

આપ્યું, ને તેમના સ્વરૂપમાં ભળી ગયા. રામકૃષ્ણ સમાધિના આનન્દમાં નિમગ્ન થઈ ગયા. તેમણે ફરી એકવાર બ્રહ્મ જોડેના ઐક્યનો સાક્ષાત્કાર કર્યો. પછી તેઓ ધીરેધીરે પૃથ્વી પર આવ્યા. તે પળથી તેઓ ઈસુ ખ્રિસ્તને ઈશ્વરના અવતાર માનવા લાગ્યા. પણ તેમને મન ઈસુ એકલા જ ઈશ્વરના અવતાર નહોતા. બુદ્ધ અને કૃષ્ણ એ બીજા પણ અવતારો હતા.

પોતાના એકમાત્ર ઈશ્વરના દેહને વિષે સવિશેષ અનુરાગ ધરાવનારા, આપણા કટ્ટર ખ્રિસ્તીઓને હું આ જગાએ ઉદ્ધતાઈથી ભવાં ઊંચાં કરતા, અને આ પ્રમાણે કહેતા, કલ્પી શકું છું:

'પણ એમને અમારા પ્રભુ વિષે શી ખબર હતી? એ તો એક દેખાવ હતો, કલ્પનાએ ઊભી કરેલી મૂર્તિ હતી. આવું બને એ સહેલીસટ વસ્તુ હતી, કેમકે એમને અમારા સિદ્ધાન્ત વિષે તો કશું જ્ઞાન નહોતું.'

ખરેખર તેમને બહુ જ ઓછું જ્ઞાન હતું; પણ તેઓ તો ભક્ત હતા, એટલે ભક્તિ દ્વારા આસ્થા રાખતા. જે જ્ઞાનીઓ બુદ્ધિ દ્વારા આસ્થા રાખે છે તેમના જેવું જ્ઞાન પોતાને છે એવો દાવો તેમણે કર્યો નહોતો. પણ ધનુષ જ્યારે દૃઢતાથી પકડી રાખ્યું હોય, ત્યારે *તેમાંથી છૂટેલાં બંને બાણ એક જ નિશાનને વીંધતાં નથી?* અને જે માણસ છેક છેડા સુધી મુસાફરી કરે છે તેને બંને રસ્તા ભેગા થતા દેખાતા નથી? રામકૃષ્ણના મહાન અને વિદ્વાન શિષ્ય વિવેકાનન્દે કહેલું:

'બહારથી તેઓ ભક્ત હતા, પણ અંદરથી જ્ઞાની હતા.'

માણસના અંતરની તીવ્રતા જ્યારે અમુક હદે પહોંચે ત્યારે અતિ ઉત્કટ પ્રેમ હૃદયનાં ઊંડાણોમાં વ્યાપી વળે છે, અને પ્રખર બુદ્ધિ તેનાં ગહ્વરોમાં શોધખોળ કરવા ફરી વળે છે. વળી પ્રેમની શક્તિનો ઇનકાર કરવો એ ખ્રિસ્તીઓને તો ન જ શોભે. પ્રેમથી

પ્રેરાઇને જ ગેલીલીના રાંક માછીઓને ખ્રિસ્તીઓના પ્રભુ ઇસુએ પોતાના શિષ્યો, ને પોતાના ધર્મસંઘના સંસ્થાપકો, બનાવ્યા હતા. વળી કબરમાંથી મરીને ઊઠેલા ઇસુએ પશ્ચાત્તાપ કરતી પાતકી સ્ત્રી (મેરી મેગ્ડેલીન) ને નહી તો બીજા કોને દર્શન દીધુ હતુ ? આ સદ્‌ભાગ્યને માટે એ સ્ત્રીનો અધિકાર એટલો જ હતો કે તેણે પ્રેમના અશ્રુ વડે ઇસુના ચરણ ધોયા હતા ને પોતાના કેશ વડે તેને લૂછ્યા હતા

ઊલટે, માણુસે જે પુસ્તકો વાચ્યા હોય તે પરથી તે જ્ઞાની બનતો નથી. પ્રાચીન ભારતની પેઠે રામકૃષ્ણના જમાનામા પણ ભારતમા સંસ્કારોનું જ્ઞાન મોટે ભાગે મોઢેથી બોલીને અપાય છે. રામકૃષ્ણે તેમના જીવનમા હજારો સાધુઓ, યાત્રીઓ, પંડિતો, ને ધાર્મિક પ્રશ્નોમા વ્યાપચ્યા રહેનારા જાતજાતના માણુસોનો સત્સંગ સાધ્યો હતો, તેમની પાસેથી ધર્મ તથા ધર્મને લગતી ફિલસૂફીનું ઘણુ જ વિશાળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ,—અને એ જ્ઞાનને તેમણે નિદિધ્યાસન વડે નિરંતર ઊંડુ ઉતારવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો ? તેમનું જ્ઞાન જોઇ એકવાર એક શિષ્યે આશ્ચર્યથી પૂછ્યુ - ' આપ અગાઉનુ આ બધુ જ્ઞાન કેવી રીતે મેળવી શક્યા ? ' રામકૃષ્ણે જવાબ દીધો ' મે ગ્રન્થો વાચ્યા નથી, પણ વિદ્વાનોને સાભળ્યા છે. મે તેમના જ્ઞાનની માળા બનાવી મારે ગળે પહેરી છે, અને તે માળા મે માતાને ચરણે અર્પણ કરી છે '

તેઓ શિષ્યોને કહી શક્યા હતા

' મે હિંદુ ધર્મ, ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ એ સર્વ ધર્મોની સાધના કરી છે, અને જુદા જુદા હિંદુ સંપ્રદાયોને રસ્તે પણ હું ચાલ્યો છુ .. તેમ કરતા મને જણાયુ છે કે એ બધા ધર્મો, ભલે જુદે જુદે રસ્તે ચઇને પણ, એક જ ઇશ્વર તરફ ડગલા ભરી રહ્યા છે તમારે બધા મતોની અજમાયશ કરવી જોઇએ, અને એકવાર બધા જુદા જુદા

રસ્તા પર ચાલવું જોઇએ.'૪ હું જ્યાં જ્યાં નજર નાંખું છું ત્યાં બધે મને માણસો—હિંદુ, મુસલમાન, બ્રાહ્મ, વૈષ્ણવ, અને બાકીના બધા—ધર્મને નામે ઝઘડા કરતા દેખાય છે. પણ તેઓ કદી એટલો વિચાર કરતા નથી કે જેને કૃષ્ણ કહે છે તેને જ શિવ પણ કહે છે. તેને આદ્યશક્તિ, ઇસુ અને અલ્લા પણ કહે છે—એક જ રામના એ હજાર નામ છે. તળાવને અનેક ઘાટ હોય છે. એક ઘાટ આગળ હિંદુઓ લોટામાં પાણી ભરે છે, ને તેને જળ કહે છે, બીજા ઘાટ આગળ મુસલમાનો પખાલમાં પાણી ભરે છે, ને તેને પાણી કહે છે. ત્રીજે ઘાટે ખ્રિસ્તીઓ પાણી ભરે છે, ને તેને વૉટર કહે છે. હવે આપણે એમ માની શકીએ ખરા કે વૉટર એ જળ નથી પણ પાણી કે વૉટર જ છે? કેવી હસારત વાત! ઈશ્વરરૂપી પદાર્થ તો એક જ છે, તે જુદે જુદે નામે ઓળખાય છે; અને દરેક જણ એ એક જ પદાર્થને ખોળે છે; ભેદ માત્ર આબોહવાનો, સ્વભાવનો, અને નામનો જ છે.૫ દરેક માણસે પોતપોતાને રસ્તે ચાલવું જોઈએ. તે જો સાચા હૃદયથી ને ઉત્કટ ભાવથી ઈશ્વરને જાણવા ઇચ્છતો હશે, તો તેને શાન્તિ મળશે! તેને જરૂર ઈશ્વરનો સાક્ષાત્કાર થશે.'

*

૧૮૬૭ પછીના સમયમાં રામકૃષ્ણના આંતરિક ભંડારમાં અગત્યનો કશો ઉમેરો થયો નહીં, પણ પોતે જે સંગ્રહ કર્યો હતો તેનો ઉપયોગ કરતા તેઓ શીખ્યા. તેમને થયેલા દર્શનોને બહારના જગત જોડે સમાગમ થયો, અને તેમના આત્માએ મેળવેલા વિજયોની સામે બીજા માણસોના અનુભવની સિદ્ધિઓ પણ આવીને ખડી રહી. તે પરથી પોતાને કેવું અજોડ ઇનામ મળ્યું હતું તેની તેમને વધારે સમજ પડી. પોતાને માનવસમાજમાં જે કાર્ય કરવાનું નિર્માયેલું હતું, અને તેને માટે તે વખતે કર્મ કરવું એ પોતાનું કર્તવ્ય હતું, એનું જ્ઞાન તેમને આ વરસોમાં થયું

તેઓ, નૈતિક અને શારીરિક બન્ને દૃષ્ટિએ, એસીસીના સત ફ્રાન્સીસને ઘણી રીતે મળતા આવે છે. તેઓ પણ જીવનાર ને મરનાર દરેક પ્રાણીના દયાળુ સહોદર છે, અને તેમણે પ્રેમ ને કરુણાનું પાન એટલુ મધુ કર્યું હતુ કે જે સુખમાં બીજાઓને ભાગ ન આપી શકાય તે સુખથી તેમને પોતાને તૃપ્તિ થતી નહીં. ઊંડામા ઊંડી સમાધિમા પ્રવેશ કરવાના પ્રસગો આવતા, અને માતા તેમને પોતાની તરફ ખેંચતી, તે વખતે તેઓ એ માતાની પ્રાર્થના કરતા

'હે મા, મને માણસોના સમાગમમા રહેવા દે! મને શુષ્ક તપસ્વી બનાવીશ નહીં!'

અને માતા તેમને મહાસાગરના ઊંડાણમાથી પાછા જીવનને કિનારે લાવી દેતા જવાબ આપતી (અર્ધભાનની અવસ્થામા તેમને માતાનો અવાજ સભળાતો)

'માનવજાતિના પ્રેમને ખાતર તમે આપેક્ષ જ્ઞાનના ઉંબર ઉપર જ ઊભા રહી જાઓ!' ૭

એટલે તેઓ મનુષ્યલોકમા પાછા ફર્યા ત્યા તેમને પહેલો જ અનુભવ દુઃખનો ને સાદા માનવસમાજમા સ્નાન કર્યાનો થયો ૧૮૬૭ના મેમા તેમને હજુ અનેક ભાવાવેશને લીધે આવેલી ઘણી નબળાઈ લાગતી હતી, એટલે તેઓ બાર વરસની ગેરહાજરી પછી, છ-આઠ મહિના માટે વિશ્રાન્તિ લેવા પોતાને ગામ કામારપુકર ગયા.[૮] ગામડાના ભલા લોક પરિચિત માણસને બતાવે એવુ હેત બતાવવા લાગ્યા, તેમા તેઓ બાળકના જેટલા હર્ષથી નિમગ્ન થઈ ગયા ગામ લોકો તો તેમના નાનકડા ગદાધરને જોઈ ઘણા રાજી થયા ગદાધરની વિચિત્ર કીર્તિ તેમને કાને પહોચી હતી, અને તેઓ કષ્ટદ ચિન્તા કરતા હતા. શહેરોના પડિતો ન મન્દિરોના પૂજારીઓ કરતા આ સાદા ગ્રામવાસીઓ રામકૃષ્ણના ઊંડા વિચારોની વધારે નજીક હતા, અને તેનુ કારણ એ લોકોની સરળતા જ હતી.

આ મુલાકાત દરમ્યાન તેમને બાળપત્નીનો પરિચય થયો. શારદાદેવીની ઉંમર આ વખતે ચૌદ વરસની હતી. તે પિયરમાં માબાપ જોડે રહેતાં હતાં, પણ પતિ આવ્યાની ખબર જાણી કામારપુકુર આવ્યાં. આ શુદ્ધ હૃદયવાળાં બાળપત્નીના આત્માનો વિકાસ તેમની ઉમરના પ્રમાણમાં વધારે થયો હતો; એટલે તે તરત જ સમજી ગયાં કે તેમના પતિને માટે કેવું કાર્ય કરવાનું નિર્માયેલું છે, અને એમાં પોતે વિશુદ્ધ પ્રેમ ને કોમળ અનાસક્તિ વડે કેવો ભાગ ભજવવાનો છે. તેમણે પતિને ગુરુરૂપે સ્વીકાર્યો, અને પોતાનું જીવન તેમની સેવામાં અર્પણ કરી દીધું.

કેટલીકવાર રામકૃષ્ણ પર આક્ષેપ કરવામાં આવ્યા છે—ને બહુ અશિષ્ટ આક્ષેપ કરવામાં આવ્યા છે ૯—કે તેમણે પત્નીનો ભોગ આપ્યો. પત્નીએ પોતે કોઈ દિવસ એ વાત છાંટાભાર બતાવી નથી; તેમણે જીવનભર જે કોઈ તેમના સમાગમમાં આવ્યા તેમના પર શાન્તિ ને સ્વસ્થતાની જ છાપ પાડી છે. વળી એક હકીકત છે તે અગાઉ વિવેકાનન્દ સિવાય બીજા કોઈએ બહાર પાડી નથી. તે એ કે રામકૃષ્ણને પોતાને તેમની જવાબદારીનું ગંભીર ભાન હતું; અને પત્ની જો માગણી કરે તો પોતાનાથી આપી શકાય એવો મોટામાં મોટો ભોગ આપવાની તૈયારી તેમણે પત્ની આગળ બતાવી હતી—પોતાનું જીવનકાર્ય છોડી દેવાની તત્પરતા દર્શાવી હતી.

તેમણે પત્નીને કહ્યું: 'હું સ્ત્રીમાત્રને માતા ગણતાં શીખ્યો છું. તારે વિષે મારા મનમાં એ જ ભાવ હોઇ શકે. પણ જો તું મને (માયાના) સંસારમાં ખેંચવા ઇચ્છે તો, મેં તારી જોડે લગ્ન કરેલું હોવાથી, હું તારી સેવા માટે તૈયાર છું.' ૧૦

ભારતવર્ષની ભાવનામાં આ કંઇક સાવ નવી જ વસ્તુ હતી. હિંદુ પ્રણાલિકા તો ફરમાવે છે કે માણસ ઈશ્વરપરાયણ જીવન તરફ વળે એટલે આપોઆપ તે બીજી બધી ફરજમાંથી છૂટી જાય છે. રામકૃષ્ણ-

માં એથી વધારે માનવપ્રેમ હતો, એટલે તેમણે માન્યું કે પત્નીનો મારા પર જે હક છે તે મારે માટે બંધનકર્તા છે. પણ પત્નીમાં એટલી ઉદારતા હતી કે તેમણે તે હક જતો કર્યો, અને પતિને તેમના જીવન-કાર્યમાં પ્રોત્સાહન આપ્યું. પણ વિવેકાનન્દ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે તેઓ 'તેમનાં પત્નીની સંમતિથી' પોતાને મનગમતું જીવન વ્યતીત કરવા મોકળા થયા. પત્નીનાં નિર્મળતા ને સ્વાર્પણની રામકૃષ્ણના હૃદય પર ઘણી અસર થઈ, અને તેમણે એમના મોટા ભાઈનું પદ સ્વેચ્છાએ લીધું. તેઓ જોડે રહ્યાં તે મહિનાઓ દરમ્યાન તેમણે શારદાદેવીને ઉત્તમ પત્ની ને કુશળ વ્યવસ્થાપક થવાનું શિક્ષણ આપ્યું. તેમનામાં તત્ત્વદર્શીનો સ્વભાવ હતો, તેની જોડે તેનાથી વિચિત્ર રીતે જુદી પડે એવી વહેવારની આવડત પણ સારી પેઠે હતી. આ એદૂતના દીકરાને સારી નિશાળમાં શિક્ષણ મળ્યું હતું, અને ઘરના કે ગામડાના જીવનની એક પણ વીગત તેમને પરાઈ નહોતી. તેમને ઓળખનારા સહુ તેમના ઘરની વ્યવસ્થા ને ચોખ્ખાઈ જોઈ અચંબો પામતા; અને તેમના શિષ્યો જોકે બુદ્ધિજીવી ને ઉપલા મધ્યમ વર્ગમાંથી આવેલા હતા, તે છતાં આ બાબતમાં આ પ્રભુભક્ત તેમને શિક્ષણ આપી શકે એમ હતું.

૧૮૬૭ની આખરે તેઓ દક્ષિણેશ્વર પાછા આવ્યા; અને બીજે વરસે તેમણે મથુરબાબુ જોડે અનેક યાત્રાઓ કરી. ૧૮૬૮ના શરૂઆત-ના મહિનાઓમાં તેમણે શિવપુરી વારાણસી જોઈ, ગંગા યમુનાના સંગમ પર આવેલું પ્રયાગ જોયું, અને કૃષ્ણના ધામ વૃંદાવનની યાત્રા કરી. એ યાત્રાઓ દરમ્યાન તેમને કેટલો અપાર આનન્દ થયો હશે ને કેવી મસ્તી ચડી હશે તેની કલ્પના કરવા જેવી છે. વારાણસીમાં તેમણે ગંગા પાર કરી ત્યારે એ દેવનગરી પાષાણની બનેલી નહીં, પણ જાણે 'આત્મજ્ઞાનનો મોટો સઘન પુંજ' હોય એવો ભાસ તેમને થયો. એ તીર્થક્ષેત્રનાં સ્મશાનમાં તેમને દર્શન થયાં—ગૌર અંગ અને

પિશંગ જટાવાળા શિવજીનાં, તથા ચિતાઓ પર નગી મરેલાંને મોક્ષ-પ્રદાન કરતાં જગન્માતા પાર્વતીનાં. યમુનાને કાંઠે સંધ્યાકાળ થયો ત્યારે તેમને ઢોર ચારીને ઘેર જતા ગોવાળોનો ભેટો થયો; તેઓ લાગણીના ઊભરાને વશ થઇ તેમની પાછળ દોડ્યા ને બૂમ પાડવા લાગ્યાઃ 'કૃષ્ણ ! ક્યાં છે કૃષ્ણ ?'

પણ તેમને સાક્ષાત્ પ્રભુનાં દર્શન ન થયાં હોય તોયે તેમને એ યાત્રાઓમાં એક બીજી વસ્તુ જોવા મળી, તે પશ્ચિમવાસીઓની નજરે વધારે અગત્યની ને વધારે ઊંડા અર્થવાળી છે. તેમને માણસોનું દુઃખ નજરોનજર જોવા મળ્યું. અત્યારસુધી તેઓ મન્દિરરૂપી ઢાળવાળા કોચલાની અંદર સમાધિની અભાનાવસ્થામાં રહ્યા હતા, અને દાળીના કેશકલાપે એ દુઃખ તેમનાથી ઢંકાયેલું રાખ્યું હતું. તેઓ પોતાના ધનિક સાથી જોડે દેવગઢ આવ્યા ત્યાં તેમણે લગભગ નગ્ન આદિવાસી સંતોષોને હાડકાંના માળા બની ગયેલા ને ભૂખે મોત પામતા જોયા : કેમકે તે વખતે દેશમાં ભયંકર દુકાળ ચાલતો હતો. તેમણે મથુરબાબુને કહ્યું : 'આ અભાગી લોકોને તમારે ખવડાવવા જોઇએ.' મથુરબાબુ કહે : 'આખી દુનિયાનું દુઃખ ટાળું એવો શ્રીમંત હુ થોડો જ છુ તે ?' એ સાંભળી રામકૃષ્ણ એ ગરીબ જીવોની વચ્ચે બેસી ગયા ને કહેવા લાગ્યા : 'હુ અહીંથી ખસવાનો નથી. હું તો આમના દુઃખમાં ભાગ લઇશ.' ધનપતિને પોતાનો આગ્રહ જતો કરવો પડ્યો, ને ગરીબ પૂજારીનું કહ્યું કરવું પડ્યું.

૧૮૭૦ના ઉનાળામાં મથુરબાબુએ એક ભૂલ કરી. તે રામકૃષ્ણને બીજી યાત્રા દરમ્યાન પોતાની એક જાગીર પર લઈ ગયા. ખેડૂતો પાસેથી ગણોત વસૂલ કરવાનો વખત હતો. લાગલાગટ બે વરસથી પાક ભાગડ્યો હતો, ને ખેડૂતો ઘોર સંકટમાં આવી પડ્યા હતા. રામકૃષ્ણે મથુરબાબુને કહ્યું : 'આ ખેડૂતોનું ગણોત માફ કરો, તેમને સંકટનિવારણમાં મદદ કરો, અને સરસ જ્યાફત કરીને તેમને જમાડો.'

મથુરબાબુએ વાંધો ઉઠાવ્યો, પણ રામકૃષ્ણ જરાયે ડગ્યા નહીં.

'તમે તો માત્ર માના કારભારી છો,' તેમણે ધનિક જમીનદારને કહ્યું. 'આ માના ખેડૂતો છે. તમારે માના પૈસા ખરચવા જોઈએ. એ લોકો દુઃખે પીડાય છે, ને તમે એમને મદદ કરવાની ના કેવી રીતે કહી શકો? તમારે આટલું તો કરવું જ જોઈએ.'

મથુરબાબુને નમતું આપવું પડ્યું.

આ વાતો વિસારે ન પડવા દેવી જોઈએ. રામકૃષ્ણ મઠ અને મીશનના અત્યારના અધ્યક્ષ સ્વામી શિવાનંદ રામકૃષ્ણના પ્રથમ શિષ્યોમાંના એક છે. તેમણે નજરોનજર જોયેલો નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે.

એક દિવસ દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ ભાવાવિષ્ટ અવસ્થામાં બોલી ઊઠ્યા:

'જીવ તે શિવ છે.[११] પછી એ જીવો તરફ દયા બતાવવાની વાત કરવાની હામ કોણ ભીડે છે? દયા નહીં, પણ સેવા, સેવા, કારણ માણસને ઈશ્વર જ ગણવો જોઈએ!'

વિવેકાનન્દ હાજર હતા. તેમણે આ અર્થઘન શબ્દો સાંભળી શિવાનન્દને કહ્યું:

'મેં આજે એક મહાવાક્ય સાંભળ્યું. આ જીવતું સત્ય હું જગત આગળ પોકારીને જાહેર કરીશ.'

અને સ્વામી શિવાનન્દે ઉમેર્યું:

'ત્યારથી રામકૃષ્ણ મીશને જે અગણિત સેવાકાર્યો કર્યાં છે તેનો પાયો જો કોઈ જાણવા માગે, તો તે આ વચનોમાં મળી રહેશે.'[१२]

આ અરસામાં અનેક મરણો થયાં, તેણે દુઃખની ક્રૂર છતાં ભાઈના જેવા સ્નેહવાળી આંગળીઓની છાપ રામકૃષ્ણ પર પાડી. તેઓ પ્રભુ-પરાયણ પુરુષ હતા, અને આ ભવમાંથી વિદાય મળે તેને અપાર

સુખના સાગરમાં પુનઃપ્રવેશ થયો માનતા. એટલે એક જુવાન મિત્રનું—ભત્રીજાનું મરણ થયું તે પ્રસંગે તેઓ આનન્દથી હસતા ને તેની મુક્તિનું ગાન ગાતા જોવામાં આવ્યા હતા.[૧૩] પણ મરણ પછી બીજે દિવસે તેમને એકાએક અત્યંત ભયંકર મનોવેદના થવા લાગી. તેમનું હૈયું ભાંગી ગયું, તેમનો શ્વાસ રૂંધાઈ ગયો, ને તેમને મનમાં વિચાર આવ્યો :

' હે પ્રભુ ! હે પ્રભુ ! જો મારી આ દશા છે, તો જે માણસો પોતાનાં પ્રિયજનો, પોતાનાં બાળકો, ગુમાવતાં હશે તેમને કેટલું દુઃખ થતું હશે ! '

મૃત્યુના શોકમાં ડૂબી ગયેલાં માણસોને શ્રદ્ધાનું આશ્વાસન આપવાની ફરજ અને શક્તિ માતાએ તેમને આપી.

સ્વામી શિવાનન્દે મને એક કાગળમાં લખ્યું હતું : ' આ પુરુષ, જેઓ જગતથી આટલા બધા અનાસક્ત હતા, તેમની પાસે પુરુષો તેમજ સ્ત્રીઓ બંને આવીને પોતાના સંસારનાં દુઃખોના ઊભરા કાઢતાં; અને તેમની વાતો સાંભળવામાં ને તેમના ભાર હળવા કરવામાં આ મહાપુરુષ નિરંતર કેટલા બધા રોકાયેલા રહેતા, એ જેમણે એ વાત નજરે જોઈ ન હોય તે કલ્પી ન શકે. અમે તો એનાં અગણિત દૃષ્ટાન્તો જોયેલાં. હજુ કેટલાક ગૃહસ્થો એવા જીવતા હશે જે તેમની અપાર દયા માટે, અને માણસોનાં દુઃખનું નિવારણ કરવાના તેમના સહૃદય પ્રયાસો માટે તેમને આશીર્વાદ આપતા હશે. ૧૮૮૩માં એક દિવસ મણિ મલ્લિક નામના એક ધનિક અને નામાંકિત વૃદ્ધના દીકરાનો સ્વર્ગવાસ થયો, તે પછી તે ભગ્ન હૃદયે રામકૃષ્ણ પાસે આવ્યા. તેઓ એ વૃદ્ધ પુરુષના શોકમાં એટલે ઊંડે સુધી નિમગ્ન થઈ ગયા કે એ જોઈને એમ લાગે જાણે મરનાર પુત્રના પિતા એ પોતે જ છે. એમનો શોક મલ્લિક કરતાં પણ વધી ગયો. કેટલોક સમય આ રીતે વહી ગયો. પછી રામકૃષ્ણ એકાએક ગાવા લાગ્યા. '

પણ એ શોકકાવ્ય નહોતું, તેમ મરસિયો પણ નહોતો. તેમણે તો વીરરસનું એક ગીત ગાયું, જેમાં આત્માના મૃત્યુ સામેના યુદ્ધની કથા આપેલી છે

'હે જીવ ! તું યુદ્ધ માટે સજ્જ થા યુદ્ધનો પોશાક પહેરીને કાળ તારા કિલ્લામાં (શરીરમાં) પ્રવેશ કરે છે, માટે હે જીવ ! તું ભક્તિરૂપી રથમાં બેસજે. જ્ઞાનરૂપી બાણનો ભાથો સાથે રાખજે. જીભરૂપી ધનુષ્યને પ્રેમરૂપી દોરી બાંધજે, અને તેના ઉપર બ્રહ્મમયીના નામરૂપી બ્રહ્માસ્ત્ર ચડાવજે અથવા બીજી એક યુક્તિ કર. જો તે માતા તારી રણભૂમિ ભાગીરથીને કાંઠે નક્કી કરે, તો તારે રથ કે સારથિ કશાની જરૂર નહીં પડે શત્રુનો નાશ થતાંની સાથે જ તારી સદ્‌ગતિ થઈ જશે.' ('રામકૃષ્ણકથામૃત', ગુજરાતી અનુવાદ, પૃ. ૭૭૭.)

'અને,' સ્વામી શિવાનન્દે આ પ્રસંગનું વર્ણન પૂરું કરતાં લખ્યું 'એનાથી પેલા પિતાનું દુઃખ કેવું હળવું થયું તે મને યાદ છે. આ ગીતે તેના મનમાં ફરી હિંમત આણી, તેનો શોક શમાવ્યો, ને તેને શાન્તિ આપી '

આ દૃશ્યનું વર્ણન કરતાં મને પશ્ચિમના ગાયક બિટોવનની યાદ તાજી થાય છે તેની પાસે પુત્રના મરણથી શોકાર્ત એક માતા આવેલી. બિટોવન એક પણ શબ્દ બોલ્યા વિના આવીને પિયાનો આગળ બેઠો, ને તેણે એક ગીતથી પેલી માને દિલાસો આપ્યો.

જીવતી, સ્નેહાળ, ને દુઃખ ભોગવતી માનવજાતિ સાથેનું આ દૈવી અનુસંધાન એક ભાવાવિષ્ટ, પણ શુદ્ધ ને પવિત્ર, પ્રતીક દ્વારા પ્રગટ થવાનું હતું દક્ષિણેશ્વરમાં તેમનાં પત્ની ૧૮૭૨માં જ્યારે પહેલી–વાર આવ્યાં[૧૫] ત્યારે રામકૃષ્ણની કોમળતાએ ઘૂંઘટ પાછળ રહેલી દેવીને ઓળખી, ને તેમણે એ વાત ગંભીરપણે કહી પણ બતાવી. (તેમની એ કોમળતામાં ધાર્મિક આદર ભળેલો હતો, અને તેમાં વાસના કે વિષયલાલસાની વ્યગ્રતા છાંટાભાર નહોતી.) મે મહિનામાં

એક રાત્રે, પૂજાની બધી તૈયારી થઈ ગયા પછી, તેમણે નાખીના આસન પર શારદાદેવીને બેસાડ્યા, અને પૂજાગી તરીકે તેમની ષોડશી પૂજા કરી એ શ્રીપૂજાનો એક તાન્ત્રિક વિધિ હતો. તેઓ બન્ને અર્ધભાનરાણી, અથવા કહો કે કોઈ પણ પ્રકારના ભાનથી પર એવી, સમાધિમા હતા રામકૃષ્ણ સમાધિમાથી જાગ્યા ત્યારે તેમણે પોતાના જીવનસાથીને ' માતાજી ' ( દેવી, ઈશ્વરી ) કહીને સબોધ્યા તેમની નજરે શારદા દેવી એ વિશુદ્ધ મનુષ્યત્વના જીવતા રૂપમા ઈશ્વરીનો જ અવતાર હતો

આ પરથી દેખાશે કે ઈશ્વર વિષેની તેમની કલ્પના ક્રમે ક્રમે વિકાસ પામી હતી પહેલાના તો તેઓ એમ માનતા કે ઈશ્વર સર્વવ્યાપી છે, ને વસ્તુમાત્ર તેનામા સમાઈ ગયેલી છે—જેમ સૂર્ય દરેક વસ્તુને પોતાની અદર ઓતપ્રોત કરી લે છે એ રીતે આ ળ જતા તેમના મનમા પ્રેમની હ દથી ભરેલી એવી કલ્પના જન્મી કે વસ્તુમાત્ર ઈશ્વરરૂપ છે—જાણે એ વસ્તુઓ નાના નાના અનેક સૂર્ય હોય, ને તેમા ઈશ્વર હાજરાહજૂર રહીને ક્રિયા કરી રહ્યો હોય આ બનેમા એક જ વિચાર રહેલો છે એ સાચુ પણ બીજી કલ્પના પહેલીથી સાવ ઊલટી છે એટલે ઊચામા ઊચીથી માડીને નીચામા નીચી સુધીની જ નહીં, પણ નીચામા નીચીથી માડીને ઊચામા ઊચી સુધીની વસ્તુઓની એ એક એવડી સાકળ છે, અને તે ખ ડ કે તૂટ પડવા દીધા વિના એક બ્રહ્મને જીવમાત્ર સાથે જોડે છે આ રીતે માણસ પવિત્ર બને છે

મરણ પહેલા બે વરસ પર, ૧૮૮૪ના એપ્રીલની ૫ મી તારીખે, તેમણે કહેલુ

' મારામા જે ફેરફાર થયો છે તે હુ હવે સમજી શકુ છુ ઘણા વખત પર વૈષ્ણવચરણે મને કહ્યુ હતુ કે " તમે જ્યારે માણસમા પ્રભુને જોઈ શકશો ત્યારે તમને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયુ ગણાશે. " આ પછે હુ જોઉ છુ કે એ પ્રભુ જ વિવિધ રૂપે વિચરી રહ્યો છે—ક્યારેક પુણ્યાત્મારૂપે, ક્યારેક દભીરૂપે, ને ક્યારેક ગુનેગારરૂપે પણ એટલે હુ

કહ્યુ છુ પુણ્યાત્મામા તમના નારાયણ, દીનમા રમતો નારાયણ, ગુનેગાર અને નપટમા તમનો નારાયણ '

*

ફરીવાર એમના જીવનની આગળ પર બનેલી નાના બે અહી આપી દીધી છે—એટના માટે કે ક્યાતો તાનગો વાચકના હાથમાથી છૂટી ન જાય વળી આને લીધે તેમને અગાઉથી જ એટલી ખબર પડી જશે કે આ નદી અનેકવાર વાકીચૂકી વહે છે, કેટલીકવાર તેનો પ્રવાહ સખ્યાબધ નાના વહેળાઓમા વહેચાઇને બનામ થઈ જતો દેખાય છે, ને કેટલીકવાર એ પ્રવાહ પાછો મળ તરફ વળતો ભાસે છે, છતા એ નદી આપણુને ક્યા લઈ જાય છે તે તો અત્યારથી સ્પષ્ટ જણાઈ આવે છે

ફરી પાછા એ વિષય સુમારે ૧૮૭૪થી શરૂ કરુ છુ. તે વેળા આત્માનુભવનુ ચક્ર પૂરૂ ફરી ચૂક્યુ હતુ, અને, તેઓ પોતે કહે છે તેમ, તેઓ જ્ઞાનવૃક્ષના ત્રણ ફળ—દયા, ભક્તિ અને વૈરાગ્ય—તોડી ચૂક્યા હતા

એ જ સમય દરમ્યાન બગાળના પ્રસિદ્ધ માણસો જોડેની મુલાકાતો પરથી તેઓ જાણી શક્યા હતા કે એ લોકોનુ જ્ઞાન કેટલુ અધૂરુ છે, અને ભારતના આત્મામા તમની રાહ જોઈને બેઠેલો કેવડો મોટો ક્ષુધિત અવકાશ સૂતો પડેલો છે. ધર્મનિષ્ઠ કે વિદ્વાન નિર્ધન કે ધનવાન, ભમતા યાત્રીઓ કે વિજ્ઞાન અને સમાજના સ્તભો, એ સર્વની પાસેથી જ્યારે જ્યારે તક મળે ત્યારે પોતાના જ્ઞાનમા ઉમેરો કરવાનુ તેમણે કદી બધ કર્યું નહોતુ ઘુપણ ને અહકારનો છાટો તેમના સ્વભાવમા નહોતો ઊલટુ તેમના મનમા તો એમ થતુ કે દરેક ' સત્યશોધક 'ને કઈક એવો વિશેષ જ્ઞાનનો પ્રકાશ મળેલો છે જે મને પોતાને મળવા પામ્યો નથી અને તેથી એ લોકોના ભાણામાથી જે કકડો પડે તે ઉપાડી લેવા તેઓ સદા ઈતેજાર રહેતા તેથી એવા

માણસો જ્યાં જડે ત્યાંથી તેઓ તેમને શોધી કાઢતા, અને પોતાને કેવો આવકાર મળશે તેનો વિચાર સરખો કરતા નહીં ૧૮

ગયા સો વરસમાં ભારતના આત્મામાં જે મોટી હિલચાલ ચાલી રહી છે તેનો ટૂંકો સાર આ જગાએ યુરોપિયન વાચકોને માટે આપવો જરૂરી છે એ પ્રચંડ જાગૃતિ વિશે ઘણું જ ઓછું સાંભળવામાં આવે છે જોકે એમાં જે એક અતિસ્મરણીય વરસ છે તેની—અર્થાત્ બ્રાહ્મ સમાજની સ્થાપનાની—શતાબ્દિ તો ભારતમાં આ વરસે (૧૯૨૮માં) જ ઊજવાઈ હતી એ સમાજના હેતાળ સંસ્થાપકનું સ્મરણ કરવાને આખી માનવજાતિએ હિંદની જોડે ભળવું જોઈતું હતું, કેમકે તેમને ઘણી મુશ્કેલીઓ નડી તે છતાં, પૂર્વ ને પશ્ચિમ વચ્ચે, તથા બુદ્ધિના બળ અને શ્રદ્ધાની શક્તિ વચ્ચે, સહકાર શરૂ કરવા જેટલી સંકલ્પ શક્તિ ને હિંમત તેમનામાં હતી દલિત પ્રજાઓમાં શ્રદ્ધાનો અર્થ હલકો બનીને અંધસ્વીકાર થઈ ગયો છે, પણ તેમણે તેવો અર્થ કદી માન્યો નહોતો તેમને મન તો શ્રદ્ધાનો અર્થ જીવતો ને દેખતો અપરોક્ષ અનુભવ કે સાક્ષાત્કાર જ હતો

હું રામમોહન રાયની વાત કરું છું

## ટિપ્પણો

૧ પણ તેઓ 'અવતાર' શબ્દ બહુ જવલ્લે જ વાપરતા જૈન તીર્થંકરો તથા દસ શીખ ગુરુઓ જેવા સત્પુરુષો પ્રત્યે ભારે પૂજ્યભાવ હતો, પણ તે ઈશ્વરના અવતારો હતા એમ તેમણે કદી માનેલું નહીં. તેમના પોતાના ઓરડામાં ઈશ્વરની છબિઓમાં એક છબિ ઈસુની હતી, અને તેની આગળ તેઓ સવારસાંજ ધૂપ કરતા આગળ જતાં એવું બન્યું કે હિંદી ખ્રિસ્તીઓ રામકૃષ્ણને ઈસુના સાક્ષાત્ આવિર્ભાવ માનવા લાગ્યા, અને તેમની આગળ આવીને સમાધિમાં નિમગ્ન થઈ જતા.

૨. અને વિવેકાનન્દે ઉમેર્યું: 'પણ મારી સ્થિતિ એથી સાવ ઊલટી છે' કેશવચન્દ્ર સેન ભારતના એક બીજા અતિ મહાન ધર્મચિન્તક હતા તેમની બુદ્ધિ ઘણી પ્રખર હતી તેમના જમાનામાં યુરોપના તત્ત્વચિન્તનનો રંગ તેમના જેટલો ઊંડો બીજા કોઈને લાગ્યો નહોતો. છતાં તેમનામાં આ ભક્તને ચરણે બેસવા જેટલી સુશીલતા ને નમ્રતા હતી. રામકૃષ્ણના હૃદયની અંતરદૃષ્ટિ કેશવચન્દ્રને શાસ્ત્રવચનની ભીતરમાં રહેલો મર્મ બતાવી આપતી.

૩. રામકૃષ્ણ સંસ્કૃત સમજતા, પણ બોલી શકતા નહીં. તેમણે કહેલું' 'મારા નાનપણમાં પડોશના એક ઘરમાં સાધુઓ વાચતા તે બધાનો આશય હું સમજતો. છૂટા છૂટા શબ્દોનો અર્થ મને ન સમજાતો એ સાચું. કોઈ પંડિત સંસ્કૃતમાં બોલે તો તેનું કહેવું હું સમજી શકતો, પણ હું પોતે સંસ્કૃત બોલી શકતો નહીં.' (રામકૃષ્ણકથામૃત)

૪. રામકૃષ્ણકથામૃત

૫. એજન

૬. આમાં એમનો ખ્રિસ્તી અનુભવ અપવાદરૂપ છે. મેં વિષયની દૃષ્ટિએ પાછળ તેનું વર્ણન આપ્યું છે, પણ કાલક્રમની દૃષ્ટિએ તે ૧૮૭૪નો છે.

૭. તે વખતથી તેઓ સમાધિ લઈને મરવાની તમામ લાલચનો સામનો કરતા, ને તેમાં રહેલા જોખમો ટાળતા. અમુક હાનિકારક લાગણીઓના જોખમથી પણ તેઓ દૂર રહેતા. દાખલા તરીકે, ૧૮૬૮માં તેમણે ગયાજી જવાનો વિચાર માંડી વાળ્યો, કેમકે એ તીર્થસ્થળમાં ઢગલાબંધ સંસ્મરણો ભરેલા હતા, અને તેમને ખબર હતી કે તેમનાથી ફરી આત્માને સામાન્ય જીવનની કક્ષા પર પાછો લાવી શકાશે નહીં. બીજાઓને મદદ કરવા માટે લૌકિક પદાર્થોવાળા જગતમાં રહેવાની આજ્ઞા તેમને અંતરમાંથી મળી હતી.

૮ ભૈરવી બ્રાહ્મણી તેમની જોડે ગઈ હતી પણ આ પ્રવાસના અનુભવો તેને શોભા આપે એવા નથી. આ નામાંકિત મહિલાનુ ચારિત્ર તેની બુદ્ધિની બરોબરી કરે એવુ નહોતુ અને તે માણસને સહજ એવી નબળાઈઓનો નિદિધ્યાસન વડે ત્યાગ કરી શકી નહોતી તેણે રામકૃષ્ણને માર્ગદર્શન કરાવ્યુ, એટલે તેમના પર આગવા માલિકીહકનો દાવો કરવા લાગી તોતાપુરીને ચડિયાતુ પદ મળ્યુ એથી તો તેને દુઃખ થયુ જ હતુ, અને રામકૃષ્ણ તેમના જન્મગામના વાતાવરણમા પાછા ભળી જાય, ને તેમના જૂના સોબતીઓ (જે ભૈરવીને તો અજાણ્યા હતા) કશા માનપાન વિના એકના જ રામકૃષ્ણની આસપાસ વીંટળાઈ વળે, એ દેખાવ તેનાથી સહન થઈ શક્યો નહીં વળી રામકૃષ્ણના બાળપત્ની, બહુ નમ્ર ને મીઠા સ્વભાવના હોવા છતા, તેમની હાજરીથી પણ ભૈરવીને સતાપ થવા લાગ્યો, અને તે છુપાવવા જેટલી કુનેહ તેનામા નહોતી કેટલાક દુઃખદ દેખાવો થયા, તેનાથી પણ તે વધારે મળતાવડી ન બની. આખરે તેને પોતાની નિર્બળતા સમજાઈ તેણે રામકૃષ્ણની ક્ષમા માગી, ને સદાને માટે તેમને છોડી ગઈ. તે ફરી તેમને છેલ્લી બનારસમા મળી હતી ત્યા તે સત્યની આકરી શોધમા બાકીનો આવરદા ગાળવા ગઈ હતી. તે પછી થોડે વખતે તેનો સ્વર્ગવાસ થયો.

૯. આવો આક્ષેપ ખાસ કરીને અમુક બ્રાહ્મસમાજીઓએ કરેલો. પોતાના નેતા કેશવચન્દ્ર સેનના કરતા રામકૃષ્ણની શ્રેષ્ઠતા જોઈ તેઓ ચિડાયા હતા, અને તેમને લોકોમા જે કીર્તિ મળી હતી તેને માટે તેઓ તેમને ક્ષમા કરી શકતા નહોતા

૧૦. વિવેકાનન્દ ' માય માસ્ટર '.

૧૧. બીજે એક પ્રસગે તેમણે કહેલુ ' ઈશ્વર બધા માણસોમા છે, પણ બધા માણસો ઈશ્વરમા નથી તેથી તેઓ દુઃખી થાય છે. '

૧૨. નમ્રમાં નમ્ર સેવાનો દાખલો રામકૃષ્ણે બેસાડેલો. તેઓ બ્રાહ્મણ છતાં તેમણે એક ઢેડને ઘેર જઈ તેનું ઘર ને આંગણું સાફ કરવા માટે તેની રજા માગી. ઢેડ તો એ વાત સાંભળીને ડઘાઈ ગયો. રૂઢિપૂજક હિંદુને મન તો આ મોટો ગુનો ગણાય, ને તેને માટે હાથ આગતુકને તે તેને પોતાને બૂરામાં બૂરી સજા થાય; તેથી તેણે સફાઈ કરવા દેવાની ના પાડી. એટલે રાતે જ્યારે ઢેડના ઘરનાં બધાં માણસ ઊંઘી ગયાં હતાં તે વખતે તેઓ ઢેડને ઘેર ગયા, ને તેના આંગણાની ભોંય પોતાના લાંબા વાળ વડે સાફ કરી. તે ઉપરાંત તેમણે પ્રાર્થના કરી.' હે મા, મને આ ઢેડનો નોકર બનાવ!'
(વિવેકાનન્દ 'માય માસ્ટર')

૧૩. એ પછી તેમને ધ્યાનમાંથી જે ચેતવી તનવાર નજર સામે દેખાઈ હતી.

૧૪. આ ગીતનો એક ભાગ મેં 'રામકૃષ્ણકથામૃત'માંથી અહીં ઉતાર્યો છે. આ દશ્ય અજોડ તો નહોતું જ. રામકૃષ્ણે અનેક શોકાર્તોને અનેક ગીતો વડે આશ્વાસન આપ્યું હતું. પણ એ ગીતમાં વીરરસ હમેશાં એનો એ જ આવતો.

રામકૃષ્ણના અંગ્રેજી ચરિત્રમાં આ પ્રસંગ જરીક જુદી રીતે વર્ણવ્યો છે. રામકૃષ્ણે ભગ્ન હૃદયવાળા પિતાની વાત સાંભળી. તેઓ કંઈ બોલ્યા નહીં, પણ અર્ધભાનની અવસ્થામાં આવી ગયા. એમએક તેઓ જોરજોરથી હાવભાવ કરીને યુદ્ધગીત ગાવા લાગ્યા, ને તેમનું મોં તેજથી ચમકી રહ્યું. પછી તેઓ ફરી સામાન્ય સ્થિતિમાં આવ્યા, અને પેલા દુઃખી માણસ જોડે સ્નેહથી વાતો કરી તેમને આશ્વાસન આપ્યું.

સ્વામી શિવાનન્દે કરેલો પ્રસંગ ધનગોપાલ મુખરજીએ પણ, તેમની હ ગેશ ી કરા ાપગીન, વર્ણવ્યો છે પણ તેઓ એ પ્રસંગના

સાક્ષી નહોતા, જ્યારે શિવાનન્દે તથા 'કથામૃત'ના લેખકે તો તે બનતો નજરે જોયેલો.

૧૫. શારદાદેવી પતિની જોડે માર્ચ ૧૮૭૨થી નવેંબર ૧૮૭૩ સુધી, એપ્રીલ ૧૮૭૪થી સપ્ટેંબર ૧૮૭૫ સુધી, ફરી ૧૮૮૨માં, અને છેવટે ૧૮૮૪માં રહેલાં; અને આ છેલ્લી સાલથી તો તેઓ છેક આખર લગી સાથે જ રહેલાં. તેઓ પહેલીવાર પતિ પાસે આવતાં હતાં ત્યારે તેમની તબિયત ખરાબ હતી. તે બહુ થાકેલા હતા ને જોખમ પણ સારી પેઠે હતુ, છતાં તેમણે બહાદુરીથી પ્રવાસ કર્યો. એ પ્રવાસની કથા એ રામકૃષ્ણના જીવનનું એક સૌથી હૃદયસ્પર્શી પ્રકરણ છે. ( જુઓ આ પુસ્તકને અંતે નોધ ૧—એક મનોહરી સાહસ, શારદા દેવીને લૂંટારા મળ્યા. ) તેમનો પહેલીવારનો વીસ માસનો નિવાસ, અને બને પ્રભુભક્તો—બંને સરખા શુદ્ધ ને સરખા તીવ્ર ભક્તિભાવવાળાં—નું સહજીવન, એ પણ કંઇ ઓછા અસાધારણ નથી.

૧૬. આ અવનવા દૃશ્યના સાક્ષી એક જ હતા—પડોશમા આવેલા વિષ્ણુમન્દિરના પૂજારી.

રામકૃષ્ણની સ્ત્રીપૂજા તેમનાં નિર્દોષ પત્ની પૂરતી મર્યાદિત નહોતી. પતિતમા પતિત વેશ્યામા પણ તેમને માતાજીનું દર્શન થતું. વિવેકાનદે કહેલું 'મે જાતે આ પુરુષને આ સ્ત્રીઓ આગળ ઊભા રહેતા, ને તેમના ચરણ આગળ ધૂળમાં પડી આંસુભરી આંખે આ વચનો કહેતા જોયા છેઃ હે મા, એક રૂપે તુ શેરીમા ભટકે છે, ને બીજે રૂપે તું બ્રહ્માંડ છે. તને હુ નમન કરુ છુ, હે મા, તને હું નમન કરુ છુ.' ( સાય માસ્ટર )

૧૭. 'દયા, ભક્તિ અને વૈરાગ્ય એ બધી વિદ્યાની વિભૂતિ છે.' ( પ્રસિદ્ધ પંડિત વિદ્યાસાગર જોડેનો રામકૃષ્ણનો વાર્તાલાપ, ઑગસ્ટ ૫, ૧૮૮૨. )

૧૮. મે પાછળ બતાવ્યુ છે કે તેમના મંદિરમા તેમને સર્વ પ્રકારના ને સર્વ સંપ્રદાયના ભાવિક માણસો જોડે વાતચીત કરવાની તક મળતી. રામકૃષ્ણ સાક્ષાત્કારી પુરુષ છે, અવતાર છે, એમ ભૈરવી બ્રાહ્મણીએ જાહેર કર્યું ત્યારથી લોકો દૂરથી તેમજ નજીકથી તેમના દર્શન માટે આવતા થયા હતા. આમ ૧૮૬૬ અને ૧૮૭૧ની વચ્ચે તેમને ઘણા પ્રસિદ્ધ પુરુષોનો સમાગમ થયો હતો— દા. ત. ખ્રિસ્તી બનેલા બંગાળી મહાકવિ માઇકલ મધુસૂદન દત્ત, અને નારાયણશાસ્ત્રી તથા પદ્મલોચન જેવા વેદાન્તી પંડિતો. ૧૮૭૨મા તેઓ વિશ્વનાથ ઉપાધ્યાય, તથા આર્ય સમાજના સ્થાપક દયાનંદને મળ્યા હતા. દયાનંદની વાત હવે પછીના પ્રકરણમા આવશે. રામકૃષ્ણ દેવેન્દ્રનાથ ઠાકુરને ક્યારે મળ્યા તેની સાલ આરાથી ચોકસ જાણી શકાઈ નથી. હિંદુ લેખકો એ બાબતમા એકમત નથી એ સમય ૧૮૬૯–૧૮૭૦ થી મોડો તો નહીં જ હોય ઠાકુર કુટુંબના માણસો એ સમય આશરે ૧૮૬૪–૧૮૬૫નો જણાવે છે. રામકૃષ્ણના પ્રમાણભૂત ચરિત્રકાર મ (મહેન્દ્રનાથ ગુપ્ત) એ સાલ ૧૮૬૩ની બતાવે છે; અને તેના કારણમા જણાવે છે કે રામકૃષ્ણે એમ કહેલુ કે આ મુલાકાત વખતે તેમણે કેશવચન્દ્ર સેનને આદિ બ્રાહ્મ સમાજના દેવળમા પ્રાર્થના ચલાવતા જોયા હતા. કેશવચન્દ્ર ૧૮૬૨ થી ૧૮૬૫ સુધીમા જ સમાજમા પ્રાર્થના ચલાવતા, અને રામકૃષ્ણ ૧૮૬૪–૫ મા એ પ્રસાસ નહીં કરી નાખ્યા હોય એને માટે અનેક કારણો છે. ગમે તેમ પણ એટલુ તો ચોકસ છે કે કેશવચંદ્ર નવા સુધારેલા બ્રાહ્મ સમાજના અધ્યક્ષ થયા તે પછી, ૧૮૭૫ મા, રામકૃષ્ણ તેમને મળવા ગયા હતા, અને તે વરસથી બેની વચ્ચે સ્નેહભરી મિત્રતાનો સંબંધ સ્થપાય છે.

૧૯. આના સામાન્ય ચિતાર માટે હું હમણા જ પ્રસિદ્ધ થયેલા, કે ટી. પોલના, પુસ્તકની ભલામણ કરુ છુ. તેનુ નામ છે ' ધ બ્રિટિશ

કેનેશન વિથ ઇંડિયા' (૧૯૨૭, લંડન, સ્ટુડન્ટ ક્રિશ્ચિયન મૂવમેંટ) ગયા સૈકામાં રાષ્ટ્રીય હિલચાલે તથા હિંદુ ધાર્મિક હિલચાલે જે વિકાસ સાધ્યો છે તેની રૂપરેખા આ પુસ્તકમાં અડગ હાથે આપી છે. કે. ટી. પૉલ (હવે સ્વર્ગસ્થ—અનુવાદક) હિન્દી ખ્રિસ્તી, ને ગાંધીના મિત્ર છે. તેમનું માનસ વિશાળ અને તટસ્થ હોઇ પૂર્વ તેમજ પશ્ચિમના વિચારોથી ભરપૂર છે. યુરોપની ઐતિહાસિક ચોખ્ખાઇ અને હકીકતોનું શાસ્ત્ર, તથા હિંદની ખાસિયત ગણાય એવું આત્માનું શાસ્ત્ર, એ બેનો સંયોગ તેમણે આ પુસ્તકમાં કરેલો છે.

પારીસના પત્ર 'યુરોપ'ના ડિસેંબર ૧૫, ૧૯૨૮ના અંકમાં મેં 'ઇંડિયા ઍન્ડ મૂવમેંટ' એ મથાળા નીચે જે વિહંગાવલોકન આપેલું તે સરખાવો.

'પ્રબુદ્ધ ભારત'ના ઑક્ટોબર ૧૯૨૮ના અંકમાં સ્વામી નિખિલાનન્દનો એક અતિ રસિક લેખ પ્રસિદ્ધ થયો હતો. એ લેખ તેમણે ઑગસ્ટ ઑગસ્ટ ૧૯૨૮માં બ્રાહ્મ સમાજની શતાબ્દિ પ્રસંગે ભરાયેલા સર્વધર્મસંમેલનમાં વાંચ્યો હતો. તેનો વિષય હતો છેલ્લા સો વરસમાં હિંદમાં થયેલી ધર્મની પ્રગતિ

# ૬. ઐક્યના નિર્માતાઓ

## રામમોહન રાય, દેવેન્દ્રનાથ ઠાકુર, કેશવચન્દ્ર સેન, દયાનન્દ

રામમોહન રાય અસાધારણ પુરુષ હતા. તેમણે આ પ્રાચીન ખંડના આધ્યાત્મિક ઇતિહાસમાં એક નવો યુગ શરૂ કર્યો. હિંદમાં સર્વ ધર્મ પ્રત્યે આદર ધરાવનાર માણસોની હારમાળામાં તેઓ સહુથી પહેલા હતા. તેમણે પૂરો સાઠ વરસનો (૧૭૭૪–૧૮૩૩) પણ આવરદા ન ભોગવ્યો. તે દરમ્યાન તેમણે હિમાલયની દેવકથાઓથી માંડીને અર્વાચીન યુરોપના વૈજ્ઞાનિક તર્ક સુધીના સર્વ પ્રકારના વિચારો સમજીને ગ્રહણ કરી લીધા.

તેઓ બંગાળના એક મોટા અમીરી કુટુંબમાં જન્મ્યા હતા.[1] રાય એ કુટુંબની અટક હતી. તેમનો ઉછેર મોગલ દરબારમાં થયો હતો. ત્યાં સરકારી ભાષા ફારસી હતી. બાળપણમાં તેઓ પટનાની મદ્રસાઓમાં અરબી શીખ્યા, અને ઍરિસ્ટૉલ તથા યુક્લિડના ગ્રન્થો તેમણે એ ભાષામાં વાંચ્યા. આમ તેઓ જન્મે ચુસ્ત બ્રાહ્મણ[2] હોવા ઉપરાંત ઇસ્લામી સંસ્કૃતિમાં ઊછર્યા હતા. ચૌદ અને સોળની ઉંમર વચ્ચે તેમણે બનારસમાં સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો ત્યાં સુધી તેમને હિંદુ ધર્મશાસ્ત્રોની ખબર પડવા પામી નહોતી. તેમના હિંદુ ચરિત્રકારો કહે છે કે આ તેમનો બીજો જન્મ હતો; પણ એકેશ્વરવાદ વિષેની શ્રદ્ધા મેળવવા માટે તેમને વેદાન્તની જરૂર જરાયે રહી ન હોય એ કલ્પી શકાય એવું છે. એ શ્રદ્ધા ઇસ્લામ જોડેના સંસર્ગે તેમનામાં બાળપણથી રોપી હોત. સુફીવાદનો ધગધગતો શ્વાસ તો તેમની રગેરગમાં છેક નાનપણથી વ્યાપી ગયો હતો. તેની જે ન ભૂંસાય એવી અસર હતી તેના બળમાં હિંદુ આત્મદર્શનનાં શાસ્ત્રે અને સાધનાએ તો માત્ર ઉમેરો જ કર્યો.[3]

તેમનો લડાકુ સ્વભાવ યુદ્ધના જુવાન ઘોડા જેવો તેજીલો ને પાણીદાર હતો તેના ચનમનાટે તેમની પાસે સોળ વરસની વયે મૂર્તિપૂજા સામે કટ્ટર લડત શરૂ કરાવી; એ લડત તેમના જીવન પર્યંત ચાલવા નિર્માયેલી હતી. તેમણે ફારસીમાં એક ચોપડી પ્રસિદ્ધ કરી. તેની પ્રસ્તાવના અરબીમાં લખી હતી, ને ચોપડીમા રૂઢ હિંદુ ધર્મ પર પ્રહારો કર્યા હતા. પિતાને આથી અતિશય દુઃખ થયું, ને તેમણે પુત્રને ઘરમાંથી કાઢી મૂક્યા. તે ચાર વરસ સુધી હિંદના અંદરના ભાગમાં તથા તિબેટમાં ફર્યા. તે દરમ્યાન તેમણે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો, પણ એને વિષે તેમને અનુરાગ ઊપજ્યો નહીં. તિબેટમા ધર્માંધ લામાઓને હાથે તેમનો જીવ જતો રહી ગયો. વીસ વરસની ઉંમરે આ રખડુ દીકરાને પિતાએ પાછા બોલાવ્યા, ને તે ઘેર પાછા આવ્યા. સંસારમાં તેમનુ મન લગાડવા તેમને પરણાવવાનો મિથ્યા પ્રયાસ કરવામા આવ્યો પણ કોઈ પાંજરું આ પંખીને સમાવી શકે એમ ન હતું.

તેઓ ચોવીસ વરસના થયા ત્યારે તેમણે અંગ્રેજી, તથા હિબ્રુ, ગ્રીક અને લૅટિનનો અભ્યાસ શરૂ કર્યો. તેમણે યુરોપિયનોની ઓળખાણ કરી, અને તેમના કાયદા તથા રાજ્યતન્ત્રના પ્રકારોનું જ્ઞાન મેળવ્યું. આને પરિણામે તેમણે એકાએક અંગ્રેજો સામેની સૂગ ફેંકી દીધી, અને તેમની જોડે સહકાર શરૂ કર્યો. પોતાની પ્રજાનો ઊંચી કોટિનો સ્વાર્થ સધાય એટલા માટે તેમણે અંગ્રેજોનો વિશ્વાસ સંપાદન કર્યો, ને તેમને પોતાના મિત્ર ને સાથી તરીકે લીધા. તેમણે જોઈ લીધું હતું કે યુરોપનો આધાર લઈને જ હિંદના નવજીવન માટે લડત ચલાવવાની આશા રાખી શકાય એમ છે. ફરી એકવાર તેમણે સતી જેવા જંગલી રિવાજો સામે સખત વાગ્બાણ છોડવા શરૂ કર્યાં.[૪] આને લીધે તેમની સામે વિરોધનો વંટોળ ઊઠ્યો; અને છેવટે ૧૭૯૯માં બ્રાહ્મણોના કહેવાથી તેમને કુટુંબમાંથી ચોક્કસ કાઢી મૂકવામા આવ્યા.

થોડાં વરસ બાદ તેમનાં માતા ને તેમની પત્નીઓ સુદ્ધાંએ—અર્થાત્ તેમનાં નિકટમાં નિકટનાં ને પ્રિયતમ સ્વજનોએ પણ તેમની જોડે રહેવા ના પાડી. તેમણે કડવાશથી ભરેલાં બાર વરસ હિંમતભેર કાઢ્યાં. તે દરમ્યાન એકબે સ્કૉટિશ મિત્રો સિવાય સહુએ તેમનો ત્યાગ કર્યો હતો. પહેલાં તેમણે વસૂલાતી અમલદારની જગા લીધી, અને ધીરે ધીરે આગળ વધીને જિલ્લાના મુખ્ય અધિકારીના હોદ્દા સુધી પહોંચ્યા.

પિતાના મરણ પછી તેમને સગાંઓ જોડે મેળ થયો, અને સારી પેઠે મિલકત વારસામાં મળી. દિલ્હીના બાદશાહે તેમને 'રાજા' બનાવ્યા, અને તેમને કલકત્તામાં મહેલ અને વિશાળ બાગબગીચા મળ્યા. ત્યાં તેઓ મોટા ઉમરાવના જેવા ઠાઠથી રહેવા લાગ્યા. પૂર્વના લોકોની ઢબે દબદબાભર્યો સત્કારસમારંભો કરતા; તેમાં ગાયકો ને નર્તિકાઓનાં નૃત્ય પણ ગોઠવાતાં. તેમનું ચિત્ર બ્રિસ્ટલના સંગ્રહાલયમાં સચવાયેલું છે. તેમાં ભારે મ્હોંની ખૂબસૂરતી ને કોમળતા તથા મોટી તપખીરી રંગની આંખો દેખાય છે. તેમણે મુગટ જેવી ચપટી પાઘડી પહેરી છે, અને તપખીરી ઝભ્ભા પર શાલ ઓઢી છે. તેઓ 'અરેબિયન નાઇટ્સ'ના કોઈ અમીરજાદાની પેઠે રહેતા હતા. છતાં એ રહેણીને લીધે તેમણે હિંદુ શાસ્ત્રોના ચીવટ અને ઉત્સાહભર્યા અભ્યાસમાં ખલેલ પડવા દીધી નહીં કે વેદોની શુદ્ધ ભાવના ફરી જાગૃત કરવાની ઝુંબેશમાં ઢીલ આવવા દીધી નહીં. એ હેતુ પાર પાડવા તેમણે એ ગ્રન્થોના બંગાળી ને અંગ્રેજી અનુવાદ કર્યા, ને તેના પર ટીકાઓ લખી. તેઓ એથી પણ આગળ ગયા. ઉપનિષદો ને સૂત્રોની જોડાજોડ તેમણે ખ્રિસ્તી બાઇબલનો પણ ઝીણવટથી અભ્યાસ કર્યો. કહે છે કે ઇસુના ઉપદેશનું અધ્યયન કરનાર તેઓ પહેલવહેલા ઉચ્ચ વર્ણના હિંદુ હતા. ઇસુની 'સુવાર્તાઓ' પરથી તેમણે ૧૮૨૦માં એક અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ કર્યું, તેના નામનો અર્થ આ પ્રમાણે હતો: 'ઇસુના ઉપદેશો : શાન્તિ અને સુખની

માર્ગોપદેશિકા'. એડમ નામનો એક પ્રોટેસ્ટંટ પાદરી તેમનો મિત્ર હતો. તેણે 'યુનિટેરિયન સોસાયટી' સ્થાપી હતી. ૧૮૨૬ના અરસામા કેટલોક વખત રામમોહન રાય તેના સભ્ય થયા હતા. એડમ ગુપ્તપણે મનમા ફુલાતો હતો કે મે રાયને ખ્રિસ્તી બનાવ્યા છે, એટલે હવે તે ઘણુ કરીને હિંદીઓમા ખ્રિસ્તી ધર્મનો ભારે પ્રચાર કરશે. પણ રાય જેમ રૂઢ હિંદુ ધર્મના તેમજ રૂઢ ખ્રિસ્તી ધર્મના પણ બંધનમા જકડાય એવા નહોતા, પણ તે એટલુ માનતા હતા ખરા કે એ ધર્મનો ખરો અર્થ મને જડયો છે. તેઓ સ્વતન્ત્ર ઐશ્વરવાદી રહ્યા, તેઓ મુખ્યત્વે બુદ્ધિવાદી ને નીતિવાદી હતા. તેમણે ખ્રિસ્તી ધર્મમાથી તેની સદાચારની યોજના પોતે એમ ને એમ લીધી, પણ ઇસુ ખ્રિસ્ત ઈશ્વર છે એમ માનવાની ના પાડી, તે જ પ્રમાણે હિંદુ અવતારોનો પણ તેમણે અસ્વીકાર કર્યો હતો. તેઓ કટ્ટર ઐશ્વરવાદી હતા, એટલે તેમણે જેમ અનેકદેવવાદનો તેમજ ખ્રિસ્તી ધર્મની ત્રિમૂર્તિનો પણ અસ્વીકાર કર્યો, તેથી બ્રાહ્મણો ને પાદરીઓ બંનેએ તેમની સાથે શત્રુતા બાંધી હતી

પણ તેઓ આ કારણસર અકળાય કે સંતાપ કરે એવા માણસ નહોતા બીજા બધા દેવાલયના દ્વાર તેમને માટે બંધ હતાં, એટલે તેમણે પોતાને માટે તથા વિશ્વના સ્વતન્ત્ર વિચારવાળાને માટે નવુ દેવળ કાઢયુ. તે પહેલા ૧૮૧૫મા એક, અદ્વિતીય ને અદૃશ્ય ઈશ્વરની ઉપાસના માટે 'આત્મીય સભા'ની સ્થાપના કરવામા આવી હતી. ૧૮૨૭મા તેમણે હિંદુઓની ઈશ્વરોપાસનાના પ્રાચીનતમ મન્ત્ર ગાયત્રી વિષે પત્રિકા બહાર પાડી તે પછી ૧૮૨૮મા તેમના મુખ્ય મિત્રો— જેમા દેવેન્દ્રનાથ ઠાકુર અગ્રેસર હતા—તેમને ઘેર ભેગા થયા, ને તેમણે 'યુનિટેરિયન એસોસિયેશન' (એકેશ્વરવાદી સંઘ) ની સ્થાપના કરી એ સંઘ આગળ જતા બ્રાહ્મ સમાજ (આદિ બ્રાહ્મ સમાજ) એ નામે હિંદમા ચોકાવે એવી કારકિર્દી ભોગવવા નિર્માયેલો હતો. ૭

'જે નિત્ય, અગ્રાહ્ય ને અવિકારી તત્ત્વ છે, જે વિશ્વનો કર્તા ને પાલક છે, તેની પૂજા ને ઉપાસના' માટે એ દેવળ અર્પણ થયેલું હતું. 'કોઈ પણ માણસ કે માણસોનો સમૂહ કોઈ વિશિષ્ટ તત્ત્વ કે તત્ત્વોને માટે જે ખાસ નામ, અભિધાન કે ઇલકાબ યોજતો ને વાપરતો હોય તેવા બીજા કોઈ પણ નામથી' તેની ઉપાસના આ દેવળમાં કરવાની નહોતી. આ દેવળમાં પ્રવેશ કરવાની કોઈને પણ મનાઈ નહોતી. રામમોહન રાયની ઇચ્છા એવી હતી કે તેમનો બ્રાહ્મ સમાજ ઉપાસનાનું સર્વદેશીય મન્દિર રહે, અને તેમાં રંગ, નાત, રાષ્ટ્ર કે ધર્મના ભેદ વગર સહુ માણસોને દાખલ થવાની છૂટ રહે. તેમણે બક્ષિસપત્રમાં એવી શરત મૂકી કે કોઈ પણ ધર્મને 'ગાળ ન દેવાય, અથવા તેને વિષે તિરસ્કારથી વાતચીત કે નામનિર્દેશ કરવામાં ન આવે.' એ સંપ્રદાયનો હેતુ 'વિશ્વના સર્જક અને પાલકના ચિન્તનની વૃદ્ધિને ઉત્તેજન આપવાનો', અને 'ઉદારતા, સદાચાર, ધર્મ, પરોપકાર, અને સદ્‌ગુણની વૃદ્ધિ કરવાનો, તથા સર્વ ધાર્મિક મતો ને સંપ્રદાયોના માણસો વચ્ચે ઐક્યની ગ્રંથી મજબૂત કરવાનો' હતો.

પછી રાયને એક વિશ્વધર્મ સ્થાપવાની ઇચ્છા થઈ, અને તેમના શિષ્યો ને પ્રશંસકો સ્વેચ્છાએ તેને 'યુનીવર્સાલિઝમ' એ નામે ઓળખવા લાગ્યા. પણ આ શબ્દને તેના પૂરા ને યૌગિક અર્થમાં હું સ્વીકારી શકતો નથી. કેમકે અનેકદેવવાદના ઊંચામાં ઊંચાથી માંડી નીચામાં નીચા સુધીના સર્વ પ્રકારોને રાયે તેમાંથી બાતલ રાખ્યા હતા. આજે જે માણસ સર્વ ધર્મો તરફ પક્ષપાત વિના જોવા માગતો હોય તેણે એટલું લક્ષમાં રાખવું જ જોઈએ કે અનેકદેવવાદ—ખ્રિસ્તી ત્રિમૂર્તિમાં રહેલા, એકમાં ત્રણના, તેના ઊંચામાં ઊંચા રૂપથી માંડીને તેના નીચામાં નીચા રૂપ સુધીનો—આજે માણસજાતના ઓછામાં ઓછા બે-તૃતીયાંશ જેટલા ભાગ પર પોતાની આણ ચલાવે છે.

માર્ગોપદેશિકા'. એડમ નામનો એક પ્રૉટેસ્ટંટ પાદરી તેમનો મિત્ર હતો. તેણે 'યુનિટેરિયન સોસાયટી' સ્થાપી હતી. ૧૮૨૬ના અરસામાં કેટલોક વખત રામમોહન રાય તેના સભ્ય થયા હતા. એડમ ગુપ્તપણે મનમાં ફુલાતો હતો કે મેં રાયને ખ્રિસ્તી બનાવ્યા છે, એટલે હવે તે ઘણુ કરીને હિંદીઓમાં ખ્રિસ્તી ધર્મનો ભારે પ્રચાર કરશે. પણ રાય જેમ રૂઢ હિંદુ ધર્મના તેમજ રૂઢ ખ્રિસ્તી ધર્મના પણ બંધનમાં જકડાય એવા નહોતા, પણ તે એટલું માનતા હતા ખરા કે એ ધર્મનો ખરો અર્થ મને જડ્યો છે. તેઓ સ્વતન્ત્ર એકેશ્વરવાદી રહ્યા. તેઓ મુખ્યત્વે બુદ્ધિવાદી ને નીતિવાદી હતા. તેમણે ખ્રિસ્તી ધર્મમાંથી તેની સદાચારની યોજના પોતે ખેંચી લીધી, પણ ઇસુ ખ્રિસ્ત ઈશ્વર છે એમ માનવાની ના પાડી; તે જ પ્રમાણે હિંદુ અવતારોનો પણ તેમણે અસ્વીકાર કર્યો હતો. તેઓ કટ્ટર એકેશ્વરવાદી હતા, એટલે તેમણે જેમ અનેકદેવવાદનો તેમજ ખ્રિસ્તી ધર્મની ત્રિમૂર્તિનો પણ અસ્વીકાર કર્યો, તેથી બ્રાહ્મણો ને પાદરીઓ બંનેએ તેમની સામે શત્રુતા માંડી હતી

પણ તેઓ આ કારણસર અકળાય કે સંતાપ કરે એવા માણસ નહોતા. બીજા બધા દેવાલયના દ્વાર તેમને માટે બંધ હતાં.[૬] એટલે તેમણે પોતાને માટે તથા વિશ્વના સ્વતન્ત્ર વિચારવાળાને માટે નવું દેવળ કાઢ્યું. તે પહેલાં ૧૮૧૫માં એક, અદ્વિતીય ને અદૃશ્ય ઈશ્વરની ઉપાસના માટે 'આત્મીય સભા'ની સ્થાપના કરવામાં આવી હતી. ૧૮૨૭માં તેમણે હિંદુઓની ઈશ્વરોપાસનાના પ્રાચીનતમ મન્ત્ર ગાયત્રી વિષે પત્રિકા બહાર પાડી તે પછી ૧૮૨૮માં તેમના મુખ્ય મિત્રો—જેમાં દેવેન્દ્રનાથ ઠાકુર અગ્રેસર હતા—તેમને ઘેર ભેગા થયા, ને તેમણે 'યુનિટેરિયન એસોસિયેશન' (એકેશ્વરવાદી સંઘ) ની સ્થાપના કરી. એ સંઘ આગળ જતાં બ્રાહ્મ સમાજ (આદિ બ્રાહ્મ સમાજ) એ નામે હિંદમાં ચોકાવે એવી કારકિર્દી ભોગવવા નિર્માયેલો હતો[૭]

'જે નિત્ય, અપ્રાપ્ય ને અવિકારી તત્ત્વ છે, જે વિશ્વનો કર્તા ને પાલક છે, તેની પૂજા ને ઉપાસના' માટે એ દેવળ અર્પણ થયેલું હતુ. 'કોઈ પણ માણસ કે માણસોનો સમૂહ કોઈ વિશિષ્ટ તત્ત્વ કે તત્ત્વોને માટે જે ખાસ નામ, અભિધાન કે ઇલકાબ યોજતો ને વાપરતો હોય તેવા બીજા કોઈ પણ નામથી' તેની ઉપાસના આ દેવળમાં કરવાની નહોતી. આ દેવળમા પ્રવેશ કરવાની કોઇને પણ મનાઇ નહોતી. રામમોહન રાયની ઇચ્છા એવી હતી કે તેમનો બ્રાહ્મ સમાજ ઉપાસનાનું સર્વદેશીય મન્દિર રહે; અને તેમા રંગ, નાત, રાષ્ટ્ર કે ધર્મના ભેદ વગર સહુ માણસોને દાખલ થવાની છૂટ રહે. તેમણે બક્ષિસપત્રમા એવી શરત મૂકી કે કોઈ પણ ધર્મને 'આળ ન દેવાય, અથવા તેને વિષે તિરસ્કારથી વાતચીત કે નામનિર્દેશ કરવામાં ન આવે.' એ સંપ્રદાયનો હેતુ 'વિશ્વના સર્જક અને પાલકના ચિન્તનની વૃદ્ધિને ઉત્તેજન આપવાનો', અને 'ઉદારતા, સદાચાર, ધર્મ, પરોપકાર, અને સદ્‌ગુણની વૃદ્ધિ કરવાનો, તથા સર્વ ધાર્મિક મતો ને સંપ્રદાયોના માણસો વચ્ચે ઐક્યની ગ્રંથી મજબૂત કરવાનો' હતો.

પછી રાયને એક વિશ્વધર્મ સ્થાપવાની ઇચ્છા થઈ; અને તેમના શિષ્યો ને પ્રશંસકો સ્વેચ્છાએ તેને 'યુનીવર્સાલિઝમ' એ નામે ઓળખવા લાગ્યા. પણ આ શબ્દને તેના પૂરા ને યૌગિક અર્થમા હું સ્વીકારી શકતો નથી, કેમકે અનેકદેવવાદના ઊંચામા ઊંચાથી માંડી નીચામા નીચા સુધીના સર્વ પ્રકારોને રાયે તેમાથી બાતલ રાખ્યા હતા. આજે જે માણસ સર્વ ધર્મો તરફ પક્ષપાત વિના જોવા માગતો હોય તેણે એટલુ લક્ષમા રાખવુ જ જોઇએ કે અનેક દેવવાદ—ખ્રિસ્તી ત્રિમૂર્તિમા રહેલા, એકમા ત્રણના તેના ઊંચામા ઊંચા, રૂપથી માંડીને તેના નીચામા નીચા રૂપ સુધીનો—આજે માણસજાતના ઓછામાં ઓછા બે–તૃતીયાંશ જેટલા ભાગ પર પોતાની આણ ચલાવે છે.

રાય પોતાને ' હિંદુ એકેશ્વરવાદી ' કહેવડાવતા, અને એ વર્ણન સાચું હતું. બીજા બે એકેશ્વરવાદી ધર્મો—ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ—પાસેથી કંઈ ઉછીનું લેતાં તેઓ સંકોચ રાખતા નહીં.[૮] પણ તેમણે ' શંભુમેળો ' કર્યો છે એવો આક્ષેપ કોઈ કરતું, તો રાય તેની સામે આગ્રહભેર બચાવ કરતા, અને એ વિષયમાં તેમના અનુયાયીએ એકમત છે. રાય માનતા કે આત્માનુભવનાં ઊંડાણનું માપ કઢાયું હોય, અને સમન્વય સાથે પૃથક્કરણ થયું હોય, તેના પાયા ઉપર જ ધર્મસિદ્ધાન્તની ઇમારત રચાવી જોઈએ. એટલે એ સિદ્ધાન્તને વેદાન્તનો અદ્વૈતબ્રહ્મવાદ કે ખ્રિસ્તી ધર્મનો એકેશ્વરવાદ એમાંથી એકે માની લેવાનો નથી. રાયનો સેશ્વરવાદ પોતાને બે દાંડાને આધારે ટકી રહેલો ગણાવે છે. એ બે દાંડા તે વેદાન્તનો બ્રહ્મવાદ, અને અઢારમી સદીનો ફ્રાન્સનો બુદ્ધિવાદી વિચાર—અર્થાત્ નિરાકાર ઈશ્વર, અને તર્ક.

આ સેશ્વરવાદની વ્યાખ્યા આપવી સહેલી નહોતી; અને રાયના સ્વર્ગવાસ પછી તે સિદ્ધ કરવો એ વસ્તુ તો એથીયે ઓછી સહેલી હતી. કેમકે એના ગર્ભમાં સમીક્ષક બુદ્ધિ તથા શ્રદ્ધા એ બેનો વિરલ મેળ રહેલો હતો; તેમજ તર્કના એકધારા નિયમન ને અંકુશવાળા ઉદાત્ત આત્મસાક્ષાત્કારનો પ્રકાશ જ્યાં સુધી દોરી જાય ત્યાં સુધી એ સિદ્ધાન્ત જતો હતો. શરીરની રચના તથા સદાચારની દૃષ્ટિએ તેને બાંધો બાદશાહી હતો. તે ધ્યાન અને સમાધિનાં શિખરો સુધી પહોંચી શકતો; છતાં રોજેરોજના પોતાના જીવનનું સમતોલપણું તે પળવાર પણ ગુમાવતો નહીં, અથવા પોતાના રોજિંદા કાર્યક્રમમાં ખલેલ પડવા દેતો નહીં. બંગાળના ભક્તો ભાવનાની જે અતિશયતાના જોમ ગ્રસ્ત થઈ પડેલા હતા તેની સામે આ સિદ્ધાન્તનું રક્ષણ કરવામાં આવ્યું હતું; અને એ અતિશયતા પ્રત્યે તુચ્છકાર બતાવી તેનાથી તે દૂર રહેતો.[૯] એક સૈકા પછી આપણે અરવિન્દ ઘોષ પર આવીએ

છીએ ત્યાં સુધી, વિવિધ શક્તિઓના એવા જ શિષ્ટ સ્વૈરવિહારની જોડે ઊંચામાં ઊંચી કોટિના મનનો સંયોગ થયેલો આપણને જોવા મળતો નથી. એ શક્તિ સહેજે બીજાને આપી શકાય એવી નહોતી, અને વસ્તુતાએ તે અકબંધ બીજાને આપવી અશક્ય માલૂમ પડી. રામમોહન રાયના અનુગામીઓ સાત્ત્વિક અને શુદ્ધ માણસો હતા એ ખરું, પણ તેમણે એ સિદ્ધાન્તને એવો બદલી નાંખ્યો કે તે જરાયે ઓળખી શકાય એવું રહ્યું નહીં. છતાં બ્રાહ્મ સમાજના બંધારણમાં કેટલોક એવો ભાગ હતો જે તેમના અનુગામીઓ સમજી ને અપનાવી શક્યા. એ બંધારણે હિંદમાં ને એશિયામાં નવા યુગની સ્થાપના કરી; અને ત્યારપછી જે સૈકા વહી ગયો છે તેણે એની કલ્પના કેવી ભવ્ય હતી તે જ પુરવાર કરી બતાવ્યું છે.

આ બંધારણનો બીજો જે વહેવારુ ભાગ હતો તેના પર રાયે સમાજસુધારાની તેમની જોરદાર ઝુંબેશમાં ભાર મૂક્યો.[૧૦] એ ઝુંબેશને અંગ્રેજી વહીવટનો ટેકો હતો, કેમકે એ વહીવટમાં આજના કરતાં તે વખતે ઉદારતા ને બુદ્ધિ વધારે હતી.[૧૧] રાયની સ્વદેશ-ભક્તિમાં કશી સંકુચિતતા નહોતી. સ્વતન્ત્રતા, અને પ્રજાજીવન તથા ધર્મની પ્રગતિ, એ સિવાય બીજી કશી વાતની પરવા તેમને નહોતી. તેઓ ઇંગ્લંડને હિંદમાંથી કાઢી મૂકવા માગતા નહોતા, એટલુ જ નહીં પણ તેમની ઇચ્છા તો એને હિંદમાં એવી રીતે કાયમ થયેલું જોવાની હતી કે ઇંગ્લંડ તે હિંદનું લોહી ચૂસી તને ફીકુંફચ કરી મૂકનારું ભૂત બનીને ન રહે; પણ ઇંગ્લંડ અને હિંદનાં લોહી, તેમનું સોનું, ને તેમના વિચારો એકબીજાની જોડે ભળી જાય. તેમણે તો આગળ વધીને એટલે સુધી ઇચ્છા રાખેલી કે હિંદી પ્રજા અંગ્રેજીને પોતાની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે, હિંદી સમાજમાં પશ્ચિમી સભ્યતા દાખલ કરે, અને પછી આઝાદી મેળવી એશિયાના બાકીના ભાગમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવે. તેમનાં અખબારોમાં જગતનાં સર્વ રાષ્ટ્રોની

રાય પોતાને ' હિંદુ એકેશ્વરવાદી ' કહેવડાવતા, અને એ વર્ણન સાચું હતું. બીજા બે એકેશ્વરવાદી ધર્મો—ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ—પાસેથી કંઈ ઉછીનું લેતાં તેઓ સંકોચ રાખતા નહીં.[૮] પણ તેમણે ' શંભુમેળો ' કર્યો છે એવો આક્ષેપ કોઈ કરતું, તો રાય તેની સામે આગ્રહભેર બચાવ કરતા, અને એ વિષયમાં તેમના અનુયાયીએ એકમત છે. રાય માનતા કે આત્માનુભવનાં ઊંડાણનું માપ કઢાયું હોય, અને સમન્વય સાથે પૃથક્કરણ થયું હોય, તેના પાયા ઉપર જ ધર્મસિદ્ધાન્તની ઇમારત રચાવી જોઈએ. એટલે એ સિદ્ધાન્તને વેદાન્તનો અદ્વૈતબ્રહ્મવાદ કે ખ્રિસ્તી ધર્મનો એકેશ્વરવાદ બેમાંથી એકે માની લેવાનો નથી. રાયનો સેશ્વરવાદ પોતાને બે દાંડાને આધારે ટકી રહેલો ગણાવે છે. એ બે દાંડા તે વેદાન્તનો બ્રહ્મવાદ, અને અઢારમી સદીનો ફ્રાન્સનો બુદ્ધિવાદી વિચાર—અર્થાત્ નિરાકાર ઈશ્વર, અને તર્ક.

આ સેશ્વરવાદની વ્યાખ્યા આપવી સહેલી નહોતી; અને રાયના સ્વર્ગવાસ પછી તે સિદ્ધ કરવો એ વસ્તુ તો ક્યાંયે ઓછી સહેલી હતી. કેમકે એના ગર્ભમાં સમીક્ષક બુદ્ધિ તથા શ્રદ્ધા એ બેનો વિરલ મેળ રહેલો હતો; તેમજ તર્કના એકધારા નિયમન ને અંકુશવાળા ઉદાત્ત આત્મસાક્ષાત્કારનો પ્રકાશ જ્યાં સુધી દોરી જાય ત્યાં સુધી એ સિદ્ધાન્ત જતો હતો. શરીરની રચના તથા સદાચારની દૃષ્ટિએ તેને બાંધો બાદશાહી હતો. તે ધ્યાન અને સમાધિનાં શિખરો સુધી પહોંચી શકતો; છતાં રોજેરોજના પોતાના જીવનનું સમતોલપણું તે પળવાર પણ ગુમાવતો નહીં, અથવા પોતાના રોજિંદા કાર્યક્રમમાં ખલેલ પડવા દેતો નહીં. બંગાળના ભક્તો ભાવનાની જે અતિશયતાના ભોગ થઈ પડેલા હતા તેની સામે આ સિદ્ધાન્તનું રક્ષણ કરવામાં આવ્યું હતું; અને એ અતિશયતા પ્રત્યે તુચ્છકાર બતાવી તેનાથી તે દૂર રહેતો.[*] એક સૈકા પછી આપણે અરવિન્દ ઘોષ પર આવીએ

છીએ ત્યાં સુધી, વિવિધ શક્તિઓના એવા જ શિષ્ટ સ્વૈરવિહારની જોડે ઊંચામાં ઊંચી કોટિના મનનો સંયોગ થયેલો આપણને જોવા મળતો નથી. એ શક્તિ સહેજે બીજાને આપી શકાય એવી નહોતી, અને વસ્તુતાએ તે અકબંધ બીજાને આપવી અશક્ય માલૂમ પડી. રામમોહન રાયના અનુગામીઓ સાત્ત્વિક અને શુદ્ધ માણસો હતા એ ખરું, પણ તેમણે એ સિદ્ધાન્તને એવો બદલી નાંખ્યો કે તે જરાયે ઓળખી શકાય એવું રહ્યું નહીં. છતાં બ્રાહ્મ સમાજના બંધારણમાં કેટલોક એવો ભાગ હતો જે તેમના અનુગામીઓ સમજી ને અપનાવી શક્યા. એ બંધારણે હિંદમાં ને એશિયામાં નવા યુગની સ્થાપના કરી; અને ત્યારપછી જે સૈકા વહી ગયો છે તેણે એની કલ્પના કેવી ભવ્ય હતી તે જ પુરવાર કરી બતાવ્યું છે.

આ બંધારણનો બીજો જે વહેવારુ ભાગ હતો તેના પર રાયે સમાજસુધારાની તેમની જોરદાર ઝુંબેશમાં ભાર મૂક્યો.[૧૦] એ ઝુંબેશને અંગ્રેજી વહીવટનો ટેકો હતો, કેમકે એ વહીવટમાં આજના કરતાં તે વખતે ઉદારતા ને બુદ્ધિ વધારે હતી.[૧૧] રાયની સ્વદેશભક્તિમાં કશી સંકુચિતતા નહોતી. સ્વતન્ત્રતા, અને પ્રજાજીવન તથા ધર્મની પ્રગતિ, એ સિવાય બીજી કશી વાતની પરવા તેમને નહોતી. તેઓ ઈંગ્લંડને હિંદમાંથી કાઢી મૂકવા માગતા નહોતા, એટલું જ નહીં પણ તેમની ઇચ્છા તો એને હિંદમા એવી રીતે કાયમ થયેલું જોવાની હતી કે ઈંગ્લંડ તે હિંદનું લોહી ચૂસી તેને શીકુંક્ય કરી મૂકનારું ભૂત બનીને ન રહે; પણ ઈંગ્લંડ અને હિંદનાં લોહી, તેમનું સોનું, ને તેમના વિચારો એકબીજાની જોડે ભળી જાય. તેમણે તો આગળ વધીને એટલે સુધી ઇચ્છા રાખેલી કે હિંદી પ્રજા અંગ્રેજીને પોતાની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે, હિંદી સમાજમાં પશ્ચિમી સભ્યતા દાખલ કરે, અને પછી આઝાદી મેળવી એશિયાના બાકીના ભાગમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવે. તેમનાં અખબારોમાં જગતનાં સર્વ રાષ્ટ્રોની

આઝાદીનું જોરદાર સમર્થન આવતું—દા. ત. આયરલેંડ, જુલમથી પીડાતું નેપલ્સ, અને ૧૮૩૦ ના જુલાઈનું ક્રાન્તિકારી ફ્રાન્સ. પણ ઈંગ્લંડ જોડે સહકારની હિમાયત કરનાર આ વફાદાર માણસ ઈંગ્લંડને સાફસાફ વાતો કહી શકતા હતા; અને તેમણે પોતાનો ઇરાદો ન છુપાવતાં એટલું કહી દીધું હતું કે 'હિંદની પ્રજાની આગેકૂચમાં ઈંગ્લંડ આગેવાન બનશે એવી જે મોટી આશા મેં રાખી છે તે જો ફળીભૂત નહીં થાય, તો અમે ઈંગ્લંડ જોડેનો સંબન્ધ તોડી છૂટા પડી જઈશું.'

૧૮૩૦ના આખરભાગમાં દિલ્હીના બાદશાહે તેમને પોતાના એલચી તરીકે વિલાયત મોકલ્યા; કેમકે ઇસ્ટઇંડિયા કંપનીને ફરીવાર નવો ચાર્ટર અપાય તે પ્રસંગે આમની સભામાં ચનારી ચર્ચામાં હાજરી આપવાની તેમની ઇચ્છા હતી. તેઓ ૧૮૩૧ ના એપ્રીલમાં વિલાયત પહોંચ્યા; અને લીવરપુલ, માંચેસ્ટર અને લંડનમાં, તથા રાજદરબારમાં તેમનો ઘણો સારો સત્કાર થયો. તેમણે જે ઘણા પ્રસિદ્ધ માણસો જોડે મિત્રતા બાંધી તેમાંનો એક બેંથમ હતો. તેઓ થોડા દિવસ ફ્રાન્સ પણ જઈ આવ્યા. ત્યારબાદ ૧૮૩૩ના સપ્ટેંબરની ૨૭મીએ બ્રિસ્ટલમાં મગજના તાવથી તેમનું અવસાન થયું. એ ગામમાં તેમને દફનાવવામાં આવ્યા છે. તેમની કબર ઉપરનો લેખ આ પ્રમાણે છે:

'ઈશ્વરના એકત્વમાં સત્યનિષ્ઠ ને દૃઢતાથી શ્રદ્ધા ધરાવનાર: એકલા પરમાત્માની જ ઉપાસના વિષેની એકાગ્ર નિષ્ઠાથી તેમણે પોતાનું જીવન પવિત્ર બનાવ્યું હતું.'

—અથવા, યુરોપની ભાષા વાપરીએ તો, 'માનવજાતિના એકત્વની' એ શબ્દો મૂકવા જોઈએ. બંનેનો અર્થ એક જ છે.

આ પ્રચંડ વ્યક્તિત્વવાળા પુરુષનું નામ યુરોપ તથા એશિયાના મહાપુરુષોની નામાવલિમાં લખાયેલું નથી, એ આપણે માટે શરમની વાત છે. એ પુરુષે ભારતની ભૂમિમાં પોતાની હળપૂણી ખેડી; અને

બાર વરસ પછી તેમની મહેનતને લીધે એ ભૂમિનું પરિવર્તન થઈ ગયું. તેઓ સંસ્કૃત, બંગાળી, અરબી, ફારસી ને અંગ્રેજીના મહાન લેખક હતા. અર્વાચીન બંગાળી ગદ્યના જનક હતા. પ્રસિદ્ધ સ્તોત્રો, કાવ્યો, ધર્મપ્રવચનો, ફિલસૂફીના ગ્રન્થો, અને તમામ જાતનાં રાજકીય ને વાદવિવાદના લખાણોના લેખક હતા. તેમણે પોતાના વિચારો ને પોતાની ધગશની ઘણે છૂટે હાથે વાવણી કરી. અને બંગાળની ભૂમિમાંથી એનો પાક ઊતર્યો છે—કાર્યો અને મનુષ્યોનો પાક.

અને તેમની પ્રેરણામાંથી જ ઠાકુર કુટુંબનો ઉદ્ભવ થયો (એ હકીકત ઘણી જ મહત્ત્વની છે).

*

કવિ રવીન્દ્રનાથના દાદા દ્વારકાનાથ ઠાકુર રામમોહન રાયના મિત્ર હતા, અને રાયના મરણ પછી બ્રાહ્મ સમાજને મુખ્ય ટેકો આપનાર તેઓ હતા.[12] વચ્ચે રામચન્દ્ર વિદ્યાવાગીશનો અધ્યક્ષપદનો ગાળો આવી ગયો, તે પછી એ પદ પર આવનાર તે રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથ ઠાકુર હતા (૧૮૧૭–૧૯૦૫). આ સાત્ત્વિક પુરુષને તેમના દેશબન્ધુઓએ 'મહર્ષિ' ઉપનામ આપ્યું હતું, અને ઇતિહાસમાં તેઓ એ નામના તેજોમંડળથી વિભૂષિત છે. એમનું ટૂંકું વર્ણન આપવાનો કંઈક પ્રયત્ન અહીં કરવો પડે છે.[13]

તેમનામાં શરીર અને આત્માનું સૌન્દર્ય, ઊંચા પ્રકારની બુદ્ધિ, નૈતિક વિશુદ્ધિ, અને ઉમરાવી ખાનદાનીના ગુણો હતા; તે તેમનાં સંતાનોને વારસામાં મળ્યા છે. વળી તેમનામાં એવી જ ઊંડી ને ભાવપૂર્ણ કવિપ્રતિભા પણ હતી

તેમનો જન્મ કલકત્તામાં થયો હતો. તેઓ એક ધનિક કુટુંબના જ્યેષ્ઠ પુત્ર હતા તેમનો ઉછેર રુચિયુક્ત વાતાવરણમાં થયો હતો. કુમારવયમાં તે દુનિયાની લાલચો ને મોજશોખની જાળમાં ફસાઈ

જાય એવો પૂરેપૂરો ભય હતો. એમના ઘરમાં એકવાર મૃત્યુનું આગમન થયું, તેને લીધે તેઓ આ ભયમાંથી ઊગરી ગયા. પણ નીતિના ક્ષેત્રમાં લાંબા આન્તર યુદ્ધ પછી જ તેઓ આત્માની શાન્તિને દ્વારે પહોંચી શક્યા. એક વસ્તુ ખાસ એ નોંધવા જેવી છે કે તેમણે જીવનમાં જ્યારે જ્યારે ચોક્કસ પ્રગતિ કરી ત્યારે તે હંમેશાં કોઇક આકસ્મિક ઘટનાને લીધે જાગેલી કવિત્વની લાગણીને કારણે જ બનવા પામ્યું છે. એકવાર પૂર્ણિમાની રાતે ગંગાને કાઠે એક મરતા માણસની આગળ હરિનામનું રટણ થતું હતું તે પવનના સપાટાએ તેમના કાન સુધી પહોંચાડયું. એકવાર તોફાનમાં એક મછવાવાળાના આ શબ્દો તેમના કાન પર પડ્યા: 'બીશ નહીં! આગળ ચલાવ!' એકવાર એક સંસ્કૃત ગ્રન્થનું ફાટેલું પાનું પવનથી ઊડીને તેમના પગ આગળ આવી પડ્યું, તેના પર ઉપનિષદનું જે વચન લખેલું હતું તેમાં તેમને ઈશ્વરનો અવાજ સંભળાયો. એ વચનનો ભાવાર્થ આ હતો: 'બધું તજીને એની પાછળ ચાલ! એના અવર્ણનીય ધનનો ઉપભોગ કર!'

૧૮૩૯મા તેમણે પોતાનાં ભાઈબહેનો તથા અનેક મિત્રો જોડે મળીને પોતાને ખરાં લાગેલાં સત્યોના પ્રચાર માટે એક સભા સ્થાપી. ત્રણ વરસ પછી તેઓ બ્રાહ્મ સમાજમાં જોડાય ને તેના અગ્રેસર થઇ પડ્યા. તેના ધર્મતત્ત્વો ને ઉપાસનાવિધિ ઘડવાનું કામ તેમણે કર્યું. તેની નિયમિત ઉપાસનાની વ્યવસ્થા તેમણે કરી. સમાજના ઉપદેશકોની તાલીમ માટે ધર્મશાસ્ત્રની શાળા કાઢી. તેઓ પોતે ઉપદેશ આપતા. ૧૮૪૮માં તેમણે સંસ્કૃતમાં 'બ્રાહ્મ સમાજ' નામનું પુસ્તક લખ્યું. 'ધાર્મિક જનોના બોધ માટે ધર્મ અને નીતિનો સેશ્વરવાદી ગ્રન્થ'—એવું એનું વર્ણન આપેલું હતું [૧૪] તેઓ પોતે માનતા હતા કે એ ગ્રન્થની પ્રેરણા ઈશ્વરે તેમને આપેલી.[૧૫] રામમોહન રાયને જે ગ્રન્થોમાંથી પ્રેરણા મળેલી તેના કરતાં સાવ જુદા જ પ્રકારના ગ્રન્થોમાંથી દેવેન્દ્રનાથને પ્રેરણા મળી હતી. તેમનો આધાર

લગભગ પૂરેપૂરો ઉપનિષદો પર હતો. પણ તેમણે એ ગ્રન્થોના અર્થો ઘટાવવામાં ઠીકઠીક છૂટ લીધી હતી.[૧૬] દેવેન્દ્રનાથે પાછળથી બ્રાહ્મ-સમાજનાં ચાર ધર્મતત્ત્વ ઠરાવ્યાં હતાં. તે આ પ્રમાણે :

૧. શરૂઆતમાં કંઈ જ નહોતું. એક પરમાત્મા જ તે વખતે હસ્તીમાં હતો. તેણે વિશ્વનું સર્જન કર્યું.

૨. તે એકલો જ ઈશ્વર છે સત્ય, અનન્ત જ્ઞાન, સત્ત્વ, શક્તિ એ તેના ગુણો છે. તે નિત્ય ને સર્વવ્યાપી છ. તે એક ને અદ્વિતીય છે.

૩. આપણે તેના પર આસ્થા રાખીએ ને ઈહલોક તથા પરલોકમાં તેની ઉપાસના કરીએ તેના પર આપણી મુક્તિનો આધાર છે.

૪. તેના પર આસ્થા રાખવાનો અર્થ એ છે કે તેને વિષે પ્રેમ ધરાવવો ને તેની ઇચ્છા અનુસાર વર્તવું.

એટલે બ્રાહ્મ સમાજની શ્રદ્ધાનો અર્થ એ છે કે જે एक ईश्वरे असत्माथी विश्वनु सर्जन कर्यु तेने विषेनी श्रद्धा. કરુણા એ આ ઈશ્વરના સ્વભાવનું એક મુખ્ય લક્ષણ છે; અને परलोकमा માણસને મુક્તિ મળે તે માટે એની સર્વભાવે ઉપાસના કરવી આવશ્યક છે.

દેવેન્દ્રનાથ માનતા કે આ શુદ્ધ હિંદુ કલ્પના છે. પણ તે ખરેખર તેવી છે કે કેમ એ નક્કી કરવાનુ કશુ સાધન મારી પાસે નથી. પણ એક નોંધવા લાયક વસ્તુ એ છે કે ઠાકુર કુટુંબ જે બ્રાહ્મણ જ્ઞાતિનું હતુ તેનુ નામ ' પિરિલી ' એટલે કે મુખ્ય પ્રધાન હતું. આ હોદ્દો એ જ્ઞાતિના માણસોએ મુસલમાન રાજ્યમા ભોગવેલો. મુસલમાનો જોડેના તેમના સંપર્કને લીધે તેમને એક અર્થમા નાત બહાર મૂકેલા હતા.[૧૭] પણ એટલુ કહેવુ તો કદાચ વધારેપડતું નહીં ગણાય કે તેમના ઈશ્વરવાદમા જે કડકાઈ કાયમ રહી છે તે આ અસરનું પરિણામ છે. દ્વારકાનાથથી માંડીને રવીન્દ્રનાથ સુધીના સહુ ઠાકુરોએ મૂર્તિપૂજાના સર્વ પ્રકારો પ્રત્યે કડી દુશ્મનાવટ બતાવી છે.[૧૮]

કે. ટી. પૉલના કહેવા પ્રમાણે, દેવેન્દ્રનાથને લાંબા વખત સુધી બે બાજુએ લડત ચલાવવી પડી હતી—એક તરફ રૂઢ હિંદુ ધર્મના રિવાજો સામે; અને બીજી તરફ ખ્રિસ્તી ધર્મનો જે પ્રચાર બ્રાહ્મ સમાજમાં પગપેસારો કરવા માગતો હતો તેની સામે. સંરક્ષણની આ જરૂરને લીધે તેમણે સમાજરૂપી ગઢની આસપાસ દૃઢ અને સાચા સિદ્ધાન્તોરૂપી ચોકીઓ વડે કોટ રચી દીધો. એક તરફ અનેકદેવવાદ, જેનો દેવેન્દ્રનાથે કડક નિષેધ કર્યો હતો;[19] અને બીજી તરફ શંકરનો અદ્વૈતબ્રહ્મવાદ;—એ બે ભારતીય ધર્મના બે છેડા હતા. તેમની તથા બ્રાહ્મ સમાજની વચ્ચે સંબન્ધ જોડનારો જે પુલ હતો તેને ઊંચે ખેંચીને ઉઠાવી લેવામાં આવ્યો; કેમકે બ્રાહ્મ સમાજરૂપી નગર એ મહાન દ્વૈતવાદનો મોટો ગઢ હતું. આ દ્વૈતમાં એક તરફ એક ને સગુણ ઈશ્વર હતો; અને બીજી તરફ માણસની બુદ્ધિ હતી—જેને ઈશ્વરે શાસ્ત્રોનો અર્થ ઘટાવવાની શક્તિ ને તેમ કરવાનો હક આપ્યાં છે. હું પાછળ બતાવી ચૂક્યો છું કે દેવેન્દ્રનાથના મનમાં, અને એથીયે વધારે તેમના અનુગામીઓનાં મનમાં, બુદ્ધિ અને ઈશ્વરી પ્રેરણા બેને એક સમજી ભેળમેળ કરવા તરફ દેખીતો ઝોક હતો. ૧૮૬૦ના અરસામાં હિમાલયમાં સીમલા નજીક ભોગવેલા અઢાર મહિનાના એકાન્તવાસમાંથી તેમણે એકાન્તચિન્તનની એક માલિકા પ્રગટ કરી.[20] આ વિચારોનો વિસ્તાર કરીને તેઓ મોઢેથી પ્રવચનો આપતા; અને તે કલકત્તાના તેમના શ્રોતાઓના હૃદયને બહુ જ હલાવતાં. તે ઉપરાંત તેમણે બ્રાહ્મ સમાજને માટે નવી સ્તોત્રમાળા રચી. એની પાછળ પ્રેરણા ઉપનિષદોની હતી; અને તેમાં ઉત્સાહવાળી ને શુદ્ધ આત્મનિષ્ઠા ઓતપ્રોત થયેલી હતી.

૧૮૬૨માં હિમાલયથી પાછા ફર્યા બાદ તેમણે કેશવચન્દ્ર સેન નામના, તેવીસ વરસના, એક તરુણને પોતાના સાથી તરીકે સ્વીકાર્યો. એ તરુણ આગળ જતાં દેવેન્દ્રનાથ કરતાં ચડી જાય, અને બ્રાહ્મ

સમાજમાં એક ફૂટ—અથવા કહો કે એક પછી એક એમ અનેક ફૂટ—પાડે, એવું વિધાતાએ નિર્મેલું હતું.

*

આ પુરુષ—કેશવચન્દ્ર સેન—ફક્ત ૧૮૩૮થી ૧૮૮૪ સુધી જ જીવ્યા. તેમનું મન અશાન્ત હતું, ને તેઓ એક પાકા નિશ્ચય પર સહેજે આવી શકતા નહીં. છતાં તેમનામાં દૈવી પ્રેરણાનો અંશ હતો. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં બ્રાહ્મ સમાજ પર અસર પાડનાર મુખ્ય વ્યક્તિ તેઓ હતા. તેમણે સમાજની સમૃદ્ધિમાં એટલો બધો ઉમેરો કર્યો, ને તેમાં એટલી બધી નવરચના કરી, કે સમાજની ખુદ હસ્તીને જ તેમણે જોખમમાં નાંખી દીધી.

તેઓ જુદા વર્ગના પ્રતિનિધિ હતા. એ વર્ગના માનસમાં પશ્ચિમની અસર ઘણી વધારે વ્યાપી ગઈ હતી. રાય અને દેવેન્દ્રનાથની પેઠે તેઓ મોટા અમીર નહોતા, પણ બંગાળના ઉદારમતવાદી ને નામાંકિત મધ્યમ વર્ગના હતા. એ વર્ગ બુદ્ધિ દ્વારા યુરોપના સતત સંપર્કમાં રહેતો હતો. કેશવચન્દ્રની નાત વૈદ્યની હતી. તેમના દાદા જાણીતા માણસ હતા; એશિયાટિક સોસાયટીના દેશી મન્ત્રી હતા; અને હિંદુસ્તાનીમાં પ્રસિદ્ધ થયેલા સર્વ પુસ્તકોની સર્વ આવૃત્તિઓના પ્રકાશન પર તેમનો અંકુશ હતો. તેમના નાનપણમાં જ તેમનાં માતપિતાનો સ્વર્ગવાસ થયો હતો, ને તે એક અંગ્રેજી નિશાળમાં ભિણ્યા હતા. આ કારણે તેઓ પોતાના બે પુરોગામીઓથી આટલા બધા જુદા નીવડ્યા; કેમકે તે સંસ્કૃત કદી શીખ્યા નહોતા, ને હિંદુ ધર્મના તમામ લોકપ્રિય રિવાજોને તેમણે બહુ જલદી ફગાવી દીધા હતા.* ઈસુ ખ્રિસ્તે તેમના પર ઘણી અસર કરી હતી; અને બ્રાહ્મ સમાજમાં તથા હિંદનાં સર્વોત્તમ માનસવાળા એક સમૂહના હૃદયમાં ઈસુનો પ્રવેશ કરાવવો, એ કેશવનું જીવનકાર્ય બનવું નિર્માયેલું હતું. તેમનો સ્વર્ગવાસ થયો ત્યારે 'ધી ઇંડિયન ક્રિશ્ચિયન હેરલ્ડ' નામના

પત્રે તેમને વિષે લખ્યું: 'ખ્રિસ્તી ધર્મસંઘ તેના મોટામાં મોટા સહાયકના અવસાન માટે શોક દર્શાવે છે. ખ્રિસ્તીઓ માને છે કે તેઓ પ્રભુના દૂત હતા, અને ભારતના હૃદયમાં ઈસુની ભાવના જાગૃત કરવા મોકલાયેલા હતા. એમને પ્રતાપે ઈસુ પ્રત્યેનો દ્વેષ દૂર થઈ ગયો.'

આ છેલ્લું વાક્ય સાવ ખરું નથી; કેમકે આપણે આગળ ઉપર જોઈશું કે કેશવને પોતાને ઈસુના હિમાયતી તરીકે કેટલું દુઃખ ભોગવવું પડયું હતું. બ્રાહ્મ સમાજની અંદરના માણસોએ મુદ્દાં તેમને વિષે જે કહ્યું છે એનાથી તેમના જીવનનું ખરું પ્રયોજન ઢંકાઈ ગયું છે; કેમકે એ માણસોને પોતાના નેતા ધર્મમાં 'આડે રસ્તે' ગયા તેનાથી માઠું લાગ્યું હતું, ને તેઓ એ વાતને છુપાવવા માગતા હતા. તેમણે પોતે પણ એ વાત ધીરે ધીરે પ્રગટ કરી હતી. એટલે, તેમના મરણ પહેલાં છેક વીસ વરસ પર લખેલાં લખાણોને આધારે, આપણે તેમને પોતાને મોઢેથી જાણવા પામીએ છીએ કે જુવાનીના વખતથી તેમના જીવન પર ત્રણ ખ્રિસ્તી મહાપુરુષોની ભારે છાપ પડી હતી. એ ત્રણ પુરુષો તે જોન ધ બૅપ્ટિસ્ટ, ઈસુ ખ્રિસ્ત, ને સંત પોલ. વળી તેમણે તેમના નિકટના શિષ્ય પ્રતાપચન્દ્ર મઝુમદાર પર એક ગંભીર ખાનગી પત્ર લખ્યો હતો.[२३] એ પત્ર ઘણો જ અગત્યનો છે; છતાં બિનખ્રિસ્તી બ્રાહ્મોએ તેના તરફ દુર્લક્ષ કરી એ વિષે મૌન સેવ્યું છે. એ પત્રમાં તેઓ બતાવે છે કે તેઓ રાહ જોઈને બેઠા હતા, અને સમય પાકયે ઈસુ ખ્રિસ્ત વિષેની પોતાની શ્રદ્ધાનો જાહેર એકરાર કરવાની તેમની ઇચ્છા હતી. કેશવે આટલા લાંબા વખત સુધી જે દ્વિમુખી જીવન ગાળ્યું તેનું કારણ કંઈક અંશે તેમના પોતાના સ્વભાવની દ્વિવિધતા હતું. તેમના સ્વભાવમાં પૂર્વ અને પશ્ચિમનાં ભિન્ન અને પરસ્પર ન ભળે એવાં તત્ત્વોનું મિશ્રણ થયેલું હતું. એટલે ઇતિહાસકારને માટે નિષ્પક્ષપણે અભ્યાસ કરવો ઘણો મુશ્કેલ છે. હિંદુ ચરિત્રકાર, લગભગ બધા, કટ્ટર પક્ષકાર જેવા છે; એટલે

-તેમણે ઇતિહાસકારનું કામ હળવું બનાવવાને કશું કર્યું નથી.[૨૪]

કેશવની જોડે કોલેજના એક જ વર્ગમાં ભણતા દેવેન્દ્રનાથના પુત્રે તેમને બ્રાહ્મ સમાજમાં પ્રવેશ કરાવ્યો. તેમના પ્રવેશ પછીના શરૂઆતના દિવસોમાં કેશવને ઘણા પ્રેમનો સુખદ અનુભવ થયો. તે દેવેન્દ્રનાથના તથા બ્રાહ્મ સમાજના જુવાન સભ્યોના બહુ જ માનીતા થઇ પડયા. આ જુવાન સભ્યો મહર્ષિ દેવેન્દ્રનાથ કરતાં કેશવચન્દ્રના વધારે નિકટના સમાગમમાં આવવા આકર્ષાયા; કેમકે દેવેન્દ્રનાથ તો, તેમની નામરજી છતાં, તેમના ઉછેર અને આદર્શવાદને કારણે ગિરિ-શિખર પર એકલા અટૂલા વસતા હતા.[૨૫] કેશવમાં સમાજહિતની ભાવના હતી, અને એ જ ભાવના તેઓ આખા ભારતમાં જગવવા માગતા હતા. તે સ્વભાવે તો વધારેપડતા વ્યક્તિવાદી હતા. બેશક એ કારણને લીધે જ.[૨૬] તેમણે જીવનમાં વહેલેથી એટલું કબૂલ કરી -લીધું હતું કે તેમના દેશની ખુરાઇઓ અમુક અંશે આ જ વધારે-પડતા વ્યક્તિવાદમાંથી નીપજેલી છે, અને નીતિની બાબતમાં ભારતે પોતાના અંતરમાં નવી જ ભાવના જાગૃત કરવાની છે. તેમણે કહેલું: 'બધા જીવોએ સમાજનું હિત સાધનારા બનવું જોઇએ, અને પોતાની પ્રજા સાથેનું પોતાનું ઐક્ય સમજી તેને આચારમા ઉતારવું જોઈએ. નજરે દેખાય એવો સમાજ તો એ પ્રજાજનો જ છે.' આ કલ્પનામાં રાયનો શિષ્ટ એકેશ્વરવાદ, તથા વિશાળ હિંદી જનતા, એનો સંયોગ થયેલો છે.[૨૭] આને લીધે, ઊગતી પેઢીની અતિ ઉત્કટ આકાંક્ષાઓ જોડે જુવાન કેશવનું અનુસંધાન થવા પામ્યું. (અહીં પ્રસંગોપાત એટલું કહેવું જોઇએ કે વિવેકાનન્દે કેશવ પાસેથી ઘણું મેળવ્યું હતુ, પણ કદાચ એ વાત તેમને સમજાઇ નહીં હોય; કેમકે વિચારો એ અમુક યુગની કુદરતી નીપજ છે, અને તે એક જ વખતે જુદાં જુદાં માનસમાં જન્મે છે ) જેમ પછીના દિવસોમાં 'વિવેકાનન્દે માનેલું, તેમ કેશવ પણ માનતા કે પ્રજાના નવજીવન માટે

ધર્મ જરૂરનો છે ૧૮૬૮મા તેમણે મુમબઈના એક વ્યાખ્યાનમા કહેલું કે 'ધર્મને સમાજસુધારાનો પાયો બનાવવાની મારી ઇચ્છા છે.' એટલે બ્રાહ્મ સમાજની અંદર થયેલા ધાર્મિક સુધારાને કર્મરૂપી ફળ નીપજવાનુ જ હતુ. કેશવનો કામગરો, પણ કંઈક અર્જ પાનાળો, હાથ હિંદની ભૂમિમા ઊગી નીકળે એવા મૂઠીભર બીજ વેરતો દેખાવાનો હતો. કેશવના વચનોની ગર્જનાથી સ્વદેશ જાગી ઊઠયો. તેની જ ભૂમિમા એ બીજો વિવેકાનન્દે[૨૮] મજબૂત હાથે ઘણી છૂટથી વેર્યાં.

પણ કેશવ તેમના સમય પહેલા આવ્યા હતા તેમના કેટલાક સુધારા બ્રાહ્મ સમાજની પરંપરાગત ભાવનાની પણ વિરુદ્ધ હતા. સાધારણ રીતે એમ મનાય છે કે તેમની અને દેવેન્દ્રનાથની વચ્ચે આન્તરજાતીય વિવાહને કારણે અન્તરાય ઊભો થયો હતો. પણ મને ખાતરી છે કે એથી ઘણા અધિક અગત્યના મતભેદો પણ હશે જ. તેમના પરસ્પર સ્નેહને લીધે તેમના છૂટા પડવાના કારણો પર પડદો પડયો છે. પણ તે પછી તત્કાળ જે બન્યુ તે પરથી એ વિષે અટકળ કરી શકાય છે. બ્રાહ્મ સમાજ દ્વારા માનવજાતિમા એકરાગ ઉત્પન્ન કરવાનો મહાન આદર્શ અપનાવવાને દેવેન્દ્રનાથના મનના દ્વાર ભલે ગમે તેટલા ખુલ્લા હોય, તોપણ તેમને ભારતની પ્રણાલિકા તથા તેના ધર્મગ્રન્થો વિષે ઊંડો અનુરાગ હતો અને તે ટકી રહ્યો હતો. તેમના પ્રિય શિષ્યના મનમા ખ્રિસ્તી ધર્મ નામ કરી રહ્યો હતો, એ વાત તેમની નજર બહાર નો નહીં જ ગઈ હોય. જે સાથી માર્ટિનના નવા કરારનો આધાર લઈને ઉપદેશ કરતા હતા તેમની જોડે તેમનાથી હવે એક સંઘમા રહી શકાય એમ નહોતુ, તેમ કરતા તેમના હૃદયને ગમે તેટલુ સોસવાવારો આવે તોયે આ ડગલુ ભર્યા વિના તેમનો છૂટકો નહોતો.

૧૮૬૬મા એ ઘાતક તડ પડી, બ્રાહ્મ સમાજમા ભાગલા

પડ્યા. દેવેન્દ્રનાથે ' આદિ બ્રાહ્મ સમાજ'નાં સૂત્રો પોતાના હાથમાં રાખ્યાં, અને કેશવે છૂટા પડીને ' ભારત બ્રાહ્મ સમાજ 'ની સ્થાપના કરી. બંને જણને માટે એ આકરી કસોટી હતી—પણ કેશવને માટે વિશેષ, કેમકે તેમના અવનવા મતોથી લોકો તેમના પ્રત્યે દ્વેષ ધરાવતા થયા હતા. પહેલાં તો તેઓ આ પરિણામની આગાહી કરી શક્યા નહીં. તે વખતે તેઓ લોકપ્રિય હતા, અને તેમના વફાદાર મિત્રો ઉત્સાહભેર તેમને ટેકો આપતા હતા, એટલે તેમના મનમાં જોર હતું. તેથી ફૂટ પડ્યાને ત્રણ મહિના થયા બાદ તેમણે ' ઇસુ ખ્રિસ્ત, યુરોપ અને એશિયા ' એ નામના પ્રસિદ્ધ વ્યાખ્યાનમાં પોતાના મતોની લોકો આગળ જાહેરાત કરી. ત્યાં તેમણે ઇસુના અનુયાયી હોવાનો દાવો તો કર્યો; પણ એ ઇસુ તે એશિયાઇ ઇસુ હતા, ને યુરોપ એને ભાગ્યે જ સમજી શકે એમ હતું. ' એશિયાવાસીઓના સ્વભાવમાં જે ભભક અને દબદબા તરફ ઝોક હોય છે તે આ ઇસુના રૂપમાં તેમણે પૂરેપૂરાં ઉમેર્યાં હતાં.' તેમનો ખ્રિસ્તી ધર્મ તે હજુ મુખ્યત્વે નીતિ અને સદાચારનો પ્રશ્ન હતો. ઇસુ ખ્રિસ્તનો નીતિધર્મ, તથા ક્ષમા ને આત્મબલિદાનના એ સિદ્ધાન્તો, એ તરફ કેશવનું મન આકર્ષાયું હતું. તેમણે કહ્યું કે આ સિદ્ધાન્તો દ્વારા અને ઇસુ દ્વારા યુરોપ અને એશિયા માંહોમાંહે એકરાગ ને ઐક્ય સ્થાપતાં શીખે એ બનવાજોગ છે.

નવમતવાદી તરીકેની તેમની ધગશ એટલી બધી હતી કે તેમના મિત્રો તેમને જેસુદાસ કહીને બોલાવવા લાગ્યા; અને કેશવે નાતાલ વખતે ગાઢ મિત્રોના નાના મંડળ જોડે મળીને ઉપવાસ કર્યો.

પણ પેલા વ્યાખ્યાનથી ભારે હોહા થઇ ગઇ; અને કેશવે ' મહાપુરુષો ' ને વિષે ૧૮૬૬માં બીજું વ્યાખ્યાન આપ્યું. એથી સ્થિતિ સુધરી નહીં. તેમાં તેમણે ઇસુને ઇશ્વરના સંદેશવાહકોની હારમાં મૂક્યા; અને કહ્યું કે આ દરેક મહાપુરુષને ઇશ્વરે ખાસ સંદેશો આપેલો છે, ને તેથી આપણે તેમાંના કોઇ પણ એકને વિષે ખાસ

આસક્તિ રાખ્યા વિના તે મહનું સન્માન કરવું જોઇએ. તેમણે પોતાના બ્રાહ્મ સમાજનાં દ્વાર સર્વ દેશો ને સર્વ યુગોના માણસો માટે ખુલ્લાં મૂક્યાં; અને બ્રાહ્મ સમાજમાં વાપરવાની સ્તુતિઓમાં બાઇબલ, કુરાન તથા ઝંદ અવસ્તાના ઉતારા પહેલી જ વાર દાખલ કર્યા.[૩૩] પણ લોકલાગણી શમી જવાને બદલે ઊલટી વધારે ઉશ્કેરાઈ.

કેશવ આનાથી જરાયે હાલે નહીં એ જાતના માણસ નહોતા. તેમના લાગણીવાળા ને અરક્ષિત હૃદયને લોકોની અપ્રીતિને લીધે ઘણાખરા માણસોને થાય તે કરતાં વધારે દુઃખ થતું. લોકોનાં મનમાં ગેરસમજ પેદા થઈ. તેમના સોબતીઓ તેમને છોડી ગયા. પૈસાની ભારે મુસીબત પડવા લાગી. તે ઉપરાંત તેમનો પોતાનો અંતરાત્મા તેમને ડંખવા લાગ્યો. કદાચ પોતાના કાર્ય વિષે મનમાં શંકા પણ ઊપજી હશે. તેમના મનમાં 'નિર્બળતા, પાપ અને પશ્ચાત્તાપની જે લાગણી અતિ જાગૃત હતી' તેમાં આ કારણોને લીધે ઉમેરો થયો. આ લાગણી હિંદુ ધર્મના બીજા પુણ્યાત્માઓનાં મનમાં હતી તેના કરતાં જુદી, ને વિશિષ્ટ પ્રકારની, કેશવનાં મનમાં હતી.[૩૪] તેને લીધે તેમના આત્મામાં ભારે ઘનઘોર તોફાન જાગ્યું, અને તે ૧૮૬૭ નું આખું વરસ ચાલ્યું. તેઓ આ મનોવ્યથા ભોગવવામાં એકલા હતા; તેમને બહારની કશી મદદ નહોતી; અને તેમનો સંગાથી એકલો ઈશ્વર હતો. પણ ઈશ્વર તેમની જોડે બોલતો હતો. એ વરસ દરમ્યાન તેઓ એકબીજાથી ઊલટી લાગણીઓથી રહેંસાઇ જતા હતા. રોજ પોતે જ ઘરમાં બેઠા ઉપાસના કરતા, ને ઉપાસક અને આચાર્ય બંને પોતે જ બનતા. એ વરસના આધ્યાત્મિક અનુભવે તેમના વિચારોમાં જ નહીં, પણ એ વિચારોને પ્રગટ કરવાની ભાષામાં પણ પૂરેપૂરું પરિવર્તન કરાવ્યું. એ વખત સુધી તેઓ ધર્મપ્રવણ બુદ્ધિશાળી લોકોમાં અગ્રેસર હતા; નીતિવાદી હતા; અને ભાવનાના ઉછાળા તેમના મનમાં

આવતા નહીં, એટલું જ નહીં પણ એને વિષે તેમને અણગમો હતો. પણ હવે તેમના અંતરમાં ભાવનાનાં પૂરતી—પ્રેમ અને અશ્રુની—રેલમછેલ થઈ રહી તેમણે પોતાના મનને એ પૂરમાં ઘસડાઈ જવા દીધું, અને તેમ કરતાં અતિ આનન્દ અનુભવ્યો.

બ્રાહ્મ સમાજને માટે આ નવા યુગનો અરુણોદય હતો. મહાભક્ત ચૈતન્યની ભક્તિને તથા સંકીર્તનોને તેની દીવાલોમાં દાખલ કરવામાં આવ્યાં. સવારથી સાંજ સુધી સ્તુતિઓ ને ભજનોની રમઝટ ચાલતી; જોડે વૈષ્ણવ વાદ્યો વાગતાં; અને હરિના ઉત્સવો થતા. કેશવ એ બધામાં અગ્રસ્થાન લેતા. તેમના મોં પર આંસુની ધારાઓ ચાલતી —જે પુરુષને વિષે કહેવાય છે કે તેઓ કદી રડ્યા નહોતા, તેમના મોં પર ભાવનાનાં આ મોજાં જ્વાળાની પેઠે ફેલાયું. કેશવમાં સત્યનિષ્ઠા હતી. તેમનામાં સર્વ ધર્મને સમજવાની સહૃદયતા હતી. તે ઉપરાંત તેમનામાં લોકકલ્યાણ વિષે કાળજી હતી. તેને લીધે તેમને વિષે હિંદ અને ઈંગ્લંડ બંનેનાં સર્વોત્તમ માનસોને સમભાવ ઊપજ્યો. તેમાં હિંદનો વાઈસરોય પણ સામેલ હતો. કેશવે ૧૮૭૦માં ઈંગ્લંડની મુસાફરી કરી, તે વિજયયાત્રા થઈ પડી. લોકો એમની પાછળ ઘેલા થયા. ત્યાંના છ મહિનાના નિવાસ[૩૬] દરમ્યાન તેમણે ૪૦ હજાર માણસોની સિત્તેર સભાઓમાં ભાષણ આપ્યાં; અને પોતાની સાદી અંગ્રેજી ભાષા ને મધુર અવાજથી શ્રોતાઓને મુગ્ધ કર્યા. ગ્લૅડસ્ટનની જોડે તેમની તુલના કરવામાં આવી. પશ્ચિમના આધ્યાત્મિક સાથી, અને પૂર્વમાં ઈસુના સંદેશપ્રચારક તરીકે તેમને વધાવી લેવામાં આવ્યા. બંને પક્ષ ભલે ભાવે ભ્રમણા સેવી રહ્યા હતા; અને એ ભ્રમણા પછીનાં વરસામાં ઊડી જવાની હતી. કેમકે કેશવ તો હૃદયથી પાકા હિંદી રહ્યા, અને તેમને યુરોપના ખ્રિસ્તી ધર્મના દળમાં સામેલ કરી શકાય એમ નહોતું. બીજી બાજુ કેશવે પોતે માન્યું કે તેઓ ઈંગ્લંડમાંથી પોતાના દળ માટે માણસો મેળવી શકશે. હિંદને તથા

બ્રાહ્મ સમાજને સરકારની મીઠી નજરથી ફાયદો થયો.[૭૭] બ્રાહ્મ સમાજ તેના નવા રૂપમાં સર્વ દિશાએ—સિમલા, મુંબઇ, લાહોર, લખનૌ, મોંઘીર વગેરે સ્થળોએ—ફેલાયો. નવવિધાનનાં ભાઇબહેનોમાં એકતા પેદા કરવાના હેતુથી કેશવે ૧૮૭૨માં ધર્મપ્રચાર માટે હિંદનો પ્રવાસ કર્યો એવો ૮૮ શે બનો મહાપ્રવાસ વીસ વરસ પછી વિવેકાનન્દ સંન્યાસીને વેશે કરવાના હતા. આ પ્રવાસથી નવી ક્ષિતિજો ખુલ્લી થઇ. તેમણે માન્યું કે જે 'એકેશ્વરવાદ લોકોમાં પ્રચલિત છે અને જે બ્રાહ્મ સમાજને આધારે છે તેની ચાવી મને મળી ગઇ; અને તેની તથા શુદ્ધ એકેશ્વરવાદની વચ્ચે મિત્રતાનો સંબન્ધ બાંધી શકાય એમ છે. રામકૃષ્ણે તો આ ઐક્ય સ્વયંસ્ફૂર્તિથી સાધ્યું હતું. કેશવે તે સાધવા માટે બુદ્ધિ વડે બાંધછોડ કરવાની વૃત્તિનો ઉપયોગ કર્યો.[૭૮] 'તમારા દેવો તે મૂળમા તો એક જ ઇશ્વરના જુદા જુદા ગુણોનાં નામ છે,' એમ તેઓ અનેકદેવવાદીઓને તો મનાવી ન શક્યા; એટલે તેમને પોતાને એમ માનવાની ફરજ પડી.

'સન્ડે મિરર' પત્રમા તમણે લખ્યુંઃ 'તેમની (હિંદુઓની) મૂર્તિપૂજા એ કેવળ ઇશ્વરી ગુણોનાં મૂર્ત રૂપોની જ પૂજા છે. મૂર્ત આકાર જો, છોડી દેવામા આવે, તો સુન્દર રૂપક જ બાકી રહે છે:.....અમે શોધી કાઢ્યું છે કે હિંદુઓ જેને પૂજે છે ત દરેક મૂર્તિ ઇશ્વરના એક એક ગુણનુ પ્રતીક છે, અને દરેક ગુણને ખાસ નામથી ઓળખવામાં આવે છે. આ ગુણો અસંખ્ય છે, અથવા તો તેત્રીસ કરોડ છે, એમ હિંદુઓનું કહેવું છે. ઇશ્વરને એ સર્વ ગુણોવાળો માનીને પૂજવો, એવી નવવિધાનના અનુયાયીને ભલામણ કરેલી છે. અખંડ ઇશ્વરને પૂજવો, અને તેના સ્વરૂપના જુદા જુદા પાસા તરફ ધ્યાન ન આપવું, એ નિર્ગુણ નિરાકાર ઇશ્વરની પૂજા કરી કહેવાય; અને એ તો આપણને આચારમાં બુદ્ધિવાદ તથા અનાસ્થા તરફ દોરી જાય. આપણે જો ઇશ્વરને તેના સર્વ આવિર્ભાવોમાં પૂજવો હોય, તો આપણે એક-

ગુણને લક્ષ્મી, બીજાને સરસ્વતી, ત્રીજાને મહાદેવ વગેરે નામો અપીશું ...'[39]

આ તો ધર્મને વ્યાપક બનાવવા તરફ એક મોટું ડગલું આગળ ભરાયું ગણાય, કેમકે એમાં માનવજાતિના મોટા ભાગનો સમાસ થઇ જતો હતો. પણ એમાંથી કશું ફળ નીપજ્યું નહીં; કેમકે કેશવની ધારણા એવી હતી કે તેમના પોતાના એકેશ્વરવાદના હાથમાં બધી ખરી સત્તા હોય, અને અનેકદેવવાદને તો બહારના માન સિવાય બીજું કશું ન મળે. બીજી બાજુ તેમણે અદ્વૈતવાદને તો દૂરનો દૂર જ રાખ્યો, કેમકે બ્રાહ્મ ધર્મમાં એ વાદ માનવાની હંમેશાં મનાઇ કરેલી છે. પરિણામ એ આવ્યું કે ધાર્મિક બુદ્ધિ એ અન્તિમવાદી ધર્મોના બે વાડાને જુદા પાડનારી વાડ ઉપર જ બેસી રહી. જે ચાલુ પરિસ્થિતિ હતી તે વિશ્રાન્તિનું ચોક્કસ સમતોલપણું નહોતું; અને પોતાની સ્થાપના જે આસન પર કરવાનો કેશવનો આગ્રહ હતો તે આસન કાયમ ટકી શકે એમ ન હતું. કેમકે તે માનતા હતા કે એ આસન પરથી ઈશ્વરના નવવિધાનનો ઉપદેશ આપવાને ઈશ્વરે જ તેમને બોલાવેલા છે. ૧૮૭૫માં તેમણે આ વાતની જાહેરાત કરવા માંડી.[40] આ જ વરસે તેમને રામકૃષ્ણ જોડે સંબન્ધ બંધાયો.

પોતે પોતાની મેળે કાયદા ઘડનારા બનનાર ઘણા માણસોની જે સ્થિતિ થાય છે તે તેમની પણ થઇ. તેમને પોતાના મનમાં જ કાયદો ને સુવ્યવસ્થા સ્થાપવામાં મુશ્કેલી જણાવા લાગી. મુશ્કેલીનું ખાસ કારણ તો એ હતું કે તેઓ પોતાના કાયદાને સર્વગ્રાહી બનાવવા માગતા હતા; અને તેમાં ઇશુ ને બ્રહ્મ, સુવાર્તા ને યોગ, ધર્મ ને બુદ્ધિ એ બધાંનો સમાવેશ તેમને કરવો હતો. રામકૃષ્ણ સાદા સરળ ભાવથી પોતાના હૃદય દ્વારા એ સ્થળે પહોંચ્યા. પોતાની શોધને સિદ્ધાન્તો ને આજ્ઞાઓના સમૂહરૂપી વાડામાં પૂરી દેવાનો પ્રયત્ન તેમણે ન કર્યો. તેમણે રસ્તો બતાવી, દાખલો બેસાડી, પ્રગતિને ધક્કો આપી સન્તોષ માન્યો. કેશવે એથીમાને બે કાર્યપદ્ધતિ સ્વીકારી. એક તરફ તેમણે તુલનાત્મક

ધર્મની શાળાના આચાર્યપદે બેઠેલા બુદ્ધિશાળી યુરોપિયનની ઢબે કામ શરૂ કર્યું; અને બીજી તરફ હિંદ અને અમેરિકાના [illegible]રિત પુરુષો જે રીતે કામ લે છે તે રીતે—આંસુભરી ભક્તિ, પોતાનાં પાપોની જાહેર કબૂલાત વગેરેથી—કામ લીધું.

તેમણે દરેક માનીતા શિષ્યને ધર્મના એક એક જુદા સ્વરૂપનો અભ્યાસ કરવાનું,[૪૧] તથા યોગના એક એક જુદા પ્રકારની સાધના કરવાનું,[૪૨] કામ સોંપ્યું. દરેક શિષ્યને માટે તેના સ્વભાવને સૌથી વિશેષ અનુકૂળ આવે એવો પ્રકાર પસંદ કરવામાં તેમની ગુરુ તરીકેની કુશળતા દેખાઈ આવી. તેઓ બે સલાહકારોની વચ્ચે ઝોલાં ખાતા હતા, ને બંનેને વિષે તેમને સરખો પ્રેમ હતો—એક તરફ રામકૃષ્ણનું જીવતું-જાગતું દૃષ્ટાન્ત હતું; તેમની પાસે તેઓ સમાધિનું માર્ગદર્શન લેવા જતા. બીજી બાજુ ખ્રિસ્તી ધર્મના આદેશો હતા; અને તેનું આચરણ ડયુક રિવિંગટન નામના એક ઍંગ્લીકન સાધુ, જે પાછળથી રોમન કેથલિક થયા, તે કરતા. વળી પ્રભુમય જીવન ને સંસારી જીવન વચ્ચે કેશવ કદી સ્પષ્ટપણે પસંદગી કરી શક્યા નહીં; અને વિરોધીઓને પણ શાન્ત પાડે એવી સત્યનિષ્ઠાથી તેઓ કહેતા કે એ બેમાંનું એક જીવન બીજાને હાનિકારક જ નીવડે એવું નથી.[૪૩]

પણ તેમના મનના આ સંભ્રમે તેમને પોતાને અન્યાય કર્યો; અને બ્રાહ્મ સમાજ પર તેની માઠી અસર થઈ—વિશેષ અસર એટલા માટે થઈ કે તેઓ 'અત્યંત પારદર્શક સત્યનિષ્ઠાવાળા[૪૪] પુરુષ હતા, અને તેમણે પોતાના સ્વભાવની ચંચળતા ને તેમાં રહેલા વિરોધી તત્ત્વોના મિશ્રણને ઢાંકવા સારુ સૌથી જરૂરની એવી સાવચેતી રાખવાની પણ પરવા કરી નહીં. પરિણામે બ્રાહ્મ સમાજમાં ૧૮૭૮માં નવી ફૂટ પડી. કેશવના પોતાના માણસો તેમની સામે સખત પ્રહારો કરવા લાગ્યા, અને કેશવે પોતાના સિદ્ધાન્તોને છેહ દીધો એવો આક્ષેપ આ લોકોએ તેમની સામે મૂક્યો.[૪૫] તેમના [illegible]મના મિત્રોએ તેમનો ત્યાગ કર્યો.

એટલે જે નિષ્ઠાવાન મિત્રો બાકી હતા તેમના હાથમાં ગયા સિવાય તેમનો છુટકો રહ્યો નહીં. આવા મિત્રો બે હતા—રામકૃષ્ણ અને કાધર હ્યુક વિલિંગ્ટન. વળી આ નવી કસોટીએ ખ્રિસ્તી ધર્મના વિચારોના આખા પૂરને માટે દરવાજા ફરી ખુલ્લા કરી દીધા. કેશવ એ વિચારોનો સ્વીકાર વધારે ને વધારે સ્પષ્ટ રીતે કરતા ગયા; અને હવે એ વિચારો ખ્રિસ્તી ધર્મના ઊંડામાં ઊંડા તત્ત્વરાગને અનુસરતા હતા. દાખલા તરીકે 'હું પ્રભુનો મોકલેલો પેગંબર છું?' એ નામના વ્યાખ્યાનમાં (જાન્યુઆરી ૧૮૭૯) તેમણે પોતાને નાનપણમાં જોન ધ બેપ્ટિસ્ટ, ઇસુ અને સંત પોલનું જે દર્શન થયેલું તેનું વર્ણન કર્યું. 'હિંદ પૂછે છે, ઇસુ કોણ છે?' એ વ્યાખ્યાનમાં (ઇસ્ટર ૧૮૭૯) તેમણે હિંદની આગળ જાહેર કર્યું કે 'વરરાજા આવે છે.' 'મારા ઇસુ, મારા પ્રિયતમ ઇસુ, ઇશ્વર અને માનવથી જન્મેલા ઇસુ', વગેરે વચનો વાપર્યાં.[૪૬] 'ઇશ્વર એકલો દર્શન દે છે?' એ નામના વ્યાખ્યાનમાં તેમણે બતાવ્યું કે એ પરમ પિતાના જમણા હાથ પર તેમના પુત્ર ઇસુ બેઠેલા છે.[૪૭]

પણ આ બધાં વ્યાખ્યાનો તેમના બીજા કામની આડે આવ્યાં નહીં; અને તેમણે એ જ સમય દરમ્યાન હિમાલયની ઊંચાઇ પરથી, બ્રાહ્મ સમાજના મહોત્સવને માટે, 'હિંદી ભાઇઓને પત્ર' (૧૮૮૦) નામનો પ્રસિદ્ધ પત્ર લખ્યો; અને તેમાં પોપના જેવા સૂરથી પોતાને ઇશ્વરે સોંપેલા સંદેશની—નવવિધાનની—જાહેરાત કરી. એ વાંચતાં કોઇને એમ જ લાગે કે એના શબ્દો જાણે બાઇબલમાંથી લીધેલા છે:

'સાંભળ, હે હિંદુસ્તાન, એ નાથ—તારો પ્રભુ એક જ છે.'

આ રીતે 'હિંદી ભાઇઓને પત્ર'ની શરૂઆત થાય છે.

'પરમાત્મા જેહોવા, જેનાં વાદળાં ગર્જના કરીને કહે છે: "હું છું"; સ્વર્ગ અને પૃથ્વી જેની ઘોષણા કરે છે....'

'હે પ્રિય ને વહાલા મિત્રો, હું આ પત્ર સંત પૉલનું અનુકરણ

કરીને અને તેમની ઢબે લખું છું જોકે તેમના સન્માનિત ગુરુની આગળ તો હું સાવ અપાત્ર છું....'

પણ તેઓ ઉમેરે છે: 'પોલે ઈસુ પરની શ્રદ્ધાથી છલકાતે હૈયે પત્રો લખ્યા હતા. હું સેશ્વરવાદી છું. એટલે હું એક જ પેગંબરને નહીં. પણ સ્વર્ગ અને પૃથ્વીના, સદેહ અને વિદેહ એવા, સર્વ પેગંબરોને ચરણે બેસીને તમને મારો આ અલ્પ પત્ર લખું છું....'

કેમકે તેઓ પોતાને પુરોગામી ઈસુ ખ્રિસ્તની પરિપૂર્તિ—તેનું પરિપક્વ ફળ—માનતા હતા.

'નવવિધાન એ ઈસુ ખ્રિસ્તની દૈવી વાણીની પરિપૂર્તિ છે ..એ સર્વશક્તિમાન જેમ અગાઉ બીજાં રાષ્ટ્રો જોડે બોલેલા તેમ આજે તેઓ આપણા દેશ જોડે બોલે છે....'[૪૮]

આ પળે તેઓ એમ પણ માનતા હતા કે પોતે પરમાત્માના જેવી જ સામગ્રીથી ઘડાયેલા છે.

'પરમાત્મા અને મારો અંતરાત્મા એવા સંકળાયેલા છે. તમે મને જોયો હોય, તો તમે પરમાત્માને જોયો છે....'

ત્યારે તેઓ જે પરમાત્માના અવાજ છે તેને શું કહેવાનું છે? તે કહ્યો 'નવો પ્રેમ, નવી આશા, નવો આનન્દ લાવે છે?' ('આ નવો દિવ્ય સંદેશો કેવો મધુર છે!')

જેહોવા, ભારતના ઈશ્વરરૂપે, આ નવા પેગંબર મૂસાને લખાવે છે:

'પરમાત્માને કોઈ આંખે જોયો નથી, ને કોઈ કાને સાંભળ્યો નથી. એ તમારો ઈશ્વર છે, અને તમારે બીજા કોઈ ઈશ્વરને માનવો ન જોઈએ. એ પરમ પ્રભુની સામે, તેના વિરોધી તરીકે, ભારતના માણસોએ બે ખોટા દેવોને ઊભા કર્યા છે—એક તો એ દેવ જેને અજ્ઞાન માણસોના હાથે ઘડ્યો છે; અને બીજો એ દેવ જેને બુદ્ધિવાનોનાં વ્યર્થ સ્વપ્નોએ કલ્પ્યો છે. એ બંને દેવ આપણા

પ્રભુના શત્રુ છે.[૪૯] તમારે એ બંનેનો ત્યાગ કરવો જોઇએ...નિર્જીવ દ્રવ્યને, કે નિર્જીવ માણસોને, કે નિર્જીવ કલ્પનાઓને તમે પૂજશો નહીં...જે જીવતો આત્મા આંખ વિના જુએ છે તેને પૂજો. પરમેશ્વર તથા વિદેહ સાધુસંતો જોડેનું આત્માનું અનુસંધાન એ તમારું સાચું સ્વર્ગ થઇ પડશે, ને એથી બીજા કોઇ સ્વર્ગ તરફ તમારે નજર નાખવી જોઇએ નહીં...આત્માના આનન્દમાં તમને સ્વર્ગનો આનન્દ ને તેની પવિત્રતા જોવા મળશે...તમારું સ્વર્ગ દૂર નથી; તે તમારા અંતરમાં જ છે. માનવકુટુંબના સર્વ પ્રાચીનો—સર્વ યુગોના ને સર્વ દેશોના પેગંબરો, સંતો, શહીદો, ઋષિઓ, ઈશ્વરી સંદેશવાહકો, પ્રચારકો ને પરોપકારીઓ—નો, નાનજાતના કશા ભેદભાવ વિના, તમારે માન આપવું જોઇએ, ને તેમના પ્રત્યે પ્રેમ ધરાવવો જોઇએ! એકલા ભારતના જ પુણ્યપુરુષો વિશે તમે પ્રેમ ધરાવશો નહીં, ને તેમને એકલાને જ માન આપશો નહીં! સર્વ પેગંબરો ભક્તિભાવ અને સર્વદેશી પ્રેમના અધિકારી છે. તે ભક્તિ ને પ્રેમ તેમના પ્રત્યે રાખો...દરેક સારા ને મહાન પુરુષ સત્ય અને ઈશ્વરી ભલાઇના કોઈ વિશિષ્ટ તત્ત્વનું મૂર્તિમંત રૂપ હોય છે...તેમનું રુધિર તે તમારું રુધિર હો, તેમનું માંસ તે તમારું માંસ હો!...તમે તેમની અંદર વસો, ને તેઓ સદાકાળ તમારી અંદર વાસ કરશે!'

આના કરતાં અધિક ઉન્નત, અધિક ઉદાત્ત બીજું કશું કલ્પી શકાય એમ નથી. સર્વદેશીય સેશ્વરવાદનું આ ઉચ્ચતમ રૂપ છે; અને તે યુરોપના મુક્ત સેશ્વરવાદની ઘણી નજીક આવે છે, તે છતાં તેમાં પરાણે ઈશ્વરદત્ત ધર્મનો સ્વીકાર કરવાપણું રહેતું નથી. તે આખી પૃથ્વીના—ભૂત, વર્તમાન અને ભાવિ—સર્વ વિશુદ્ધ આત્માઓને આવકાર આપવા પોતાના હાથ પહોળા કરે છે; કેમકે કેશવનું આ નવવિધાન શ્રુતિધર્મનો આખરી શબ્દ હોવાનો દાવો કરતું નથી. "ભારતનાં શાસ્ત્રો બંધ કરી રાખેલાં નથી;[૫૦] નવાં પ્રકરણો દર

વરસે ઉમેરાતાં જાય છે...ઈશ્વરના પ્રેમ અને જ્ઞાનમાં નિરંતર આગળ ને આગળ ચાલ્યા જાઓ!...ઈશ્વર આપણને દસ વરસમાં શું શું દેખાડશે એ તેના પોતાના સિવાય બીજું કોણ કહી શકે!'

એક તરફ આ મુક્ત ને વિશાળ સેશ્વરવાદ છે; તેના અવાજમાં શાન્તિ અને આત્મશ્રદ્ધા છે. બીજી તરફ ગયે વરસે કેશવે ઈસુને ચરણે અતિ દીનહીન પાપી તરીકે કરેલા પ્રણિપાત છે.—એ બેનો મેળ કેવી રીતે સાધી શકાય?[૫૧]

'મારે તમને કહેવું જોઈએ....કે મારે ઈસુની સુવાર્તા જોડે સંબન્ધ છે અને હું તેમાં આગળપડતું સ્થાન ધરાવું છું. ઈસુએ જે વંઠેલ દીકરાની વાત કરેલી તે હું છું, અને હું પશ્ચાત્તાપની વૃત્તિથી મારા પરમ પિતા પાસે પાછો જવા મથી રહ્યો છું. બલ્કે હું તો એથીયે વધારે કહીશ, જેથી મારા વિરોધીઓને સન્તોષ થાય ને જ્ઞાન મળે... હું યહૂદા છું. જે નીચ માણસે ઈસુને દગો દીધેલો તે હું છું. સત્યની સામે પાપ કરનાર ખુદ યહૂદા તે હું છુ....અને ઈસુ મારા હૃદયમાં વાસ કરે છે!'....' બ્રાહ્મ સમાજના જે સભ્યો અહીં સુધી તેમના નેતાને અનુસર્યા હતા તેમના પર આવા જાહેર એકરારની કેવી જબરદસ્ત અસર થઈ હશે તેની કલ્પના કરવા જેવી છે.[૫૨]

પણ કેશવ હજુ પોતાના મન જોડે ચર્ચા કરી રહ્યા હતા. તેઓ ઈસુના પૂજારી હોવાનો દાવો કરતા હતા, પણ પોતે 'ખ્રિસ્તી' હોવાનો ઇનકાર કરતા હતા.[૫૩] ઈસુ, સોક્રેટિસ અને ચૈતન્ય એ તેમના શરીરના કે તેમના મનનો અકેકો અંશ છે. એવો વિચાર કરીને, એ વિચિત્ર રીતે, તેઓ એ ત્રણનું એકીકરણ કરવા માગતા હતા.[૫૪] છતાં તેમણે પોતાના સમાજમાં ખ્રિસ્તી ધર્મના કેટલાક પૂજાવિધિ દાખલ કર્યા; માત્ર હિંદી રૂઢિને અનુકૂળ એવું રૂપ તેમને આપ્યું. રોટી ને દારૂને ઈસુ ખ્રિસ્તનાં માંસ ને રુધિર

માની તે ખાવાનો વિધિ ખ્રિસ્તી ધર્મમાં છે. કેશવે ૧૮૮૧ ના માર્ચની ૬ઠ્ઠી તારીખે આ વિધિ કર્યો; તેમાં રોટી ને દારૂને બદલે ભાત ને પાણી મૂક્યાં.[૫૫] ત્રણ મહિના પછી સમાજમાં બાપ્તિસ્માનો વિધિ કર્યો; અને તેમાં પિતા, પુત્ર ને પવિત્ર આત્માની સ્તુતિ ગાઈ. આમાં તો કેશવે પોતે પહેલ કરીને દાખલો બેસાડ્યો.

છેવટે ૧૮૮૨ માં તેમણે ચોક્કસ ડગલું ભર્યું. ખ્રિસ્તી ધર્મનાં સર્વ ગૂઢ તત્ત્વોમાંથી ખ્રિસ્તી ત્રિમૂર્તિ એશિયાને સમજવી ને સ્વીકારવી હંમેશાં સૌથી કઠણ લાગી છે; અને એને વિષે તેણે અણગમો કે તિરસ્કાર દાખવ્યો છે.[૫૬] કેશવે તેનો સ્વીકાર કરી તેને અપનાવી, એટલું જ નહીં પણ હર્ષભેર તેનો સ્વીકાર કર્યો,[૫૭] ને તેનાથી પોતાને જ્ઞાનનો નવો પ્રકાશ મળ્યો એમ માન્યું. તેમને એવો ભાસ થયો—અને તે અકારણ નહોતો—કે આ ગૂઢતા તે ખ્રિસ્તી તત્ત્વશાસ્ત્રરૂપી કમાનમાં ચાવીનો પથ્થર છે, તે વિશ્વની સર્વોચ્ચ કલ્પના છે....' તે ખજાનો છે, અને તેમાં જગતના ધર્મસાહિત્યનું બધું સંચિત ધન ભેગું થયેલું પડ્યું છે—સમગ્ર માનવજાતિનાં તત્ત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર, અને કવિતામાં જે કંઈ મૂલ્યવાન છે તે બધું....વળી એ જગતની ધર્મભાવનાનો ઊંચામાં ઊંચો આવિર્ભાવ છે....' તેમણે આ ત્રણ પુરુષોની વ્યાખ્યા, સનાતની ખ્રિસ્તીની દૃષ્ટિએ, ચોક્સ આપી છે એમ હું માનું છું.[૫૮] તેમને હજુ કોઈ વસ્તુ ખ્રિસ્તી ધર્મથી અળગા રાખતી હતી શું?

એવી એક જ વસ્તુ હતી, પણ તે સ્વતંત્ર જગત જેવી હતી—એ હતો એમનો પોતાનો સદ્દેશ, ભારતીય 'નવવિધાન'. તેનો ત્યાગ કરવા તેમનું મન કોઈ કાળે તૈયાર થાય એમ નહોતું. તેમણે ઈસુનો અપનાવ્યા એ સાવ સાચું. પણ ઈસુએ પોતે પાછા ભારતને તથા કેશવના સેશ્વરવાદને અપનાવવા રહ્યાં હતાં. 'ચાલી જા, મૂર્તિપૂજા!

'મૂર્તિપૂજાના ઉપદેશકો, વિદાય છે તમને !' ( આ સંબોધન પશ્ચિ-થયું હતું. ઈસુ ખ્રિસ્ત એ શાશ્વત શબ્દ છે. 'ઈસુ આપણા જગતમાં આવ્યા તે પહેલાં ઘણા લાંબા વખતથી તે પરમ પિતાના વક્ષ સ્થળમાં નિરાવરણ લોગોસરૂપે ગુપ્ત રીતે રહેલા હતા.' તેમનું શારીરિક જીવન વ્યતીત થયું તે પૂર્વે ગ્રીસ અને રોમમાં, ઇજિપ્ત અને હિંદમાં, ઋગ્વેદના કવિઓમાં. તેમજ કનફ્યુશિયસ અને શાક્ય મુનિનાં રૂપમાં તેમણે દેખા દીધી હતી; અને નવવિધાનના આ હિન્દી પ્રચારકનું કામ ઈસુનો સાચો ને સર્વદેશી અર્થ જાહેર કરવાનું હતું કેમકે ત્રિમૂર્તિમાં 'પુત્ર' પછી 'પવિત્ર આત્મા' આવે છે; અને 'આ નવવિધાનનો ધર્મગ્રંથ ..એ એકંદરે પવિત્ર આત્માની સંસ્થા છે,' તથા તે બાઈબલના જૂના તેમજ નવા કરાર અધૂરા હતા તેમને પૂરા કરે છે.

એટલે આ હિમાલય જેવા સેશ્વરવાદ પર ઉપરથી તેમજ નીચેથી સખત આઘાતો થયા તોપણ તેનો જરાયે અંશ ખરી પડ્યો નહીં; જોકે એ આઘાતો એવા હતા કે એ વાદના ગઢને તેમણે સુરંગ લગાડી હોત તો નવાઈ નહોતી. કેશવે વિચારના પ્રબળ પ્રયાસ વડે ઈસુ ખ્રિસ્તને એ નવવિધાનમાં સમાવી લીધા, અને પોતાના નવવિધાનને ઈસુના નામથી આચ્છાદિત કર્યું; કેમકે તેઓ માનતા હતા કે ઈસુ ખ્રિસ્તનો સાચો અર્થ પશ્ચિમના ખ્રિસ્તી ધર્મ આગળ પ્રગટ કરવા માટે જ મને જન્મ મળેલો છે.

કેશવના સ્વર્ગવાસ પહેલાં, ૧૮૮૩ માં, તેમણે આપેલા છેલ્લા સંદેશાનો સ્પષ્ટ હેતુ આ હતો. સંદેશાનું મથાળું હતું : 'યુરોપને એશિયાનો સંદેશો'. તેમાં તેમણે કહ્યું : 'હે સાંપ્રદાયિક ને વિષય-ભોગમાં પડેલા યુરોપ, તારા સંકુચિત ધર્મનું ખડ્ગ તું મ્યાનમાં મૂકી દે ! તેનો ત્યાગ કર, અને ઈશ્વરપુત્ર ઈસુને નામે સાચા કૅથલિક અને સર્વદેશી ધર્મસંઘમાં સામેલ થા !....'

'ખ્રિસ્તી યુરોપ ઈસુ ખ્રિસ્તના અડધા પણ શબ્દો સમજ્યુ નથી. ઈસુ અને ઈશ્વર એક છે એમ તે સમજ્યુ છે, પણ ઈસુ અને માનવજાતિ એક છે એમ તે સમજ્યુ નથી એ મોટુ રહસ્ય છે, અને નવવિધાન જગત આગળ એ રહસ્યને પ્રગટ કરે છે મનુષ્યનુ ઈશ્વરની જ સાથે અનુસંધાન નહીં, પણ મનુષ્યનુ મનુષ્યની સાથે અનુસંધાન પણ !.... એશિયા યુરોપને કહે છે "બહેન, ઈસુમા એક થા !...જે કઈ સારુ, સાચુ ને સુન્દર છે—હિંદ એશિયાની નમ્રતા, ઇસ્લામની સત્યનિષ્ઠા, અને ચીનની ઉદારતા—જે કઈ પવિત્ર તત્ત્વ છે તે ઈસુનુ છે.. "'

અને એશિયામા આવેલા નવા રોમના આ નવા પોપ એનુ સુન્દર ગાન ગાય છે [૫૯]

પણ તેઓ તો ખરેખરા પોપ હતા, અને પરસ્પર મેળ ન ખાનારી માનવજાતિના ઐક્યને તેમણે પોતાનો સિદ્ધાન્ત બનાવ્યો રહ્યો હતો. એ સિદ્ધાન્તનુ રક્ષણ કરવા માટે તેઓ હમેશા તેજ હાથમા રાખી મૂકતા, અને એકેશ્વરવાદના વિષયમા—ઈશ્વરની એકતા પરત્વે—તેઓ જરા પણ બાંધછોડ કરવાની ના પાડતા

'વિજ્ઞાન એક છે ધર્મ સત્ય એક છે '

તેમના શિષ્ય મઝુમદારે તેમને મુખેથી ઈસુ ખ્રિસ્તના આગ્રહણીના શબ્દો—પણ વધારે આકરા રૂપમા—ઉચ્ચારાવ્યા છે

'સાચા જવાનો રસ્તો એક જ છે સ્વર્ગમા પાછલી બાજુથી પેસવાનુ બારણુ નથી. જે માણસ આગળ બારણેથી પેસતો નથી તે ચોર ને ડાકુ છે '

રામકૃષ્ણે હસતા હસતા મહેલા હેતભર્યા શબ્દે કરેલ આ ટીકા જ આ માનના વચનો છે [૬૦]

એ, બનવાજોગ, એમ.જે નિયમની જરૂર રહે છે તે નિયમન

ધાર્મિક સર્વદેશીયતા જોડે મેળ ખાતું નથી, અને ઘણીવાર અજાણતાં આધ્યાત્મિક સામ્રાજ્યવાદમાં ભળી જાય છે. એ નિયમનને માટે કેશવે તેમના જીવનના આખરભાગમાં નવી સંહિતા રચી (સપ્ટેંબર ર, ૧૮૮૩). તેમાં 'ભારતના નવવિધાનના આર્યોનો રાષ્ટ્રીય કાયદો' આપેલો હતો. એ કાયદો તે ઈશ્વરનો નીતિનિયમ હતો. માત્ર સુધરેલા હિંદુઓની ખાસ જરૂરિયાતો ને તેમના ચારિત્રને અનુકૂળ આવે એવા ફેરફારો તેમાં કરેલા હતા, અને તેની રચના તેમની રાષ્ટ્રીયમનોવૃત્તિઓ ને પ્રથાલિકાઓના પાયા પર કરવામાં આવી હતી. તેમાં રાષ્ટ્રીય એકતાવાદ ભરેલો છે એમ કહી શકાય—એક ઈશ્વર, એક શાસ્ત્ર, એક દીક્ષા, એક વિવાહ—કુટુંબ, ઘર, વેપાર, અભ્યાસ, મનોરંજન, દાન, સગાઈ વગેરેને લગતી આજ્ઞાઓની આખી સ્મૃતિ કેવળ કાલ્પનિક છે, કેમકે જે હિંદ માટે તે રચાયેલી છે તે હજુ હસ્તીમાં આવ્યું નથી, ને આવશે કે કેમ તે વિષે શંકા છે.

તે હસ્તીમાં આવશે એવી કેશવને પોતાને ખાતરી હતી ખરી? તેમની બુદ્ધિની આખી ઈમારત કાચા પાયા પર રચાયેલી હતી—એ પાયો તે પૂર્વ ને પશ્ચિમની વચ્ચે ઝોલાં ખાતા તેમના સ્વભાવનો હતો. માંદગી[૬૧] આવી સાથે એ ઈમારતના સાંધા ઢીલા થઈ ગયા. તેમનો આત્મા કોની પાસે જવાનો હતો—ઈસુ પાસે કે કાલી પાસે? તેઓ મરણપથારી પર હતા તે વખતે રામકૃષ્ણ, દેવેન્દ્રનાથ—તેમના જૂના ગુરુ, જેમની જોડે હવે તેમને સમાધાન થયું—, અને કલકત્તાના બિશપ, એ બધા તેમને જોવા ગયા. ૧૮૮૪ના જાન્યુઆરીની ૧લીએ કાલીમાતાના એક નવા મન્દિરમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવા તેઓ છેલ્લીવારના બહાર નીકળ્યા. પણ જાન્યુઆરીની ૮મીએ તેમની મૃત્યુશય્યાની આસપાસ તેમની પોતાની વિનતીથી એક શિષ્યે ગાયેલા એક સ્તોત્રમાં ગેથસીમેઈનના બાગમાં ઈસુને થયેલી વેદનાનું વર્ણન હતું.

જ્યાં માણસનું મન આમ નિરંતર દોલાયમાન હોય ત્યાં એ ઝોલાંની વચ્ચેથી રસ્તો શોધી કાઢવો સાદા સરળ જીવોની પ્રજાને માટે તો અશક્ય હતું. પણ તેને લીધે કેશવ આપણને વધારે નજીકના લાગે છે, ને તેમના વિચારો આપણાં હૃદયને સ્પર્શ પણ વધારે કરે છે; કેમકે આપણે તેમના ઊંડામાં ઊંડા વિચારોનો અભ્યાસ કરી શકીએ છીએ, ને એ વિચારો જોડે કેટલી મનોવ્યથા રહેલી હતી તે જોઈ શકીએ છીએ. જે પુરુષે ઈશ્વરની શોધ પાછળ પોતાની સર્વ શક્તિ ખરચી નાખી, ને જેમનું શરીર અદૃષ્ટ ઈશ્વરનો શિકાર બન્યું હતું, તે પુરુષના જીવનની શુભ કરુણતા બીજા કોઈના કરતાં રામકૃષ્ણની દયાળુ ને વેધક દૃષ્ટિને વધારે દેખાતી હતી.[૧૨] પણ કોઈ જન્મસિદ્ધ નેતા ભલે પોતાની વ્યથા પોતાના મનમાં સંઘરી રાખે તોપણ, તેણે છેક અંતકાળની ઘડીએ મનને આવી રીતે દોલાયમાન થવા દેવું યોગ્ય છે ખરું? તેઓ એ દોલનો (ઝોલાં)નો વારસો આખા સમાજને આપી ગયા: અને એ દોલનોને લીધે જોકે એ સમાજનો આત્મા સમૃદ્ધ થયો ખરો, પણ હિંદમાં તેનો પ્રભાવ હંમેશને માટે નહીં તો લાંબા વખતને માટે નબળો પડ્યો. મેક્સમૂલરની[૧૩] પેઠે આપણને પણ સહેજે એમ પૂછવાનું મન થાય કે તેમના ઈશ્વરવાદમાંથી તાર્કિક રીતે ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર ફલિત થતો નથી? કેશવના મિત્રો તથા શત્રુઓને તેમના મરણ પછી તરત એમ જ લાગ્યું હતું.

તેમના અંત્યેષ્ટિ સંસ્કાર પછી ઈંગ્લંડ તથા પશ્ચિમી સંસ્કારવાળું હિંદ બંનેના અધિકૃત પ્રતિનિધિઓ શોક પ્રદર્શિત કરવામાં એકઠા થયા. 'કેશવ યુરોપ અને હિંદ વચ્ચે ઐક્યની સાંકળ હતા;' ને એ સાંકળ એકવાર તૂટી તે ફરી સાંધી શકાય એમ નહોતું. હિંદના તે પછીના કોઈ પણ નૈતિક ને ધાર્મિક નેતાઓએ પશ્ચિમની વિચારધારાના હાર્દ તથા આત્માને, તથા તેના ઈશ્વરને આટલા સાચા દિલથી નિષ્ઠા અર્પણ કરી નથી.[૧૪]

તેથી મેક્સમૂલર લખી શક્યા કે 'હિંદે તેનો મોટામાં મોટો સુપુત્ર ગુમાવ્યો છે.' પણ હિંદનાં સમાચારપત્રોએ તેમની પ્રતિભાની તો સ્તુતિ કરી, છતાં તેમને એમ કબૂલ કરવું પડયું કે, 'તેમની યોગ્યતા જોતાં તેમના શિષ્યોની સંખ્યા જેટલી હોવી જોઈતી હતી તેટલી નથી.'[૬૫]

વસ્તુતાએ તેમની પ્રજાના ઊંડે ઊંડે બેઠેલા આત્માથી તેઓ ઘણા જ દૂર હતા: તેઓ પોતાના દેશબન્ધુઓને પોતાની બુદ્ધિનાં વિશુદ્ધ શિખરો સુધી એક સપાટે પહોંચાડવા માગતા હતા; જેમની બુદ્ધિ પોતે તો યુરોપના આદર્શવાદ અને ઇસુ ખ્રિસ્તથી પોષાઈ હતી. સામાજિક બાબતોમાં રાયને બાદ કરતાં, કેશવની પહેલાંના કોઈ પુરુષે દેશની પ્રગતિ માટે કેશવના જેટલી જહેમત ઉઠાવી નહોતી; પણ જે રાષ્ટ્રીય ભાવના એ વખતે ભારે જોરથી જાગૃત થતી હતી તે ભાવનાના ઊંચે ચડતા જુવાળની સામે ઊલટી દિશામાં તેઓ દોડી રહ્યા હતા. ભારતના તેત્રીસ કરોડ દેવો, અને જે તેત્રીસ કરોડ માણસોરૂપે એ દેવોએ અવતાર લીધો હતો તે માણસો, તેમની સામે વિરોધ કરવા ખડા થયેલા હતા— માનવનાં સ્વપ્નોનું એ આખું વિશાળ જંગલ હતું; પણ કેશવમાં પશ્ચિમની દૃષ્ટિ હતી, તેને લીધે તેઓ ભારતના આ અરણ્યમાં રસ્તો ભૂલ્યા ને પગેરું કાઢી શક્યા નહીં. હિંદના વિશાળ માનવસમૂહને કાને પણ તેમનાં વચનો પહોંચ્યાં હોય એમ દેખાતું નથી.

*

કેશવના બ્રાહ્મ સમાજની સામે, અને દેશમાં પશ્ચિમના સંસ્કાર દાખલ કરવાના જે પ્રયત્નો તેમણે કર્યા તે સર્વની સામે, કેશવના જીવનકાળમાં જ, ભારતના ધર્મવિચારે એક શુદ્ધ સ્વદેશી સમાજ ઊભો કર્યો. તેના અધ્યક્ષ એક સર્વોચ્ચ કોટિના પુરુષ હતા. તેમનું નામ હતું સ્વામી દયાનંદ (૧૮૨૪–૧૮૮૩).[૬૬]

યુરોપ જ્યારે હિંદને વિષે આંક બાંધવા બેસે ત્યારે આ પુરુષસિંહને ભૂલી જાય એવો ઘણો સંભવ રહે છે. પણ એમને યાદ કર્યા વિના ભવિષ્યમાં તેનો છૂટકો થવાનો નથી, અને નહીં યાદ કરે તો તેને પોતાને સોસવું પડશે; કેમકે એ પુરુષમાં એક વિરલ સંયોગ હતો—તેઓ કર્મપરાયણ વિચારક હતા, તેની સાથે તેમનામાં માણસોના આગેવાન થવાની શક્તિ હતી. તેમની પછી એવો સંયોગ વિવેકાનન્દમાં થયેલો આપણને જોવા મળે છે.[૬૭]

મેં જે ધાર્મિક નેતાઓની વાત પાછળ કરી ને હજુ આગળ કરવાનો છું તે બધા નેતા બંગાળમાં જન્મેલા હતા. પણ દયાનંદને જન્મ આપનાર ભૂમિ જુદી હતી—એ અરબી સમુદ્રનો વાયવ્ય કાંઠો હતો, જે અડધી સદી પછી ગાંધીને જન્મ આપવાનો હતો. દયાનંદનો જન્મ ગુજરાતમાં—કાઠિયાવાડના મોરબી રાજ્યમાં, એક ધનિક સામવેદી કુટુંબમાં, થયો હતો. એમનું કુટુંબ જેવું વેદશાસ્ત્રમાં તેવું જ વહેવારના વિષયોમાં—રાજકાજમાં તેમજ વેપારમાં—પણ કુશળ હતું. તેમના પિતા એ નાના રાજ્યના કારભારમાં ભાગ લેતા. તેઓ કડક, અને શાસ્ત્રના અક્ષરને અનુસરનાર સનાતની હતા; તે ઉપરાત તેમના સ્વભાવમાં કડકાઈ ને કરપ સારી પેઠે હતાં—પોતાના આ પાછલા ગુણો દીકરામાં ઊતર્યાં તેને સારુ પિતાને ખેદ રહી ગયો.

એટલે બાળક તરીકે દયાનંદ કડકમાં કડક બ્રાહ્મણ આચારના વાતાવરણમાં ઊછર્યા. આઠ વરસની ઉંમરે તેમને જનોઈ દેવામાં આવ્યું, અને બ્રહ્મચારીને માટે આચારના જે જે કડક નીતિનિયમો હતા તે બધાનું પાલન આ બાળક પાસે તેમના કુટુંબીજનોએ કરાવવા માંડ્યું. તે વખતે તો એમ દેખાતું જાણે આ બાળક આગળ જતાં સનાતન ધર્મનો મોટો સ્તંભ નીવડશે. પણ એ તો જુદી જાતનો નીવડ્યો, ને તેણે એ મંદિરના સ્તંભો ઊલટા ઉથલાવી પાડ્યા.—માણસો માને છે કે બહારથી જોઈએ તેવી કેળવણી આપીને

જાગતી પેઢીના માનસને ધાર્યો ઘાટ આપી શકાય, ને એ રીતે ભવિષ્યની રચના જેવી કરવી હોય તેવી કરી શકાય. પણ માણસનો આ પ્રયાસ કેવો વ્યર્થ છે એ બતાવનારાં સો દૃષ્ટાન્ત આપી શકાય એવાં છે—તેમાંનું એક ધ્યાન ખેંચે એવું દૃષ્ટાન્ત તે દયાનંદનું છે. એવી સ્થિતિમાં સૌથી અચૂક પરિણામ તે બળવો છે.

દયાનંદના આવા બળવાની વાત નોંધવા જેવી છે. તે ચૌદ વરસના હતા તે વખતે મહાશિવરાત્રીની રાતે પિતા તેમને મહાદેવના મન્દિરમાં લઇ ગયા. દિવસે કડક ઉપવાસ કર્યો હતો, ને રાત આખી જાગરણ કરી શિવનાં સ્તોત્ર ગાવાનાં હતાં. બાકીના ભક્તો તો ઊંઘી ગયા. આ નાનો છોકરો એકલો આંખ ને મોંચતાં જાગતો રહ્યો. અચાનક તેણે જોયું કે એક ઉંદર આવીને શિવને ચડાવેલા ચોખા ખાય છે ને શિવલિંગ પર દોડાદોડ કરે છે: એટલું બસ હતું. બાળકના મનમાં કોઇ નૈતિક વિષય પરત્વે બળવો જાગે પછી તેને વિશે કશી રાકા રહેતી નથી. પલકવારમાં મૂર્તિ પરની આ છોકરાની શ્રદ્ધા, જિંદગીભરને માટે, ઊડી ગઈ. તે મંદિરમાંથી નીકળી ગયો, અંધારી રાતે એકલો ઘેર પહોંચ્યો, અને ત્યારથી તેણે પૂજાવિધિમાં ભાગ લેવાની સાફ ના પાડી દીધી. [૬૮]

ત્યારથી પિતા પુત્ર વચ્ચે ભયંકર ખેંચાતાણ શરૂ થઈ. બંને અડગ નિશ્ચયવાળા ને પોતાનો જ કક્કો ખરો કરનારા હતા; તેને લીધે માહોમાહે બાથઝોડના દરવાજા બંધ થઈ ગયા. ઓગણીસ વરસની ઉંમરે, પોતાની નામરજી છતાં માબાપ પરાણે લગ્ન કરાવવા માગતાં હતાં, તેમાંથી છૂટવા દયાનંદ ઘેરથી નાસી ગયા. તેમને પકડી લાવી જાપ્તામાં રાખ્યા. તે ફરીવાર, ને આ વેળા (૧૮૪૫ માં) કાયમને માટે, નાસી ગયા. પિતાને તે ફરી કદી મળ્યા નહીં.

ધનિક બ્રાહ્મણના આ દીકરા પાસે પોતાની એવી એક કોડી પણ

નહોતી. એ અકિંચન જુવાને પંદર વરસ સુધી ભિક્ષા માગીને ખાધું, અને ભગવાં વસ્ત્ર ધારણ કરી સાધુવેશે ભારતનું પર્યટન કર્યું. વિવેકાનન્દે જુવાનીમાં જેવું જીવન ગાળ્યું, અને ભારતના એક છેડાથી બીજા છેડા સુધી જેવી યાત્રા કરી, તેની જ આ જાણે પહેલી આવૃત્તિ હોય એવું દેખાય છે. તેમની પેઠે દયાનંદ પણ વિદ્વાનો ને તપસ્વીઓની શોધમાં ભમ્યા, ક્યાંક દર્શનશાસ્ત્ર શીખ્યા, ક્યાંક વેદ ભણ્યા, ને બીજે ક્યાંક વળી યોગદર્શન ને તેની પ્રક્રિયાઓનો અભ્યાસ કર્યો. વિવેકાનંદની પેઠે તેમણે પણ ભારતનાં લગભગ બધાં તીર્થોની યાત્રા કરી, અને ધાર્મિક વાદવિવાદોમાં ભાગ લીધો. વિવેકાનંદની પેઠે તેમણે પણ કષ્ટો વેઠ્યાં; અને થાક, અપમાન તથા જોખમને ન ગણકાર્યાં. પિતૃભૂમિના દેહ જોડેનો તેમનો આ સંપર્ક વિવેકાનંદના યાત્રાકાળ કરતાં ચારગણો લાંબો ચાલ્યો. પણ તેમનું પર્યટન વિવેકાનંદની યાત્રા કરતાં એક બાબતમાં જુદું પડતું હતું. દયાનંદ જે માનવસમૂહોમાં થઈને પસાર થતા હતા તે સમૂહોથી સાવ અળગા ને અલિપ્ત રહેતા: એનું કારણ એટલું જ હતું કે તેઓ આ બધા સમય દરમ્યાન સંસ્કૃત સિવાયની કોઈ ભાષા બોલતા નહીં. વિવેકાનંદને જો રામકૃષ્ણનો સમાગમ ન થયો હોત; અને તેમનામાં ઊંચા ખવાસનું ને વિશુદ્ધિનું જે ભારે અભિમાન હતું તેના પર આ અત્યંત માનવપ્રેમી ગુરુની ક્ષમાશીલ દયા ને વિરલ સહૃદયતાએ અંકુશ ન મૂક્યો હોત; તો વિવેકાનંદ જેવા બન્યા હોત, તેવા દયાનંદ હતા. વહેમ અને અજ્ઞાન, આત્માની શિથિલતા, અધોગતિ તરફ લઈ જનારા પૂર્વગ્રહો, અને જેને વિષે તેમને સાવ તિરસ્કાર હતો તે કરોડો મૂર્તિઓ—એ સિવાય કશું દયાનંદે જોયું નહીં; જોવાની તેમની ઇચ્છા નહોતી. છેવટે ૧૮૬૦ માં તેમને મથુરામાં ગુરુનો સમાગમ થયો. તે તો બધી નબળાઈઓની ઝાટકણી કાઢવામાં ને વહેમને વિષે તિરસ્કાર દાખવવામાં દયાનંદ

કરતાંયે વધારે કડક અને અણનમ હતા. તે સંન્યાસી હતા, તેમણે બાળપણમાં આંખો ગુમાવી હતી, અને અગિયાર વરસની વયથી જગતમાં એકલા હતા. તે વિદ્વાન પુરુષ હતા, ભીષણ પુરુષ હતા. તેમનું નામ હતું સ્વામી વિરજાનંદ સરસ્વતી. દયાનંદ તેમના શિષ્ય થયા. અંગ્રેજીમાં કહેવું હોય તો, તેમની 'ડિસિપ્લીન'મા[૬૯] દાખલ થયા. આ 'ડિસિપ્લીન' શબ્દનો મૂળ, સત્તરમા સૈકાનો, અર્થ છે દેહદમન માટે શરીરે મારવાનો ચાબખો. આ 'ચાબખા'ના ઘા તેમના આત્મા ઉપર તેમજ શરીર ઉપર પણ પડ્યા. જરાયે નરમ ન પડે એવા ને અતિઆગ્રહી એવા આ પુરુષ પાસે શિષ્ય તરીકે રહી દયાનંદે અઢી વરસ તેમની સેવા કરી. પોતાની અટકને વિસ્મરણની ખાડમા નાખી દઈ ગુરુની અટક સ્વીકારી! એટલે તેમના કાર્યનો પછીનો ક્રમ એ કેવળ આ કડક પ્રજ્ઞાચક્ષુ પુરુષની ઇચ્છા અનુસાર જ ચાલ્યો, એ યાદ રાખવામા કેવળ ન્યાય રહેલો છે. તેઓ છૂટા પડ્યા ત્યારે વિરજાનંદે તેમની પાસેથી વચન લીધું કે 'પૌરાણિક ધર્મમાં જે પાખંડી મતો પેસી ગયા છે તે દૂર કરવામાં, બુદ્ધ પહેલાંના યુગની ધાર્મિક પ્રણાલિકાનું પુનઃ પ્રસ્થાપન કરવામાં, અને સત્યનો પ્રચાર કરવામાં હું મારું જીવન સમર્પણ કરીશ.'

દયાનંદે તરત જ ઉત્તર હિંદમાં ઉપદેશ આપવો શરૂ કર્યો. પણ જે પરોપકારી પ્રભુભક્તો તેમના શ્રોતાઓની નજર આગળ આખું સ્વર્ગ ખુલ્લું મૂકી દે છે તેમનાથી દયાનંદનું જીવન એક બાબતમાં જુદું હતું. દયાનંદ ઇલિયડ કે ગીતાના કોઈ વીર યોદ્ધા જેવા હતા; તેમનામાં હરક્યુલીસ કે ભીમ[૭૦] જેવું અંગબળ હતું; અને પોતાનો મત એકલો જ ખરો છે એમ કહી તેઓ બીજા સર્વ પ્રકારના વિચારો સામે ગર્જના કરતા. તેમને એટલી બધી સફળતા મળી કે પાંચ વરસમાં તો ઉત્તર હિંદ સાવ બદલાઈ ગયુ. આ પાચ વરસમાં તેમનો જીવ લેવાના પ્રયાસ ચાર કે પાંચ વાર થયા—કેટલીકવાર તેમને ઝેર

આપવાના પણ પ્રયત્ન થયા. એકવાર એક ધર્માંધ માણસે શિવનું નામ દઈ તેમના મોઢા પર નાગ ફેંક્યો, પણ તેમણે તો એ નાગને પકડી તેને કચરી નાંખ્યો. તેમને હંફાવવાનું અશક્ય હતું: કેમકે તેમને સંસ્કૃતનું ને વેદનું અજોડ જ્ઞાન હતું, અને તેમના શબ્દોરૂપી ધગધગતા અંગારથી તેમના વિરોધીઓ મહાત થઈ જતા. તેઓ દયાનંદને નદીના પૂરની ઉપમા આપતા. શંકરની પછી વેદધર્મનો આવો પેગંબર કોઈ થયો નહોતો. સનાતની બ્રાહ્મણો તો સાવ નિરુત્તર ને અવાક્ બની ગયા, એટલે તેમણે દયાનંદની સામે કાશીની મદદ માગી. દયાનંદ નિર્ભયપણે ત્યાં ગયા, અને ૧૮૬૯ના નવેંબરમાં મહાભારત વાદ આદર્યો. ત્યાં કરોડો પ્રતિપક્ષીઓ આવ્યા હતા, ને સહુ તેમને ચિત કરવા આતુર હતા. સનાતની હિંદુઓના સહુ અતિરથી મહારથી ત્યાં ભેગા થયા હતા. એવા ત્રણસો પંડિતો સામે ત્યાં તેમણે એકલાએ કલાકોના કલાક સુધી શાસ્ત્રાર્થ કર્યો.[૭૧] તેમણે પુરવાર કર્યું કે જે વેદાન્તનું આચરણ આજે થઈ રહ્યું છે તે મૂળ વેદથી વિરુદ્ધ છે. તેમણે એવો દાવો કર્યો કે હું ખરાં શ્રુતિવચન પર, બે હજાર વરસ પહેલાંના શુદ્ધ ધર્મ પર, પાછો જાઉં છું. લોકોને એમનું કહેવું પૂરું સાંભળવાની ધીરજ નહોતી. તેમણે બૂમરાણ કરી દયાનંદને બોલવા દીધા નહીં, અને તેમને જાતિબહિષ્કૃત કર્યા. તેમની આસપાસ સુનકાર પેદા કરવામાં આવ્યો. પણ મહાભારતની ધાટી પર થયેલા આવા વાગ્યુદ્ધના પડઘા આખા દેશમાં ફેલાઈ ગયા, ને તેને લીધે તેમનું નામ આખા હિંદમાં પ્રખ્યાત થયું.

તેઓ કલકત્તામાં ડિસેંબર ૧૫, ૧૮૭૨થી એપ્રીલ ૧૫, ૧૮૭૩ સુધી રહ્યા. તે દરમ્યાન રામકૃષ્ણ જોડે તેમને મુલાકાત થઈ. બ્રાહ્મ સમાજે પણ તેમને હેતથી આવકાર આપ્યો. કેશવ અને તેમના માણસોએ તેમની જોડેના પોતાના મતભેદો તરફ સ્વેચ્છાએ આંખ મીંચી. તેમને થયું કે રૂઢિચુસ્ત સમાજના વહેમો ને કરોડો

દેવો સામેની આપણી જેહાદમાં આ તગડા સાથી સારા છે. પણ પશ્ચિમના વિચારોથી રંગાયેલા ધાર્મિક ચિન્તકો જોડે સમજૂતી પર આવે એવા માણસ દયાનંદ નહોતા. તેમનો રાષ્ટ્રીય હિંદી ઈશ્વરવાદ, કેવળ વેદની શુદ્ધ ધાતુમાંથી ઘડાયેલી તેમની ગજવેલ જેવી ધર્મશ્રદ્ધા, — એને બ્રાહ્મ સમાજના ધર્મ જોડે કશું સામ્ય નહોતું; કેમકે એ લોકોનો ધર્મ તો અર્વાચીન સંશયથી રંગાયેલો હતો, અને તે વેદના નિર્વિવાદ પ્રામાણ્યનો તથા પુનર્જન્મના સિદ્ધાન્તનો ઇનકાર કરતો હતો.[૭૨] દયાનંદે બ્રાહ્મ સમાજ જોડેની વાટાઘાટ તોડી નાંખી. એ સમાગમથી તેમને તો લાભ થયો,[૭૩] કેમકે એ લોકો પાસેથી તેમને એક બહુ સાદી સૂચના મળી—જોકે વહેવારની દૃષ્ટિએ તેની જે કિંમત હતી તે અગાઉ તેમના ધ્યાનમાં આવી નહોતી.[૭૪] આ સૂચના એ હતી કે 'તમે લોકોની ભાષામાં પ્રચાર નહીં કરો, તો તેની અસર નહીંજેવી જ થશે.' તેઓ મુંબઈ ગયા; અને ત્યાં તેમનો સંપ્રદાય હિંદના સમાજજીવનમાં મૂળ ઘાલવા લાગ્યો. આ સંપ્રદાયની સ્થાપના તો તેમણે બ્રાહ્મ સમાજના દાખલાની નકલ કરીને કરેલી; પણ તેમનામાં સંગઠનની સૂઝ અને આવડત વધારે હતી. ૧૮૭૫ના એપ્રીલની ૧૦મીએ તેમણે મુંબઈમાં પહેલવહેલા આર્ય સમાજની સ્થાપના કરી. એ ભારતના આર્યોનો, શુદ્ધ હિંદીઓનો, સિંધુગંગાને કાંઠે વસતી પ્રાચીન વિજેતા પ્રજાના વંશજોનો, સમાજ હતો. અને એ જિલ્લાઓમાં જ, તેનો પાયો સૌથી વધારે જોરથી નંખાયો. ૧૮૭૭ માં લાહોર મુકામે સમાજના સિદ્ધાન્તો ચોક્સ રૂપમાં ઘડાયા. ત્યારથી માંડીને ૧૮૮૩ સુધીમાં દયાનંદે ઉત્તર હિંદ, રાજપૂતાના, તથા આગ્રા ને અવધના યુક્ત પ્રાન્તોમાં ઠેર ઠેર આર્ય સમાજની શાખાઓ સ્થાપી. પંજાબમાં તેનો વિશેષ પ્રચાર થયો, ને એ પ્રાન્તને દયાનંદે પોતાનું મુખ્ય કેન્દ્ર બનાવ્યો. ક્રમબદ્ધ આખા હિંદ પર તેમનો પ્રભાવ પડ્યો. એકલા મદ્રાસ પ્રાન્તમાં જ તેમની કશી ખાસ અસર પડતા પામી નહીં.[૭૫]

તેમને પૂરાં સાઠ પણ વરસ થયાં પહેલાં એક હત્યારાએ તેમનો જીવ લીધો. આ કડક ધર્મગુરુએ એક મહારાજાની ઝાટકણી કાઢી હતી; તેની રખાતે દયાનંદને ઝેર અપાવ્યું. ૧૮૮૩ના ઑક્ટોબરની ૩૦મીએ અજમેરમાં તેમણે દેહ છોડ્યો.

પણ તેમનું કામ તો જરાયે અટક્યા વિના આગળ ચાલ્યું, અને તેને એક પછી એક વિજય મળતા જ ગયા. આર્ય સમાજના સભ્યોની સંખ્યા ૧૮૯૧માં ૪૦,૦૦૦ હતી; તે વધીને ૧૯૦૧માં ૧,૦૦,૦૦૦; ૧૯૧૧માં ૨,૪૩,૦૦૦; અને ૧૯૨૧માં ૪,૬૮,૦૦૦ થઈ.[૭૧] હિંદુ સમાજના કેટલાક અગ્રગણ્ય પુરુષો—મુત્સદ્દીઓ તેમજ મહારાજાઓ—તેમાં જોડાયા. કેશવના બ્રાહ્મ સમાજે હળવા પડધા જ પાડ્યા હતા. એથી ઊલટું આર્ય સમાજને મળેલી સફળતામાં લોકોનો જે ઉમળકો ને જે ધગશ દેખાઇ આવ્યાં તે બતાવે છે કે દયાનંદના કડક ઉપદેશને તેમના દેશના વિચાર જોડે, તથા હિંદી રાષ્ટ્રવાદના પ્રથમ સ્ફુરણો જોડે, કેટલો બધો મેળ હતો. એ વિચાર અને એ રાષ્ટ્રવાદ બંનેમાં તેમણે પોતાનો ફાળો આપી તેની અભિવૃદ્ધિ કરી.

આજે રાષ્ટ્રીય જાગૃતિનો આ જે જુવાળ ચડેલો છે તેના મૂળમાં કયાં કારણો રહેલાં છે તે યુરોપને સમજાવવાથી કંઇક લાભ થાય એવો સંભવ છે.

હિંદને પશ્ચિમને રવાડે ચડાવવાની ક્રિયા હદ બહાર આગળ જતી હતી; અને તેમાં હંમેશાં પશ્ચિમનું સારામાં સારું પાસું દેખા દેતું નહોતું. બુદ્ધિના ક્ષેત્રમાં એ ક્રિયાની અસર એ પડી હતી કે માણસોનાં માનસ છીછરાં ને હલકાં બનતાં હતાં; તેને લીધે સ્વતન્ત્ર વિચારની જરૂર રહેતી નહોતી; છોકરા છોકરીઓનાં કુમળાં મગજને સ્વદેશના વાતાવરણમાંથી ઉપાડી જુદા જ વાતાવરણમા મૂકી દેવામાં આવતાં;

ને તેને લીધે તેમનાં મનમાં પોતાની જાતિની પ્રતિભા વિષે તિરસ્કાર પેદા થતો. પ્રજાની આત્મરક્ષાની વૃત્તિએ આની સામે બળવો કર્યો. હિંદની નસોમાં, એક તરફ, યુરોપનો છીછરો બુદ્ધિવાદ ધીરે ધીરે રેડાતો હતો; એ વાદનો, કટાક્ષથી ભરેલો, અહંકાર ભારતના આત્માનાં ઊંડાણો વિષે કશું સમજતો નહોતો. બીજી તરફ હિંદની નસોમાં ખ્રિસ્તી ધર્મ રેડવામાં આવતો હતો; તે જ્યારે કૌટુંબિક જીવનમાં પ્રવેશ કરતો ત્યારે ઇસુ ખ્રિસ્તની ભવિષ્યવાણી સાવ સાચી પડતી કે 'હું બાપ અને દીકરા વચ્ચે ફૂટ પડાવવાને આવ્યો છું....'

ખ્રિસ્તી ધર્મની અસર ખોટી હતી એમ કહી તેની વગોવણી કરવાનું મારું તો કામ બેશક નથી જ. હું જન્મે કેથલિક છું. વળી સંઘ તથા ધર્મનાં જે અંગોમાં ઇતર ધર્મો વિષે અરુચિ ને તિરસ્કાર રહેલાં છે તે અંગોની બહાર જોકે હું નીકળી ગયેલો છું; છતાં ઇસુના રુધિરનો સ્વાદ મેં ચાખ્યો છે; અને તેના ગ્રન્થોમાં તથા ખ્રિસ્તી મહાપુરુષોનાં જીવનમાં ગભીર જીવનનો જે ભંડાર ભરેલો છે તેનો આસ્વાદ મેં લીધો છે. એટલે એવો ધર્મ બીજા કોઈ પણ ધર્મનો તાબેદાર બને એવું તો હું સ્વપ્ને પણ ન ઇચ્છું; આત્મા અમુક ઊંચાઈએ ચડે પછી તે જરાયે આગળ જઈ શકતો નથી. દુર્ભાગ્યે, એક દેશનો ધર્મ પારકી પ્રજાઓમાં ફેલાય છે ત્યારે તેમના પર એ ધર્મનાં ઉત્તમ તત્ત્વોની અસર હંમેશાં પડતી નથી. પૃથ્વીના વિજયની ઇચ્છા જોડે ઘણીવાર માનવી અહંકારના અંગો ભળે છે; અને, જો વિજય મળે તો, તે પરથી ઘણીવાર એવો નિર્ણય બાંધવામાં આવે છે કે સારા સાધ્ય માટે ગમે તેવાં સાધન વાપરવાં વાજબી છે. હું તો એથી આગળ જઈને એમ કહું કે કોઈ પણ પરપ્રજાના આત્માનું જે ઊંચામાં ઊંચું શિખર હોય છે ત્યાં રહેલા, એ પ્રજાના આત્માના, ઊંડામાં ઊંડા મર્મનો કબજો કોઈ ધર્મ—તેના સર્વોચ્ચ રૂપમાં તે રજૂ થતો

હોય તોપણ—સે એવું જવલ્લે જ બને છે. એ પ્રજાહૃદયનાં અમુક પાસાં ઉપર તે અસર પાડે છે; તે પાસાં ઘણાં અર્થવાહી હોય છે એ વિષે શંકા નથી, પણ તેમનું મહત્ત્વ ગૌણ હોય છે. આપણામાંના જે માણસોએ ખ્રિસ્તી તત્ત્વશાસ્ત્રના અદ્ભુત દર્શન પર ઊંડું ચિન્તન કર્યું છે ને તેનાં ઊંડાણોનો તાગ કાઢ્યો છે, તેઓ તો જાણે છે કે એ તત્ત્વશાસ્ત્રમાં આત્માની ઊડતી પાંખોને વિહરવા માટે કેટલો અનન્ત અવકાશ પડેલો છે; અને સત્ તત્ત્વ, તથા એને વળગી રહેલો પ્રેમ એનું જે ઈશ્વરી વિશ્વ એ તત્ત્વશાસ્ત્રમાં બતાવેલું છે તે વેદાન્તના મહાન કલ્પના કરતાં રતિપૂર ઓછું વિશાળ કે ઓછું ભવ્ય નથી. પણ કેશ જેવા કોઈને જો એ વિશ્વની ઝાંખી થવા પામી, તો તેઓ એમન પ્રજામાં અપવાદરૂપ હતા; અને મને તો એમ લાગે છે કે હિંદુઓન આગળ ખ્રિસ્તી ધર્મને આ રૂપમાં બહુ જવલ્લે રજૂ કરવામાં આવે છે. તેમની આગળ તો ખ્રિસ્તી ધર્મ રજૂ કરતાં એમ કહેવામાં આવે છે કે તે નીતિધર્મની, વહેવારુ આચારની, સ્મૃતિ છે; અથવા—જો એવો શબ્દપ્રયોગ થઈ શકે તો—તે 'ક્રિયામાં ઊતરેલો પ્રેમ' છે. ખ્રિસ્તી ધર્મનું આ પાસું ઘણું અગત્યનું છે એ ખરું, પણ તે સૌથી મોટું પાસું નથી. એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે. હિંદમાં જે માણસો ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયા છે તે કર્મરત ને ઉત્સાહવાળી વ્યક્તિઓ-માંના વર્ગમાંથી આવેલા છે; આત્માનું ઊંડું ચિંતન કરનાર, આત્માને વીરતાપૂર્વક ઊંચાં આકાશમાં વિહાર કરાવી શકે એવા, પુરુષોના વર્ગમાંથી આવેલા નથી.૭૭

આ વાત ભલે ખરી હો યા ન હો. એ વાત ચર્ચાનો ભલો મોટો વિષય થઈ પડે એવી છે. પણ બીજી એક વાત તો ખરી ઐતિહાસિક હકીકત છે. દયાનંદનું માનસ જ્યારે ઘડતરના દશામાં હતું ત્યારે ભારતની ઊંચામાં ઊંચી કોટિની ધર્મભાવના એટલી તો નિર્બળ બની ગઈ હતી કે યુરોપની ધર્મભાવના તેની ક્ષીણ થયેલી જ્યોતને હોલવી

નાંખશે એવો ભય દેખાતો હતો; અને છતાં એની જગાએ યુરોપની ધર્મભાવના પોતાની જ્યોત મૂકવાનો સન્તોષ તો લઈ શકે એમ હતું જ નહીં. બ્રાહ્મ સમાજને આ વસ્તુથી બેચેની થતી હતી ખરી; પણ તેની પોતાની ઉપર તો ઇચ્છાએ કે અનિચ્છાએ પશ્ચિમના ખ્રિસ્તી ધર્મની છાપ પડેલી હતી. રામમોહન રાયે શરૂઆત જ પ્રૉટેસ્ટંટ એકેશ્વરવાદથી કરી હતી. દેવેન્દ્રનાથે એનો ઇનકાર તો કર્યો, પણ તેને બ્રાહ્મ સમાજમાં ઘૂસી આવતાં રોકવા જેટલું બળ તેમનામાં નહોતું. તેમણે જ્યારે બ્રાહ્મ સમાજમાં કેશવનું ચલણ થવા દીધું, ત્યારે ચારમાંથી ત્રણ ભાગ તો ખ્રિસ્તી ધર્મના સંસ્કારોથી રંગાઇ ચૂકેલા હતા. છેક ૧૮૮૦માં કેશવના એક ટીકાકાર એમ કહી શક્યા હતા કે ' જેઓ કેશવને માને છે તેઓ એકેશ્વરવાદી નામ ગુમાવી બેઠા છે, કેમકે તેઓ ખ્રિસ્તી ધર્મ તરફ વધારે ને વધારે ઢળતા જાય છે. ' ત્રીજા બ્રાહ્મ સમાજે ( કેશવથી છૂટા પડેલા સાધારણ બ્રાહ્મ સમાજે ) હિંદના ખ્રિસ્તી ધર્મ જોડે પોતાને કેટલા મતભેદો છે તે વિષે ચોક્કસ ભાષામાં ચોખવટ કરી હતી. છતાં બ્રાહ્મ સમાજમાં અડધા સૈકા જેટલા સમયમાં એક પછી એક એમ બે ફૂટ પડી, એને લીધે એનું જોર ઘટી ગયું હતું. બીજા અડધા સૈકામાં તો એ સમાજ ખ્રિસ્તી ધર્મમાં પૂરેપૂરો ભળી જશે એવો ભય દેખાતો હતો. એવા સમાજને વિષે હિંદી લોકમતને કદી પતીજ પડી શકે એમ નહોતું.

દયાનંદ વેદના મોટા પ્રચારક, ને વેદધર્મની ગર્જના કરનાર હતા. તેઓ એક મહાપ્રજ્ઞના સુપુત્ર હોય વૈદજ્ઞ હતા. પ્રાચીન ભારતના ધર્મગ્રન્થોમાં તેમણે ઊંડુ અવગાહન કર્યું હતું. પ્રાચીન ભારતની વીરત્વની ભાવના પણ તેમનામાં હતી. એટલે તેમને જે ઉત્સાહપૂર્વક આવકાર મળ્યો તે સહેજે સમજી શકાય એવો છે. ભારત પર આક્રમણ કરનારાઓ સામે હુંકાર કરીને સામનો તેમણે એકલાએ જ કર્યો. દયાનંદે ખ્રિસ્તી ધર્મ સામે યુદ્ધ જાહેર કર્યું.

તેમની ભારે વજનદાર તલવારે એ ધર્મના ચીરા કરી નાંખ્યા. તેમના ઘા કેટલા બહોળા વિસ્તાર પર પડયા, કે તેનાથી ધારેલાં નિશાન કેટલાં વીંધાયાં, એ સવાલનો અહીં આપણે ઝાઝો વિચાર કરતા નથી. તેમણે વેરભાવવાળી, અન્યાયી ને હાનિકારક ટીકાની કસોટીમાં એ ધર્મને મૂકી દીધો. બાઇબલની એક એક છૂટી કંડિકા ઝડપી લીધી; અને તેના સાચા, ધાર્મિક, અને શાબ્દિક, અર્થ તરફ સુદ્ધાં આંખકાન બંધ કરી દીધાં. (કેમકે તેમણે બાઇબલનો હિંદી અનુવાદ, ને તે પણ ઉતાવળમાં, વાંચેલો!) 'સત્યાર્થપ્રકાશ'માં તેમણે બાઇબલ-પર વરસાવેલી ટીકાની ઝડી ફ્રેન્ચ લેખક વૉલ્ટેરની ટીકાનું સ્મરણ કરાવે છે. દુર્ભાગ્યે દયાનંદની આ ટીકાઓમાંથી દારૂગોળો લઇને કેટલાક અર્વાચીન હિંદુઓ ખ્રિસ્તી ધર્મ સામે હાઝ કાઢીને ટીકાઓ કરે છે.[૭૮] છતાં, ર્‌માસેનાપ ખરું કહે છે તેમ, આ ટીકાઓ યુરોપના ખ્રિસ્તી ધર્મને માટે પરમ મહત્ત્વની છે; કેમકે એ ધર્મે જાણવું જોઇએ કે એશિયાના તેના પ્રતિસ્પર્ધીઓ તેનું કેવું ચિત્ર-ખડું કરે છે.

દયાનંદને કુરાન અને પુરાણો વિષે પણ આથી અધિક આદર નહોતો, અને તેમણે સનાતની બ્રાહ્મણવર્ગના શરીરને પગ નીચે-કચડી નાંખ્યું. જે ભરતભૂમિ એક કાળે જગતની સ્વામિની હતી[૭૯] તેની હજાર વરસથી થઇ રહેલી અધોગતિમાં દેશના, ભૂત કે વર્તમાન, જે જે માણસોએ કોઇ પણ રીતે ફાળો આપેલો, તેમાના કોઇને વિષે દયાનંદના મનમાં જરાયે દયા નહોતી. જે જે માણસોએ સાચા વેદ-ધર્મને ખોટે રસ્તે ચડાવ્યો કે ભ્રષ્ટ કર્યો હતો તે બધાની સામે તેમણે નિર્દયપણે ટીકા કરી.[૮૦] અવળે પાટે ચડેલા ને ઊંધી સલાહ માનનારા પોતાના જ રોમન ધર્મસંઘ સામે લડત ચલાવનાર માર્ટિન-લ્યુથરના જેવી તેમની સ્થિતિ હતી.[૮૧] તેમણે કાળજી રાખીને સૌથી પહેલું કામ એ કર્યું કે ધર્મગ્રંથોનાં જળાશય ખુલ્લાં મૂકી દીધાં;

એટલે લોકો પહેલીવાર ત્યાં આવીને જાતે એનું જળ પી શક્યા. તેમણે દેશી ભાષામાં[૮૨] વેદના અનુવાદ કર્યા ને તેના પર એ જ ભાષામાં ટીકા લખી—હિંદને માટે એ ખરેખર નવા યુગનો ઉદય હતા. વેદના અધ્યયન વિષે અગાઉ રૂઢિપૂજક બ્રાહ્મણોએ કેટલાક નિષેધા કર્યા હતા; તેને બદલે હવે એક બ્રાહ્મણે કબૂલ કર્યું કે માણસ-માત્રને વેદ ભણવાનો અધિકાર છે, એટલું જ નહીં પણ તેમણે આગ્રહપૂર્વક કહ્યું કે વેદનો અભ્યાસ ને તેનો પ્રચાર એ દરેક આર્યનું કર્તવ્ય છે.[૮૩]

એમનો અનુવાદ એ વિવરણ જેવો હતો એ ખરું છે. વેદમાં ભૂલ-ચૂક બિલકુલ હોઇ શકે જ નહીં એવો દાવો તેમણે કર્યો છે. 'મનુષ્યની પહેલાંથી જ હસ્તી ધરાવતા' ને અપૌરુષેય એવા પરમેશ્વરમાંથી જ વેદ નીકળ્યા છે, એવો એમનો મત છે. એમણે કોઇ વાતની ના કહી પછી તેની સામે બીજા કોઇની આગળ અપીલ કરવાપણું રહેતું નહોતું. તેમણે જે ખંડનો કર્યાં છે તેમાં પરમતની ઝાટકણી કાઢ-વામાં મણા નથી રાખી. તેમનો કર્મમાર્ગી સેશ્વરવાદ, બુદ્ધની તેમણે કરેલી હાકલ,[૮૪] અને છેવટે તેમનો રાષ્ટ્રીય ઈશ્વર[૮૫]—આ બધામાં, શુદ્ધિની દૃષ્ટિએ,[૮૬] તેમજ તેમણે વેદનાં વચનોમાંથી ઘટાવેલા કડક મતો ને સિદ્ધાંતોની દૃષ્ટિએ, ટીકા કરવા જેવું ઘણું છે, એ પણ સાચું.

તેમનામાં હૃદયના ભાવોની રેલમછેલ નથી; માનવપ્રજાઓને તથા તેમના દેવોને પોતાના તેજમાં નવડાવનાર આત્માનો શાન્ત સૂર્ય નથી;—રામકૃષ્ણ જેવા પુરુષના આખા જીવનમાંથી જે દૃષ્ટાંતી કવિતા તેજની પેઠે ઝરે છે તે તેમનામાં નથી; તેમજ વિવેકાનંદના જેવી ભભકભરી કાવ્યમય શૈલી નથી પણ દયાનંદે ભારતના શિથિલ થઈ ગયેલા દેહમાં પોતાની પ્રચંડ જીવનશક્તિ, પોતાની નિશ્ચિતતા, ને પોતાનું સિંહનું લોહી રેડ્યાં. તેમના શબ્દોમાં વીરની શક્તિ

ગાજતી હતી. પ્રજા સંસારની ઘટમાળમાં નિમગ્ન હતી; સાવ નિષ્ક્રિય હતી; એવી ચતાપાટ પડેલી હતી કે નસીબ આગળ નમવાનું પણ તેને બાકી રહ્યું નહોતું. એવી પ્રજાને તેમણે કહ્યું કે આત્મા સ્વતંત્ર છે, અને માણસની ક્રિયામાંથી જ તેના પ્રારબ્ધનો જન્મ થાય છે.[૮૭] ઊંચનીચના ભેદો ને વહેમોની ઘણી ઘીચ ઝાડી જામી ગયેલી, તેના પર કુહાડીના ઘા પર ઘા મારીને પૂરેપૂરી સફાઈ કરવાનો દાખલો તેમણે બેસાડ્યો. તેમનું તત્ત્વશાસ્ત્ર શુષ્ક ને અસ્પષ્ટ હતું.[૮૮] તેમનું ધર્મશાસ્ત્ર સંકુચિત અને, મારા મત પ્રમાણે, પીછેહઠ કરાવનારું હતું. પણ તેમની સામાજિક પ્રવૃત્તિઓમાં ને તેમના આચારોમાં સાહસિક નિર્ભયતા હતી. હકીકતોને લગતા સવાલોની બાબતમાં તેઓ બ્રાહ્મ સમાજ્યો આગળ, એટલું જ નહીં પણ આજે રામકૃષ્ણ મિશન જેટલે જવાની હિંમત કરે છે તેથી પણ આગળ, ગયા.

તેમનો સ્થાપેલો આર્ય સમાજ, સિદ્ધાન્તમાં એમ માને છે કે સર્વ મનુષ્યો ને સર્વ પ્રજાઓને માટે સમાન ન્યાય હોવો જોઈએ, તેમજ સ્ત્રીપુરુષોની સમાનતા પણ હોવી જોઈએ. તે જન્મ પર રચાયેલા જાતિભેદનો અસ્વીકાર કરે છે, અને સમાજમાં માણસોમાં પરસ્પરપૂરક એવી જે શક્તિઓ છે તે પ્રમાણે—અર્થાત્ ગુણકર્મ અનુસાર—રચાયેલા ધંધા કે મહાજનોને જ માન્ય રાખે છે. આ વિભાગોમાં ધર્મને કશું સ્થાન ન હોવું જોઈએ; તેમાં રાજ્યની સેવાનો જ વિચાર હોવો જોઈએ; અને કોણે કયાં કામ કરવાં તે રાજ્ય ઠરાવી આપે. સમાજના હિતને માટે જરૂરી લાગે તો રાજ્ય જ કોઈ માણસને ઇનામ કે સજા તરીકે એક જાતિમાંથી બીજીમાં ચડાવી કે ઉતારી શકે. દયાનંદની એવી ઇચ્છા હતી કે દરેક માણસને એટલું જ્ઞાન પ્રાપ્ત કરવાની તક તો મળવી જ જોઈએ જેના વડે તે સમાજની વ્યવસ્થામાં ચડાય એટલે ઊંચે ચડી શકે. એ બધા ઉપરાંત તેઓ અસ્પૃશ્યોની હસ્તીનો ઘોર અન્યાય સાંખી શકતા નહોતા; અને

તેમના પર મુકાયેલા પ્રતિબંધો દૂર થઇ તેમને તેમના હકો મળવા જ જોઇએ એવી હિમાયત તેમના કરતાં વધારે ધગશથી કોઇએ કરી નથી. એ વર્ગના લોકોને આર્ય સમાજમાં સમાનભાવે દાખલ કરવામાં આવ્યા; કેમકે આર્ય સમાજ એ કોઇ નાત નથી. 'આર્ય નામ ધાર્મિક. વિદ્વાન, આપ્ત પુરુષોનાં; અને એમનાથી વિપરીત જનોનાં નામ દસ્યુ, અર્થાત્ ડાકુ, દુષ્ટ, અધાર્મિક અને અવિદ્વાન છે.

હિંદમાં સ્ત્રીઓની સ્થિતિ શોકજનક છે. તેમની સ્થિતિ સુધારવાની ઝુંબેશમાં દયાનંદે આથી ઓછી ઉદારતા ને ઓછી હિંમત બતાવી નથી. જે કુરિવાજોને લીધે સ્ત્રીઓને દુઃખ વેઠવું પડતું હતું તેની સામે તેમણે બળવો ઉઠાવ્યો; અને લોકોને યાદ કરાવ્યું કે વીરયુગમાં સ્ત્રીઓને ઘરમાં તથા સમાજમાં ઓછામાં ઓછું પુરુષોની જોડે સમાનતાવાળું સ્થાન તો મળેલું હતું જ. તેમનો મત એવો હતો કે સ્ત્રીઓને પુરુષોના જેટલી જ કેળવણી મળવી જોઈએ; અને વિવાહિત જીવનમાં[૯૯] તેમને પૈસાના વહીવટ સહિત ઘરની તમામ બાબતોમાં પૂરેપૂરો અંકુશ અપાવો જોઈએ. વસ્તુતાએ દયાનંદે લગ્નના વિષયમાં સ્ત્રીપુરુષને સરખા હક અપાવવાની હિમાયત કરી હતી. લગ્નનો વિચ્છેદ ન થઈ શકે એમ તેઓ માનતા એ ખરું; છતાં તેમણે વિધવાવિવાહની છૂટ આપેલી, એટલું જ નહીં પણ તેમણે તો, લગ્નથી સંતતિ ન થઈ હોય ત્યારે, સંતાનપ્રાપ્તિ માટે કામચલાઉ સંયોગની —અર્થાત્ નિયોગની—સુદ્ધાં કલ્પના સ્ત્રીઓ તેમજ પુરુષો બંનેને માટે કરી છે.

છેલ્લે, આર્ય સમાજનો આઠમો સિદ્ધાન્ત 'જ્ઞાનનો પ્રચાર અને અજ્ઞાનનો નાશ કરવાનો' હતો; અને એ સમાજે હિંદની કેળવણીમાં મોટો ભાગ ભજવ્યો છે. ખાસ કરીને પંજાબ તથા યુક્ત પ્રાન્તમાં તેણે છોકરીઓ ને છોકરાઓ માટે ઘણી શાળાઓ કાઢી છે. એમના

એ પરિશ્રમથી ગુંજતા મધપૂડાઓની રચના એ નમૂનેદાર શિક્ષણ-સંસ્થાઓની આસપાસ થયેલી છે.[૯૦] લાહોરની દયાનંદ ઍંગ્લો-વૈદિક કૉલેજ, અને કાંગડીનું ગુરુકુળ. આ બે સંસ્થાઓ હિંદુ કેળવણીના રાષ્ટ્રીય બુરજો છે. તેઓ પ્રજાની શક્તિને ફરી સજીવન કરવા મથે છે; અને સાથેસાથે પશ્ચિમે બુદ્ધિ ને ઉદ્યોગનાં ક્ષેત્રોમાં મેળવેલી સિદ્ધિઓનો પણ ઉપયોગ કરવા માગે છે.

આમાં આપણે એ સમાજ તરફથી થતી બીજી પણ સેવાની પ્રવૃત્તિઓ ઉમેરવી જોઈએ—જેમકે અનાથાશ્રમો, છોકરા છોકરીઓ માટે કારખાનાં, વિધવાગૃહો, જાહેર સંકટો રોગચાળા. દુકાળ વગેરે પ્રસંગે કરેલાં સમાજસેવાનાં કામો. આ સહુનો સામટો વિચાર કરી જોતાં એમ સ્પષ્ટ જણાશે કે આર્ય સમાજ એ ભાવિ રામકૃષ્ણ મિશનનો હરીફ છે.[૯૧]

આ કઠોર, અને લોકનેતાનો આત્મા ધરાવનાર, સંન્યાસીને વિષે મેં ટીકટીક કહી દીધું છે. તે પરથી એમ દેખાઈ આવશે કે તેઓ પ્રજાના કેવા મોટા ઉદ્ધારક હતા—વસ્તુતાએ, હિંદમાં જે પળે રાષ્ટ્રીય ભાવનાનાં પુનર્જન્મ ને પુનર્જાગૃતિ થતાં હતાં તે પળે વિનાવિલંબે ને તત્કાળ કર્મ કરનાર એ સૌથી પ્રબળ શક્તિ હતી. તેમની ઇચ્છા હોય કે ન હોય,[૯૨] છતાં તેમના આર્ય સમાજે ૧૯૦૫ના બંગાળના બળવાને માટે રસ્તો તૈયાર કર્યો. નવરચનાની તથા રાષ્ટ્રીય સંગઠનની સૌથી ભારે ધમકવાળા જે મહર્ષિઓ દેશમાં થઇ ગયા તેમાંના તેઓ એક હતા. મને લાગે છે કે તેમણે ચોકીદારની પેઠે જાગરણ કર્યું હતું; પણ તેમની શક્તિ એ જ તેમની નિર્બળતા પણ હતી. જીવનમાં તેમનો ઉદ્દેશ કામ કરવાનો હતો, ને એ સેવા રાષ્ટ્રને અર્પણ કરવાની ધારણા હતી. જે પ્રજાને વિશાળ ક્ષિતિજોની ઝાંખી ન થતી હોય તેને માટે તો ધાર્યું કામ કર્યું ને રાષ્ટ્રનું સર્જન કર્યું એટલે બસ થઇ જાય. પણ

ભારતને માટે એટલું બસ નહોતુ—તેની આગળ તો હજુ વિશ્વનો વિસ્તાર પડેલો બાકી છે.

## ટિપ્પણો

૧. તેમનું કુટુંબ મૂળ તો મુરશિદાબાદથી આવેલું. તેમનો જન્મ દક્ષિણ બંગાળમાં આવેલા બર્દવાનમાં થયો હતો.

૨. તેમના પિતાનું કુટુંબ વૈષ્ણવ હતુ.

૩. પ્રબળ તર્કશક્તિવાળા માણસ તરીકે, અને પોતાની પ્રજાના ઘાતક ને ઉત્કર્ષલેણ વહેમો સામે લડનાર સમાજસુધારક તરીકે તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી છે. તેને લીધે, ખાસ કરીને પશ્ચિમમા, તેમના સ્વભાવમાં રહેલી આત્મદર્શનની શક્તિ અને તેમનું અપરોક્ષ જ્ઞાન અથવા સ્વાનુભવ કંઈક ઢંકાઈ ગયા છે ને ઝાંખાં પડ્યા છે. પણ એમની પ્રતિભામાં રહેલું સ્વાનુભવ અથવા આત્મ-દર્શનનું અંગ ધીરેન્દ્રનાથ ચોધરીએ ફરી આગળ આણ્યું છે. એમનામાં જો એટલી બુદ્ધિ જ હોત, અને એના પાયામાં જો એટલાં જ ઊંડાં ને વિવિધ ભક્તિનાં તત્ત્વો ન રહેલા હોત, તો એ બુદ્ધિની સ્વતન્ત્રતા એટલી કીમતી ન ગણાત. છેક બાળપણથી તેઓ યૌગિક ધ્યાનની કેટલીક પ્રક્રિયાઓમાં ઊતરી ગયેલા. તન્ત્રમાર્ગની અમુક પ્રક્રિયાઓ પણ તેમણે શરૂ કરેલી; પણ તે તો આગળ ઉપર છોડી દીધી. દાખલા તરીકે તેઓ દિવસો સુધી ઈશ્વરના એક નામ કે એક ગુણનુ સતત ધ્યાન ધરતા; અને આત્મા દર્શન દે, ત્યાં સુધી એ શબ્દનો જપ કરતા (આને 'પુરશ્ચરણ' કહે છે.). વળી તેમણે બ્રહ્મચર્ય અને મૌનના વ્રત લીધેલાં. સૂફીવાદની યોગ-

પ્રક્રિયાઓ પણ કરેલી. એ તેમને બંગાળની ભક્તિ કરતાં વધારે સન્તોષદાયક લાગી હતી. એ ભક્તિમાં તેમની ગર્વિષ્ઠ અભિરુચિને ભાવનાનું પ્રમાણ વધારેપડતું લાગેલું. પણ તેમની દૃઢ બુદ્ધિ અને સંકલ્પશક્તિએ પોતાનાં કાર્ય કરવાં કદી છોડી દીધાં નહોતાં. એ બંને તેમની ભાવનાઓનું નિયમન કરતાં.

૪. કહે છે કે ૧૮૧૧માં તેમણે પોતાની સગી એક જુવાન વિધવાને ચિતા પર ચડાવાતી જોઇ. એ દહનની ભયાનકતા, અને બળતી સ્ત્રીના પછાડાઓ તેમાં કરેલો ઉમેરો, જોઇ તેમનું ચિત્ત સાવ વ્યાકુળ થઇ ગયું; અને તેમણે દેશને આવા ગુનાઓમાંથી છોડવ્યો ત્યાં સુધી તેમને જરાયે શાતા વળી નહોતી.

૫. તેમણે મુસલમાની પહેરવેશ અપનાવ્યો હતો. બ્રાહ્મ સમાજના મેળાવડાઓમાં આ જ પોશાક પહેરવો જોઇએ એવો નિયમ કરવાનો પ્રયાસ તેમણે કરી જોયો, પણ તે ફાવ્યો નહીં. પહેરવેશની બાબતમાં તેમનામાં સૌંદર્યની અભિરુચિ, અને સ્વચ્છતા ને આસાએશની વૃત્તિ હતી; એ હિંદુ ધર્મ કરતાં ઇસ્લામ પાસેથી વધારે મળેલી હતી એમ કહી શકાય.

૬. એમાં એડમના સુન્દર યુનિટેરિયન દેવળનો એક અપવાદ હતો. એ દેવળ આબાદીની સ્થિતિમાં નહોતું.

૭. જે જમીન પર ૧૮૨૯માં યુનિટેરિયન દેવળ બંધાયું તેના વેચાણખતમાં 'બ્રાહ્મ સમાજ' એ નામ ભૂલથી પહેલીવાર દેખા દે છે.

તેની પહેલી સભા ૧૮૨૮ના ઓગસ્ટની ૨૫મીએ ભરાઇ હતી. દર શનિવારે સાતથી નવ સુધી વેદપાઠ, ઉપનિષદોનું વાચન, વેદવાક્યો પર પ્રવચનો, અને ભજનો થતાં. આ ભજનો મોટે ભાગે રાયનાં સ્વરચિત હતાં; અને તે ગવાય ત્યારે જોડે એક મુસલમાનનું સાજસંગીત ચાલતું.

૮. રામમોહન રાય પછી તરત જ બ્રાહ્મ સમાજનું અધ્યક્ષપદ લેનારાઓના—ખાસ કરીને દેવેન્દ્રનાથ ઠાકુરના—કરતાં રાયનો પોતાનો હિંદુ એકેશ્વરવાદ બાઇબલની વધારે નજીક હતો.

૯. સરખાવો ધીરેન્દ્રનાથ રાયચોધરી:" ભક્ત રામમોહન રાય", 'મોડર્ન રિવ્યુ', ઑક્ટોબર ૧૯૨૮:

'રાજાને બીજાં ઘણાં તરેહ તરેહનાં કામ હતાં, તે છતાં તેઓ ઘણીવાર બ્રહ્મસમાધિમાં લીન થઇ ગયેલા દેખાતા....રાજાને મન સમાધિ એ કંઇ દેહનો એવો અસાધારણ શારીરિક ફેરફાર નથી કે જે મરણ આવે ત્યારે પેદા કરી શકાય; તેમજ તે સુષુપ્તિમાં પેદા થાય છે એવી અભાનની અવસ્થા પણ નથી, પણ ભૂતમાત્રમાં બ્રહ્મને જોવાની આત્માની કેળવણી છે, જીવને પરમાત્માના શરણમાં રજૂ કરવાની ટેવ છે. તેમને મન આત્મસાક્ષાત્કાર એટલે જગતની હસ્તીનો ઇનકાર નથી...પણ પ્રત્યક્ષજ્ઞાનના એકેએક અંશમાં ઈશ્વરનું દર્શન છે....રામમોહન મુખ્યત્વે સાધક હતા ...તેઓ વેદાન્તી હતા, છતાં તેઓ એટલું જોઇ શક્યા હતા કે આત્માને ભક્તિની જે ઝંખના છે તે તૃપ્ત કરવાને ઉપનિષદો પૂરતાં નથી; તેમજ તેઓ બંગાળના ભક્તિ સંપ્રદાયના પક્ષમાં પણ ભળી શક્યા નહોતા....પણ તેમને એવી આશા હતી કે સૂફીઓ ભક્તિની ઝંખનાને તૃપ્ત કરી શકશે....

૧૦. તેમણે કરાવેલા અગણિત સુધારા અથવા સુધારાના પ્રયત્નોની પૂરી યાદી આપવાનો પ્રયાસ અમારાથી અહીં કરી શકાય એમ નથી. તેમાંના જે મુખ્ય છે તે ગણાવવા બસ થશે—સતી (જે શાસ્ત્રવચનોની વિરુદ્ધ છે એમ તેમણે પુરવાર કરી બતાવ્યું, અને ૧૮૨૯મા જેની બંધી કરવા તેમણે બ્રિટિશ સરકારને સમજાવી); અનેકપત્નીવિવાહ સામેની તેમની ઝુંબેશ; વિધવાવિવાહ, આન્તરજાતીય વિવાહ, હિંદની એકતા, હિંદુ-મુસ્લીમ મિત્રતા, હિંદુઓની

કેળવણી ( તે યુરોપના જેવી વૈજ્ઞાનિક પદ્ધતિએ ચાલે એવી તેમની ઇચ્છા હતી, ને તેને માટે તેમણે ભૂગોળ, ખગોળ, ભૂમિતિ, વ્યાકરણ વગેરેનાં પાઠ્ય પુસ્તકો પણ લખ્યાં હતાં ), પ્રાચીન ભારતના નમૂના પર રચાયેલી સ્ત્રીકેળવણી, વિચાર અને છાપાંની સ્વતન્ત્રતા, કાયદાના સુધારા, રાજકીય સમાનતા, ઇ. માટેના તેમના પ્રયાસો.

૧૮૨૧માં તેમણે એક બંગાળી સમાચારપત્ર કાઢયું તે હિંદનાં દેશી પત્રોનું જનક હતું. તે ઉપરાંત તેમણે એક ફારસી છાપું, અને વેદશાસ્ત્રના અભ્યાસ માટે 'વેદમન્દિર' નામનું એક બીજું પત્ર, પણ કાઢયાં હતાં. વળી તેમણે પહેલી હિંદુ કૉલેજ તથા મફત શાળાઓ કાઢી તે માટે હિંદ તેમનું આભારી છે. તેમના મરણ બાદ દસ વરસે ( ૧૮૪૩માં ) કલકત્તામાં પહેલી કન્યાશાળા નીકળી.

૧૧. રામમોહન રાયને જો તે વેળાના ગવર્નર-જનરલ લૉર્ડ વિલિયમ બેંટિંકની મિત્રતા ને તેનો ટેકો ન હોત, તો ઝનૂની બ્રાહ્મણોની હિંસા સામે તેઓ પ્રગતિ ન કરી શકયા હોત, તેમજ અમુક નાશીદના સમાજસુધારા પણ ન કરાવી શકયા હોત.

૧૨. રાયની પેઠે દ્વારકાનાથ પણ ઇંગ્લંડની મુસાફરી દરમ્યાન ૧૮૪૬માં સ્વર્ગવાસ પામ્યા. પશ્ચિમમાં થયેલું આ એવડું મરણ એ બતાવે છે કે બ્રાહ્મ સમાજના પહેલા સુકાનીઓને પશ્ચિમ તરફ લઇ જનારો પ્રવાહ તે વખતે ચાલી રહ્યો હતો.

૧૩. દેવેન્દ્રનાથે બંગાળીમાં આત્મકથા લખી હતી. તેનો અંગ્રેજી અનુવાદ સત્યેન્દ્રનાથ ઠાકુર અને ઇન્દિરાદેવીએ કરેલો છે ( ૧૯૦૯, કલકત્તા ). માયા ને વહેમના ઊંડા ગર્તમાંથી તેઓ પરમાત્મા સુધી પહોંચ્યા, એ લાંબી આંતરિક યાત્રાની કથા આ ગ્રન્થમાં આપી છે. એ ખરેખર તેમના આત્માની ધાર્મિક રોજનિશી છે.

૧૪. એનો અંગ્રેજી અનુવાદ પણ થયો છે. 'બ્રાહ્મધર્મ' ગ્રન્થ-

નો ફેલાવો હિંદમાં ઘણો થયો હતો, અને દેશની ઘણી ભાષાઓમાં તેના અનુવાદ થયા છે.

૧૫. 'પ્રભુનું સત્ય મારું હૃદય વીંધીને સોંસરું અંદર પેસી ગયું. જે ઈશ્વિર પ્રાણ, તેજ અને સત્ય છે તેની પાસેથી આ ઝળહળતાં સત્યોએ મારા હૃદયમાં પ્રવેશ કર્યો.' (દેવેન્દ્રનાથ) પહેલો ભાગ. તેમણે ત્રણ દિવસમાં લખાવ્યો; અને આખો ગ્રન્થ, 'ઉપનિષદની ભાષામાં કહું તો, નદીની પેઠે પેદા થયો; આત્માનાં સત્યો પ્રભુની કૃપાથી મારા મનમાં વહેવા લાગ્યાં.' આવા ઈશ્વરપ્રેરિત કાયદાની ક્રિયામાં, દેવેન્દ્રનાથ જેવા સ્વભાવવાળા પુરુષના અંતરમાંથી કુદરતી રીતે નીકળેલાં વચનોમાં, એક જોખમ રહેલું છે. તેમના બ્રાહ્મ સમાજે એક તરફ તો એમ કહ્યું કે 'સત્ય એ જ એક નિત્ય ને અવિનાશી શાસ્ત્ર છે;' અને તેણે બીજા કોઈ ધર્મગ્રન્થનો શાસ્ત્ર તરીકે સ્વીકાર કર્યો નહીં. પણ સાથે બીજી તરફ તેણે એમ પણ કહ્યું કે સત્યનો આધાર માણસના અંતરમાં વહેતા આ પ્રવાહના પ્રમાણ ઉપર રહેલો છે, એ આન્તર પ્રવાહ છેવટે તો અનેક હિંદુ ધર્મશાસ્ત્રોમાંથી જ ઉદ્ભવેલો છે એ ધર્મશાસ્ત્રોની પસંદગી તેમણે કરી હતી, ને એમાં રહેલા પૂર્વકલ્પિત અર્થ અનુસાર એનું વિવરણ કર્યું હતું.

૧૬. ધર્મશાસ્ત્રો પ્રત્યેનું દેવેન્દ્રનાથનું વલણ હંમેશાં એકધારું ને સુસંગત નહોતું. ૧૮૪૪ અને ૧૮૪૬ની વચ્ચે બનારસમાં તેઓ એમ માનતા દેખાય છે કે વેદમાં ભૂલચૂક હોઈ શકે જ નહીં. પણ આગળ જતાં, ૧૮૪૭ પછી, તેમણે આ વિચાર છોડી દીધો; અને વ્યક્તિમત પ્રેરણાને ઊંચું સ્થાન મળ્યું.

૧૭. સરખાવો મંજુલાલ દવે: 'ધ પોએટ્રી ઓફ રવીન્દ્રનાથ ટાગોર', ૧૯૨૭.

૧૮. રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનના દ્વાર પર જે મુદ્રાલેખ

છે તેમાં લખ્યું છે: ' આ સ્થાનમાં કોઈ પણ મૂર્તિની પૂજા કરવાની નથી. ' પણ પછી ઉમેર્યું છે કે ' કોઈ પણ મનુષ્યના ધર્મનો તિરસ્કાર કરવાનો નથી. '

ભારતની ભાવનામાં એકેશ્વરવાદનો પ્રવાહ ઓતપ્રોત થયો છે.એ વસ્તુનો વિચાર કરતાં, રામમોહન રાયના બાળપણમાં તેમના પર ચઢેલી ઇસ્લામની અસરનો પણ ખ્યાલ હંમેશાં રખાવો જોઈએ.

૧૯. એટલે સુધી કે ૧૮૪૬માં. પિતાના મરણ વખતે ઉત્તરક્રિયા કરવાની મોટા દીકરાની ફરજ હતી, છતાં તેમણે કુટુંબની પ્રણાલિકાને અનુસરવાની ના પાડી—એટલા માટે કે એ ક્રિયામાં મૂર્તિપૂજાવાળા કેટલાક વિધિ આવતા હતા. આથી એટલી બધી હોહા થઈ ગઈ કે તેમના કુટુંબીજનો તથા મિત્રોએ તેમની જોડેનો સંબંધ તોડી નાંખ્યો. એ પછી જે કષ્ટથી ભરેલાં વરસો ગયાં, અને તેમાં તેમણે જે સાત્વિકપણું દાખવ્યું, તેનું વર્ણન અહીં મારે આપવા બેસવાની જરૂર નથી. પિતા ભારે દેવું મૂકી ગયા હતા. એટલે પિતાના લેણદારોને પૂરા પૈસા ચૂકવી આપવાના, તથા પિતાએ ઉડાઉપણાને લીધે જે કબૂલાતો કરેલી તે પાળવાના, કામ પાછળ દેવેન્દ્રનાથ એકાગ્રપણે મંડી પડ્યા.

૨૦. તેમના નાના દીકરા રવીન્દ્રનાથ તેમની જોડે ગયેલા.

હિમાલયમાં, અનેરા ભાવો ક્રમાવનાર આ એકાન્તવાસનાં ભવ્ય સ્મરણોમાંથી રવીન્દ્રનાથે આગળ જતાં રચેલું ' જનગણમન ' નું અદ્ભુત કાવ્ય પ્રગટ્યું હોવું જોઈએ, એમ માનવાનું મને મન થાય છે.

આદિ બ્રાહ્મ સમાજમાં કેશવચન્દ્ર સેને ઉમેરેલા વિશાળ વિચારમાંથી રવીન્દ્રનાથે લાભ ઉઠાવેલો, એ હકીકત છે.

૨૧. આ છતાં, તેમની પ્રજામાં જે વિશિષ્ટ ધર્મભાવના રહેલી છે તે તેમણે કદી ગુમાવી નહોતી; અને એ વસ્તુ સ્વાભાવિક જ છે. પ્રતાપચન્દ્ર મજુમદારે ૧૮૮૪માં રામકૃષ્ણ જોડે કરેલી એક વાતચીતમાં

કેશવને બાળપણમાં થયેલી સમાધિની વાત કરી હતી (રામકૃષ્ણ-કથામૃત). 'તેમને નાનપણથી આ જગતના પદાર્થો પ્રત્યે વૈરાગ્ય હતો.' અને તેઓ ચિત્તની એકાગ્રતા ને ધ્યાનમાં નિમગ્ન રહેતા. 'ભક્તિની અતિશયતાને લીધે તે કેટલીકવાર બેભાન પણ થઇ જતા.' આગળ ઉપર તેમણે હિંદુ 'ઉપાસના'ની રીતિનો પ્રયોગ અહિંદુ ધાર્મિક પદાર્થો પરત્વે કર્યો. અને તેમણે ખ્રિસ્તી ધર્મનું 'વૈષ્ણવ-ધર્મથી રંગાયેલું' જે રૂપ અપનાવ્યું તેની સાથે નિરંતર યોગનો પણ અભ્યાસ ચાલતો.

૨૨. ઍપ્રિલ, ૧૮૭૯; વ્યાખ્યાન: 'હિંદ પૂછે છે: ઇસુ ખ્રિસ્ત કોણ છે?'

'....મારા ખ્રિસ્ત, મારા મીઠા મધુરા ખ્રિસ્ત, મારા હૃદયના સૌથી તેજસ્વી રત્ન, મારા આત્માના હાર—વીસ વરસ સુધી મેં એમને મારા આ દુ:ખી હૃદયમાં સંઘરી રાખ્યા છે.'

જાન્યુઆરી, ૧૮૭૯; વ્યાખ્યાન: 'હું ઇશ્વરપ્રેરિત પેગંબર છું?'

'મારા જીવનના આરંભકાળમાં હું આવો અસાધારણ શાથી બનવા પામ્યો? એ દિવસોમાં વિધાતાએ મને ત્રણ ઘણા અસાધારણ પુરુષોના સાંનિધ્યમાં આણ્યો. મારા આત્માને જેમના પરિચયો છેક શરૂઆતમાં થયા તેમાંના જ આ હતા. મને ત્રણ ભવ્ય આકૃતિઓ મળી—સ્વર્ગીય, પ્રતાપી, ને દૈવી તેજથી ભરેલી....(પહેલા) જૉન ધ બૅપ્ટિસ્ટને મેં ભારતના વનમાં જતા જોયા; તે કહેતા હતા: "તમે પશ્ચાત્તાપ કરો, કેમકે સ્વર્ગનું રાજ્ય હાથવેંતમાં છે."... હું જૉન ધ બૅપ્ટિસ્ટને ચરણે પડ્યો....તે ચાલ્યા ગયા; ને તેમની પછી તેમના કરતાં ઘણા મોટા બીજા પેગંબર આવ્યા, તે નાઝરથના પેગંબર હતા.... "આવતી કાલનો વિચાર કરશો નહીં." ઇસુના આ શબ્દોએ મારા હૃદયમાં કાયમનો વાસ કર્યો. ઇસુના શબ્દો માંડ-

બોલાઈ રહ્યા હતા, ત્યાં બીજા પેગંબર આવ્યા. તે ઈસુના પ્રવાસી સંદેશવાહક—બળવાન, વીર ને પરાક્રમી સંત પોલ—હતા.... અને એમનાં વચનો (બ્રહ્મચર્યને લગતાં) મારા જીવનમાં એક કટોકટીને સમયે બળતા અગ્નિ જેવાં આવીને મને વાગ્યાં.'

અહીં એટલું ઉમેરવું જોઈએ કે બાઈબલના નવા કરારનું જ્ઞાન તેમને ઈંગ્લીશ કોલેજમાં મળ્યું હતું. ત્યાં એક પાદરી ગ્રીકમાંથી અનુવાદ કરીને તે નાના છોકરાઓને વાંચી સંભળાવતો.

૨૩. આ કાગળ પર ચોકસ લખ્યા તારીખ દેખાતી નથી. પણ કેશવે ૧૮૬૬માં 'ઈસુ ખ્રિસ્ત, યુરોપ અને એશિયા' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું તે પછી તરત તેમણે મઝુમદારને આ કાગળ લખ્યો હશે, એમ માનવામાં સલામતી છે. એમાં કેશવે આ પ્રમાણે ખુલાસો કર્યો છે :

'...મારી પાસે ઈસુ ખ્રિસ્તને વિષે મારા પોતાના વિચારો છે. પણ દેશના બદલાયેલા સંજોગોને લીધે એ વિચારો ધીરે ધીરે મારા મનમાંથી વિકાસ પામે ત્યાં સુધી તેને ઘડતા રૂપમાં બહાર પાડવા હું બંધાયેલો નથી. ઈસુ એટલે જ આત્મબલિદાન. તેમણે જેમ સમય પાકચે જીવન ધારણ કરીને ઉપદેશ આપ્યો, તેમ તેમને વિષેનો ઉપદેશ પણ સમય પાકચે જ અપાવો જોઈએ ...તેથી હું ધીરજ રાખીને એ વાટ જોઈ રહ્યો છું કે યુગ અને રાષ્ટ્રના વિકાસ જોડે મારો વિકાસ થાય, અને તેની જોડે ઈસુના બલિદાનની ભાવના પણ વિકાસ પામે.'

૨૪. આ ઈતિહાસકારો સામેની ફરિયાદ છુપાવવાનો પ્રયાસ આ લેખક કરતો નથી; કેમકે તે લગભગ બધા એમ માનતા લાગે છે કે ઈતિહાસ એ સામગ્રીનો એક મોટો ઢગલો છે, અને તેમાંથી પોતાને અનુકૂળ હોય એવી જ હકીકતો પસંદ કરવાની, તથા બાકીની હકીકતો તરફ વ્યવસ્થિત રીતે દુર્લક્ષ કરવાની, દરેક જણને છૂટ છે.

(વળી શાસ્ત્રીય ચોકસાઇ વિષેની અજબ બેપરવાઇ તો સર્વ હિંદુ ઇતિહાસકારોમાં દેખાય છે; ક્યાંક છૂટીછવાઇ થોડીક તારીખો વીણી શકાય તો તે ચમત્કાર ગણાય : એવી તારીખો મળે ત્યારે પણ તે એવી બેદરકારીથી વેરેલી હોય છે કે તેના પર આધાર રાખવો અશક્ય હોય છે.) કેશવના, પ્રમાણભૂત ગણાતા, હિંદી ચરિત્રકારોએ અગત્યના મુદ્દા બાતલ કર્યા છે અથવા મારીમચડીને એવા વિકૃત કરી નાંખ્યા છે કે, એ મુદ્દા જડયા પછી, કેશવના વ્યક્તિત્વ ને તેના વિકાસ વિષેનું આ ટૂંકું વિવેચન ત્રણવાર ફરીફરીને લખવું પડયું છે.

૨૫. 'દેવેન્દ્રનાથ ઇશ્વિર સાથેના પોતાના અનુસંધાનમાં એટલા બધા નિમગ્ન હતા કે તેમને સમાજ પ્રત્યેની જવાબદારીનો સાદ મધ્યમ પ્રમાણમાં જ સંભળાતો.' (ઠાકુર કુટુંબના એક મિત્રના કાગળમાંથી.)

૨૬. તેમના પટ્ટશિષ્ય પ્રતાપચન્દ્ર મઝુમદારે કહેલું કે કેશવચન્દ્રમાં ઇશ્વિરદર્શન તરફ ખેંચાવાનો જે સ્વભાવ હતો તે ઘણીવાર ઉછાળા મારનો, નેઓ તેની સામે નિરંતર લડત ચલાવતા; અને 'તેને મર્યાદામા રાખવામાં હંમેશાં સફળ થતા.' (આ વાત સાવ સાચી નથી); કેમકે તેમના જીવનનો મોટો હેતુ એ હતો કે ધર્મને કુટુંબોના ચુખીઓ સુધી પહોચાડવો—બીજા શબ્દમાં કહીએ તો, 'રોજેરોજના સામાન્ય જીવનમાં તેની પુનઃસ્થાપના કરવી.' તેમના સ્વભાવમાં એકબીજાનાં વિરોધી એવાં જે તત્ત્વો દેખાતાં હતાં તેનું એક કારણ આ હતું. તેને લીધે તેમના કામમાં ક્ષતિ આવતી. તેમના સ્વભાવમાં ઇશ્વિરદર્શનની જે ઝંખનાઓ હતી તે; અને દૈવી પ્રવાહને સમાજની નૈતિક ને સામાજિક સેવામાં વાળવો તે;—જેને સમર્થ ફ્રેંચ વિદ્વાન હોરી બ્રેમોએ, પશ્ચિમી યોગનું પૃથક્કરણ કરીને, 'ઇશ્વિરકેન્દ્રવાદ' તથા 'માનવકેન્દ્રવાદ' એ નામ આપ્યાં છે;—તે એકબીજા જોડે ન બને એવી વસ્તુઓ છે. છતાં તેને મેળવવાનો પ્રયાસ કેશવે કર્યો. વળી આ

અને તત્ત્વો કેશવના અંતરમાં તીવ્રતમ રૂપમાં હતાં. પણ તેમનું માનસ વૈભવશાળી હતું. તે મુલાયમ હોઇ વાળ્યું વળી શકે એવું હતું. તેમની ક્ષુધાની તૃપ્તિ માટે જે કંઇ આધ્યાત્મિક આહાર રજૂ કરવામાં આવે તે નિરંતર આરોગી લેવાની વૃત્તિ તેમનામાં હતી. એ આહારને હજમ કરવાની જે શક્તિ તેમની પાસે હતી તેના કરતાં એ ભૂખ વધારે હતી. તેને લીધે તેમનું જીવન વિરોધો ને વિસંવાદોના સંગ્રહ જેવું થઇ પડયું. કહે છે કે કોલેજમાં શેક્સપિયરનું નાટક ભજવાયેલું તેમાં તેમણે હેમલેટનો ભાગ ભજવેલો. વસ્તુતાએ તેઓ જિંદગીભર ડેનમાર્કના એ રાજકુમાર જેવા જ રહ્યા.

૨૭. ઓછામાં ઓછો સિદ્ધાન્તમાં તો ખરો જ. આચારમાં કેશવ વિશાળ જનતાનો સંપર્ક સાધવામાં કદી સફળ થઇ શકયા નહીં. ભારતની વિચારધારાથી વિજાતીય એવાં તત્ત્વો તેમના વિચારમાં વધારે પડતાં ભળેલાં હતાં.

૨૮. પાછળથી કેશવે લોકસેવા માટે ઘણી સામાજિક સંસ્થાઓ સ્થાપી હતી : રાત્રિશાળાઓ, ઉદ્યોગશાળાઓ, કલકત્તા કૉલેજ, હિંદી સ્ત્રીઓ માટેની શાળા, સ્ત્રીસહાયક સમાજ, હિંદી સંસાર સુધારા સમાજ, બન્ધુસમાજ, બીજા અનેક સમાજો, વિ.

૨૯. મઝુમદાર નામના લેખકે કહ્યું છેઃ 'દેવેન્દ્રનાથનો બ્રાહ્મ સમાજ સિદ્ધાંતમાં સર્વધર્મી હતો, પણ વસ્તુતાએ તેનું સ્વરૂપ શુદ્ધ હિંદુ ધર્મનું હતું.' મારા મિત્ર અધ્યાપક કાલિદાસ નાગને ઠાકુર કુટુંબ જોડે સ્નેહભાવ છે. તેમણે મને લખ્યું હતુંઃ 'દેવેન્દ્રનાથ ધરમૂળના ફેરફારો સાંખી શકતા નહીં. તેમણે પશ્ચિમને પૂરો ન્યાય કર્યો હતો; અને ફેનીલો, ફિખ્ત, તથા વિક્ટર કઝિનનાં લખાણોની તેઓ ભારે કદર કરતા. પણ ઝનૂની ઉત્સાહનાં, આક્રમણરૂપ લાગે એવાં, આદર્શનો તેઓ સહન કરી શકતા નહીં. કેશવ ભારે ઉત્સાહવાળા હતા,

અને તેઓ પોતાના અનુયાયીઓને હિંદની સામાજિક બૂરાઈઓ સામે ખરેખરી જેહાદમાં સામેલ કરી તેમના આગેવાન થવા માગતા હતા.

૩૦. થોડા વખત પછી દેવેન્દ્રનાથે પ્રવૃત્તિમય જીવનમાંથી નિવૃત્તિ લીધી. કલકત્તા પાસે બોલપુરમાં પોતે પસંદ કરેલા એક એકાન્ત સ્થાનમાં તેઓ રહેવા ગયા, ને તેને તેમણે શાન્તિનિકેતન એ નામ આપ્યું. ત્યાં તેમણે અમીરી સાદાઈ અને પવિત્રતામાં શેષ જીવન વ્યતીત કર્યું, અને ૧૯૦૫ માં દેહ છોડ્યો—પોતાનાં બાદશાહી સંતાનોની વચ્ચે તેઓ રાજપિતા જેવા વિરાજતા હતા.

૩૧. એ તો દેખીતું છે કે દેવેન્દ્રનાથ કેશવથી છૂટા પડ્યા ત્યારે તેમને ખબર હતી કે કેશવ થોડા વખતમાં તેમના મનની આ જાહેરાત કરવાના છે. એ વખતે કેશવ ખ્રિસ્તી ધર્મના અભ્યાસમાં ખૂબ ઊંડા ઊતરેલા હતા; અને ખાસ કરીને સીલીનું 'ઇસુચરિત', જે તે વખતે ઘણું લોકપ્રિય હતું, તે વાંચવામાં નિમગ્ન હતા.

૩૨. કેશવની જુવાનીના વાચનમાંથી તેમના મન પર કાર્લાઇલ અને ઇમરસનના ગ્રન્થો કરતાં વધારે છાપ બીજા કશાની પડી નહોતી, એ વસ્તુ કદાચ ધ્યાનમાં લેવા લાયક હોય.

૩૩. આ ગ્રન્થનું નામ 'શ્લોકસંગ્રહ' હતું. તે ૧૮૬૬ માં પ્રસિદ્ધ થયો હતો. તે દેવેન્દ્રનાથના પુસ્તક કરતાં ઘણો મોટો હતો, છતાં હિંદમાં તેનો ફેલાવો 'બ્રાહ્મધર્મ'ના જેટલો કદી થવા પામ્યો નહીં. છતાં, 'ધર્મોનો મેળ અથવા એકરાગ એ બ્રાહ્મ સમાજનું સાચું કાર્ય છે,' એમ કેશવે કહ્યું તેમાં તેઓ રાજાની ખરી પરંપરાને અનુસર્યા હતા.

૩૪. આ 'પાપનું ભાન' તેમનામાં પ્રતાપચન્દ્ર મઝુમદારે જોયું હતું. દેવેન્દ્રનાથ તથા રામકૃષ્ણ અને એથીયે વધારે વિવેકાનન્દની ભાવનાથી આ વૃત્તિ વિચિત્રપણે જુદી પડે છે. આપણે આગળ ઉપર જોઈશું કે વિવેકાનન્દે એને વખોડીને કહ્યું કે એ નિર્બળ સ્વભાવનો

પુરાવો છે, મનનો ખરેખરો વ્યાધિ છે; ને એને માટે તેમણે ખ્રિસ્તી ધર્મનો વાંક કાઢ્યો. કેશવે જે મનોવૃત્તિ વ્યવસ્થિતપણે કેળવી એના પરિણામરૂપે છેવટે તેમણે ૧૮૮૧માં એક પ્રવચન આપ્યું. તેનું મથાળું હતું: 'અમે નવવિધાનના પ્રચારકો'. તેમાં તેમણે ઇસુને દગો દેનાર યહૂદાની સાથે પોતાની સરખામણી કરી. શ્રોતાઓ તો એ સાંભળીને ડઘાઈ જ ગયા.

૩૫. વાચકો જોઈ શકશે કે અહીં ઇસુ ખ્રિસ્તનો કશો સવાલ નહોતો. ચૈતન્યની ભક્તિ એ કેશવના ધર્મનું બીજું એક પાસું હતું. પ્રતાપચન્દ્ર મઝુમદારે લખેલું: 'આમ કેશવ તેમની સ્વતંત્ર કારકિર્દીના ઉંબર પર ઊભા હતા ત્યારે તેમના પર એક બાજુથી ઇસુની છાયા, અને બીજી બાજુથી ચૈતન્યની છાયા, પડતી હતી.' તેમના શત્રુઓએ ૧૮૮૪મા એ વાતની નોંધ લીધી; અને તેમાંના કેટલાકે દ્વેષબુદ્ધિથી રામકૃષ્ણને ખબર આપી કે કેશવે તો એમ કહ્યું કે 'હું ઇસુ અને ચૈતન્યનો અંશાવતાર છું.'

૩૬. તેમને ગ્લેડસ્ટન, સ્ટુઅર્ટ મિલ, મેક્સમૂલર, ફ્રાન્સિસ ન્યુમેન, ડીન સ્ટેનલી વગેરે સાથે અંગત ઓળખાણ થઈ.

૩૭. ખાસ કરીને કેટલાક સુધારાની બાબતમાં. એમાં એક સુધારો તે કાયદાને લગતો હતો, ને તેનો સંબંધ સીધો બ્રાહ્મ સમાજ જોડે હતો. જેમકે તેમા બ્રાહ્મસમાજી લગ્નોને કાયદાની મંજૂરી આપેલી હતી.

૩૮. જુઓ આ પુસ્તકને અન્તે આપેલી નોંધ નં. ૭ —પ્રકાશક

૩૯. ઓગસ્ટ ૧, ૧૮૮૦: 'મૂર્તિપૂજાનું તત્ત્વજ્ઞાન'.

૪૦. 'ભારતમાં સ્વર્ગનો પ્રકાશ જુઓ', એ નામના વ્યાખ્યાનમાં.

૪૧. તેમના ચાર ચુનંદા શિષ્યોમાંના દરેકે ચાર મહાધર્મોમાંથી એકનો જિંદગીભર અભ્યાસ કરવા પાછળ જીવન અર્પણ કર્યું, અને તેમાંના કેટલાક તો પોતાના અભ્યાસના વિષયમાં લીન થઇ ગયા: ઉપાધ્યાય ગૌરગોવિન્દ રાયને હિંદુ ધર્મ સોંપવામાં આવ્યો, અને તેમણે

ગીતાની સંસ્કૃત ટીકાનો મહાગ્રન્થ તૈયાર કર્યો. સાધુ અઘોરનાથે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો, બંગાળીમાં બુદ્ધચરિત લખ્યું, અને સાધુજીવનના આરંભકાળમાં જ તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી તેમણે બુદ્ધનું અનુશીલન કર્યું. ભાઈ ગિરીશચન્દ્ર સેને ઇસ્લામનો અભ્યાસ હાથમાં લીધો, અને અરબી તથા ફારસીમાં મહમદ પેગંબરનું ચરિત્ર અને તે ઉપરાંત બીજા ગ્રન્થો લખ્યા. છેલ્લે, પ્રતાપચન્દ્ર મઝુમદારે ખ્રિસ્તી ધર્મનો અભ્યાસ કર્યો, અને 'ધી ઓરીએન્ટલ ક્રાઇસ્ટ 'નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. એ ધર્મનું આધ્યાત્મિક વાતાવરણ તેમના રોમેરોમમાં એવું વ્યાપી ગયું કે તેમણે સ્થાપેલા વિચારના સંપ્રદાયમાંથી મણિલાલ પારેખ જેવા ખ્રિસ્તીઓ નીપજ્યા.

૪૨. ૧૮૭૫ ના જાન્યુઆરીની ૧લીએ તેમણે નવવિધાનનો—આત્મવિકાસની નવી પદ્ધતિનો—આરંભ કર્યો, તે પછી તેમણે શિષ્યોના સ્વભાવ અનુસાર તેમને જુદા જુદા યોગ બતાવ્યા. કેટલાકને ભક્તિની, કેટલાકને જ્ઞાનની, ને બીજાને રાજયોગની, ભલામણ કરી. ભક્તિના જુદા જુદા પ્રકારોને ઈશ્વરનાં જુદાં જુદાં નામો યા ગુણો વડે ભેગા સાંકળી લેવામા આવ્યા. ( સરખાવો પ્રતાપચન્દ્ર મઝુમદાર. ) આ પછીના, સ્વામી વિવેકાનન્દ વિષેના, મારા પુસ્તકમાં હું હિંદુ આત્મદર્શન તથા યોગના જુદા જુદા પ્રકારોના અભ્યાસ પર આવીશ ત્યારે આ મુદ્દાની ચર્ચા ફરીવાર કરીશ.

૪૩. રામકૃષ્ણ જેવા તેમના શુભેચ્છકો કંઈક કટાક્ષ સાથે કહ્યા વિના રહેતા નહીં કે આ સાધુચરિત પુરુષ સ્વર્ગવાસ પામ્યા ત્યારે તેમની વહેવારુ સ્થિતિ સારી હતી. ને તેઓ વારસો માટે વિશાળ ઘર વગેરે મૂકી ગયા હતા કેશવે સમાજનાં સુખચેનનો ત્યાગ કર્યો નહોતો. તેઓ આનન્દોત્સવોમા સક્રિય ભાગ લેતા, ને તેમના ઘરમાં જે નાટકો ભજવાતાં તેમા પોતે ઊતરીને ભાગ ભજવતા. (સરખાવો: 'રામકૃષ્ણકથામૃત ', એપ્રીલ, ૧૮૮૪ ) પણ રામકૃષ્ણને એમના દિલની સચ્ચાઇ

વિષે કદી શંકા ઊપજી નહોતી. એ સચ્ચાઈ વિષે જરાયે આક્ષેપને અવકાશ નહોતો. રામકૃષ્ણને એટલો જ અફસોસ થતો કે આવા ધર્મનિષ્ઠ ને બુદ્ધિશાળી પુરુષ પ્રભુને જીવન અર્પણ કરવાને બદલે પ્રભુના માર્ગમાં અડધેથી જ અટકી ગયા.

૪૪. પ્રમથલાલ સેના 'કેશવચન્દ્ર સેન, એ સ્ટડી', ૧૯૦૨, નવી આવૃત્તિ ૧૯૧૫, કલકત્તા.

૪૫. આ પ્રસંગ કૌટુંબિક હતો. બ્રાહ્મ સમાજના નિયમ પ્રમાણે લગ્નને માટે જે વય ઠરાવેલી હતી તે વય પહેલાં જ પોતાની દીકરીને કેશવચન્દ્રે એક મહારાજા જોડે પરણાવી. પણ જેમ દેવેન્દ્રનાથ જોડેની ફૂટમાં તેમ અહીં પણ ખરું કારણ છુપાવવામાં આવ્યું હતું. 'સાધારણ બ્રાહ્મ સમાજ' નામનો ત્રીજો સમાજ સ્થાપવામાં આવ્યો. તે વધારે સંકુચિત વિચારવાળો, ને ચોકસપણે ખ્રિસ્તી ધર્મનો વિરોધી, હતો.

૪૬. 'મારા સ્વામી ઈસુ....ભારતના તરુણો.... એમના પર આસ્થા રાખો ને એમનું સ્મરણ કરો....તેઓ સ્વાર્પણરૂપે, તપસ્યારૂપે, યોગરૂપે તમારી પાસે આવશે....વરરાજા પધારે છે....ભારતી, પ્રિય ભારતી, તારાં સર્વ આભૂષણો પહેરીને તુ સજ્જ થા.'

વળી કેશવે 'ઈંડિયન મિરર'માંના તેમના લેખોમાં કહ્યું : 'બ્રાહ્મ સમાજે બાર વરસ પર ઈસુના નીતિમય સ્વરૂપની સ્પષ્ટતા કરવા માટે જે કંઈ કર્યું', તે જ આજે તે ઈસુના ઈશ્વરત્વ વિષે કરી રહ્યો છે.' (એપ્રીલ ૨૦, ૧૮૭૯) આ બાબતમાં તેઓ અધેથી અટક્યા નહીં. તેમણે કહ્યું કે ઈસુ તે ઈશ્વર જ છે.

વળી કહ્યું : 'મૂસાનો ધર્મ એકલો જ? કદાચ હિંદુ ધર્મ પણ. આગતમાં ઈસુ હિંદુ ધર્મની પણ પરિપૂર્તિ કરશે.'

૪૭. અમારીના એક વ્યાખ્યાન પછી, ને તેની પરિપૂર્તિ કરતું,

આ વ્યાખ્યાન થયું હતું. તેનું મથાળું હતું : 'ઓગણીસમી સદીમાં ઈશ્વરદર્શન' તેમાં કેશવે વિજ્ઞાનની સ્તુતિ કરેલી. આ વિષયમાં તેઓ વિવેકાનન્દના પુરોગામી હતા. વિવેકાનન્દે તો સ્વર્ગ ને પૃથ્વીનો સંયોગ સાધ્યો છે.

૪૮. સરખાવો પ્રવચન: 'ભારતમાં સ્વર્ગનો પ્રકાશ જુઓ' (૧૮૭૫).

૪૯. અહીં જે પહેલા દેવને વખોડ્યો છે તેની વ્યાખ્યા આપવી સહેલી છે. એ દેવ તે કાષ્ઠ, ધાતુ ને પાષાણની મૂર્તિઓ. બીજા દેવની વ્યાખ્યા એ આપી છે કે 'અર્વાચીન સંશયવાદ, કલ્પનાઓ, અજ્ઞાનવાળો વિકાસ, અંધ જીવબીજ વગેરે.' એટલે આ વૈજ્ઞાનિક કે બુદ્ધિવાદી કે અદ્વૈતી બુદ્ધિપ્રવણતા છે. પણ કેશવ સાચા વિજ્ઞાનને વખોડવા માગતા નહોતા, એ તો એમણે ૧૮૭૯માં આપેલા એક વ્યાખ્યાન પરથી દેખાઈ આવે છે. એ વ્યાખ્યાનનું નામ હતુ : 'ઓગણીસમી સદીમા ઈશ્વરદર્શન'.

૫૦. વિવેકાનન્દનો એક પ્રિય વિચાર અહીં સ્પષ્ટ જોઈ શકાય છે.

૫૧. 'અમે, નવવિધાનના પ્રચારકો' એ નામના પ્રવચનમા (૧૮૮૧).

૫૨. તેથી તેમના લખાણોમા આવા એકરારનો કશો નિર્દેશ ન કરવાની કાળજી, મારી જાણ પ્રમાણે, રખાયેલી છે.

૫૩. 'ઈસુ ખ્રિસ્તને માન આપો, પણ ખ્રિસ્તી શબ્દનો જે લોકપ્રિય અર્થ છે તે અર્થમા કદી ખ્રિસ્તી થતા નહીં'....ઈસુ ખ્રિસ્ત તે ખ્રિસ્તી ધર્મ નથી....સંકુચિત ખ્રિસ્તી ધર્મના લોકપ્રિય રૂપોની પાર ચાલ્યા જાઓ ઈસુ ખ્રિસ્તના વિશાળ રૂપમાં ભળી જવાની મહેચ્છા રાખો !'

એ જ સમય દરમ્યાન લખેલા, ' બીજાં ઘેટાં છે મારે ' એ મથાળાવાળા, લેખમાં તેમણે લખેલું :

' અમે કોઇ ખ્રિસ્તી સંપ્રદાયમાં સામેલ થયેલા નથી. અમે ખ્રિસ્તી એ નામનો અસ્વીકાર કરીએ છીએ. ઇસુના પોતાના જ શિષ્યો પોતાને ખ્રિસ્તી કહેવડાવતા હતા ખરા કે ?....જે કોઇ માણસ ઈશ્વરને માને છે, અને ઇસુને ઈશ્વરપુત્ર તરીકે સ્વીકારે છે તે ઈશ્વરમાં ઇસુનો સહચાર અનુભવે છે...પેલું પ્રસિદ્ધ વાક્ય કેટલું સ્પષ્ટ છે—' અને બીજાં પણ ઘેટાં છે મારે.' અમે, નવવિધાનના બિનખ્રિસ્તીઓ, તે આ બીજાં ઘેટાં છીએ. ભરવાડ અમને ઓળખે છે....ઇસુ ખ્રિસ્તે અમને ખોળી કાઢ્યા છે ને અમારો અંગીકાર કર્યો છે....એ પૂરતું છે. ઇસુ ખ્રિસ્તના કરતાં મોટો કોઇ ખ્રિસ્તી છે ખરો ?'

૫૪. ' પ્રભુ ઇસુ મારી ઇચ્છા છે, સોક્રેટિસ મારું મસ્તક છે, ચૈતન્ય મારું હૃદય છે, હિંદુ ઋષિ મારો આત્મા છે, ને પરગજુ હાવર્ડ મારો જમણો હાથ છે.'

૫૫. કેશવે લ્યુકની સુવાર્તામાંથી એક વાક્ય વાંચીને આ પ્રમાણે પ્રાર્થના કરી : ' એ પવિત્ર આત્મા તેમના અતિશય જડ પદાર્થને બદલી તેને પાવનકારી આત્મશક્તિનું રૂપ આપો, જેથી તેઓ આપણા તન્ત્રમાં દાખલ થતાંવાંત તેમાં ભળી જાય—સર્વ સંતોનાં માંસ અને રુધિર ઇસુ ખ્રિસ્તમાં ભળી ગયાં છે તે રીતે.

૫૬. વેદાન્તી ભારત પરત્વે આનું કારણ અસ્પષ્ટ છે, કેમકે તેને પણ પોતાની ત્રિમૂર્તિ છે; અને કેશવે, યોગ્ય રીતે, તેને ખ્રિસ્તી ત્રિમૂર્તિને મળતું આવે એવું રૂપ આપ્યું હતું—સત્, ચિત્, આનન્દ ( એને માટે કેશવે અંગ્રેજીમા શબ્દો વાપર્યા હતા : ટ્રુથ, વિઝડમ, અને જોય ); એ ત્રણ મળીને એક: સચ્ચિદાનન્દ.

૫૭. ૧૮૮૨ માં આપેલું એક વ્યાખ્યાન: ' એ અદ્ભુત ગૂઢતા: ત્રિમૂર્તિ '.

૫૮. આ જુઓ ત્રિમૂર્તિનું પૂરેપૂરું ત્રિકોણી ચિત્ર છે....એની ટોચ તે ખુદ ઈશ્વર જેહોવા પોતે છે....તેનામાંથી પુત્ર ઊતરી આવે છે....અને માનવજાતિરૂપી આધારરેખાને સ્પર્શ કરે છે....અને પછી પવિત્ર આત્માની શક્તિ વડે પતિત માનવજાતિને ઊંચે પોતાની તરફ ખેંચે છે. નીચે માનવજાતિ પાસે આવતું ઈશ્વરતત્ત્વ તે પવિત્ર આત્મા છે: આટલામાં મોક્ષનું બધું તત્ત્વજ્ઞાન આવી જાય છે....સર્જક આદર્શ, અને પાવનકારી એવો હું છું, હું ચાહું છું; હું ઉગારું છું; શાન્ત ઈશ્વર, પ્રવાસી ઈશ્વર, પાછો ફરતો ઈશ્વર.... '—કેશવ. સરખાવો શિષ્ટમાન્ય કેથલિક યોગના ગ્રન્થો

' જે ક્રિયા વડે પિતા પુત્રનું સર્જન કરે છે તે જનન અથવા ઉદ્‌ભવ શબ્દથી સારી પેઠે સમજાય છે. પવિત્ર આત્માનું સર્જન એથી ઊલટી રીતે થાય... એ દૈવી માર્ગ છે, તે માર્ગ ઈશ્વરમાં રહેલો છે, ને તે વાટે ઈશ્વર પોતાની પાસે પાછો ફરે છે....એ જ રીતે આપણે સર્જન વડે ઈશ્વરમાંથી ઉદ્‌ભવીએ છીએ; અને એ સર્જનનું કામ પિતાએ પુત્રને સોંપ્યું છે. આપણે કૃપા વડે તેની પાસે પાછા પહોંચીએ છીએ; અને એ કૃપા તે પવિત્ર આત્માનો ગુણ છે. '

૫૯. 'અને ઐક્યનું આ ગાન જગતની જુદી જુદી સર્વ ભાષાઓ બોલનારા કરોડો અવાજે ઉત્સાહપૂર્વક ગાય છે. કરોડો આત્મા—જેમનો પ્રત્યેક આત્મા ધર્મ અને પુણ્યનો તેનો રાષ્ટ્રીય વેશ પહેરીને, રંગની અપાર ને સંપૂર્ણ વિવિધતાથી દીપતો, પિતાના સિંહાસનની આસપાસ ગોળ ગોળ નાચશે, અને શાન્તિ ને આનન્દનું રાજ્ય સદાકાળ ટકી રહેશે. '

૬૦. એક દિવસ જુવાન નરેન્દ્રે ( વિવેકાનન્દે ) તેમની હંમેશની અધીરાઈથી અમુક ધાર્મિક સંપ્રદાયોને વખોડી કાઢ્યા—એટલા માટે કે તેમના રિવાજો વિષે નરેન્દ્રને ભારે સૂગ ઊપજી હતી. રામકૃષ્ણે

કોમળતાથી તેમની સામે જોઇને કહ્યું: ' દરેક ઘરને એક પાછલું બારણું હોય છે. કોઇને એ બારણેથી ઘરમાં દાખલ થવું હોય તો તેને તેમ કરવાની છૂટ શા સારુ ન હોવી જોઇએ? પણ બેશક હું તારી જોડે એ વાતમાં સંમત છું કે આગલું બારણું જ ઉત્તમ છે. '

અને રામકૃષ્ણના ચરિત્રકાર ઉમેરે છે કે આ સાદા શબ્દોથી ' નરેન્દ્રે બ્રાહ્મ તરીકે જે ચોખલિયા દૃષ્ટિ રાખી હતી તે ખદ્દલાઇ ગઇ. માનવજાતિને પાપ કે પુણ્યની નહીં પણ નિર્બળતા ને બળની દૃષ્ટિએ જોવી એ વધારે ઉદાર ને સાચી દૃષ્ટિ છે. શ્રીરામકૃષ્ણે નરેન્દ્રને એ રીતે જોતાં શીખવ્યું. ' (' ધ લાઇફ ઓફ સ્વામી વિવેકાનન્દ ', વૉ. ૧, પ્રકરણ ૪૭.)

૬૧. મધુમેહ—બંગાળમાં અતિ પ્રચલિત એક રોગ. વિવેકાનન્દનું મરણ પણ એને લીધે જ થયું હતું.

૬૨. રામકૃષ્ણને કેશવ જોડે થયેલી છેલ્લી હૃદયસ્પર્શી મુલાકાત, અને તેમણે એ મરતા માણસના છૂપા ઘા પર શીતળ જળની પેઠે રેડેલાં ઊંડાં વચનો, એને વિષે વધારે કહેવાનો પ્રસંગ મારે હજુ આગળ આવશે.

૬૩. પ્રતાપચન્દ્ર મઝુમદારે કેશવની પછી બ્રાહ્મ સમાજનું અધ્યક્ષપદ લીધું હતું, અને તેઓ ગુરુના જેવા જ ' ખ્રિસ્તકેન્દ્રવાદી ' વિચારો ધરાવતા હતા. ૧૯૦૦માં મેક્સમૂલરે તેમને પૂછ્યું: ' બ્રાહ્મ સમાજ સાફસાફ જાહેર કરીને " ખ્રિસ્તી " એ નામ શા સારુ સ્વીકારતો નથી, અને તે ઈસુના રાષ્ટ્રીય ધર્મસંઘ તરીકે શા સારુ સંગઠિત થતો નથી? ' એ વિચારનો પડઘો પ્રતાપચન્દ્ર મઝુમદારના પોતાના તથા તેમના એક તરુણ શિષ્યમંડળના મનમાં પડયો ખરો. એ મંડળમાં બ્રહ્મબાન્ધવ ઉપાધ્યાય કરીને એક તરુણ હતા. તેમને વિષે ખાસ અભ્યાસ કરવા જેવો છે, કેમકે તે ભારે સ્મૃતિ પાછળ મૂકતા ગયા છે. તે નવવિધાનમાંથી ઍંગ્લીકન, અને છેવટે રોમન

કેથલિક, સંપ્રદાયમાં ચાલ્યા ગયા. બીજા તે કેશવના ચરિત્રકાર મણિલાલ પારેખ છે; તેમણે પણ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો છે. બંનેને એવી ખાતરી છે કે કેશવ જો થોડાં વરસ વધારે જીવ્યા હોત તો તેઓ રોમન કેથલિક સંપ્રદાયમાં દાખલ થાત. મણિલાલ પારેખ કહે છે: 'તેઓ વિચારમાં પ્રોટેસ્ટંટ ને આચારમાં કેથલિક હતા.... ભાવનામાં ખ્રિસ્તી હતા, ને આત્માની શ્રેષ્ઠતા માનવા તરફ ઝૂકતા હતા.' હું પોતે માનું છું કે કેશવ એ એવા પુરુષોમાંના એક હતા જેઓ અડધા ઉઘાડા બારણાના ઊમરા પર જ ઊભા રહી ગયા હોત. પણ તેમના અનુગામીઓએ એ બારણું વધારે ઉઘાડયું એ ઘાતક નીવડયું.

૬૪. 'ધી ઈંડિયન એંપાયર' પત્રે તેમને અંજલિ આપતાં કહ્યું કે તેઓ 'હિંદમાં અંગ્રેજી કેળવણી ને ખ્રિસ્તી સંસ્કૃતિની સારામાં સારી નીપજ' હતા. અને 'ધી હિંદુ પેટ્રીઅટે' કહ્યું કે તેઓ 'પશ્ચિમની કેળવણી ને સંસ્કૃતિનું સુભગ ફળ' હતા.

હિંદી દૃષ્ટિએ તો આ સ્તુતિ તેમની નિન્દા સૂચવનારી હતી.

૬૫. 'ધી હિંદુ પેટ્રીઅટ'. ૧૯૨૧માં ત્રણે બ્રાહ્મ સમાજના મળીને સભ્યોની કુલ સંખ્યા ૬,૪૦૦થી વધારે નહોતી (તેમાંથી ૪,૦૦૦ તો બંગાળ, આસામ, બિહાર અને ઓરિસામાં હતા). આર્ય સમાજ, અથવા નવા નીકળેલા, શુદ્ધ ભક્તિના, રાધાસ્વામી સત્સંગ જેવા સંપ્રદાયો, ને મુકાબલે આ સંખ્યા ઘણી નાની જણાય.

૬૬. તેમનું ખરું નામ મૂળશંકર હતું, પણ તેનો તેમણે ત્યાગ કર્યો હતો. 'સરસ્વતી' એ તેમના ગુરુની અટક હતી; ને ગુરુને તેઓ ખરા પિતા માનતા. દયાનંદના જીવનચરિત્ર માટે લાલા લજપતરાયે અંગ્રેજીમાં લખેલું પુસ્તક 'આર્ય સમાજ' (૧૯૧૫) ઘણું ઉપયોગી છે. તેની પ્રસ્તાવના સિડની વેબે લખેલી છે, અને તે લોંગમેન્સ, ગ્રીનની કંપનીએ પ્રસિદ્ધ કરેલું છે.

૬૭. આ બે પુરુષોની કાર્યશક્તિ, તેમના ઉપદેશનું સામર્થ્ય, અને જનસમૂહનું તેમના પ્રત્યેનું આકર્ષણ સરખાં હતાં એ ખરું; પણ વિવેકાનન્દમાં તે ઉપરાંત એક વધારાનું આકર્ષણ હતું. તેમનામાં આત્માનું ઊંડાણ હતું; શુદ્ધ ચિન્તન માટેની ઇચ્છા હતી; નિરંતર ઊંચે ઊડવા તરફ આત્માનું વલણ હતું; અને જગતમાં કર્મ કર્યા વિના ચાલે એમ નહોતું; એટલે આ વલણ સામે તેમને નિરંતર સંગ્રામ ચલાવવો પડતો. દયાનંદને આત્માની આવી કરુણ દુવિધા કદી અનુભવવી પડી નહોતી. છતાં તેમને જે કામ કરવાનું હતું તેને માટે આવશ્યક એવા સર્વ ગુણો તેમનામાં હતા.

૬૮. અત્યારે આર્ય સમાજમાં, આ પ્રસંગનું સ્મરણ તાજું રાખવા, શિવરાત્રીનો ઉત્સવ કરવામાં આવે છે.

૬૯. આગાઉના એક યુગની, ખ્રિસ્તી ધર્મની, પરિભાષામાં 'ડિસિપ્લીન'નો અર્થ માત્ર દેખરેખ નહોતો, પણ તપસ્વીઓ પોતાના શરીર પર જે ચાબખા મારતા તે સાધન પણ હતો.

૭૦. તેમનાં પરાક્રમો દંતકથા જેવાં થઈ પડ્યાં છે. બે ઘોડા ગાડીને લઈ નાસી જતા હતા, તે ગાડીને તેમણે એક હાથે અટકાવી હતી. એક વિરોધીના હાથમાંથી નાગી તલવાર ઝૂંટવી લઇ તેના બે કકડા કરી નાંખેલા. ગમે તેવા ધમસાણમાં પણ તેમનો મેઘગર્જના જેવો અવાજ લોકોને કાને પડ્યા વિના રહેતો નહીં.

૭૧. એક ખ્રિસ્તી પાદરી આ શાસ્ત્રાર્થ વખતે હાજર હતા. તેમણે એનો સુન્દર ને નિષ્પક્ષ હેવાલ લખેલો, તે લજપતરાયે પોતાના પુસ્તકમાં ઉતાર્યો છે.

૭૨. લજપતરાય પોતે આર્યસમાજી હતા. તેમણે લખ્યું છે કે 'આ બે મુખ્ય સિદ્ધાન્તો આર્ય સમાજને બ્રાહ્મ સમાજથી જુદો પાડે છે.'

એટલું યાદ રાખવાની જરૂર છે કે, દયાનંદના પહેલાં વીસ વરસ પર ( ૧૮૪૪–૪૧ ), દેવેન્દ્રનાથને વેદનું નિરપવાદ પ્રામાણ્ય માનવાની લાલચ થઈ આવેલી; પણ તેમણે એનો ત્યાગ કર્યો, અને ઈશ્વર સાથેના અપરોક્ષ ને અંગત અનુસંધાનનો સ્વીકાર કર્યો. કહે છે કે બ્રાહ્મ સમાજના સર્વ અગ્રેસરોમાં દેવેન્દ્રનાથ દયાનંદની વધારેમાં વધારે નજીક હતા. પણ એની વચ્ચે એકમત અશક્ય હતો. દેવેન્દ્રનાથનો આદર્શ શાન્તિ અને એકરાગનો હતો. દયાનંદ તો નિરંતર યુદ્ધ કરનારા રહ્યા. તેમનામાં પોતાના નિશ્ચિત સિદ્ધાન્તો વિષે કડક આગ્રહ હતો; અને તેઓ છેક અર્વાચીન એવા સામાજિક સંઘર્ષોમાં શુદ્ધ પાંડિત્યની રીતોથી કામ લેવા માગતા હતા. એવાને વિષે દેવેન્દ્રનાથને સાચો સમભાવ ઊપજે તે શક્ય નહોતું.

૭૫. આ વસ્તુ વિશેષ ધ્યાન ખેંચે એવી છે, કેમકે વિવેકાનન્દને સૌથી વધારે ધગશવાળા ને ઉત્તમ સંગઠનવાળા શિષ્યો મદ્રાસમાંથી મળ્યા હતા.

૭૬. આમાના ૨,૨૩,૦૦૦ પંજાબ અને દિલ્લીમાં, ૨,૦૫,૦૦૦ યુક્ત પ્રાન્તમાં, ૨૩,૦૦૦ કાશ્મીરમાં, અને ૪,૫૦૦ બિહારમાં છે. ટૂંકમાં એ ઉત્તર ભારતમાં પ્રગટ થયેલો સંપ્રદાય છે; અને હિંદના એ ભાગની કાર્યશક્તિ જે વસ્તુઓમાં સૌથી વધારે દેખાઈ આવે છે તેમાંની એક તે આ સમાજ છે.

૭૭. સાધુ સુંદરસિંહ આ પ્રકારનો સારો દાખલો છે. તેમનું નામ યુરોપના પ્રોટેસ્ટંટોમાં સારી પેઠે જાણીતું છે. તેઓ પંજાબના શીખ, એક સરદારના પુત્ર, અને એક લશ્કરી સેનાપતિના ભાઈ હતા. આ સાહસિક પુરુષને તિબેટમાં શહીદી ખોળવામાં ને તેને ભેટવામાં ભારે આનંદ આવેલો. એ દેશમાં શીખ અને અફઘાન એ બે લડાયક કોમોના ખ્રિસ્તી શહીદોના અવશેષો તેમના જોવામાં આવ્યા હતા ( સરખાવો મેક્સ શિરર: ' સાધુ સુંદરસિંહ ', ૧૯૨૨.

ગુરીય ). આ પત્રિકા પરથી જો તેમને વિષે કયાસ બાંધીએ, તો એમ દેખાય કે હિંદના ઇતર ધર્મો વિષે બોલવામાં, તેઓ એ ધર્મોના વિચારના સારતત્ત્વ સુધી કદી પહોંચી શક્યા નહોતા.

૭૮. ખાસ કરીને અર્વાચીન બૌદ્ધો. આ વાત જોકે માનવી મુશ્કેલ છે, છતાં ખરી છે. બુદ્ધનું સુભગ નામ મૂળ તો વૈરાગ્ય ને વિશ્વશાન્તિની ભાવનાનું સૂચક હતું. પણ આજના દિવસોમાં તે આક્રમણકારી પ્રચારનો ઝંડો બનવા બેઠું છે. એ પ્રચાર પાછળ ઇતર મતો વિષે આદર જરાયે નથી હોતો, એમ કહીએ તો ચાલે.

૭૯. હિંદના ઇતિહાસનું જે વિહંગાવલોકન દયાનંદે કર્યું છે તે રસિક છે. તેમાં મનુષ્યની ઉત્પત્તિનો ઇતિહાસ આપેલો છે, અને બતાવ્યું છે કે 'સર્વ ભૂગોળમાં આર્યોનું રાજ્ય હતું.' (એમાં અમેરિકા, તથા ઓશિયાનિયાના ટાપુઓ પણ હતા; કેમકે, તેમના કહેવા પ્રમાણે, આર્યાવર્તના ઠેઠ પડખા પર પૃથ્વીની સપાટી પર રહેનારાનાં નામ નાગ; અને તે દેશનું નામ પાતાળ એટલા માટે કહે છે કે તે દેશ આર્યાવર્તીય મનુષ્યોના પાદ અર્થાત્ પગ તળે આવેલો છે; તે જ પ્રમાણે અસુરો ને રાક્ષસો જોડેની લડાઇઓ તે એસીરિયનો તથા હબસીઓ જોડેની લડાઇઓ છે.) વેદાદિમાં જે કલ્પિત કથાઓ છે તે બધી પૃથ્વી પર બનેલી એમ દયાનંદનું કહેવું છે. તેઓ કહે છે કે હિંદની આફતોની તથા વેદધર્મના નાશની શરૂઆત, જે હજાર વરસના યુદ્ધનું વર્ણન મહાભારતમાં છે ને જેમા હિંદના ક્ષત્રિયોએ એકબીજાનું નિકંદન કાઢ્યું, ત્યારથી થઈ છે....એમાંથી નીપજેલા નાસ્તિક મત કે ચાર્વાક દર્શન સામે જ માત્ર એમને અણગમો નથી, પણ એની પ્રેરણા આપનાર જૈન દર્શન સામે પણ છે. તેઓ માનતા કે આત્માના ક્ષેત્રમાં હિંદુ સ્વાતન્ત્ર્યનો જે પહેલો સંગ્રામ થયો તેના યશસ્વી પણ અભાગી નાયક શંકર હતા. શંકર નાસ્તિક મતનાં ખંડન [illegible]

હતા, પણ નિષ્ફળ નીવડ્યા. આ સ્વાતન્ત્ર્યસંગ્રામ ચાલુ હતો તે દરમ્યાન જ તેમનું અવસાન થયું. પણ તેઓ જૈનોએ પાથરેલી જાળમાં—ખાસ કરીને માયામાં—ફસાયેલા રહ્યા. આને લીધે દયાનંદને શંકર વિષે જે અણગમો ઊપજ્યો તે ટકી ગયો નહીં; કેમકે તે પોતે સ્વપ્નસેવી નહોતા, પણ વાસ્તવિકતાની ધરતીમાં પગ ઊંડા ઉતારીને ઊભેલા હતા.

૮૦. તેમણે સર્વ પ્રકારની મૂર્તિપૂજાને પાપ કહી હતી, અને તેઓ માનતા કે ઈશ્વરના અવતારની વાત હસવા જેવી છે અને 'વેદવિરુદ્ધ હોવાથી પ્રમાણ નથી.'

૮૧. તેમણે બ્રાહ્મણોને 'પોપ' કહી તેમને ચાબખા લગાવ્યા હતા.

૮૨. ૧૮૭૬ અને ૧૮૮૩ની વચ્ચે તેમના હાથ નીચે પંડિતોનું એક જૂથ કામ કરતું. તેઓ સંસ્કૃતમાં લખતા, ને પંડિતો દેશી ભાષાઓમાં તેના અનુવાદ કરતા. પણ મૂળ વેદનો અનુવાદ તો તેમણે એકલાએ કર્યો હતો. તે અનુવાદ ફરી તપાસવાનો સમય તેમને મળ્યો નહીં. એ અનુવાદમાં, દરેક શ્લોકના અનુવાદ પહેલાં તેનો અન્વય, વાચ્યાર્થ વગેરે આપેલા છે, ને તે પછી તેનું તાત્પર્ય સમજાવનારી ટીકા આપેલી છે.

૮૩. લાહોરના દસ સિદ્ધાન્તો (૧૮૭૭)માંની કલમ ૩: 'વેદ એ સત્ય જ્ઞાનનો ગ્રન્થ છે. તે શીખવા ને શીખવવાનું દરેક આર્યનું કર્તવ્ય છે.'

એક વિચિત્ર અકસ્માતની વાત છે કે દયાનંદે એક પશ્ચિમી સમાજ જોડે જે રાજકીય મૈત્રી બાંધી તે વરસો સુધી (૧૮૭૯–૧૮૮૧) ચાલી. એ સમાજ ભારે કામ કરવા નિર્માયેલો હતો. તેનું નામ થિયોસૉફિકલ સોસાયટી હતું. ખ્રિસ્તી ધર્મના ગડતા જુવાળ સામે દયાનંદ વેદનો બચાવ કરતા હતા, એ આ મૈત્રીનું

મૂળ કારણ હતું. થિયોસોફિકલ સોસાયટીની સ્થાપના ૧૮૭૫માં મેડમ બ્લેવેટ્સ્કી નામની રશિયન બાઈએ તથા કર્નલ ઓલકોટ નામના અમેરિકને દક્ષિણ ભારતમાં કરી હતી. તેનો મોટો ગુણ એ હતો કે તેણે હિંદુઓને તેમનાં પોતાનાં ધર્મશાસ્ત્રોનો—ખાસ કરીને ગીતા અને ઉપનિષદોનો—અભ્યાસ કરવાની પ્રેરણા આપી. તેના ૭ સંસ્કૃત ગ્રન્થો કર્નલ ઓલકોટે પ્રસિદ્ધ કર્યા હતા. હિંદીઓ માટેની નિશાળો—ખાસ કરીને સિલોનમાં—સ્થાપવાની હિલચાલમાં પણ આ સોસાયટીએ આગેવાની લીધી, અને 'અસ્પૃશ્યો' માટે નિશાળો ખોલવાની પણ હામ તેણે બીડી. તેથી એ સોસાયટીએ હિંદની રાષ્ટ્રીય, ધાર્મિક, ને સામાજિક જાગૃતિમાં ફાળો આપ્યો; અને દયાનંદ તેની જોડે મળીને કામ કરવાના હોય એવો ભાસ થયો. પણ જ્યારે સોસાયટીએ તેમનો બોલ પૂરો માની તેમને પોતાનો નિયમિત સહકાર આપવાની વાત કરી, ત્યારે તેમણે એ સહકાર લેવાની ના પાડી; અને એ રીતે હિંદ પર આધ્યાત્મિક પ્રભુત્વ જમાવવાની થિયોસોફિકલ સોસાયટીની તક પૂરેપૂરી છીનવી લીધી. ત્યારથી તે ગૌણ ભાગ ભજવતી આવી છે; અને, ૧૮૯૮માં બનારસમાં સેંટ્રલ હિંદુ કૉલેજની સ્થાપના મિસિસ બિસેન્ટની અસરને લીધે થઈ એમ માનીએ તો, આ સોસાયટી સામાજિક દૃષ્ટિએ ઉપયોગી નીવડી છે એમ કહી શકાય. તેમાં પૂર્વ ને પશ્ચિમનું વિચિત્ર મિશ્રણ થયું છે. તેમાં જે અંગ્રેજ-અમેરિકન વર્ગ છે તેણે, પોતાના સાત્ત્વિક પણ મર્યાદિત વ્યવહારવાદ વડે, હિંદુ તત્ત્વશાસ્ત્ર અથવા અધ્યાત્મશાસ્ત્રના વિશાળ ને ઉદાર દર્શનને વિચિત્ર રીતે મચડયું છે. તે ઉપરાંત એમ પણ કહેવું જોઈએ કે તેણે પોતે એક જાતની, ધર્માધિકારીના જેવી, સત્તા હાથમાં લીધી છે; એ સત્તાથી કશી ભૂલ થાય જ નહીં એમ તે માને છે; અને તેની સામે કોઈને અપીલ કરવાનો અવકાશ નથી. આ સત્તા ઢંકાયેલી છે, છતાં તે ઓછી કડક નથી; અને વિવેકાનંદ જેવા

પુરુષોનાં સ્વતન્ત્ર માનસને તે આ રૂપે જ દેખાય છે. આપણે આગળ ઉપર જોઈશું તેમ, વિવેકાનન્દે અમેરિકાથી આવ્યા પછી સ્પષ્ટ શબ્દોમાં તેને વખોડી હતી.

૮૪. પણ તેમની આવેશભરી એકનિષ્ઠાને વિષે કશી ટીકાને સ્થાન નથી. એ તો તમામ આક્ષેપો સામે અડગ રહી હતી.

૮૫. 'સત્યાર્થપ્રકાશ'ને અન્તે દયાનંદે આચારના નિયમો આપ્યા છે, તેમાં કહ્યું છે: 'મનુષ્ય તેને જ કહેવો કે જે મનનશીલ થઈ સ્વાત્મવત્ અન્યોનાં સુખદુઃખ અને લાભહાનિ સમજે. અન્યાયકારી બળવાનથી પણ ન ડરે, અને ધર્માત્મા નિર્બળથી પણ ડરતો રહે, એટલું જ નહીં કિંતુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓની (ચાહે તે મહાઅનાથ, નિર્બળ અને ગુણરહિત કેમ ન હોય તેની) રક્ષા, ઉન્નતિ, પ્રિયાચરણ; અને અધર્મી ચાહે ચક્રવર્તી, અનાથ, મહાબળવાન અને ગુણવાન પણ હોય તથાપિ તેનાં નાશ, અવનતિ અને અપ્રિયાચરણ સદા કર્યાં કરે. અર્થાત્ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ સદા કર્યાં કરે. એ કામમાં ચાહે તેને કેટલુંયે દારુણ દુઃખ પ્રાપ્ત થાય, ચાહે પ્રાણ પણ ભલે જાય, પરંતુ આ મનુષ્યધર્મથી પૃથક્ કદી ન થાય.'

૮૬. 'આ સમાજ વેદમાં નિરૂપેલા એક ને અદ્વિતીય ઈશ્વરનો યશ ગાશે, તેનું સ્તવન કરશે, ને તેની જોડે તદ્રૂપ થશે....ઈશ્વર, તથા વિશ્વના પદાર્થો, એને વિષેની કલ્પના કેવળ વેદ તથા અન્ય સત્યશાસ્ત્રોને આધારે જ બાંધેલી છે.' એ સત્યશાસ્ત્રો કયા તે તેમણે ગણાવ્યાં છે.

(કોઈ પણ ભોગે ઐક્ય તરફ લઈ જનારો એ યુગનો પ્રવાહ ઘણા જોરથી વહેતો હતો તેથી) એક વિચિત્ર વસ્તુ એ જોવામાં આવે

છે કે, રાય અને કેશવના એકેશ્વરવાદની પેઠે, દયાનંદનો રાષ્ટ્રવાદ પણ સમગ્ર જગતને કલ્યાણકારી હોવાનો દાવો કરે છે:

'આખી માનવજાતિનું કલ્યાણ એ આ સમાજનું ધ્યેય હોવું જોઈએ.' (આર્ય સમાજના સિદ્ધાન્તો, ૧૮૭૫.)

'માનવજાતિની શારીરિક, આધ્યાત્મિક ને સામાજિક સ્થિતિ સુધારી તે વાટે આખા જગતનું હિત કરવું એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.' (લાહોરના આર્ય સમાજના સિદ્ધાન્તો, ૧૮૭૭માંસુધારેલા.)

'સર્વતન્ત્ર સિદ્ધાન્ત, અર્થાત્ સામ્રાજ્ય સાર્વજનિક ધર્મ જેને સદાથી સર્વ માનતા આવ્યા, માને છે, અને માનશે પણ; તેટલા માટે તેને સનાતન નિત્ય ધર્મ કહે છે, કે જેના વિરોધી કોઈ પણ હોઈ શકે નહીં....હું પોતાનું મંતવ્ય તેને જ જાણું છું કે જે ત્રણ કાળમાં સર્વને એકસરખું માનવા યોગ્ય છે....જે જે આર્યાવર્ત કે અન્ય દેશોમાં અધર્મયુક્ત ચાલચલણ છે તેનો સ્વીકાર, અને જે ધર્મયુક્ત વાતો છે તેનો ત્યાગ, નથી કરતો, અને નથી કરવા ચાહતો; કેમકે એમ કરવું મનુષ્યધર્મથી બહાર છે.' (સત્યાર્થપ્રકાશ)

અમુક મતો ધમશશેર માનનારા માણસોની પેઠે, પણ પૂરેપૂરી શુભ નિષ્ઠાથી, તેમણે એક ગોટાળો કર્યો છે; અને નિત્ય ને ત્રૈકાલિક 'સત્ય', તથા પોતે જેની સેવા કરતા હતા તે સત્ય, એ બે એક છે એમ તેમણે માની લીધું છે. સત્ય કોને કહેવું એ નક્કી કરવા માટે પાંચ પ્રકારની પરીક્ષા બતાવવાની કાળજી તેમણે રાખી છે. આમાંની પહેલી બે પરીક્ષા તે વેદવાક્ય જોડે સુસંગતિ અથવા મેળ; અને ઈશ્વરનું સ્વરૂપ તથા તેના ગુણ એને વિષે તેમણે જે વ્યાખ્યાઓ ઠરાવેલી તેની જોડે સુસંગતિ અથવા મેળ. અરવિંદ ઘોષ કહે છે કે વેદમાં 'ધાર્મિક, નૈતિક ને વૈજ્ઞાનિક સત્યનું સંપૂર્ણ શ્રુતિજ્ઞાન છે.' એવું દયાનંદ પણ માનતા. એટલે એ વેદના પ્રામાણ્યનો સ્વીકાર આખી

માનવજાતિ પાસે પરાણે કરાવવાનો પોતાને અધિકાર છે, એ વાતની શંકા તેમને કેમ ઉપજી શકે? વેદનો વિષે અરવિંદ ઘોષે વધારામાં કહ્યું છે: 'તેનું ધાર્મિક તાત્પર્ય એકેશ્વરવાદનું છે, અને વેદના દેવો તે એક જ ઈશ્વરનાં જુદાં જુદાં વર્ણન આપનારાં નામો છે. સાથેસાથે એ નામો ઈશ્વરની જે શક્તિઓને નિસર્ગમાં કામ કરતી આપણે જોઈએ છીએ તેનાં પણ સૂચનો છે; અને વેદનો અર્થ સાચી રીતે સમજીએ, તો અર્વાચીન સંશોધને જે વૈજ્ઞાનિક સત્યો શોધી કાઢયાં છે તે બધાં આપણી જાણમાં આવે.' ('આર્ય', નવેંબર, ૧૯૧૪ એ અંકમાં 'વેદનું રહસ્ય' એ મથાળાવાળો અંગ્રેજી લેખ.)

દયાનંદે રાષ્ટ્રીય દૃષ્ટિએ વેદનું વિવરણ કર્યું તે પછી પત્રિકાઓનો ધોધ નીકળી પડ્યો. તેમનો હેતુ પ્રાચીન ભારતનાં ફિલસૂફીઓ, પૂજાઓ, વિધિઓ ને આચારોને સજીવન કરી ફરી પ્રચલિત કરાવવાનો હતો. પશ્ચિમના આદર્શો વિરુદ્ધ પ્રાચીન આદર્શોની સ્થાપના કરવાની ભારના ઘણા વેગથી ઊછળી હતી. (સરખાવો 'પ્રબુદ્ધ ભારત', નવેંબર, ૧૯૨૮.)

૮૭. પ્રારબ્ધને વશ થઇ બેસી રહેવું એના કરતાં ઉત્સાહભેર ને પ્રવૃત્તિમય જીવન ગાળવું સારું છે. 'પુરુષાર્થ પ્રારબ્ધથી શ્રેષ્ઠ એટલા માટે છે કે તેના વડે સંચિત પ્રારબ્ધ બને છે, તેના સુધરવાથી સર્વ સુધરે છે, અને તેના બગડવાથી સર્વ બગડે છે. એથી પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે....'

'પોતાના સામર્થ્યાનુકૂલ કર્મ કરવામાં જીવ સ્વતન્ત્ર છે. પરંતુ જ્યારે તે પાપ કરી રહે છે, ત્યારે ઈશ્વરની વ્યવસ્થામાં પરાધીન થઈને પાપનું ફળ ભોગવે છે. એટલા માટે કર્મ કરવામાં જીવ સ્વતંત્ર, અને પાપ દુઃખરૂપ ફળ ભોગવવામાં પરતંત્ર, થાય છે.' (સત્યાર્થપ્રકાશ).

૮૮. દયાનંદે ત્રણ નિત્ય તત્ત્વો ગણાવ્યાં દેખાય છે—ઈશ્વર,

જીવ, અને જગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ. ઈશ્વર અને જીવ બે ભિન્ન તત્ત્વો છે: તે બેના ગુણ જુદા છે; અને તે દરેક અમુક અમુક કામો કરે છે. પણ તે બેને વિખૂટાં પાડી શકાય એમ નથી. વિશ્વનું સર્જન એ ઈશ્વરી શક્તિની જ ક્રિયા છે. એ શક્તિ મૂલદ્રવ્યોનો સંયોગ કરી, તેને વ્યવસ્થિત રીતે ગોઠવી, તેમાંથી વિશ્વને પેદા કરે છે. જીવને સંસારમાં જે બંધન થાય છે તેનું કારણ અજ્ઞાન છે. ભ્રમમાંથી છુટકારો, ને ઈશ્વરના જેવી સ્વતંત્રતાની પ્રાપ્તિ, તેનું નામ મોક્ષ છે. પણ એ અમુક વખત પૂરતો જ ટકે છે, ને તેને અન્તે જીવ બીજું શરીર ધારણ કરે છે....વગેરે.

૮૯. લગ્નમાં ઓછામાં ઓછી વય છોકરીઓ માટે સોળ ને છોકરાઓ માટે પચીસની ઠરાવી હતી. દયાનંદ મક્કમપણે બાળ-લગ્નની વિરુદ્ધ હતા.

૯૦. ૧૯૧૮માં લજપતરાયનું પુસ્તક પ્રસિદ્ધ થયું તે વખતની આ માહિતી છે. તે વખતથી કેળવણીની હિલચાલનો વિસ્તાર થવો ચાલુ રહ્યો હોય એ બનવાજોગ છે.

લાહોરની દયાનંદ ઍંગ્લો-વૈદિક કૉલેજ ૧૮૮૬ માં ઊઘડી હતી. તેમાં સંસ્કૃત, હિંદી, ફારસી, અંગ્રેજી, પૂર્વ ને પશ્ચિમનું તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, વિજ્ઞાન, કલા ને હુન્નરનું શિક્ષણ અપાય છે. કાંગડી ગુરુકુળની સ્થાપના ૧૯૦૨ માં થઈ હતી; ત્યાં ભણતા વિદ્યાર્થીઓ સોળ વરસ સુધી ગરીબાઇ, બ્રહ્મચર્ય ને આજ્ઞાપાલનનાં વ્રત પાળે છે. તેનો હેતુ એ છે કે હિંદુ તત્ત્વજ્ઞાન તથા સાહિત્યના સંસ્કાર વડે, તથા નૈતિક બળની બુદ્ધિ વડે, આર્યોનું ચારિત્ર સુધરે. પંજાબમાં કન્યાઓ માટે પણ મોટી કૉલેજ છે; ત્યાં બૌદ્ધિક અભ્યાસ તથા સંસ્કૃત, હિંદી ને અંગ્રેજી એ ત્રણ ભાષાઓના જ્ઞાનની જોડે સ્ત્રીઉપયોગી વિષયો અને ગૃહવ્યવસ્થાશાસ્ત્ર પણ ઉમેરેલાં છે.

૯૧. આ વિષયમાં વિવેકાનંદ અને તેમના શિષ્યો એમને ટપી ગયા છે. આર્ય સમાજે ઉપાડેલી સમાજસેવાની જે પ્રથમ પ્રવૃત્તિ લજપતરાયે નોંધી છે તે ૧૮૯૭–૧૮૯૮ના દુકાળમાં કરેલી મદદ હતી. ૧૮૯૪થી માંડીને વિવેકાનંદના એક સાધુ અખંડાનંદે સમાજસેવામાં જીવન વ્યતીત કર્યું હતું. ૧૮૯૭માં રામકૃષ્ણ મીશનના અમુક ભાગે દુકાળ ને મલેરિયા સામે, અને પછીને વરસે મરકી સામે, મોરચો માંડ્યો હતો.

૯૨. જાહેરમાં તેમણે એની મનાઇ કરેલી; તેઓ હંમેશાં કહેતા કે મારે રાજકાજ જોડે લેવાદેવા નથી તેમ અંગ્રેજો સામે વિરોધ નથી. આર્ય સમાજ તેના સભ્યોની પ્રવૃત્તિને લીધે નહુટકે સંડોવાયો હતો.

## ૭. રામકૃષ્ણ અને ભારતના ધર્મધુરંધરો

રામકૃષ્ણનો તારો નિરભ્ર આકાશમાં પર્વતોની ઉપર ચમકી રહ્યો હતો, તે પળે પ્રજાના મોટા ભરવાડો, ભારતના ગોપરાજો (ધર્મધુરંધરો), કેવા હતા તે આપણે પાછળ જોઈ ગયા.[1]

આ ચાર પુરુષોમાંના પહેલાને, એટલે કે એ સર્વમાં પુરોગામી એવા રામમોહન રાયને, તો રામકૃષ્ણ જાતે નહીં જોઈ શક્યા હોય, પણ બીજા ત્રણને તો તેઓ જાતે ઓળખતાં હતા. પહેલાં તેઓ જ એ પુરુષોની મુલાકાતે ગયેલા. તેમનામાં ઈશ્વર વિષેની જે અપાર ભૂખ હતી તેણે તેમને પ્રેર્યા હતા. તેને લીધે તેઓ હંમેશાં પોતાના મનને પૂછતા: ' હવે પ્રભુનાં એવાં કોઈ જળાશય રહ્યાં નથી જે આ પુરુષોને જડ્યાં હોય ને જેનું પાણી મેં પોતે ન પીધું હોય ?' પણ તેમની ચકોર આંખ એ માણસોને જોતાંવાંત તેમનો તાગ કાઢી લેતી. તેમની સમીક્ષા-શક્તિ તો કદી કોરે મૂકી દેવામાં આવી નહોતી. તેઓ ભક્તિની તૃપાથી એ જળાશયોનો આસ્વાદ લેવા નીચા નમતા તે વખતે તેઓ ઘણીવાર તે.ફાની છોકરાની પેઠે હસી લેતા, અને પાછા ઊભા થતી વખતે બોલતા કે ' મારું પોતાનું જ જળાશય સારું છે ' તેઓ બહારના દેખાવ, દમામ કે વક્તૃત્વથી અંજાઈ જાય એવા માણસ નહોતા. તેમની આંખો પર પડદો પડેલો હતો; અને તેઓ જે પ્રકાશ શોધતા હતા તે— અર્થાત્ પ્રભુનું પોતાનું મુખારવિંદ—જ્યાં સુધી ઊંડાણમાંથી ઝબકે નહીં ત્યાં સુધી તેમની આંખો પલકારા મારતી નહીં. બારીના કાચની આરપાર જોઈ શકે તેટલી જ સ્પષ્ટતાથી શરીરની દીવાલોની આરપાર તેમની આંખો જોઈ શકતી, અને અતિ આતુર જિજ્ઞાસાથી હૃદયનાં છેક ઊંડાણોને ખોળા વળતી. પણ એ આંખોને ત્યાં જે દૃશ્ય દેખાતું તેનાથી આ ' અવિવેકી ' પ્રેક્ષક કેટલીકવાર એકાએક, કશું બોલ્યા.

વિના, ખડખડાટ હસી પડતા; પણ એ હાસ્યમાં દ્વેષ કે અસૂયાનો અંશ છાંટાભાર આવતો નહીં.

ભવ્ય આકૃતિવાળા દેવેન્દ્રનાથને મળવા તેઓ ગયેલા તેની વાત તેમણે પોતે કહેલી. તે નાનકડી હાસ્યકથા છે. તેમાં એ મહાન ધર્મગુરુ, એ ' જનકરાજા ', પ્રત્યેનો આ ' નાના ભાઇ ' નો ટીકાથી ભરેલો વિનોદ, અને અનાદરથી ભરેલો આદર, એ બંને ભરપૂર છે.

એક દિવસ એક જણે તેમને પૂછ્યું:[2]

' સંસાર અને ઈશ્વર બેનો મેળ સાધી શકાય ખરો ? મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને વિષે આપ શું માનો છો ? '

રામકૃષ્ણે ધીરે અવાજે કહ્યું ' દેવેન્દ્રનાથ ઠાકુર....દેવેન્દ્રનાથ.... દેવેન્દ્ર....'—અને તેમણે નીચા નમીને અનેકવાર પ્રણામ કર્યા. પછી કહ્યું:

' તેઓ કોણ છે તે તમે જાણો છો ? એક માણસ હતો. દુર્ગાપૂજાનો ઉત્સવ ઠાઠમાઠથી કરવાનો તેનો રિવાજ હતો. તેમાં સવારથી રાત સુધી બકરાંઓનો ભોગ અપાતો.' કેટલાંક વરસ પછી ઉત્સવનો ઠાઠ ઘણો ઓછો થઇ ગયો. એ જોઈ કોકે પેલા માણસને પૂછ્યું: " ઉત્સવ કેમ ઓછો કરી નાંખ્યો ? " પેલાએ કહ્યું: " હવે તો મારા દાંત પડી ગયા છે ખરાને ! "

' એટલે, ' કથા કહેનારે અનાદરથી કહ્યું: ' દેવેન્દ્રનાથ ઘડપણમાં ધ્યાન વગેરે કરે છે એમાં કશી નવાઇ નથી. '[3]

આટલું કહીને તેઓ થોભી ગયા....પછી ફરી એકવાર નમન કરીને કહ્યું: ' તેઓ બેશક ઘણા નામાંકિત પુરુષ છે. '

પછી પોતે તેમનાં દર્શન કરવા ગયેલા એ પ્રસંગનું વર્ણન કર્યું:[4]

'મેં પહેલવહેલા એમને જોયા ત્યારે મને તેઓ કંઈક અવિષ્ટ લાગ્યા. અરે! પણ એમાં નવાઈ કશી નહોતી! એમની પાસે કેટલી બધી સારી વસ્તુઓની લીલાલહેર હતીઃ અમીરી, પ્રતિષ્ઠા, ધન....એકાએક મારી સ્થિતિ બદલાઈ ગઈ. એવી સ્થિતિમાં હું માણસના હૃદયની આરપાર જોઈ શકું છુ. ત્યાં જો મને ઈશ્વર દેખાતો નથી, તો હું અમે તેવા મોટા, ધનિક કે વિદ્વાન માણસને તરણા સમાન લેખું છું....અને મારાથી નફ્ફટકે હસાઈ ગયું....કેમકે મેં જોયું કે આ પુરુષ સંસારનો ઉપભોગ કરતા હતા, ને સાથે ધાર્મિક જીવન પણ ગાળતા હતા. તેમને ઘણા બાળકો હતાં, ને બધાં નાનાં હતાં. તેથી, તેઓ જ્ઞાની હોવા છતાં તેમને સંસારમાં રહેવા મનને મનાવવું પડેલું. મેં તેમને કહ્યુંઃ "આપ તો અમારા યુગના જનક છો. જનક સંસારમાં રહેતા હતા, છતાં તેમણે ઈશ્વરનો પરમ સાક્ષાત્કાર કરેલો. આપ સંસારમાં રહો છો, પણ આપનું મન તો ઈશ્વરનાં ગિરિ-શિખરો પર રમે છે. મને ઈશ્વરને વિષે કંઈક કહો."'

દેવેન્દ્રનાથે તેમને વેદનાં કેટલાંક સુંદર વચનો ગાઈ સંભળાવ્યાં,[૫] અને સંવાદ પરિચિત માણસો વચ્ચે થાય એવી રીતે વિવેકપૂર્વક ચાલ્યો. દેવેન્દ્રનાથે આગંતુકની આંખોમાં જે તેજની ભભક જોઈ તેનાથી તેમના મન પર ઘણી અસર પડી, અને તેમણે બીજે દિવસે થનારા જમણ માટે રામકૃષ્ણને નિમન્ત્રણ આપ્યું. પણ સાથે કહ્યું કે 'આપ આવો તો શરીર જરા ઢાંકીને આવજો': કેમકે આ જુવાન યાત્રીએ ભદ્રલોકના જેવો પૂરો પોશાક પહેરવાની તસ્દી લીધી નહોતી. રામકૃષ્ણ તોફાની વૃત્તિથી પણ ભલાઈથી કહેઃ 'મારો કશો ભરોસો નથી. હું તો જેવો છુ તેવો છુ, ને આવે વેશે જ આવીશ.' આમ તેઓ મિત્રભાવે છૂટા પડ્યા પણ બીજે દિવસે પરોઢિયે બહુ વિવેકની ભાષામાં લખેલી ચિઠ્ઠી પેલા મોટા અમીર તરફથી આવી, તેમાં વિનંતી કરી હતી કે 'આપ આવવાની તસ્દી ન લેશો.'

એટલેથી એ પ્રસંગ પૂરો થયો. અમીરી પોતાના પંજાનો એક સુંવાળો ઘા કરીને અળગી રહી ગઈ, અને તેને લાગ્યું કે હુ મારા ધર્મજીવનના સ્વર્ગમાં સાવ સુરક્ષિત છુ.

રામકૃષ્ણે દયાનંદનો તાગ કાઢયો, આંક બાંધ્યો, ને તેમને એથીયે ઓછા મૂલ્યવાળા મણી કોરે મૂકયા. એટલું કબૂલ કરવું જોઇએ કે ૧૮૭૩ની આખરે આ બે પુરુષો મળ્યા ત્યારે આર્યસમાજની સ્થાપના થઇ નહોતી, અને સુધારક દયાનંદની કારકિર્દી ભરદરિયે હતી. રામકૃષ્ણે તેમની પરીક્ષા કરી.[૬] ત્યારે તેમનામાં 'થોડીક શક્તિ' જણાઈ; રામકૃષ્ણના કહેવાનો આશય હતો 'ઈશ્વર સાથેનો ખરેખરો સંપર્ક'. પણ પોતે મહાયાતના ભોગવનારનો ને બીજાને ઉપજાવવાનો દયાનંદનો જે સ્વભાવ હતો, વેદોના એ હિમાયતીની અખાડામાં ઊતરવાની જે લડાયક વૃત્તિ હતી, પોતે એકલા જ ખરા છે ને તેથી પોતાની ઇચ્છા બીજાઓ પર પરાણે ઠોકી બેસાડવાનો પોતાને હક છે એવો જે આવેશવાળો આગ્રહ હતો, તે બધાં—રામકૃષ્ણની નજરે—તેમના કાર્યને માટે દૂષણરૂપ હતા. તેમણે દયાનંદને દિનરાત શાસ્ત્રોને વિષે વાદવિવાદ ચલાવતા, તેના અર્થોને મચડતા, ને ગમે તે ભોગે નવો સંપ્રદાય સ્થાપવાનો પ્રયાસ કરતા, જોયા. પણ અંગત ને સંસારી વિજયમાં આટલા બધા રચ્યાપચ્યા રહેવાથી સાચા પ્રભુપ્રેમને ડાઘ લાગતો હતો, અને તેથી રામકૃષ્ણે દયાનદ તરફથી મોઢું ફેરવી લઈ બીજી દિશામાં નાળ લીધું.

પણ કેશવ જોડેનો તેમનો સબન્ધ સાવ જુદી કોટિનો હતો. તે ગાઢ, હેતાળ ને ચિરસ્થાયી હતો.

આ બે પુરુષોને વિષે હું કંઇ કહું તે પહેલાં મારે ખેદ સાથે એટલું કહેવું જોઇએ કે આ બે ગુરુઓના શિષ્યો કેવા પૂર્વગ્રહવાળા-હેવાલો આપણે માટે મૂકી ગયા છે! બીજા પ્રભુભક્ત તે પોતાના

ગુરુના 'ખંડિયા' હતા, એમ બતાવવાનો સારી પેઠે પ્રયાસ દરેક પક્ષે કર્યો છે. રામકૃષ્ણના શિષ્યો હજુ કેશવને વિષે સમભાવ ને આદરથી બોલે છે, અને તેમણે રામકૃષ્ણની જે પ્રશંસા કરેલી તે માટે તેમના પ્રત્યે આભાર પ્રદર્શિત કરે છે. પણ રામકૃષ્ણે કેશવ પર જે ખરું કે ઉપરછલું પ્રભુત્વ ભોગવ્યું હતું તેને માટે કેશવના કેટલાક શિષ્યો રામકૃષ્ણને ક્ષમા કરી શકતા નથી. એટલે, રામકૃષ્ણની એવી કશી અસર કેશવ પર પડવી શક્ય જ નહોતી એમ બતાવવા સારુ, તેમણે એક જૂની યુક્તિ ફરી અજમાવી છે; અને એ બે પુરુષો વચ્ચે વિચારની, ન ઓળંગાય એવી, વાડ ઊભી કરી છે. તેઓ તિરસ્કારપૂર્વક રામકૃષ્ણના સાચા મૂલ્યને અવળા રૂપમાં રજૂ કરે છે; અને જે પુરુષે રામકૃષ્ણનો સંદેશો ફેલાવ્યો ને તેને વિજય અપાવ્યો તેમની—અર્થાત્ વિવેકાનન્દની—સામે પણ કેશવના શિષ્યોના હાનિકારક દ્વેષે હલ્લા કર્યા છે.

પણ મેં કેશવનાં લખાણોનાં કેટલાંક સુન્દર ને તાજગીથી ભરેલાં પાનાં વાંચ્યાં છે, તેમાં વિવેકાનંદના વિચારો ને તેમનાં કાર્યોની સ્પષ્ટપણે આગાહી કરેલી છે. એટલે હું સારી રીતે સમજી શકું છું કે રામકૃષ્ણ મિશને એ લખાણોને નીરવતા ને વિસ્મરણના ગર્તમાં ગૂમ થઈ જવા દીધાં છે તેને લીધે બ્રાહ્મસમાજીઓ ચિડાય છે. સારું જેટલું બન્યું છે એટલે અંશે હું આ અન્યાયનું નિવારણ કરવાનો પ્રયાસ કરીશ; કેમકે હું માનું છું કે એ અન્યાય અજાણે થયેલો છે. પણ અમુક બ્રાહ્મસમાજીઓ પોતે આંકેલી સાંકડી વાડામાં કેશવને પૂરી રાખે છે; અને કેશવને રામકૃષ્ણ પ્રત્યે જે નિઃસ્વાર્થ હેત હતું તેને છાયડામાં મૂકી દે છે. કેશવની સ્મૃતિને ચિરંજીવ કરવાનો આ ખોટો રસ્તો છે, ને એથી ખરો રસ્તો બીજો હોઈ ન શકે. કેશવનું જીવન આદર અને સ્નેહને પાત્ર છે. દક્ષિણેશ્વરના પેલા સંતપુરુષ તે વખતે કાં તો અજાણ્યા હતા, અથવા તેમને વિષે લોકોમાં

ગેરસમજ ફેલાયેલી હતી. એ વખતે કેશવની કીર્તિનો મધ્યાહ્નકાળ હતો, અને તેઓ વિચારના શિખર પર પહોંચ્યા હતા. છતાં એ મહાપુરુષે રામકૃષ્ણ પ્રત્યે પહેલેથી આદર અને સ્નેહનું વલણ રાખ્યું હતું. એમના આખા જીવનમાં આપણને સકારણ ને યોગ્ય રીતે પ્રિય થઈ પડે એવી વસ્તુ આના કરતાં બીજી કોઈ નહોતી. 'પ્રભુ પાછળ પાગલ થયેલા' આ પુરુષે બુદ્ધિમાનોના રાજા એવા કેશવ જોડે પરિચયને લીધે જે છૂટછાટો લીધેલી, તેને લીધે બ્રાહ્મસમાજીઓનું અભિમાન ઘવાયું છે. તેઓ એમ બતાવવા મથે છે કે રામકૃષ્ણને ગમે ત્યારે કયા ઠેકાણા વિનેનો ઉન્માદ થઈ આવતો. એવા 'ઉન્માદ'ને કેશવે અભિમાનથી વખોડી કાઢ્યો છે એમ બતાવનારાં વચનો કેશવનાં લખાણોમાંથી કાઢી બતાવવાનો જેટલો વધારે પ્રયાસ આ લોકો કરે છે, તેટલું આપણને જોઈને વધારે આશ્ચર્ય થાય છે કે તેમના આવા મત હોવા છતાં રામકૃષ્ણ જોડેનો તેમનો સંબંધ ખરેખાત કેટલા બધા સ્નેહથી ભરેલો હતો!

ભારતના ઘણાખરા ધાર્મિક માણસો કોઈ ગુરુનાં ચરણ સેવે છે. પણ કેશવે આવા ગુરુનો—પોતાની ને ઈશ્વરની વચ્ચે દરમ્યાનગીરી કરનાર કોઈ માણસનો—સ્વીકાર કર્યો નહોતો, એ વાત સાચી છે.[૯] એટલે રામકૃષ્ણના અનુયાયીઓ જેમ દાવો કરીને કહે છે * કે કેશવ રામકૃષ્ણના શિષ્ય હતા, તેમ કહેવાનો કોઈને પણ હક નથી. તેમની ઉદાર ભાવના મહત્તાને પિછાનવા ને તેની કદર કરવા હંમેશાં તૈયાર રહેતી, અને તેમનો સત્યપ્રેમ એટલો શુદ્ધ હતો કે તેમાં ગુમાન છાટા-ભાર નહોતું. તેથી આ શિક્ષક હંમેશાં શીખવાને તૈયાર રહેતા,[૧૦] અને તેમણે પોતાને વિષે કહેલું: 'હું તો જન્મસિદ્ધ શિષ્ય છું.... સર્વ પદાર્થો મારા ગુરુ છે. હું વસ્તુમાત્ર પાસેથી પાઠ શીખું છું.'[૧૧] એટલે તેઓ રામકૃષ્ણ જેવા પ્રભુભક્ત પાસેથી શીખવાનું કેમ ચૂકયા હોય?[૧૨]

* જુઓ આ ગ્રંથને અન્તે આપેલી નોંધ ૨—પ્રકાશક

૧૮૭૫ના શરૂઆતના મહિનાઓમાં કેશવ દક્ષિણેશ્વર પાસે, એમના એક શિષ્યના બંગલામાં, રહેતા હતા. રામકૃષ્ણ ત્યાં તેમને મળવા ગયા ત્યારે કહ્યું:

'મેં સાંભળ્યું કે તમને ઈશ્વરનું દર્શન થયું છે. એટલે જોવા આવ્યો છું કે એ શું છે.'

આટલું કહીને તેઓ કાલીનું એક પ્રસિદ્ધ સ્તોત્ર ગાવા લાગ્યા, ને ગાતાં ગાતાં તેમને સમાધિ ચડી ગઈ. બુદ્ધિના જ્ઞાનવાળા- હિંદુઓને માટે પણ આ મામૂલી દેખાવ હતો. પણ, આપણે જોઈ ગયા તેમ, કેશવ તો ભક્તિનાં આવાં 'ઘેલાં' પ્રદર્શનોને વિષે સારી પેઠે શંકાશીલ હતા. એટલે તેમના પર તો આ સમાધિની ભાગ્યે જ કશી અસર થાત. પણ રામકૃષ્ણે તેમના ભાણેજના કહેવાથી સમાધિ છોડી, તે પછી એક ને અનન્ત ઈશ્વર વિષે તેમના મુખમાંથી ભવ્ય વચનોનો એકસરખો ધોધ વહેવા લાગ્યો. તેમનો કટાક્ષથી ભરેલો સદ્ભાવ અંતરના ઊંડાણમાંથી આવતાં આ ઈશ્વરપ્રેરિત વચનોમાં પણ દેખાઈ આવતો હતો, ને એની કેશવના મન પર જબરજસ્ત અસર થઈ. તેમણે પોતાના શિષ્યોને આ વસ્તુ નિહાળવાનું કહ્યું. થોડી જ વારમાં તેમને ખાતરી થઈ કે પોતાની જોડે વાત કરનાર પુરુષ તે અસાધારણ વ્યક્તિ છે. એટલે હવે તેઓ એ વ્યક્તિત્વને ખોળવા સામા ગયા. એમ કરતાં આ બે પુરુષો વચ્ચે મૈત્રી જામી. કેશવે રામકૃષ્ણને બ્રાહ્મ સમાજના વિધિઓમાં બોલાવ્યા. તે ઉપરાંત તેઓ મન્દિરમાં આવી રામકૃષ્ણને સંગાથમાં નૌકાવિહાર કરવા લઈ જવા લાગ્યા. એમના ઉદાર આત્માને પોતે કરેલી શોધોમાંથી બીજાને ભાગ આપ્યા વિના ચેન પડે એમ નહોતું; એટલે તેઓ ઠેરઠેર રામકૃષ્ણની જ વાતો કરવા લાગ્યા—પ્રવચનોમાં, તથા માસિકો ને સમાચારપત્રોમાં આપેલા લેખોમાં; અંગ્રેજીમાં તેમજ દેશી ભાષાઓમાં. કેશવે પોતાની કીર્તિનો ઉપયોગ રામકૃષ્ણને અર્પણ કર્યો. ત્યાં સુધી,

થોડાક અપવાદો બાદ કરતાં, રામકૃષ્ણની કીર્તિ ધાર્મિક જનસમૂહમાં બહુ ફેલાઇ નહોતી. પણ કેશવનાં પ્રવચનો ને લખાણોને લીધે તેઓ થોડા જ વખતમાં બંગાળના ને બહારના બુદ્ધિશાળી મધ્યમ વર્ગમાં જાણીતા થયા.

ઉદાર હૃદયના કેશવ બ્રહ્મ સમાજના સુપ્રસિદ્ધ અધ્યક્ષ હતા. તેમની પાસે વિદ્વત્તા ને પ્રતિષ્ઠા પુષ્કળ હતાં. બીજી તરફ રામકૃષ્ણ અજ્ઞાત માણસ હતા. તેમનામાં પુસ્તકોનું પાંડિત્ય અને સંસ્કૃતનું જ્ઞાન નહોતાં. તેઓ માંડમાંડ વાંચી શકતા, ને મુશ્કેલીથી લખી શકતા. છતાં તેમને ચરણે પ્રણિપાત કરવામાં કેશવે જે નમ્રતા બતાવી તેને વિષે ખરેખર આપણા મનમાં પ્રશંસાનો ભાવ ઊપજે એવો છે પણ રામકૃષ્ણ કેટલા ઊંડાણમાં ઊતરેલા હતા તે જોઈ તેઓ મૂંઝાઇ ગયા, ને રામકૃષ્ણને ચરણે શિષ્યભાવે બેઠા.

પણ આનો અર્થ એવો નથી કે કેશવ રામકૃષ્ણના શિષ્ય હતા: જોકે રામકૃષ્ણના કેટલાક અતિઉત્સાહી શિષ્યો એવો દાવો કરે છે ખરા.* કેશવ જ્યારે રામકૃષ્ણને પહેલીવાર મળ્યા ત્યારે બંનેના માનસનું ઘડતર પૂરું થઇ ચૂક્યું હતું. આપણે પાછળ જોઇ ગયા છીએ કે ૧૮૬૨માં તેમને ધર્મો વચ્ચેના એકરાગની અને ધર્મો મૂળમાં એક હોવાની કલ્પના આવવા માંડી હતી. ૧૮૬૬માં તેમણે કહેલું: 'સર્વ સત્યો સહુ માણસનાં છે, કેમકે એ સર્વ સત્યો ઈશ્વરનાં છે. સત્ય જેટલું એશિયાનું છે તેના કરતાં યુરોપનું વધારે નથી; જેટલું મારું છે તેના કરતાં તમારું વધારે નથી.' ૧૮૬૯માં તેમણે 'ભાવિ દેવાલય' વિષે એક વ્યાખ્યાનમાળા આપી હતી. તેમા તેમણે એવો દેખાવ રજૂ કરેલો કે સર્વ ધર્મો મળીને એક વિશાળ આયતન બને છે. તેમાં દરેક ધર્મ પોતાનું વિશિષ્ટ લક્ષણ કાયમ રાખે છે ખરો; પણ-

* જુઓ આ પુસ્તકને અન્તે આપેલી નોંધ ૨—પ્રકાશક

તેના વાદ્યના સૂર, અને તેમની વાણીના અવાજ તો પિતા પ્રભુને બંધુ માનવની સ્તુતિ ગાવામાં ભેગા મળે છે, અને તેમાંથી એક વિશ્વગાનની રચના થાય છે. બીજી તરફ, કેશવને માતાની કલ્પના અપનાવવા માટે રામકૃષ્ણની મદદની જરૂર હતી એમ કહેવું પણ ખોટું છે—કેમકે એ કલ્પના તો ભારતના સર્વ યુગોમાં મોજૂદ હતી; જેમ ઈશ્વરને પિતા માનવાની કલ્પના પશ્ચિમના સર્વ યુગોમાં મોજૂદ હતી. ઈશ્વરના માતૃત્વની કલ્પના રામકૃષ્ણે સરજી નહોતી. તેમની સ્મૃતિમાં સંઘરાયેલાં રામપ્રસાદનાં ભજનોમાં સ્વરસપ્તકના સર્વ સૂરો દ્વારા તેનું સ્તવન કરેલું છે. દેવેન્દ્રનાથ અધ્યક્ષપદે હતા ત્યારે જ ઈશ્વરના માતૃત્વની કલ્પના બ્રાહ્મ સમાજે અપનાવી હતી કેશવના શિષ્યોને પોતાના ગુરુના લખાણમાં ઠેરઠેર માતાનાં સ્તવન આવેલાં ટાંકી બતાવતાં કશી મુશ્કેલી આવતી નથી.[14]

ઈશ્વર એ માતા છે, અને તેના ઉપાસકો બધા ભાઈઓ છે, એ બે એક જ સાથે જન્મેલી કલ્પનાઓ સુન્દર હતી; તેના વિધિઓના પ્રકાર ને તેને પ્રગટ કરવાના સાધન ભલે ગમે તેવાં હોય કલ્પનારૂપે તો એ બંને કેશવના મનમાં ક્યારની મોજૂદ હતી, અને તેમની સાચી શ્રદ્ધાને લીધે તેમાં નવા પ્રાણનો સંચાર થયો હતો. પણ એ કલ્પનાઓને રામકૃષ્ણમાં જીવતી ને ચેતનવાળી જોવી એ જુદી જ વાત હતી! રામકૃષ્ણને કોઈ વાદની જંજાળ લાગેલી નહોતી; તેઓ તો કેવળ હતા તેઓ દેવોનું, ઉપાસકો જોડેનું, અનુસંધાન હતા. તેઓ માતા, તેમજ તેના બાળક, હતા તેઓએ માતાના દર્શન કરતા હતા; માતા એમની વાટે દર્શન દેતી હતી. એમની વાટે માન નો સ્પર્શ થઈ શકતો હતો. આ પુરુષમાં હૃદયની વિશાળ પ્રતિભા હતી જે જે માણસો તેમના સમાગમમાં આવતા તે બધાને તેઓ દેવીના હૃદયના પ્રેમનો આસ્વાદ, તથા તેના રૂપ ના બાહુના આશ્રય, આપતા. કેશવને આવા પુરુષ મળી આવવાથી મનમાં કેવું લાગ્યું હશે! એની અસર

એમના હૃદય પર કેટલી ઊંડી થવા પામી હશે! કેમકે તેઓ પણ ભક્ત હતા—ઈશ્વર પર પ્રેમ દ્વારા શ્રદ્ધા ધરાવતા હતા!....[૨૫]

'રામકૃષ્ણનો સ્વભાવ મધુર, સ્નેહાળ, ને બાળકના જેવો હતો. કેશવનો યોગ, તથા ધર્મ મૂળે સાવ નિષ્કલંક હોવા વિષેની તેમની કલ્પના, એ બંનેને રામકૃષ્ણના આ સ્વભાવનો પાશ લાગ્યો.'—આ શબ્દો કેશવના એક ચરિત્રકાર ચિરંજીવ શર્માએ લખ્યા છે.

અને કેશવના બ્રાહ્મ સમાજના એક પ્રચારક ગિરીશચન્દ્ર-સેને[૨૬] લખ્યું છે:

'બાળકના જેવી સરળતાથી ઈશ્વરને મા એ મધુર નામથી સંબોધવાનો વિચાર કેશવને રામકૃષ્ણ પાસેથી મળ્યો હતો....'[૨૭]

આ છેલ્લા અવતરણ વિષે જ ટીકાની જરૂર રહે છે; કેમકે અમે પાછળ બતાવી ગયા છીએ કે ઈશ્વરને માતા તરીકે સંબોધન કરવા માટે કેશવે રામકૃષ્ણની વાટ જોઈ નહોતી. પણ રામકૃષ્ણની અસરને લીધે તેમનો પ્રેમ ફરી નવેસર પ્રજ્વલિત થવા પામ્યો, ને તેમને તત્કાળ નિશ્ચિતતા જેવા મળી, તથા બાળકના જેવું હૃદય પ્રાપ્ત થયું. એટલે તેમને રામકૃષ્ણનો[૨૮] ભેટો થયો તે વરસે (૧૮૭૫) તેમણે 'નવવિધાન'ની શોધનો પ્રચાર ન કર્યો; પણ તેમના હૃદયમાંથી શ્રદ્ધા ને આનન્દના જે ફુવારા આપોઆપ ફૂટ્યા ને રોક્યા રોકી શકાયા નહીં, તેની પ્રેરણાથી જ તેમણે રામકૃષ્ણનો સંદેશ જગત આગળ પોકારીને રજૂ કર્યો.

બ્રાહ્મસમાજીઓ માટે રામકૃષ્ણ અદ્‌ભુત ઉત્તેજના ને સ્ફૂર્તિ આપનાર નીવડ્યા. તેઓ બ્રાહ્મોનાં માથાં પર નાચી રહેલી અગ્નિની જ્વાળા સમાન હતા; અને એ જ્વાળા તેમને દઝાડતી હતી તેમજ તેમને પ્રકાશ પણ આપતી હતી. તેઓ બ્રાહ્મસમાજીઓના સાચા મિત્ર હતા તેની સાથે તેના ન્યાયાધીશ પણ હતા. અને તેઓ સમાજીઓ

પર જેમ સ્નેહની દૃષ્ટિ કરતા, તેમ તેમને ચીડવે એવી ટીકા કરતાં પણ સંકોચ રાખતા નહીં.

તેઓ જ્યારે પહેલવહેલા બ્રાહ્મ સમાજની મુલાકાતે ગયા ત્યારે તેમની વેધક ને વિનોદી નજર સમાજના સરસ સભ્યોની, કંઈક ચાલતી રૂઢિને અનુસરનારી, ઉપાસનાનો પાર પામી ગઈ. તેમણે એનું રમૂજી વર્ણન આ પ્રમાણે આપેલું: ૧૯

'એમના આચાર્યે કહ્યું : "હવે આપણે ઈશ્વરની ઉપાસના કરીએ." મને થયું: "આ લોકો હવે આન્તર જગતમાં પ્રવેશ કરશે ને ત્યાં લાંબો વખત રહેશે." પણ થોડીક મિનિટો જ થઈ ત્યાં બધાએ આંખો ઉઘાડી નાખી. મને નવાઈ લાગી. આમ જરા જરા ધ્યાન ધરવાથી તે કોઈને ઈશ્વરનું દર્શન થતું હશે ખરું? ઉપાસના પતી ગઈ ને અમે એકલા પડ્યા ત્યારે મેં કેશવને એ વિષે કહ્યું: તમારા સમાજના બધા ભક્તો આંખો બંધ કરીને બેઠા હતા તે તરફ હું નિહાળીને જોઈ રહ્યો હતો. એ દેખાવ જોઈને મને શાની યાદ આવી કહું? કેટલીકવાર મેં દક્ષિણેશ્વરમાં ઝાડોની નીચે વાંદરાનું ટોળું બેઠેલું જોયું છે. એવા અક્કડ ને ચૂપચાપ બેઠા હોય કે જાણે નિર્દોષતાની મૂર્તિ જ જોઈ લો....પણ એ તો મનમાં વિચાર કરીને ઘાટ ઘડતા હોય કે થોડી જ વારમાં અમુક અમુક વાડીઓમાંથી ફળ, મૂળ ને બીજી ખાવાની ચીજો લૂંટી લેવાની બાજી કેવી રીતે ગોઠવવી. તમારા અનુયાયીઓએ આજે ઈશ્વરની જે ઉપાસના કરી તેમાં ગાંભીર્યનું પ્રમાણ પેલા વાંદરાઓના ધ્યાન કરતાં જરાયે વધારે નથી!'

બ્રાહ્મ સમાજમાં ગવાતા એક ભજનમાં આ શબ્દો આવે છે:

'દિવસમાં પ્રતિક્ષણ પ્રભુનું ચિન્તન કરો ને તેની પૂજા કરો.'

આ ભજનને રામકૃષ્ણે ગવાતું અટકાવ્યું ને કહ્યું:

'આ શ્લોકને બદલીને આમ ગાઓ: "દિવસમાં બે જ વાર

પ્રભુની પ્રાર્થના કરો ને તેની પૂજા કરો." તમે પરેખાત જે કરતા હો તે જ કહો. પરમાત્મા આગળ જૂઠાણાં શા સારુ બોલવાં !'

કેશવનો બ્રાહ્મ સમાજ શ્રદ્ધાનાં વખાણ કરતો ખરો, પણ તે જાણીબૂજીને આડંબરી ને ગંભીર અવાજે કરતો. મૂર્તિપૂજાની સહેજ ગંધ પણ ન લાગી જાય એની તે હંમેશાં સાવચેતી રાખતો હોય એવો ભાસ થતો.[૨૦] તેના પર હળવા પ્રકારની મૂર્તિપૂજાનો આરોપ મૂકી તેને ચીડવવામાં રામકૃષ્ણને આનન્દ આવતો; અને એ આરોપ બેરવાજબી નહોતો. એક દિવસ કેશવને પ્રાર્થનામાં ઈશ્વરનાં સર્વ ઐશ્વર્યો ગણાવતા સાંભળી તેમણે કહ્યું :

'આ આંકડા શા સારુ આપો છો ? દીકરો બાપને કદી એમ કહે છે ખરો કે " હે પિતાજી, તમારી પાસે આટલાં ઘર, આટલી વાડીઓ, આટલા ઘોડા વિ. છે !"…. બાપ પોતાની સર્વ સાધન-સામગ્રી દીકરાને વાપરવા આપે એ સ્વાભાવિક છે. ઈશ્વર ને તેનો બોલ એ કંઈક અસાધારણ વસ્તુઓ છે એમ જો તમે માનો, તો તમે ઈશ્વરની સાથે ગાઢ સંબન્ધ કદી નહીં બાંધી શકો, તમે તેની નજીક નહીં જઈ શકો. તે તમારાથી દૂર દૂર હોય એવી રીતે તેનો વિચાર કરશો નહીં. તે તમારી નજીકમાં નજીક છે, અંતરતમ છે, એવી રીતે જ તેનો વિચાર કરો ! તો તમારી આગળ એ પોતાનું રૂપ પ્રગટ કરશે…. ઈશ્વરના ગુણો ગણાવવાના આનન્દમાં જો તમે નિમગ્ન થઈ જાઓ, તો તમે મૂર્તિપૂજક બનો છો, એ તમે જોતા નથી !'[૨૧]

કેશવના મર્મસ્થળ ઉપર આ ઘા હતો, એટલે તેમણે તેની સામે વાંધો ઉઠાવ્યો. તેમણે કહ્યું : 'મને મૂર્તિપૂજા પ્રત્યે તિરસ્કાર છે. હું તો નિરાકાર ઈશ્વરને પૂજું છું.' રામકૃષ્ણે શાન્તિથી ઉત્તર આપ્યો :

'ઈશ્વર સાકાર છે તેમજ નિરાકાર છે. તમે ઈશ્વરના જે ગુણો ગણાવો છો તે જો સાચા હોય, તો મૂર્તિઓ ને બીજાં પ્રતીકો પણ

આવાં છે. અને આ મુખો તે મૂર્તિપૂજાથી જુદા નથી, પણ માત્ર તેનાં કારણ ને ચોસલાંની પેઠે બાઝી ગયેલાં રૂપો જ છે.'

વળી કહ્યું: 'તમે કડક ને નિષ્પક્ષ થવા માગો છો....ગને પોતાને તો મનમાં એવી ભારે તાલાવેલી થાય છે કે ઈશ્વરની પૂજા જેટલી રીતે કરી શકાય તેટલી બધી રીતે કરું; છતાં મારા હૃદયની ઇચ્છા કદી તૃપ્ત થઇ નથી. મને એવી ઝંખના થાય છે કે હું ફૂલફળ અર્પણ કરીને એની પૂજા કરું, એકાંતમાં બેસીને એના નામનો જપ કરું, એનું ધ્યાન ધરું, એનાં સ્તોત્રો ગાઉં, પ્રભુના આનન્દમાં મસ્ત થઇને નાચું ! .... જેઓ ઈશ્વરને સાકાર માને છે, તેમજ જેઓ એને નિરાકાર માને છે, તે બંનેને ઈશ્વર મળે છે. ખરી જરૂરની વસ્તુ બે છે : શ્રદ્ધા અને શરણાગતિ....'

આ રંગ વિનાના શબ્દો હું અહીં ઉતારી શકું, પણ એ શબ્દો બોલનાર પુરુષનું ખરેખરું સાંનિધ્ય, એમના શરીર પરની દીપ્તિ, એમના અવાજનો સૂર, એમની આંખોની જોવાની રીત, અને એમનું મોહક સ્મિત, એ બધાંનો તાદૃશ ચિતાર તો મારાથી અહીં ખડો કરી શકાય એમ નથી. એમના સમાગમમાં આવનાર કોઇ પણ માણસ પર આ બધાંની અસર થયા વિના રહેતી નહીં. એ બધા ઉપરાંત જોનાર ઉપર સૌથી વધારે છાપ પડતી તે તો એમની જીવતીજાગતી નિશ્ચિતતાની. કેમકે બીજા માણસો તો શબ્દોને ટીના ને શોભા માટે પહેરવાના ઝભ્ભાની પેઠે વાપરે છે; અને તેઓ જીવનનાં ઊંડાણને જેટલે અંશે પ્રગટ કરવનો દાવો કરે છે તેના કરતાં વધારે તો તેઓ એ ઊંડાણને ઢાંકી દે છે. પણ રામકૃષ્ણનું એવું નહોતું તેમની પાસે તો જીવનનાં એ ઊંડાણો પાંગરતાં ને તેને ફૂલ આવતાં. ધાર્મિક માણસોમાંથી પણ ઘણાનાં માનસમાં તો ઈશ્વરની આગળ અભેદ પડદો પડી ગયો હતો. પણ રામકૃષ્ણના સ્વરૂપમાં તો ઈશ્વર હાજરાહજૂર દેખાતો; કેમકે તેઓ બોલવા માંડે એટલે ઈશ્વરમાં તન્મય

થઈ જતા—કોઈ નાહનાર પાણીમાં ઊંડે ડૂબકી મારે, ને પળવાર પછી ઉપર આવે ત્યારે તેના ડીલ પરથી પાણી નીતરતું હોય, દરિયાના છોડવાની ગંધ આવતી હોય, ને સમુદ્રના મીઠાનો ખારો સ્વાદ પણ ચોંટેલો હોય. એના જેવી એમની સ્થિતિ હતી. પશ્ચિમની વૈજ્ઞાનિક વૃત્તિ બેશક એનું પૃથક્કરણ કરી શકે. પણ એમાં ભલે ગમે તે તત્ત્વો ભેળાં થયેલાં હોય, પણ એ તત્ત્વો મળીને એક ખરેખરો પદાર્થ બનેલો હતો એ વિષે તો કદી શંકા હતી જ નહીં, એ મહાસ્વપ્નનાં ઊંડાણમાંથી મરજીવો ઉપર આવે ત્યારે મોટામાં મોટો શંકાખોર પણ તેના શરીરને સ્પર્શ કરી શકે છે, અને સમુદ્રને તળિયે ઊગેલી વનસ્પતિનું કંઈક પ્રતિબિંબ તેની આંખોમાં પડેલું જોઈ શકે છે. કેશવ અને તેમના શિષ્યોને એનાથી કેફ ચડ્યો.

રામકૃષ્ણને ભારતના પ્લેટો કહી શકાય. તેમણે કેશવની નૌકામાં બેસીને ગંગાના પટ પર વિહાર કરતાં જે અજબ વાર્તાલાપો કર્યા તે વાંચવા જેવા છે.[૨૨] એના હેવાલ આપનાર, જે આગળ જતાં રામકૃષ્ણના વિચારોના પ્રચારક થયા, તેમને બીજા સહુના કરતાં પહેલી નવાઈ લાગી કે આવાં બે વિરુદ્ધ પ્રકારનાં માનસ વચ્ચે આવી મુલાકાત થઈ શી રીતે શકી? એક તરફ પ્રભુભક્ત રામકૃષ્ણ હતા. બીજી તરફ કેશવ હતા—તે સંસારી માણસ હતા, પ્રખર બુદ્ધિશાળી હતા, અંગ્રેજી સભ્યતા પાછળ પાગલ થયેલા હતા, ને તેમની બુદ્ધિ દેવદેવીઓને વખોડતી હતી. આવા આ બે પુરુષો વિષે કઈ બાબતમાં મેળ કે સરખાપણું હોઈ શકે? નૌકાની ઓરડીમાં, માખીઓનું ટોળું જામે એવી રીતે, કેશવના શિષ્યો ટોળે વળીને આ બે ઋષિઓનો સંવાદ સાંભળતા હતા. રામકૃષ્ણના મુખમાંથી શબ્દરૂપી મધનો પ્રવાહ વહેવા લાગ્યો, એટલે આ માખીઓ તેના માધુર્યમાં ડૂબી ગઈ.

‘ આ બનાવ બન્યાને આજે પિસ્તાળીસથી પણ વધારે વરસ થઈ ગયાં; છતાં પરમહંસે કહેલી એકેએક વાત મારા સ્મરણપટ પર ન

ભૂંસાય એવી રીતે કોતરાઈ ગઈ છે. તેઓ બોલતા હતા એવી રીતે બીજા કોઈ માણસને બોલતો મેં કદી સાંભળ્યો નથી....તેઓ બોલતાં બોલતાં કેશવની નજીક ચાલતા ગયા, ને છેવટે તેમના શરીરનો અમુક ભાગ અજાણપણે કેશવના ખોળા ઉપર આવી ગયો. પણ કેશવ સાવ શાન્ત બેસી રહ્યા, ને હતા ત્યાંથી આઘા જવાને જરાયે ખસ્યા નહીં.

રામકૃષ્ણ તેમની આસપાસ બેઠેલા માણસોનાં મોં તરફ અત્યંત સ્નેહથી જોતા હતા; અને પહેલાં એ માણસોની આંખો, પછી કપાળ, નાક, દાંત, ને કાન જોઈને, એ દરેક અંગમાં એ માણસનું જે નૈતિક ચારિત્ર આલેખાયેલું હતું તેનું વર્ણન કરવા લાગ્યા; કેમકે આ અંગોમાં જે ભાષા લખાયેલી હોય છે તે સમજવાની ચાવી તેમની પાસે હતી. બોલતી વખતે તેમની જીભ જરાક ચોંટતી; તેને લીધે તેમની વાણી મધુર ને આકર્ષક લાગતી. તેઓ બોલતાં બોલતાં નિરાકાર બ્રહ્મના વિષય પર આવ્યા.

' તેઓ " નિરાકાર " શબ્દ બે કે ત્રણ વાર બોલ્યા; અને પછી, મરજીવો અગાધ સાગરમાં ડૂબકી મારે તેમ, શાન્તિથી સમાધિમાં મગ્ન થઈ ગયા....અમે તાકીને તેમના તરફ જોઈ રહ્યા. આખું શરીર ઢીલું પડ્યું, ને પછી સહેજ અક્કડ થયું. સ્નાયુઓ કે જ્ઞાનતંતુઓ ખેંચાયા નહીં; શરીરનું એકે અંગ હાલ્યું નહીં. તેમના બંને હાથ ખોળામાં પડ્યા હતા, ને બે હાથની આંગળીઓ એકબીજાને સહેજ વળગેલી હતી. શરીરની બેઠક આરામ આપે એવી હતી, પણ શરીર જરાયે હાલતુંચાલતું નહોતું. મોં સહેજ ઊંચું થયેલું હતું, ને તેના પર પૂરેપૂરી શાન્તિનો ભાવ હતો. આંખો લગભગ બિડાયેલી હતી, પણ પૂરેપૂરી નહીં. આંખના ડોળા ઊંચા ચઢી ગયેલા નહોતા, કે તેમાં બીજી કશી વિકૃતિ દેખાતી નહોતી, પણ તે સ્થિર હતા....હોઠ જરાક છૂટા પડેલા હતા, ને તેના પર મધુર અને અવર્ણનીય સ્મિત હતું; અને હોઠની પાછળ ધોળા દાંતની ચમક દેખાતી હતી. એ

અદ્ભુત સ્મિતમાં એવું કંઈક હતું જેનું પ્રતિબિંબ કોઈ પણ ફેરો કદી પાડી શક્યો નહીં. '[૨૩]

એક ભજન ગવાયું એટલે તેમને સમાધિ ઊતરી, ને તેઓ સંસારની સપાટી પર પાછા આવ્યા....

' તેમણે આંખો ઉઘાડી, ને જાણે પોતે કોઈ અજાણી જગ્યામાં હોય એ રીતે નજર આસપાસ ફેરવી. પરમહંસે અમારી તરફ જોઈને કહ્યું: " આ લોકો કોણ છે ? " પછી તેમણે પોતાના માથા પર જોરથી કેટલાયે ટપલા માર્યા, ને મોટેથી બોલી ઊઠ્યાઃ " નીચે જા, નીચે જા ! ".... પરમહંસને પૂરેપૂરું ભાન આવ્યું, અને તેમણે મધુર અવાજે કાલીનું એક સ્તોત્ર ગાયું. '

એ સ્તોત્રમાં તેમણે કાલી અને બ્રહ્મની એકતા ગાઈ. વળી ગાયું કે માતાએ જીવરૂપી પતંગ ઉડાવ્યો છે, અને તેને માયારૂપી દોર વડે પોતાની જોડે બાંધી રાખ્યો છે.[૨૪]

' જગત એ માતાનું રમકડું છે. જે હજારો પતંગ ઊડે છે તેમાંથી એકબેને માયામાંથી છૂટી જવા દેવા એમાં માતાને આનંદ આવે છે. એ તેની રમત છે. તે આત્માને છાની છાની, આંખનો ઇશારો કરીને કહે છે કે જા, જઈને સંસાર માંડ હું તને બીજું કંઈ કરવાનું કહું ત્યાં સુધી સંસારમાં રહે....'

અને માનું અનુકરણ કરીને, તેઓ સહેજ કટાક્ષથી હસીને કેશવના શિષ્યો તરફ વળીને બોલ્યાઃ ' તમે સંસારમાં છો તો જ રહો. તમે જેવા છો તેવા જ સારા છો. આપણે ચોપાટની એક રમત રમીએ છીએ. તેમાં જે બરાબર સત્તર હાથ કરે તે જીતે છે. મેં સત્તર કરતાં વધારે હાથ કર્યા, તેથી હું રમત હાર્યો છું. પણ તમે તો ચતુર માણસો છો. કોઈએ દસ હાથ કર્યા, કોઈએ પાંચ હાથ કર્યા, કોઈએ છ કરી વધારે હાથ કરશો.

તો મારી માફક રમત હારી જશો રમત ચાલે છે તે ઠીક ચાલે છે ચાલવા દો. તમે સંસારી છો તેમાં દોષ નથી. માત્ર તમારે મન ઈશ્વરમાં જ પરોવવું જોઈએ તેમ ન કરીએ તો ન ચાલે.'

આવા સ્વગત ભાષણોમાં અવલોકન અને ભાવાવેશ, કટાક્ષવાળું વહેવારુ ડહાપણ અને ઊંચામાં ઊંચુ તત્ત્વચિન્તન, એની બહુ અદ્‌ભુત મેળવણી થતી એમાં જ પરમહંસે અનેક ધાટવાળું જગ્યાશય, તથા કાળીરૂપી કરોળિયો વગેરેનો દૃષ્ટાન્તો આપેલા તેમનામાં સાચી સ્થિતિ પારખવાની ઊંડી સમજ હતી તેઓ પોતાના શ્રોતાઓના હૃદયમાં છેક તળિયે નજર કરીને ત્યાં શું છે તે સ્પષ્ટપણે જોઈ શકતા એટલે, એ લોકોને ઊંચે ચડાવીને પોતાના મુક્ત આત્માની કક્ષાએ પહોંચાડી શકાય એવી કલ્પના તો તેમને આવે એમ નહોતું જ. તેઓ એ માણસોના જ્ઞાનનું ને તેમની શક્તિનું માપ કાઢતા, પણ તેઓ એ વસ્તુઓ પૂરેપૂરા પ્રમાણમાં માગતા' એ ઉપરાંત તેમણે કેશવ અને તેમના શિષ્યોને જીવનનો મર્મ, સર્જનશીલ પ્રાણ આપ્યો, અને તેની જોડે બુદ્ધિની વિશાળ સહિષ્ણુતા પણ આપી. જે ભાવ જુદા જુદા દૃષ્ટિબિન્દુઓ વચ્ચે કદી મેળ ખાય જ નહીં એમ એ લોકો અગાઉ માનતા તેમાં પણ સત્ય રહેલું છે, એમ તેઓ આ સહિષ્ણુતાને લીધે સમજતા ને સ્વીકારતા થયા તેઓના બૌદ્ધિક અંગો તર્કના ચોકઠામાં ફસાઈને અકડાઈ ગયા હતા તેને રામકૃષ્ણે છૂટા કર્યા, ને તેમને હાલતાચાલતા બનાવ્યા. રામકૃષ્ણે તેઓને નરી તાત્ત્વિક ચર્ચાઓમાંથી ખેંચી લીધા, ને કહ્યું 'જીવો, ચાહો ને સર્જો!' એટલે એ માણસોની નસોમાં લોહી ફરી પાછું વહેવા લાગ્યું.

એ વખતે કેશવ અપાર ને વ્યર્થ વાદવિવાદમાં પોતાની શક્તિ વેડફી રહ્યા હતા તેમને રામકૃષ્ણે કહ્યું.' સર્જન કરવું એટલે ઈશ્વરના જેવા બનવું ભૂતમાત્રનો જે અંતર માં છે તે તમારા જીવનમાં વ્યાપી

જાય ત્યારે તમે જે વચન કહો તે સાચું પડે છે. ઋષિઓએ સદાચાર અને સત્યની સ્તુતિ ગાઈ છે; એને લીધે તેમના વાચકો સદાચારી ને સાચાબોલા થયા છે ખરા? કોઈ નિ:સ્વાર્થ માણસ જ્યારે આપણી વચ્ચે વસે છે ત્યારે તેનાં કાર્યો સદ્‌ગુણ અને સદાચારના હૃદયના ખરેખરા ધબકારા જેવાં થઈ પડે છે. એવો માણસ બીજાઓ જોડે જે કંઈ વર્તન કરે છે તેનાથી એ માણસોનાં ઊંડામાં ઊંડાં સ્વપ્નોમાં પણ સુધારો થવા પામે છે. તે જે કોઈ વસ્તુને અડે છે તે સાચી ને શુદ્ધ બની જાય છે. તે સત્ તત્ત્વનો જનક બને છે.[૨૫] તે જે વસ્તુનું સર્જન કરે છે તે વસ્તુ કાળના પ્રવાહમાં કદી ખોવાતી નથી જવાની. તમે એવું જ કરો એમ હું માગું છું. વાખ્યાણરૂપી કૂતરાંને ચૂપ કરી દો! સત્‌રૂપી હાથીને સૌની પાર પોતાના આશીર્વાદનો પોકાર કરવા દો! તમારામાં એ શક્તિ છે; તમે એનો ઉપયોગ કરશો ખરા? કે લોકોને ખાલી દઈને આ જિંદગી વેડફી નાંખશો?'[૨૬]

કેશવે તેમનો ઉપદેશ ધ્યાન દઈને સાંભળ્યો, અને આ ફળદ્રુપ ઊગતી ધરતીમાં તેમના મૂળ ઊંડાં ઊતરી ગયાં; પરમાત્મામાંથી નીકળતા જીવનરસના પ્રવાહમાં તેમણે સ્નાન કર્યું. રામકૃષ્ણે તેમના મનમાં એવી લાગણી પેદા કરી કે આ જીવનરસનો એક કણ સુદ્ધાં, માનવી વિચારના નાનામાં નાના છોડમાં પણ, કદી એળે જતો નથી. કેશવના મનનાં દ્વાર ધર્મના સર્વ ઈતર પ્રકારોને માટે સહૃદયતાપૂર્વક ફરીવાર ખુલ્લાં થયાં; કેટલાક બાહ્ય આચારો, જેનો તેમણે ત્યાગ કર્યો હતો, તેને પણ એ દ્વારમાં થઈને પ્રવેશ મળ્યો. તેઓ શિવ, શક્તિ, સરસ્વતી, હરિ વગેરેનાં નામ દઈ તેમનું સ્મરણ કરતા દેખાતા, અને એ દેવદેવીઓ તે ઈશ્વરના વિવિધ ગુણોનાં નામ છે એવો ખુલાસો આપતા. જે મહાન ધર્માત્માઓ, આત્માના વીરતાભર્યા અવતારો, થઈ ગયેલા— ઈસુ, બુદ્ધ, ચૈતન્ય વગેરે મહાપુરુષો, જેમાંના દરેક એ મહાદર્પણની એકેક બાજુ જેવા હતા—તે દરેકના સ્વરૂપમાં કેશવ બે વરસ સુધી

નિમગ્ન થઈ ગયા. તે દરેકને વારાફરતી આત્મસાત્ કરવાનો પ્રયાસ તેમણે કર્યો, જેથી એ સર્વના સમન્વય દ્વારા સર્વદેશીય આદર્શને સિદ્ધ કરી શકાય. તેમની છેલ્લી માંદગીમાં તેઓ રામકૃષ્ણને અતિપરિચિત એવા ભક્તિના પ્રકાર તરફ—અર્થાત્, માતા માટેના આવેશભર્યા અનુરાગ તરફ—વિશેષપણે ખેંચાયા. કેશવના જીવનના છેલ્લા દિવસોમાં જ્યારે રામકૃષ્ણ કેશવને મળવા આવ્યા ત્યારે કેશવના શિષ્યોએ તેમને કહ્યું: 'એમની અવસ્થા હમણાં હમણાં ઘણી બદલાઈ ગઈ છે. આપની માફક જ માની સાથે એકલા એકલા વાતો કરે છે. મા તેમને કંઈ ઉત્તર આપતાં હોય તેમ તેઓ કોઈવાર હસે છે તો કોઈવાર આક્રંદ કરે છે.' રામકૃષ્ણ આ સમાચાર સાંભળી ભાવાવિષ્ટ થઈ ગયા, ને તેમને સમાધિ આવી ગઈ. આ સર્વોત્તમ વાર્તાલાપના હેવાલમાં[૧૭] સૌથી હૃદયસ્પર્શી વસ્તુ તો એ છે કે મરણપથારીએ પડેલા કેશવ ત્યાં આવ્યા; જીવલેણ ખાંસીથી શરીર કંપતું હતું, એટલે ભીંતને આધારે ચાલતા હતા ને ફરનીચરનો ટેકો લેતા હતા. તેમણે આવીને રામકૃષ્ણને ચરણે દંડવત્ પ્રણામ કર્યા. રામકૃષ્ણ તો હજુ સમાધિમાં મગ્ન હતા, ને એકલા એકલા બોલતા હતા. કેશવ કશું બોલ્યા નહીં, ને તેમનાં ગૂઢ વચનોનું પાન કરી રહ્યા—એ વચનો જાણે સાક્ષાત્ માતાના મુખમાંથી આવે છે એમ એમને લાગ્યું. તેમના કષ્ટનું ને આગામી મૃત્યુનું ઊંડું રહસ્ય તેમાં નિર્દય પણ આશ્વાસન આપનારી સ્વસ્થતાથી સમજાવેલું હતું.[૧૮] શ્રદ્ધા ને અશાન્ત પ્રેમવાળા આ જીવનમાં જે અવ્યવસ્થિત મનોદશા છુપાઈ રહેલી હતી, તે રામકૃષ્ણ કેવી કાઢી નજરથી જોઈ ગયા હતા!

તેમણે હેતથી કેશવને કહ્યું: 'તમને મંદવાડ આવ્યો છે તેમાં પણ ઊંડો અર્થ સમાયેલો છે. તમારા શરીરમાં થઈને ઈશ્વરભક્તિનાં ઘણાં મોજાં પસાર થઈ ગયાં છે, તેથી તમારા શરીરની આવી અવસ્થા થઈ છે, જ્યાં સુધી ભાવનો આવેશ હોય છે ત્યાં સુધી

કહી શકાતું નથી કે એનાથી શરીરને કેટલું નુકસાન થાય છે. એકાદ મોટું જહાજ ગંગા પર થઈને ચાલ્યું જાય છે ત્યારે કશી ખબર પડતી નથી. પણ થોડી વાર પછી કિનારા પર પાણી ધડાક ધડાક અફળાવા લાગે છે. એવા તો જોરથી કિનારા પર અફળાવા માંડે છે કે જાણે હમણાં ત્યાંની જમીન ખોદાઈ જશે! જ્ઞાનરૂપી અગ્નિ જ્યારે શરીરરૂપી તકલાદી ઘરમાં પ્રવેશ કરે છે ત્યારે તે પહેલાં તો કામ, ક્રોધ વગેરેને બાળીને ખાખ કરે છે; ત્યારપછી અહંભાવનો નાશ કરે છે; અને એ થઈ રહ્યા પછી શરીરને ખૂબ આઘાત પહોંચાડે છે....તમે કદાચ મનમાં એમ સમજતા હશો કે તમારા આત્માનો તમામ રોગ નષ્ટ થઈ ગયો છે; પણ જ્યાં સુધી જરાક પણ રોગ રહી ગયો હશે ત્યાં સુધી તે તમને છોડનાર નથી. એકવાર તેના (ઈશ્વરના) દવાખાનામાં જઈને નામ લખાવી આવો, પછી જ્યાં સુધી લવલેશ રોગ રહેલો હશે ત્યાં સુધી ડૉક્ટર સાહેબ તમને છૂટા કરે એમ નથી. તમે નામ લખાવી આવ્યા જ શા માટે!'

પછી તેમણે ઈશ્વરરૂપી માળીની વાત કરી; ને કહ્યું કે માળી સરસ ગુલાબના છોડના મૂળિયાં આગળની જમીન ખોદી કાઢે છે— એટલા માટે કે છોડ રાતનું ઝાકળ પી શકે.[૨૯]

'માંદગી તમારા જીવનના મૂળિયા આગળની જમીનને ખોદી કાઢે છે.'

કેશવ મૂંગે મોઢે સાંભળી રહ્યા, ને સહેજ હસ્યા; કેમકે મૃત્યુ સમીપ હોવાથી ઘરમાં છવાઈ ગયેલા અંધકારમાં, અને માંદા માણસની વેદનામાં રામકૃષ્ણના સ્મિતથી ગૂઢ શાન્તિનો પ્રકાશ વ્યાપી ગયો હતો. કેશવ થાકીને ઊઠવાની તૈયારી કરવા લાગ્યા ત્યાં સુધી રામકૃષ્ણે પોતાના અવાજમાં માધુર્ય આવવા દીધું નહીં. પછી તેમણે એ મરતા પુરુષને કહ્યું કે 'તમારે ઘરના, બૈરાંછોકરાંના,

ઓરડામાં ઝાઝું રહેવું સારું નથી; ઈશ્વરના સમાગમમાં એટલા રહેવું જોઈએ.'

અને કહેવાય છે કે કેશવે મૃત્યુની વેદનામાં છેલ્લા શબ્દો આ ઉચ્ચાર્યાં હતાઃ 'મા....! મા....!'[૩૦]

આ મહાન આદર્શવાદીને ઈશ્વર, બુદ્ધિ, સદાચાર, ન્યાય અને સત્ય વિષે આસ્થા હતી. તેમને આ દુઃખના દિવસોમાં એવી ખબર પડી ગઈ હોય કે પરમ ઇશ્વરથી, અપ્રાપ્ય ઈશ્વરથી, હું ઘણો જ દૂર પડેલો છું; અને તેમને એ પરમેશ્વરની સમીપ જવાની, અને રામકૃષ્ણની ચરણરજ દ્વારા એ ઈશ્વરનો સ્પર્શ કરવાની, તથા રામકૃષ્ણની મારફતે તેનાં દર્શન કરવાની ને તેનું શ્રવણ કરવાની, તેમજ પોતાના જ્વર ઉપર શીતળ જળનું સિંચન કરવાની જરૂર જણાઈ હોય;—એ વસ્તુ સહેજે સમજી શકાય એવી છે. એવો અનુભવ સર્વ દેશકાળમાં થાય છે. પણ આ જ વસ્તુને માટે કેશવના કેટલાક ગર્વિષ્ઠ શિષ્યો રામકૃષ્ણને ક્ષમા કરી શકતા નથી. બીજી તરફ મારે રામકૃષ્ણના શિષ્યોને એટલી વિનંતી કરવી જોઈએ કે 'તમે આ પ્રસંગ પર વધારેપડતી મદાર ન બાંધો, પણ તમારા મીઠા ગુરુના દૃષ્ટાન્તનું અનુકરણ કરો' અહીં વર્ણવેલી આ છેલ્લી મુલાકાત પછી કેશવ ઊઠીને ગયા ત્યારબાદ રામકૃષ્ણે નમ્રતાથી ને પ્રશંસાપૂર્વક કેશવની મહત્તાનું વર્ણન કર્યું. એ મહત્તાએ સમાજના અગ્રેસર ને બુદ્ધિશાળી લોકોનો, તેમજ રામકૃષ્ણ જેવા સાદા શ્રદ્ધાળુઓનો, આદર પ્રાપ્ત કર્યો હતો તે પછી પણ રામકૃષ્ણે બ્રાહ્મ સમાજ પ્રત્યે માનની લાગણી બતાવવી ચાલુ રાખી હતી.[૩૧] સામી બાજુથી શ્રેષ્ઠ બ્રાહ્મોએ રામકૃષ્ણ પ્રત્યે પૂજ્યભાવ ધરાવ્યો છે, અને તેમની સાથેના સમાગમ માંથી લાભ ઉઠાવી જાણ્યો છે. રામકૃષ્ણની અસરથી તેમની બુદ્ધિ ને તેમનું હૃદય વિશાળ બન્યા છે. પશ્ચિમના ભૌતિક વિજ્ઞાનનો જે પહેલો જુવાળ આવ્યો તેનું ગ્રહણ ખોટી રીતે થયું; તેનાથી બ્રાહ્મસમાજ અને

ભારતની સર્વોત્તમ વિચારધારા એ બેની વચ્ચે જુદાઈ ને વિખવાદ પેદા થવાનો ભય ઊભો થયો હતો. એ ભય ટાળી, બ્રાહ્મસમાજીઓ તે ભારતની સર્વોત્તમ વિચારધારાને અનુકૂળ જ છે એવો ભાવ લોકોનાં મનમાં પેદા કરવામાં, બીજા કોઈના કરતાં વધારે ફાળો રામકૃષ્ણની એ સમાજના સભ્યો પર પડેલી અસરે આપ્યો છે.

એક જ ઉદાહરણ આપવું બસ થશે : રામકૃષ્ણના મહાન શિષ્ય વિવેકાનન્દ એક કાળે બ્રાહ્મસમાજી હતા. પશ્ચિમની બુદ્ધિને નામે હિંદુ પરંપરા પર પ્રહારો કરી તેને તોડી નાંખવાનું ઝનૂન, તે વખત પૂરતું તો, તેમનામાં સૌથી વધારે હતું. પણ આગળ જતાં તેઓ એ પ્રણાલિકા વિષે આદર ધરાવતાં ને તેનો બચાવ કરતાં શીખ્યા. હિંદુ સમાજમાં આવેલી આ જાગૃતિથી પશ્ચિમના સાચા વિચારને કશી ખોટ ગઈ નથી. પૂર્વની વિચારધારા હવે સ્વતંત્ર બની છે. અત્યારસુધી એક વ્યક્તિ બીજી વ્યક્તિની તાબેદાર હતી; અને બેમાંથી એક સંસ્કૃતિ બીજાની હત્યા કરતી હતી; તેને બદલે, હવે પછી એ સમાન અને સ્વતંત્ર વ્યક્તિઓ વચ્ચે ઐક્યની સ્થાપના થવાનો રસ્તો ખુલ્લો થયો છે.

## ટિપ્પણો

૧. એમાં જે સૌથી મોટા હતા તેમનો જ નિર્દેશ મેં કર્યો છે. તે ઉપરાંત બીજા પણ ઘણા હતા. ભારતમાં પ્રભુના સંદેશવાહકોની, સંપ્રદાયો કે ધર્મોના સ્થાપકોની, ખોટ કદી પડી નથી; અને તેઓ આ આખા સમય દરમ્યાન દેખાતા ચાલુ હતા. હેલમુથ ફોન ગ્લાસેનાપે થોડા વખત પર જર્મન ભાષામાં એક પુસ્તક લખ્યું છે, તેમાં બે

અતિશય અવનવા સંપ્રદાયોનો હેવાલ છેઃ દેવસમાજ, તથા રાધાસ્વામી–સત્સંગ. અહીં તેમનો નિર્દેશ કર્યો નથી, તેનું કારણ એ છે કે તેઓ આ સમય પછીના છે. દેવસમાજની સ્થાપના ૧૮૮૭માં શિવનારાયણ અગ્નિહોત્રીને હાથે થયેલી એ ખરું; પણ તેણે ‘અતિમાનુષી’ નિરીશ્વરવાદ એ નામ ૧૮૯૪ પછી ધારણ કર્યું હતું. તેણે બુદ્ધિ, નીતિ ને ભૌતિક વિજ્ઞાનને નામે ઈશ્વરની સામે ઘનઘોર યુદ્ધ આદર્યું. એ યુદ્ધના નેતા ‘દેવગુરુ’ (સંસ્થાપક પોતે) હતા. તેમણે સૌથી પહેલું પગલું પોતાની પૂજા શરૂ કરાવવાનું ભર્યું. આજે એ સંપ્રદાય ધમધોકાર ચાલી રહ્યો છે. રાધાસ્વામી–સત્સંગની સ્થાપના એક પછી એક થઇ ગયેલા ત્રણ ગુરુઓએ કરી. પણ તેમને એકબીજાથી છૂટા પાડી શકાય એમ નથી. તેમનાં મરણ અનુક્રમે ૧૮૭૮, ૧૮૯૮ ને ૧૯૦૭માં થયાં. પણ તેમના સિદ્ધાન્તે પાકો પાયો નાંખ્યો તે તો ઓગણીસમી સદીની સમાપ્તિ પછી જ. તેથી મેં આ પુસ્તકમાં તેનું નિરૂપણ કર્યું નથી. દેવસમાજનું મુખ્ય ધામ લાહોરમાં છે, ને તેના અનુયાયીઓ લગભગ બધા પંજાબમાં છે રાધાસ્વામી સત્સંગનાં બે મુખ્ય ધામ પ્રયાગ અને આગરામાં છે. તેથી જોવા જેવી વાત એ છે કે બને સંપ્રદાય ઉત્તર ભારતના છે. દક્ષિણ ભારતમાં પ્રગટ થયેલા નવા ધર્મો વિષે ગ્લાસેનાપ કંઇ કહેતા નથી, પણ તેની સંખ્યા પણ કંઇ ઓછી નથી. એવો એક ધર્મ તે શ્રી નારાયણગુરુનો હતો. તેમની હિતકારક ધર્મપ્રવૃત્તિ ત્રાવણકોર રાજ્યમાં ચાળીસ વરસ ઉપરાંત ચાલી હતી, ને તેમના અનુયાયીઓમાં દસેક લાખ માણસો હતાં. (નારાયણ ગુરુનું અવસાન ૧૯૨૮માં જ થયું છે.) તેમના સિદ્ધાન્ત પર શંકરના અદ્વૈત દર્શનની છાયા પડેલી છે, પણ તે જગતમાં રહી કર્મો કરવાની જરૂર માને છે. તે બંગાળના ભક્તિમાર્ગથી કેટલીક બાબતોમા સ્પષ્ટ રીતે જુદા પડે છે. એમના ભક્તિભાવના જે ઉછાળા હતા તેનાથી એમના મનમા અવિશ્વાસ ઊપજ્યો.

તેમણે 'કર્મના જ્ઞાન' નો ઉપદેશ કર્યો એમ કહી શકાય. એ બુદ્ધિ-પ્રધાન મહાધર્મ હતો. તેમાં લોકો અને તેમની સામાજિક જરૂરિયાતનું ઘણું તીવ્ર ભાન હતું. દક્ષિણ ભારતમાં દલિત વર્ગોના ઉદ્ધારમાં તેણે મોટો ફાળો આપ્યો છે, અને તેની પ્રવૃત્તિઓ અમુક અંશે ગાંધીની પ્રવૃત્તિઓને મળતી આવે છે.

૨. કેશવચન્દ્ર સેન. આ વાતચીત જાતે સાંભળનાર શ્રી. દત્તે નોંધી છે.

૩. એટલું કબૂલ કરવું જોઈએ કે રામકૃષ્ણના આ કટાક્ષમાં દેવેન્દ્રનાથને ગંભીર અન્યાય થયેલો. રામકૃષ્ણને કદાચ ખબર નહીં હોય, તેને લીધે તેમણે એટલું લક્ષમાં નથી લીધું કે મહર્ષિમાં પૂરેપૂરી અનાસક્તિ હતી, અને તેમણે વરસો સુધી સાત્ત્વિકપણે ને મુશ્કેલીઓ વેઠીને ઘણો આપભોગ આપ્યો હતો. આમવર્ગના માણસને મોટા અમીર તરફ જેવો ભાવ હોય તેવો ભાવ રામકૃષ્ણનાં આ વચનોમાં દેખાય છે.

બીજો હેવાલ શશીભૂષણ ઘોષે બંગાળીમાં લખેલાં સંસ્મરણોમાં આપ્યો છે. તેમાં કટાક્ષ ઓછો છે, છતાં રામકૃષ્ણની વેધક દૃષ્ટિ ઓછી દેખાતી નથી. તેથી એમાં અમીરી ખાસિયતવાળા મહર્ષિને વધારે ન્યાય થયો છે.

રામકૃષ્ણે કહ્યું કે 'મને દેવેન્દ્રનાથનો પરિચય કરાવનાર માણસે કહ્યું હતું: આ એક પ્રભુ પાછળ પાગલ થયેલા પુરુષ છે!' વળી રામકૃષ્ણે કહ્યું: 'મને દેવેન્દ્રનાથ પોતાના અહંભાવમાં તલ્લીન થયેલા દેખાયા. પણ એવી રીતે તલ્લીન તેઓ શા માટે ન હોય? તેમની પાસે કેટલું બધું જ્ઞાન, કેટલી કીર્તિ, કેટલું ધન હતાં! લોકો તેમને એકે અવાજે કેટલું બધું માન આપતા! પણ મેં જોયું કે તેમના જીવનમાં યોગ અને ભોગ જોડાજોડ ચાલતા હતા...મેં તેમને કહ્યું: "આ

પાપી યુગમાં આપ ખરેખરા જનક છો. જનકને બંને બાજુ એકસાથે તરત જ દેખાતી. એટલે આપે આપના આત્માને ઈશ્વિર માટે રાખ્યો છે, ને આપનું શરીર આ સંસારમાં ફરે છે. તેથી હું આપનાં દર્શન કરવા આવ્યો છું. મને ઈશ્વર વિશે કંઈક કહો!"....'

૪. રવીન્દ્રનાથ ઠાકુર તે વખતે ચાર વરસના હતા. રામકૃષ્ણની ઓળખાણ મથુરબાબુએ કરાવી. તે દેવેન્દ્રનાથના સહાધ્યાયી હતા. યુરોપમાં જે લોકો 'મનઃશરીરશાસ્ત્ર'નો અભ્યાસ કરે છે તેમને રસ પડે એવી એક વિચિત્ર વીગત આ મુલાકાતમાં છે. એકબીજાની ઓળખાણ માંડ અધાઈ રહી હતી ત્યાં તો રામકૃષ્ણે દેવેન્દ્રનાથને ઉઘાડા થઈ છાતી બતાવવાની વિનંતી કરી. દેવેન્દ્રનાથે ઝાઝું આશ્ચર્ય બતાવ્યા વિના તે પ્રમાણે કર્યું. ચામડીનો રંગ લાલચોળ હતો, ને રામકૃષ્ણે તે તપાસી જોયો. છાતી પર આવી રતાશ કાયમ રહે એ અમુક યોગની સાધનાનું વિશિષ્ટ ચિહ્ન છે. રામકૃષ્ણ તેમના શિષ્યોની છાતી, તેમની શ્વાસ લેવાની શક્તિ, અને તેમના રુધિરનું નિયમિત અભિસરણ, એ વીગતો હંમેશાં અચૂક તપાસી જોતા; અને પછી જ શિષ્યોને મહાસમાધિની પ્રક્રિયા કરવાની રજા આપતા કે મનાઈ કરતા.

૫. 'આ વિશ્વને મોટા ઝુમ્મર જોડે સરખાવી શકાય. આપણે દરેક જણ એક એક દીવો છીએ. આપણે જો બળીએ નહીં, તો ઝુમ્મર હોલાઈ જાય. ઈશ્વિરે માણસને પોતાનો યશ ગાવા માટે પેદા કર્યો છે....'

શશીએ આપેલા હેવાલમાં રામકૃષ્ણ મુગ્ધ ભાવે આ વચનો કહે છે:

'કેવું અજબ! હું પંચવટી (દક્ષિણેશ્વરનું ઉપવન) માં ધ્યાન ધરતો હતો ત્યાં મેં ઝુમ્મર જેવી એક મૂર્તિ પણ જોઈ....દેવેન્દ્રનાથ ખરેખર ઘણા ઊંડા જ્ઞાનવાળા પુરુષ હોવા જોઈએ!'

૬. દયાનંદમાં પણ તેમને છાતીની આ પ્રકારની રતાશ દેખાઈ હતી. નવેંબર ૨૮, ૧૮૮૩ ને રોજ થયેલા એક સંવાદનો જે હેવાલ

મહેન્દ્રનાથ ગુપ્તે 'રામકૃષ્ણકથામૃત'માં આપ્યો છે, તેમાં દયાનંદને વિષે એક અસાધારણ કથન રામકૃષ્ણના મોંમાં મૂક્યું છે. તેમણે સાંભળ્યું હતું કે વેદના દેવોના વિષય પર કેશવચન્દ્ર સેનની જોડે વાદવિવાદમાં ઊતરવાને દયાનંદ તલસી રહ્યા 'હતા. કેશવ દેવોને માનતા નહોતા. દયાનંદે બૂમ પાડી તેમને કહ્યું: 'ઈશ્વરે આટલી બધી ચીજો પેદા કરી છે! તો તે શું દેવોને પેદા ન કરી શકે?' આ વાક્ય દયાનંદે જાહેરમાં પ્રગટ કરેલા મતને અનુકૂળ નહોતું, કેમકે તેઓ તો અનેકદેવવાદના કટ્ટા શત્રુ હતા. દયાનંદનો ઉદ્ગાર કોઈએ રામકૃષ્ણ આગળ ખોટા રૂપમાં રજૂ કર્યો હશે! અથવા તો એ વાક્ય દેવોને વિષે નહીં પણ વેદના યજ્ઞાદિને વિષે હશે? દયાનંદ વેદને ભૂલચૂક વિનાના માનતા, ને તેથી વેદ વિષેની શ્રદ્ધાને કારણે યજ્ઞની જરૂર પણ સ્વીકારતા. આ જે વિરોધાભાસ છે તેનો ખુલાસો હું આપી શકતો નથી.

૭. બી. મઝુમદારે ૧૯૦૦માં કલકત્તાથી એક પત્રિકા પ્રસિદ્ધ કરેલી, તેને મુખ્યત્વે લક્ષમાં રાખીને મેં આ વાત લખી છે.

૮. કેશવ યોગ વિષેના તેમના ગ્રન્થમાં કહે છે: 'જ્ઞાન અને ભક્તિ પર્યાયશબ્દો છે. જે માણસોમાં જ્ઞાન છે તેઓ જ ભક્તિ કરી શકે છે જ્ઞાન વિનાનો ભક્ત હોઈ શકે જ નહીં.' પણ આમાં રામકૃષ્ણને થતી ભાવસમાધિઓની વગોવણી નથી; કેમકે પહેલાં તો એમ પુરવાર કરવું પડે કે એમાં ઊંચા પ્રકારનું જ્ઞાન રહેલું નહોતું. કેશવના શબ્દો તો એટલું જ બતાવે છે કે તેમનાં ચિન્તનો જુદા પ્રકારનાં હતાં. તેઓ પરમાત્મા સાથે ચિત્તના અનુસંધાનને સર્વોચ્ચ અવસ્થા માનતા; અને તેમાં, જીવન, સમાજ અને ઘરના અનેકવિધ વ્યવસાયોની વચ્ચે વહેવારુ બુદ્ધિ પર ઝાંખપ ફરી વળતી નહીં કેશવના વિચારો બ્રાહ્મ સમાજની આધ્યાત્મિક પરંપરાનેઅનુસરતા હતા. વળી મઝુમદારે કેશવનું એક વચન આ ટાંક્યું છે: 'યોગી જો

યોગના પ્રેમને ખાતર બીજા બધાનો ત્યાગ કરે, તો તેને સો વાર ધિક્કાર છે !.. .ઈશ્વરે આપણને જેમની સેવા કરવાનું કામ સોંપ્યું છે તેમનો ત્યાગ કરવો એ પાપ છે.' મઝુમદાર કહે છે કે તેમને આ વચનોમાં રામકૃષ્ણે પત્ની તરફના કર્તવ્ય પ્રત્યે દુર્લક્ષ કરેલું એ વાતનો નિર્દેશ દેખાય છે. પણ રામકૃષ્ણે એ કર્તવ્ય પ્રત્યે દુર્લક્ષ કર્યું હતું એમ કહેવું એ અસત્ય છે. તેમના મનમાં પત્ની પ્રત્યે ઊંડો ને શુદ્ધ પ્રેમ હતો, એટલું જ નહીં પણ તેઓ પત્નીના મનમાં સુદ્ધાં એવો પ્રેમ ઉપજાવી શક્યા હતા જેને લીધે એ મહિલાને શાન્તિ ને સુખ મળવા પામ્યાં હતાં. હું પાછળ બતાવી ચૂક્યો છું કે પત્ની પ્રત્યેની જવાબદારી તેઓ કેવા ગંભીર રૂપમાં સમજતા વળી જે માણસો તેમના શિષ્યો થવા આવે તેમને તેઓ વૃદ્ધ માતપિતા, પત્ની કે બાળકો પ્રત્યેની અગાઉથી ઉપાડેલી જવાબદારી ફગાવી દેવાની રજા આપતા નહીં.

૯. કેશવે લખેલું : 'હે પ્રભુ ! મારા ધાર્મિક જીવનના આરંભથી હું હંમેશાં તારી પાસેથી શિક્ષણ લેવાને ટેવાયેલો છું....'

૧૦. મેં જે દષ્ટિબિન્દુ સ્વીકાર્યું છે તે જ કેશવના એક ખ્રિસ્તી શિષ્ય મણિલાલ પારેખની શ્રદ્ધાથી પ્રોજ્જ્વલ બનેલા એક સુન્દર પુસ્તકમાં પ્રગટ થયેલું જોઈ મને આનન્દ થયો છે. એ પુસ્તકનું નામ 'બ્રહ્મર્ષિ કેશવચન્દ્ર સેન' (૧૯૨૬, ઓરિયેન્ટલ ક્રાઇસ્ટ હાઉસ, મુંબઇ) છે. મણિલાલ પારેખ સ્પષ્ટપણે કબૂલ કરે છે કે કેશવે રામકૃષ્ણ પાસેથી ઘણું—કદાચ કેશવ પાસેથી રામકૃષ્ણે મેળવ્યું હતું તેના કરતાં વધારે—મેળવ્યું હતું. પણ મારી પેઠે તેઓ પણ માને છે કે તેમનાં આત્મા ને હૃદયની વિશાળતાની પ્રશંસા કરવાનું આ એક વધારે કારણ છે.

૧૧. પણ તેઓ સુદ્ધાં કહે છે: 'દરેક માણસના જેવા સદ્‌ગુણ મેળવવાની ઇચ્છા ધરાવવાની શક્તિ ઈશ્વરે મારા અંતરમાં રોપેલી છે.'

૧૨. છેક ૧૮૬૫માં, જુવાન કેશવ આદિ બ્રાહ્મ સમાજના અધ્યક્ષ દેવેન્દ્રનાથના પટ્ટશિષ્ય હતા ત્યારે જ, રામકૃષ્ણે તેમને જોયા હતા. કેશવના મોં તરફ તેમનું ધ્યાન વિશેષ ખેંચાયું હતું. એવું મોં સહેજે ભુલાય એવું હોતું નથી. કેશવનો બાંધો ઊંચો, ને ચહેરો લંબગોળ હતો. 'તેમની મુખાકૃતિ કોઇ ઇટાલિયનના જેવી સ્પષ્ટ હતી.' (મુખરજી) એમની મુખાકૃતિની પેઠે એમના આત્માને પશ્ચિમના કુમળા તાપનો રંગ લાગ્યો હતો એ ખરું, છતાં તેમનો આત્મા ઊંડે ઊંડે તો હિંદી જ રહ્યો હતો. તેઓ ધ્યાન ધરતા હતા તે રામકૃષ્ણે નિહાળીને જોયું હતું; એટલે એમની ભૂલ થઇ નહીં. ૧૮૬૫ની તેમની મુલાકાતને વિષે તેઓ કહે છે: 'બ્રાહ્મ સમાજના વ્યાસપીઠ પર ઘણા લોકો ધ્યાન ધરતા હતા. એ સમૂહના મધ્યભાગમાં કેશવ ધ્યાનમગ્ન બેઠા હતા; તેઓ લાકડાના ટુકડા જેવા નિશ્ચેષ્ટ હતા. તે વખતે તેઓ સાવ જુવાન હતા; પણ માછલી એમના ગલને કરડતી હતી....' (આ પરિચિત રૂપકનો અર્થ એ છે કે ઇશ્વર એમના એકલાની જ પ્રાર્થનાને જવાબ દેતો હતો.)

૧૩. યુરોપીય વિજ્ઞાનના લાભને ખાતર એક વાત કહેવી જોઇએ. રામકૃષ્ણને સમાધિમાંથી જગાડવાની એક જ રીત હતી. તે એ કે તેમના કાનમાં પ્રભુના અમુક નામનો કે અમુક મંત્રનો ઉચ્ચાર કરવો. સમાધિની જેવી તીવ્રતા ને જેવું તેનું રૂપ તે પ્રમાણે જુદાં જુદાં નામ કે મંત્ર બોલાય. એવે વખતે ચિત્તની એકાગ્રતાનું સ્વરૂપ બહુ સ્પષ્ટ રીતે દેખાઇ આવતું. એમના શરીરમાં અગાઉથી કંઇક રોગ હતો, ને તેને લીધે આવું બનતું, એમ ન કહી શકાય. તેમના મન પર આત્માનો પૂરેપૂરો અંકુશ રહેતો.

૧૪. ૧૮૬૨: આ વખતે કેશવ હજુ દેવેન્દ્રનાથના આદિ બ્રાહ્મ સમાજમાં પ્રાર્થના ચલાવવાનું કામ કરતા. તે વખતે એક ભજન બનાવેલું, તેનું નામ હતું: 'માતાના ખોળામાં બેસણું'.

૧૮૬૬: બ્રાહ્મ સમાજની ભજનાવલિ: ' હે મા, હે ઈશ્વરી, તારી દયાથી મને બાંધી લો....હે મા, આવ, પાસે આવ ! '

૧૮૭૫ : ' હું સુખી છું ! હું માતાના હૃદયમાં ભળી ગયો છું. હું હવે તેનાં બાળકોમાંનો એક છું. માતા તેનાં બાળકો સાથે નર્તન કરે છે. '

( પણ આ છેલ્લી સાલ પહેલાં તો કેશવ અને રામકૃષ્ણની મુલાકાત થઇ ચૂકી હતી. )

૧૫. પ્રમથલાલ સેન કહે છે કે તેઓ હંમેશાં ઈશ્વરની ઉપાસના કરતા.

' પ્રાર્થનાને તમારો મુખ્ય વ્યવસાય બનાવો ! એકલા, તેમજ અનેક લોકો મળીને, હૃદયના ખરા ભાવથી નિરંતર પ્રાર્થના કરો ! એને તમારા જીવનનાં અથ ને ઇતિ બનવા દો ! '

૧૬. ' ધર્મતત્ત્વ ' નામના પત્રમાં ' રામકૃષ્ણ પરમહંસના જીવન અને ઉપદેશ ' વિષેનો લેખ.

૧૭. બાબુ ગિરીશચન્દ્ર સેન અને ચિરંજીવ શર્માનાં વચનોને રામકૃષ્ણ મિશનવાળાઓ પોતાના સમર્થનમાં ટાંકે છે. કેશવના બ્રાહ્મ સમાજ પર રામકૃષ્ણની જે અસર પડેલી તેને વિષે આ બે લેખકોએ અતિશયોક્તિ કરી છે એમાં શક નથી. જેઓ કોઇ વધારેપડતી વાત પુરવાર કરવા જાય તેમને વિષે વાચકોનાં મનમાં સંશય પેદા થવાનો સંભવ રહે છે. ચિરંજીવ શર્માએ લખ્યું છે: ' ઈશ્વરની માતારૂપે પૂજા એ રામકૃષ્ણને આભારી હતી. ' આ તો ખરી હકીકતથી ઊલટી જ વાત છે. રામકૃષ્ણના દૃષ્ટાન્તને લીધે એ પૂજા બ્રાહ્મ સમાજમાં દાખલ થઇ ને વધી, એટલું કહેવું પૂરતું છે બ્રાહ્મ સંપ્રદાય કઠક કઠણ હતો. બાબુ ગિરીશચન્દ્ર સેનની ઉપમા વાપરીને કહીએ તો, ' રામકૃષ્ણની છાયાએ તેને મૃદુ બનાવ્યો. '

૧૮. છતાં, પ્રતાપચન્દ્ર મઝુમદારે સમભાવપૂર્વક કેશવનું જે ચરિત્ર લખ્યું છે તેમાં તેઓ કબૂલ કરે છે કે નવવિધાનના મૂળ મંડાણમાં જે સેશ્વરવાદ હતો તેમાં તો રામકૃષ્ણ જોડેની મુલાકાતથી ફેરફ પડ્યો નહીં; પણ એટલું તો ચોક્કસ કે એમની અસરને લીધે કેશવ એ ઈશ્વરવાદને વધારે હળવા ને સરળ રૂપમાં રજૂ કરતા થયા.

રામકૃષ્ણે 'હિંદુ અનેકદેવવાદની મૂળભૂત કલ્પનાઓને ભેગી કરી વ્યાપક આધ્યાત્મિકતાનું એક નવું જ મંડાણ રચ્યું હતું....આ અવનવી સર્વદેશીયતાને લીધે કેશવના, સત્ય સમજનારા ને ગ્રહણ કરનારા, મનને પોતાની હિલચાલનું આધ્યાત્મિક મંડાણ વિશાળ બનાવવાનો વિચાર સૂઝ્યો.... ઈશ્વરના ગુણોની કલ્પનાઓ કેશવને આપોઆપ સુન્દર અને સત્ય લાગી; અને તેમને એમ પણ થયું કે દેશ સમજી શકે ને સ્વીકારે એવા રૂપમાં પોતાનો ધર્મ રજૂ કરવાનું આ સૌથી અચૂક સાધન છે. બેશક એ ધર્મમાં સેશ્વરવાદનો જે સાદો ને સર્વદેશી પાયો હતો ને તો તેમણે અકબંધ રાખ્યો ' પણ મઝુમદાર અફસોસ સાથે ઉમેરે છે કે અનેકાનેક દૈવી ગુણોની કલ્પના સાથે સેશ્વરવાદને રજૂ કરવામાં આવ્યો, તેનો દુરુપયોગ ત્યારપછી લોકપ્રિય મૂર્તિપૂજાને વધારવા માટે કરવામાં આવ્યો છે.

૧૯. સરખાવો ધનગોપાલ મુખરજીઃ 'ધ ફેસ ઑફ સાયલન્સ', ૧૯૨૬. (શારદાનન્દ બ્રાહ્મ સમાજ અને રામકૃષ્ણ વિષેના તેમના પ્રકરણમાં આવો જ હેવાલ આપે છે.)

૨૦. 'રામકૃષ્ણકથામૃત'માં ટાંકેલી, બ્રાહ્મ સમાજની, પ્રાર્થનાનો એક નમૂનો નીચે આપ્યો છેઃ

'ॐ! તું અમારો પિતા છે. અમને જ્ઞાન આપ! અમારો નાશ ન કરીશ!

'ॐ! બ્રહ્મ! સત્ય! જ્ઞાન! અનન્ત! તે આનન્દરૂપ છે, અમૃત છે! તે પ્રકાશે છે! તે શાન્ત છે! તે શિવ છે! તે અદ્વૈત છે!....

'હે સત્, હે જગતના કારણ, તને વંદન હો! ...હે જ્ઞાનના પ્રકાશ, હે લોકમાત્રના આશ્રય, તને વંદન હો!

'અસત્‌માંથી મને સત્‌માં લઈ જા! તિમિરમાંથી મને પ્રકાશમાં લઈ જા! મૃત્યુમાંથી મને અમૃતમાં લઈ જા! અને, હે રુદ્ર, તારું જે મધુર ને કરુણાવાળું મુખ છે તેના વડે હંમેશાં મારી રક્ષા કર!'

૨૧. શ્રી રામકૃષ્ણનું જીવનચરિત્ર (અંગ્રેજી), પૃ. ૩૬૫, અને સુધારજી.

૨૨. એમાંના બે સંવાદ મએ 'રામકૃષ્ણકથામૃત'માં તા. ૨૭મી અક્ટોબર ૧૮૮૨નો નોંધમાં આપ્યા છે. (સરખાવો 'મૉડર્ન રિવ્યુ', કલકત્તા, મે ૧૯૨૭.)

૨૩. નગેન્દ્રનાથ ગુપ્ત.

મએ વર્ણવેલી બીજી એક ભાવસમાધિમાં રામકૃષ્ણે માતાને કહેલું: 'મા! મને અહીં કેમ આણ્યો છે? તેઓ સખત બંધનમાં પડેલા છે, તેઓ મુક્ત નથી. શું મારાથી તેમને કારાગૃહમાંથી છોડવી શકાશે!'

૨૪. અમે પાછળ કહ્યું છે તેમ, ઊડતા પતંગનું રૂપક રામપ્રસાદના એક ભજનમાં આવે છે. આ ભજન ગાવાનું રામકૃષ્ણને બહુ ગમતું. તેનું નામ છે: 'માતા અને મુક્ત જીવ'. 'કથામૃત'માં આપેલા નરેશચન્દ્રના એક ભજનમાં પણ એ રૂપક આવે છે. લગભગ બધાં રૂપકો —ખાસ કરીને પરમ જીવનરૂપી મહાસાગરના ઊંડાણમાં ડૂબકી મારનાર મરજીવાનું રૂપક—પંદરમી સદીથી માંડીને પછીનાં બંગાળી લોકકાવ્યો ને લોકગીતોમાં જરાતરા ફેરફાર સાથે ફરીફરીને વાપરેલાં છે.

૨૫. સરખાવો ગાંધી. તેઓ ભાષણ કે લેખન વડે કોઈ પણ પ્રકારનો ધાર્મિક પ્રચાર કરવાની વિરુદ્ધ છે. 'આરોગ્યના નિયમોની પેઠે ધર્મનો પ્રચાર પણ ન થાય?' એ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું:

'કુદરતમાંથી દાખલો લઈને તમે આધ્યાત્મિક ક્ષેત્રમાં તેને લાગુ પાડો ત્યારે તે અમુક અંશે લાગુ પડે, વધુ ન પડે. પણ હું જ તમને બીજો દાખલો આપું, લો. મારે તમને ગુલાબનું પુષ્પ આપવું છે, એ આપવામાં તો હાથ લંબાવવો પડે છે; પણ મારે એની સુગંધ જ તમને આપવી હોય તો? ગુલાબ તો સુગંધ આપોઆપ વેર્યાં જ કરે છે. આથી આગળ વધીએ. આધ્યાત્મિક બાબતમાં પણ એમ જ પોતાની અસર પસરે છે. એટલે આરોગ્યના નિયમોના પ્રચારની દલીલ એમ ન લાગુ પડાય. એક મિત્રે કહ્યું, અનહદ આનંદ થાય તે કેમ મનમાં રોક્યો રોકી શકાય? એનો તો બીજાને ભાગ આપ્યે જ છૂટકો. વારુ, હું એમ કહીશ કે એવો અનહદ આનંદ હશે તો તે તો વાણીના વાહન વિના આપોઆપ પ્રગટશે. ધાર્મિક બાબતમાં સત્નો પ્રચાર એની મેળે જ થવા દઈએ તો સારું. સત્ એની મેળે જ કામ કરનારું છે. અસત્ તેમ ન કરી શકે, કારણ એ પાંગળું છે; એને સત્રૂપે રંગૂ થવું પડે છે.' (સત્યાગ્રહાશ્રમ સાબરમતીમાં ૧૯૨૮ ના જાન્યુઆરીની ૧૫મીએ આંતરરાષ્ટ્રીય બન્ધુત્વ મંડળની કાઉન્સિલમાં થયેલી ચર્ચા.)

૨૬. મુખરજી.

૨૭. 'રામકૃષ્ણકથામૃત'. ૧૮૮૩ના નવેંબરની ૨૮ મીએ સાંજે રામકૃષ્ણે તેમના અનેક શિષ્યો સહિત કેશવના ઘરમાં પ્રવેશ કર્યો હતો.

૨૮. રામકૃષ્ણને સમાધિ પૂરી ઊતરી નહોતી. કોચ, ટેબલ, ખુરશીઓ, હાંડી, ઝુમ્મર વગેરે સરસ રાચરચીલું આસપાસ મૂકેલું હતું, તેના તરફ તેમણે નજર નાખી. પછી જરા હસ્યા, ને અસ્ફુટ શબ્દોમાં કહેવા લાગ્યા: 'પહેલાં આ બધાની જરૂર હતી. હવે શી જરૂર છે? ....આ મા આવી! મા! કાશીની સાડી પહેરીને કેમ દર્શન આપો છો?....' એ પળે કેશવ ઓરડામાં દાખલ થયા, ને તેમણે રામકૃષ્ણને દંડવત્ પ્રણામ કર્યા. 'હું આવ્યો છું!' કેશવે કહ્યું. રામકૃષ્ણે

એમના તરફ જોયું, પણ તેમને સ્પષ્ટપણે ઓળખ્યા નહીં, અને માતા ને માનવજીવન વિષે એકલા બોલવાનું ચાલુ રાખ્યું. આ બે પુરુષો વચ્ચે કેશવની તબિયત વિષે એક શબ્દ પણ બોલાયો નહીં, જોકે આ મુલાકાતનો હેતુ તો એ હતો. કેટલાક વખત પછી જ રામકૃષ્ણ ઉપર ટાંકેલા શબ્દો બોલ્યા.

૨૯. 'શિયાળો બેઠો એમ જાણીને માળી બસરાઈ ગુલાબના છોડનાં મૂળિયાં આગળની જમીન ખોતરીને સાફ કરી દે છે પછી શિયાળામાં તેના પર ઉત્તમ પ્રકારનાં ફૂલ આવે છે તેમ તે હમણાં તમારાં મૂળિયાં ખોતરીને સાફસૂફ કરે છે. તમે જોજો, એમાંથી ઘણું જ ઉત્તમ પરિણામ આવશે.' (રામકૃષ્ણકથામૃત, ગુજરાતી અનુવાદ પૃ ૪૩૭.)

૩૦. કેશવ સાથેની છેલ્લી મુલાકાતમાં રામકૃષ્ણે ઉચ્ચારેલાં કેટલાંક વચનોની કેશવના છેલ્લા વિચારો પર જે અમર થઈ તેના તરફ અગાઉ કદી ધ્યાન અપાયું નથી, એમ મારું માનવું છે.

રામકૃષ્ણે ઘણા વખત સુધી એમની આગળ મા ની વાત કરી ને કહ્યું: 'મા પોતાનાં બાળકોનું સદા રક્ષણ કરે છે.. .તેમને સાચી મુક્તિ ને જ્ઞાન કેમ અપાવવાં તે મા જાણે છે.... બાળક કશું જાણતું નથી.... તેની મા બધું જાણે છે.... માની ઈચ્છા પ્રમાણે બધી વ્યવસ્થા ચાલે છે. 'બધું તમારી ઇચ્છા અનુસાર જ થાય છે. હે તારા! તું ઇચ્છામયી છે. હે મા! તમે તમારું કામ કર્યાં કરો છો, અને મૂરખ માણસ કહે છે કે હું કરું છું.'

વળી કેશવ જ્યારે વેદના ભોગવી રહ્યા હતા ત્યારે તેમણે પોતાની ખરી, માનુષી માતા—જેણે એમને જન્મ આપ્યો હતો—તેને આશ્વાસન આપતાં કહ્યું: 'જગન્માતા બધું મારા ભલાને માટે મોકલે

છે. તે મારી જોડે રમે છે. ક્યારેક એક તરફ ફરે છે, ને ક્યારેક બીજી તરફ.'

૩૧. ૧૮૭૮ માં બ્રાહ્મ સમાજમાં નવાં તડ પડ્યાં, અને કેશવના કેટલાક શિષ્યો તેમને છોડી ગયા, ત્યારે પણ રામકૃષ્ણે તો કેશવ જોડેની મિત્રતા ચાલુ રાખી. પણ તેમણે બ્રાહ્મ સમાજની ત્રણ જુદી જુદી શાખાઓ પ્રત્યે કશો ભેદભાવ રાખ્યો નહીં, અને તેઓ એ ત્રણેયની ઉપાસનાઓમાં જતા. 'રામકૃષ્ણકથામૃત'માં આવી અનેક મુલાકાતોની નોંધ આપેલી છે; ખાસ કરીને ૨૮ મી ઑક્ટોબર ૧૮૮૨ ની. એ પ્રસંગે તેમને કેશવના બ્રાહ્મ સમાજમાં હાજર રહેવાનું નિમન્ત્રણ મળ્યું હતું, ને તેઓ ગયા પણ હતા. કેશવના શિષ્યો આતુરતાથી તેમની આસપાસ વીંટળાઈ વળ્યા, ને એ લોકોએ તેમને ધાર્મિક વિષયોના સવાલો પૂછ્યા, અને તેમણે આત્માની હંમેશની વિશાળતાથી જવાબો આપ્યા. તેમણે ભજન ( કબીરનું પદ ) ગાવામાં તથા સંકીર્તનના નૃત્યમાં ભાગ લીધો. પાછા ફરતી વખતે તેમણે સર્વ પ્રકારની ઉપાસનાઓને વંદન કર્યું, અને છેવટે બ્રાહ્મ સમાજની આ શબ્દોમાં સ્તુતિ કરીઃ 'ભાગવત, ભક્ત, ભગવાન; જ્ઞાનીના ચરણમાં પ્રણામ; ભક્તને ચરણે પ્રમાણ; સાકારવાદી ભક્તને ચરણે પ્રણામ; નિરાકારવાદી ભક્તને ચરણે પ્રણામ; પ્રાચીન કાળના બ્રહ્મજ્ઞાનીઓને પ્રણામ; બ્રાહ્મ સમાજના આધુનિક બ્રહ્મજ્ઞાનીઓને પ્રણામ.'

બ્રાહ્મ સમાજની બીજી બે શાખાઓએ તેમના પ્રત્યે આથી ઘણો જ ઓછો આદર બતાવ્યો. ત્રણમાં સૌથી છેલ્લો સ્થપાનાર સાધારણ સમાજ હતો. તેને તો રામકૃષ્ણ તરફ મનમાં ફરિયાદ હતી; કારણ કેશવ ઉપરનો તેમનો પ્રભાવ. દેવેન્દ્રનાથના આદિ બ્રાહ્મ સમાજમાં તેમને ઊતરતી કક્ષાના ગણવામાં આવ્યા હતા, એ વિષે કશો શક નથી. ૧૮૮૩ ના મેની ૨ જીએ તેઓ એ સમાજની મુલાકાતે ગયેલા,

અને જે મુલાકાત વખતે રવીન્દ્રનાથ નાના છોકરા તરીકે હાજર હોવાથી તેમને એ પ્રસંગનો કદાચ યાદ હશે. તે વખતે રામકૃષ્ણને અપાયેલા આવકારમાં વિવેકની દેખીતી ખામી હતી. (સરખાવો 'રામકૃષ્ણકથામૃત'.)

૩૨. ખાસ કરીને કેશવના અનુગામી પ્રતાપચન્દ્ર મઝુમદાર; તથા વિજયકૃષ્ણ ગોસ્વામી, જેઓ આગળ ઉપર બ્રાહ્મ સમાજમાંથી નીકળી ગયા હતા. કેશવ સમાજના મહાકવિ અને ગાયક ત્રૈલોક્યનાથ સંન્યાલ કહે છે કે 'મારાં ઘણાં સુન્દર કાવ્યો રામકૃષ્ણની ભાવસમાધિઓ જોઈને સ્ફુરેલાં.'

## ૮. શિષ્યોનો સાદ

રામકૃષ્ણ અને બ્રાહ્મ સમાજના મિલનથી ભારતવર્ષને કેટલો લાભ થયો એ સહેજે દેખાઇ આવે એવું છે. રામકૃષ્ણને પોતાને થયેલો લાભ એથી ઓછો દેખાતો નથી, પણ તે ઓછો ચોક્સ પણ નથી. તેઓ પહેલી જ વાર સ્વદેશના શિક્ષિત મધ્યમ વર્ગના સીધા સંપર્કમાં આવ્યા; અને તેઓની મારફતે તેમને પ્રગતિના તથા પશ્ચિમી વિચારોના અગ્રેસરોનો સમાગમ થવા પામ્યો. આ વર્ગના માનસ વિષે અગાઉ તેમને લગભગ કશી ખબર નહોતી.

કોઇ કડક, અને સંકુચિત મનવાળો ભક્ત હોય તે પોતાની કોટડીનાં બારીબારણા બંધ કરીને બેસી જાય. પણ રામકૃષ્ણ એમ કરે એવા નહોતા. ઊલટું તેમણે તો એ બારીબારણા ખોલી નાખ્યાં. તેમનામાં માનવતા એટલી બધી હતી, તેમની જિજ્ઞાસાવૃત્તિ એટલી બધી તીવ્ર હતી, અને જીવનવૃક્ષનાં ફળ વિષેનો એમનો લોભ એટલો બધો હતો કે આ નવા ફળનો પૂરેપૂરો આસ્વાદ લીધા વિના તેમને ચાલે એમ નહોતુ. કોઇ વેલ ઘરની ફાટોમાં થઇને અંદર પેસી જાય તે રીતે તેમની દીર્ઘ શોધક દૃષ્ટિએ અંદર પ્રવેશ કર્યો; એક જ ગૃહ તેના જુદા જુદા નિવાસોનું નિરીક્ષણ કર્યું, તેમાં વસતા ભિન્ન ભિન્ન આત્માએનુ અવલોકન કર્યું; અને, તેઓને વધારે સારી રીતે સમજવા માટે, તેઓની જોડે તાદાત્મ્ય સાધ્યું. તેઓની મર્યાદાઓ ( તેમજ તેમની ખૂબીઓ ) સમજી લીધાં, અને દરેક જણના સ્વભાવને માટે તેનું પોતાનું જીવનદર્શન અને તેનુ વ્યક્તિગત કર્તવ્ય વહેંચી આપ્યું. કોઇ પણ માણસ ઉપર, તેના સ્વભાવ જોડે ન બંધ બેસે એવું દર્શન કે કર્તવ્ય પરાણે લાદવાનો પ્રયત્ન કરવાનો ખ્યાલ તેમને સ્વપ્ને

પણ કદી આવ્યો નહીં. તેમને પોતાના આચરણ પૂરતી તો સંન્યાસની ભાવનામાં, ત્યારે તેમજ હંમેશાં, સત્યના આરંભ અને અન્ત દેખાતા હતા. પણ તેમણે જોયું કે ઘણાખરા માણસો તો એ ભાવના જરાયે કેળવવા માગતા નથી. એ શોધથી તેમને આશ્ચર્ય કે ખેદ થયાં નહીં. માણસો પોતાના મતભેદોને ઊંચા કરી તેના વડે પોતાની આસપાસ વાડો ઊભી કરવામાં મશગૂલ હતા. પણ તેમની પોતાની નજરને તો એવો જ ભાસ થતો હતો જાણે એ મતભેદો જાતજાતના છોડવા છે; તે બધા એક જ ખેતરમાં ઊગેલા છે ને તેના પર ફૂલ આવી રહ્યાં છે; અને તેને લીધે એ સ્થળના દેખાવમાં વિવિધતા આવે છે.[1] તેમના મનમાં એ સહુ માણસોને વિશે પ્રેમ હતો. તે દરેકને કયે મુકામે, ને કયે રસ્તે થઈને, જવાનું નિર્માયેલું છે, એ તેઓ જોઈ શકતા હતા; અને દરેક જણને તેમણે બતાવ્યું કે તેણે કયા રસ્તા પર જવાનું છે. તેઓ જ્યારે કોઈ માણસ જોડે વાત કરતાં ત્યારે એ માણસના બોલવામાં આવતા ખાસ શબ્દો અને વિચારો પ્રગટ કરવાની તેની ખાસ ઢબ તેઓ તરત જ પકડી લઈ, એ શબ્દોમાં ને એ ઢબે તેની જોડે બોલતા; અને તેમની આ શક્તિ જોઈ પ્રેક્ષકોને આશ્ચર્ય થતું. આ કંઈ નરી એકસાથે અનેક અવધાન કરવાની શક્તિ નહોતી. તેમનો આત્મા નૌકાના સુકાન પર જબરી પકડ રાખતો; અને તેઓ જો માણસોને સામા કિનારા પર કોઈ જુદે સ્થળે ઉતારતા, તોયે એ કિનારો તો અચૂક ઈશ્વરનો જ રહેતો. એ માણસોને તેમની પોતાની શક્તિથી કિનારે ઊતરવામાં તેઓ અજ્ઞાત રીતે મદદ કરતા. તેઓ માનતા કે સ્વભાવમાત્ર ઈશ્વરમાંથી ઉદ્ભવેલા છે; એટલે તેમને લાગતું કે દરેક સ્વભાવને તેને પોતાને રસ્તે દોરી જવાની મારી ફરજ છે, જેથી તે પૂરેપૂરો વિકાસ સાધી શકે. આત્માના ક્ષેત્રમાં માર્ગદર્શક બનવાની આ શક્તિ પોતામાં છે એ જાણ તેમને થઈ એની પાછળ તેમની પોતાની ઇચ્છા નહોતી. પશ્ચિમની એક કહેવત છે, તેને

ઈટલીમાં થયેલા સંસ્કૃતિના નવા ઉત્થાને પોતાના ધ્યાનમન્ત્ર તરીકે સ્વીકારી હતી. એ કહેવત કહે છે કે 'ઇચ્છવું એનો અર્થ છે શકવું.' જુવાનવર્ગને હજુ બધું કરવાનું બાકી રહેલું હોય છે, એટલે તે આવી સુંદર રીતે બડાશ હાંકે છે. વધારે પાકટ માણસ શબ્દોથી સહેજે સન્તોષ પામતો નથી, પણ કાર્યો પર ભાર મૂકે છે. એટલે તે આ ધ્યાનમન્ત્રને ઉલટાવીને કહે છે કે 'શકવું એનો અર્થ છે ઇચ્છવું.'

પોતાની અંદર કેવી શક્તિ રહેલી છે, ને તેના ઉપયોગ માટે જગત કેવો પોકાર કરી રહ્યું છે, એનું દર્શન રામકૃષ્ણને એકાએક થવા પામ્યું. ભારતનાં કેટલાંક ઉત્તમોત્તમ માનસ પર તેમણે જે પ્રભુત્વ અજમાવ્યું તે પરથી તેમને એટલું દેખાઈ આવ્યું કે આ બુદ્ધિશાળીઓમાં અમુક નબળાઇઓ ને અમુક જરૂરિયાતો છે, અમુક અતૃપ્ત આકાંક્ષાઓ છે, તેમને ભૌતિક વિજ્ઞાનમાંથી મળતા જવાબો અધૂરા હોય છે, અને પોતે એમના વિષયમાં દરમ્યાનગીરી કરવી જરૂરની છે. બ્રાહ્મ સમાજે તેમને એટલું બતાવી આપ્યું કે એક મોટા ભાઇની આસપાસ જુવાન આત્માઓને ભેગા કરનારા કોઇ પણ આધ્યાત્મિક મંડળમાં કેટલી સંગઠનશક્તિ ને કેટલી ખૂબી રહેલી હોય છે; અને એમ કરીને તેઓ પોતાની ભક્તિપાત્ર માતા આગળ ભેગા મળીને પ્રેમની કેવી છાપ ધરી શકે છે.

આનું તાત્કાલિક પરિણામ એ આવ્યું કે તેમનું જીવનકાર્ય જે અત્યારસુધી નિશ્ચિત થયું નહોતું, તેણે હવે ચોક્કસ રૂપ ધારણ કર્યું; તેણે પહેલાં તો સભાન વિચારનું ઝગઝગતું સૂક્ષ્મ રૂપ ધારણ કર્યું; નિશ્ચય એ વિચારના ગર્ભમાં રહેલો હતો; અને પછી તેમાંથી કાર્યનો ઉગમ થયો.

સૌથી પહેલાં તેમને ઇશ્વર જોડેના પોતાના સંબન્ધનું પૂરેપૂરું દર્શન થવા પામ્યું. તેમણે જોયું કે, બીજા સાધકોની પેઠે, વ્યક્તિગત

મોક્ષથી તેમના અંતરમાં વસતા ઈશ્વરને[2] તૃપ્તિ થાય એમ નહોતું: એ અંતર્યામી તો એમની પાસેથી માનવજાતિ પ્રત્યેનાં પ્રેમ અને સેવાની માગણી કરતો હતો.[3] તેમની આધ્યાત્મિક શાપણો, તેમની ભાવસમાધિઓ, તેમના સાક્ષાત્કારો એ બધું તેમના પોતાના લાભ માટે હોય એ બસ નહોતું.

રોમન કવિ વર્જીલે કહ્યું છે: 'તમે કામ કરો, પણ તમારે પોતાને કાજે નહીં.'

આ બધા પાછળ ધારણા મનુષ્યના વિકાસ માટે, આત્મસાક્ષાત્કારના નવા યુગ માટે, રસ્તો તૈયાર કરવાની હતી. બીજા માણસોને મુક્તિ માટે આકાંક્ષા ને આશા રાખવાનો હક હતો, પણ રામકૃષ્ણને નહોતો. તેમનાથી એ ગણતરી રાખી શકાય એમ નહોતું. સદીએ સદીએ જ્યારે માનવજાતિ ભયમાં હોય ત્યારે તેની મદદે જવાની તેમની ફરજ હતી.[4]

અને તેઓ પોતાના યુગના માણસોને જે ઘોષણા, જે મુક્તિનો સંદેશ, પહોંચાડવાના હતા તે આ પ્રમાણે હતો.[5]

૧. સર્વ ધર્મોનો સાર, અને તેમના અનુયાયીઓની ખરી શ્રદ્ધા, સાચાં છે. આ સાર્વભૌમ સત્યને રામકૃષ્ણ સામાન્ય બુદ્ધિ દ્વારા તેમજ અપરોક્ષ અનુભવ દ્વારા પહોંચ્યા હતા. એ સત્ય પ્રગટ કરવું એ પૃથ્વી પર તેમના આવવાનો ખાસ હેતુ હતો.

૨. દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને કેવલાદ્વૈત એ સિદ્ધાન્તો તે પરમ સત્ય સુધી પહોંચવાના માર્ગમાં આવતા વિસામા છે. એ એકબીજાના વિરોધી નથી, પણ એકબીજાના પૂરક છે. વ્યક્તિઓના અમુક એક એક સમૂહના માનસિક દૃષ્ટિબિન્દુથી થતાં, એ સત્યનાં, આ ત્રણ જુદાં જુદાં દર્શનો છે. આમવર્ગના માણસો તો ઇન્દ્રિયો દ્વારા આકર્ષાય છે; એટલે તેમને માટે તો ધર્મનું દ્વૈતવાદી રૂપ, અને તેમાં આવતાં

વિધિઓ, સંગીત, મૂર્તિઓ ને પ્રતીકો ઉપયોગી છે. વિશુદ્ધ બુદ્ધિ વિશિષ્ટાદ્વૈત સુધી પહોંચી શકે છે; એથી પાર કંઇક છે એમ તે જાણે છે; પણ તેનો સાક્ષાત્કાર તે કરી શકતી નથી. સાક્ષાત્કાર એથી જુદી કક્ષાએ થાય છે; એ કક્ષા તે અદ્વૈતની, અનિર્વચનીય, નિરાકાર બ્રહ્મની છે; યોગની સાધના એનો કંઇક આસ્વાદ આપે છે. વાણી ને મનનાં તાર્કિક સાધનો એ કક્ષા સુધી પહોંચી શકતાં નથી. એ 'સાક્ષાત્કાર'-ની ચરમ સીમા છે તે એક ને અદ્વિતીય સત્ તત્ત્વ જોડેનું ઐક્ય અર્થાત્ તાદાત્મ્ય છે.

૩. આ તો વિચારની સીડી થઇ. તેને મળતી એક કર્તવ્યોની પણ સીડી છે. સામાન્ય માણસ સંસારમાં રહે છે; તેમાં કરવાનાં પોતાનાં કર્તવ્યો કરી શકે છે ને કરે પણ છે. તે પ્રેમભર્યા ઉત્સાહ વડે પુરુષાર્થ કરે છે, પણ તેમાં આસક્તિ નથી રાખતો. તેની સ્થિતિ સારા નોકરના જેવી હોય છે. એવો નોકર ઘરની સંભાળ લે છે, જોકે તે બરાબર જાણે છે કે ઘર તેનું પોતાનું નથી. આવા માણસે વિશુદ્ધિ ને પ્રેમ વડે પોતાની વાસનાઓમાંથી મુક્તિ મેળવવી રહેલી છે. પણ તે ધીરજ અને નમ્રતા વડે કેવળ ડગલે ડગલે જ.

રામકૃષ્ણે કહેલું: ' તમારાં વિશુદ્ધિ ને સ્વપ્નોની મર્યાદામાં આવે એવાં કામો જ માથે લો. જબરદસ્ત કામો કરીને કુલાઇ જશો નહીં તમારું ઇશ્વિરાર્પણ જેટલું નાનું હોય તેટલાં નાનાં નાનાં કામો જ તમે ઉપાડો. પછી જેમ જેમ તમારી નિઃસ્વાર્થતા ને વિશુદ્ધિ વધતી જશે—અને આત્માનો વિકાસ એકવાર થવા માંડે પછી તે ઘણો જલદી આગળ વધે છે—તેમ તેમ તે ભૌતિક જગતમાં થઇને તેનો પોતાનો રસ્તો કોરી લેશે, અને બીજાઓને ફાયદો કરશે. ગંગા હિમાલયના કઠણ ખડકો ભેદીને નીકળી, અને તેણે હજારો માઇલના પ્રદેશને સજળ કરીને તેને લાભ પહોંચાડ્યો, એવું તમારું પણ થશે. '[૧]

ઉતાવળ ન કરશો. પણ દરેક જણ પોતાની ગતિએ આગળ વધો ' તમે તમારે આખરી મુકામે અચૂક પહોંચવાના જ છો. એટલે દોડવાની કશી જરૂર નથી! પણ તમારે અટકવું ન જોઈએ! ' ધર્મ એ ઈશ્વર સુધી પહોંચાડનારો રસ્તો છે, પણ રસ્તો એ કંઈ ઘર નથી....'—'અને એ રસ્તો લાંબો હશે?'—' એ તો જેવી તમારી ગતિ. રસ્તો સહુને માટે એક જ છે. પણ કેટલાક માણસો વધારે લાંબો વખત ચાલે છે, ને તેથી મુકામ નજીક આવે છે....'

' કુંભાર પોતાનાં વાસણ તડકામાં સૂકવે છે. કેટલાંક પાકાં થઈ જાય છે, ને કેટલાંક નથી થતાં. ઢોર ત્યાં થઈને જાય છે ને તેના પર પગ મૂકે છે. (ત્યારે મોત આવે છે)....કુંભાર વાસણો ઉઠાવી લે છે, અને જો કોઈ વાસણ સાવ પાકું ન થયું હોય તો તેને ફરી ચાક પર મૂકે છે; તેને જતું કરતો નથી. પણ ઈશ્વરનો સૂર્ય તમને પૂરેપૂરા પાકા બનાવી રહે, પછી કુંભાર બાપડાંને છોડી દે છે, કેમકે માયાના જગતમાં તેનો હવે કશો ઉપયોગ રહ્યો નથી હોતો. તે માત્ર એકબે સાવ પાકાં થઈ ગયેલાં વાસણને જ રહેવા દે છે, જેથી એ માણસજાતને માટે નમૂનારૂપ થઈ પડે."[7]

રામકૃષ્ણ એવા એક પુરુષ હતા. તેમનું જીવનકાર્ય એ હતું કે પોતાના કરતાં એક જ ટપ્પા જેટલા પાછળ હોય તેવા માણસોને શોધી કાઢવા; અને તેમને સાથે લઈ, માતાની ઇચ્છા પૂરી કરવા માટે, માણસોનો એક નવો સંઘ કાઢવો; એ માણસો તેમનો સંદેશો ફેલાવે, અને તેમના સત્યવચનનો જગતને ઉપદેશ કરે — એ સત્યવચનમાં બીજાં બધાં વચન સમાઈ ગયેલાં હોય. આ સંદેશો ' સર્વદેશી ' હોય—ઈશ્વરનાં સર્વ રૂપો, ભક્તિ ને જ્ઞાનના સર્વ આલાપેશો, માનવજાતિના સર્વ પ્રકારો, એ સર્વનો સંગમ થઈને એ એક સંદેશાની રચના થયેલી હોય. એ વખત સુધી કોઈએ બ્રહ્મના એક કરતાં વધારે પાસાનો સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ

કર્યો નહોતો. એ બધા જ પાસાનો સાક્ષાત્કાર કરવો જોઈએ. એ આ યુગનું કર્તવ્ય હતું. આ પુરુષે પોતાનાં તમામ જીવતાં ભાંડુઓ જોડે તાદાત્મ્ય સાધ્યું; અને તેમની આંખો, તેમની ઇન્દ્રિયો, તેમનાં મગજ ને હૃદય એ સર્વને આત્મસાત્ કર્યાં. આ પુરુષ એ નવા યુગને તેના ધ્યેય સુધી પહોંચાડનાર સુકાની ને ભોમિયા હતા.

*

એમને આ સ્વપ્ન દેખાયું કે તરત તેનો જીવનમાં સાક્ષાત્કાર કરવાની તાલાવેલી તેમને થઈ આવી.[10] કોઈ પંખી પકડનારો કરે એવી રીતે તેમણે બીજા પાંખવાળા જીવોને ઉદ્દેશીને એક વિનંતિ હવામાં ફેંકી કે 'આવો ને મારા માળાની આસપાસ તમારું જૂથ બાંધો.' સમય પાકી ચૂક્યો હતો. હવે એમનાથી વધારે વાટ જોઈ શકાય એમ ન હતું. પોતાના પંખીગણને ભેગો કર્યે જ તેમનો છૂટકો હતો. દિવસરાત તેઓ આ પ્રિય સાથીઓ વિષેના વિચારમાં મશગૂલ હતા. તેઓ હૃદયમાં બોલી ઊઠ્યા....

'મારી તાલાવેલીનો પાર રહ્યો નહીં. ગમે તેમ થાઓ, પણ મારે તે જ દિવસે એનો સાક્ષાત્કાર કર્યે છૂટકો હતો. મારી આજુબાજુ જે કંઈ કહેવાતું હતું તેના તરફ મેં હવે પછી ધ્યાન આપ્યું નહીં.... તેઓ મારા મનમાં રમી રહ્યા હતા.... હું તેમને જોઈ શકતો હતો.... અમુક અમુક જણને શું શું કહેવું તે મેં મારા મનમાં અગાઉથી નક્કી કરી રાખ્યું....સાંજ સુધીમાં તો તેમનો વિચાર મારા મન પર બોજારૂપ થઈ પડ્યો....બીજે દિવસ ગયો, ને હજુ તેઓ આવ્યા નહીં !....ઘડિયાળોમાં ટકોરા થયા, શંખ વાગ્યા. હું ઓસરી જતા અજવાળામાં અગાશી પર ગયો, ને લોહીનીંગળતે હૈયે મેં બૂમ મારી: "આવો, મારાં બાળકો ! ક્યાં છો તમે ? હું તમારા વિના જીવી શકું એમ નથી.... " મને તેમના પર મા, મિત્ર કે માશૂકના કરતાં વધારે

પ્રેમ હતો; એમને માટે મારા મનમાં વાસના ઊપજી હતી; એમના વિના હું મરી જતો હતો.'

આત્માની આ પ્રચંડ ચીસ પવિત્ર સર્પની પેઠે રાત્રિમાં ઊંચી ઊડી; અને પેલા પાંખાળા આત્માઓને એની રઢ લાગી. કઈ આજ્ઞા કે કઈ શક્તિ પોતાને પરાણે ખેંચી રહી છે એ સમજ્યા વિના, તેઓ બધી દિશાએથી ખેંચાવા લાગ્યા; જાણે કોઈ અદીઠ દોરાની જાળમાં તેઓ પકડાયા ન હોય; તેઓ કુંડાળાં ફર્યાં, પાસે આવતા ગયા, અને એક પછી એક આવી પહોંચ્યા.

સૌથી પહેલા આવીને રજૂ થનાર (આ ૧૮૭૯માં બન્યું) કલકત્તાના બે મધ્યમ વર્ગના બુદ્ધિશાળી માણસો હતા. તેઓ મસિયાઈ ભાઈ થતા હતા. એક કલકત્તા મેડિકલ કૉલેજમાં ભણતા હતા, અને સાવ જડવાદી ને નિરીશ્વરવાદી હતા. તેમનું નામ રામચન્દ્ર દત્ત હતું. બીજા પરણેલા ને કુટુંબકબીલાવાળા હતા; તેમનું નામ મનમોહન મિત્ર હતું. બ્રાહ્મ સમાજના એક છાપામાં રામકૃષ્ણનો ઉલ્લેખ કરનારી કેટલીક લીટીઓ હતી, તે તરફ એમનું ધ્યાન ગયું હતું. તેઓ ગયા ને જિતાયા. તેમણે સંસારનો ત્યાગ ન કર્યો, અને રામકૃષ્ણે સંસાર પરથી તેમનાં મન વાળી લેવાને કશું ન કર્યું; પણ આ અસાધારણ પુરુષે તેમને પોતાની આકર્ષણશક્તિ ને પોતાના ચારિત્ર વડે વશ કરી લીધા. એ બે રામકૃષ્ણની પાસે બીજા બે એવા માણસોને લઈ આવ્યા જે આગળ જતાં તેમના મોટામાં મોટા શિષ્યો થઈ પડ્યા—તેમાંના એક (રાખાલચન્દ્ર ઘોષ) બ્રહ્માનન્દ એ નામથી રામકૃષ્ણ મિશનના પ્રથમ અધ્યક્ષ થયા; અને બીજા (નરેન્દ્રનાથ દત્ત)ની પ્રતિભા, વિવેકાનન્દ એ નામથી, ભારતને તથા આખા જગતને અજવાળવાની હતી.

આમાં જે મુખ્ય વ્યક્તિઓ હતી તેમને વિષે વિચાર કરતા પહેલાં, ૧૮૭૯ અને ૧૮૮૫ની વચ્ચે[૧] રામકૃષ્ણની આસપાસ

ભેગા થનારા માણસોમાંના જે સૌથી જાણીતા હતા તેમની ટૂંકી યાદી અહીં આપી છે. તેમના જન્મ અને ધંધા વિષેની માહિતી પણ જેટલી મળી શકી તેટલી જોડે આપી છે:

૧૮૭૯ : ૧ અને ૨. ડૉક્ટર રામચન્દ્ર દત્ત અને તેમના ભાઈ મનમોહન મિત્ર;

૩. લાટુ. રામચન્દ્રનો નોકર. બિહારનો, નીચા ગણાતા વર્ણમાં જન્મેલો. સંન્યાસ લીધા પછી તેનું નામ અવધૂતાનન્દ રખાયું.

૪. સુરેન્દ્રનાથ મિત્ર. એક અંગ્રેજ વેપારી પેઢીમાં નોકરી કરનાર ધનિક માણસ. ગૃહસ્થ, અને બ્રાહ્મ સમાજના સભ્ય.

૧૮૮૧: ૫. રાખાલચન્દ્ર ઘોષ. જમીનદારના દીકરા. પાછળથી બ્રહ્માનન્દ એ નામે રામકૃષ્ણ મિશનના પ્રથમ અધ્યક્ષ થયા.

૬. મોટા ગોપાલ. કાગળના વેપારી (આગળ ઉપર અદ્વૈતાનન્દ).

૭. નરેન્દ્રનાથ દત્ત. ક્ષત્રિય કુટુંબના બુદ્ધિશાળી જુવાન (આગળ ઉપર વિવેકાનન્દ).

૧૮૮૨: ૮. મહેન્દ્રનાથ ગુપ્ત. કલકત્તા શામબજારમાં આવેલી વિદ્યાસાગર હાઈસ્કૂલના આચાર્ય. તે પછી તેમણે 'મ' એ ઉપનામથી 'રામકૃષ્ણકથામૃત' લખ્યું છે; અને, હું ભૂલતો ન હોઉં તો, તેઓ પોતે સ્થાપેલી મોર્ટન ઈન્સ્ટીટ્યુશન નામની શાળાના નિયામક છે.

૯. તારકનાથ ઘોષાલ. એક વકીલના પુત્ર બ્રાહ્મ સમાજના સભ્ય. શિવાનન્દ એ નામે રામકૃષ્ણ મિશનના અત્યારના અધ્યક્ષ છે.

૧૦. જોગેન્દ્રનાથ ચોધરી. દક્ષિણેશ્વરના, અમીરી કુટુંબના, બ્રાહ્મણ (આગળ ઉપર યોગાનન્દ).

૧૮૮૩ : ૧૧. શશીભૂષણ (આગળ ઉપર રામકૃષ્ણાનન્દ).

૧૨. શરચ્ચન્દ્ર ચક્રવર્તી (આગળ ઉપર શારદાનન્દ). પચીસ

વરસ સુધી રામકૃષ્ણ મિશનના મન્ત્રી, અને રામકૃષ્ણના મહાન ચરિત્રકાર. નં. ૧૧ અને ૧૨ બંને કલકત્તાના બ્રાહ્મણ અને બ્રાહ્મ સમાજના સભ્યો હતા.

૧૩ કાલિપ્રસાદ ચન્દ્ર. અંગ્રેજીના એક અધ્યાપકના પુત્ર (આગળ ઉપર અભેદાનન્દ).

૧૪. હરિનાથ ચટ્ટોપાધ્યાય. બ્રાહ્મણ (આગળ ઉપર તુરીયાનન્દ).

૧૫. હરિપ્રસન્ન ચટરજી. વિદ્યાર્થી (વિજ્ઞાનાનન્દ).

૧૮૮૪ : ૧૬. ગંગાધર ઘટક. ચૌદ વરસના વિદ્યાર્થી (આગળ ઉપર અખંડાનન્દ)

૧૭. ગિરિશચન્દ્ર ઘોષ. મહાન નટ અને નાટકકાર. અર્વાચીન બંગાળી રંગભૂમિના સંસ્થાપક. કલકત્તાના સ્ટાર થિયેટરના સંચાલક.

૧૮૮૫ : ૧૮. સુબોધ ઘોષ. સત્તર વરસના વિદ્યાર્થી. કલકત્તામાં કાલીનું એક મન્દિર બાંધનાર એક ગૃહસ્થના પુત્ર (આગળ ઉપર સુબોધાનન્દ).

૧૯. પૂર્ણચન્દ્ર ઘોષ. તેઓ ૭ પટ્ટશિષ્યોમાંના એક હતા. તે તેર વરસની વયે રામકૃષ્ણ પાસે આવેલા.

નીચેનાઓના પ્રવેશની ચોક્સ સાલ હું મેળવી શક્યો નથી.

૨૦. જુવાન ધનિક બલરામ બસુ. પાકટ અને અતિશય ધર્મનિષ્ઠ માણસ. તેમનાં દાનથી મિશનની સ્થાપનામાં મદદ થયેલી.

૨૧. પ્રેતાત્માઓના આવાહનમાં 'માધ્યમ' તરીકે વપરાતા નિત્યનિરંજન ઘોષ. તેમને રામકૃષ્ણે ઝાલીને બળાત્કારે ભૂતપ્રેત વિષેની આસ્થામાંથી છોડવેલા.[12] આગળ ઉપર તે નિરંજનાનન્દ થયા.

૨૨. દેવેન્દ્ર મઝુમદાર. પાકટ વિવાહિત પુરુષ. એક જમીનદારના નોકર. બંગાળી કવિ સુરેન્દ્રનાથના ભાઈ.

૨૩. બાબુરામ ઘોષ. વીસેક વરસના વિદ્યાર્થી (આગળ ઉપર પ્રેમાનન્દ)

૨૪. તુલસીચરણ દત્ત. અઢાર વરસના, વિદ્યાર્થી (આગળ ઉપર નિર્મલાનન્દ).

૨૫. દુર્ગાચરણ નાગ. ગૃહસ્થ શિષ્યોમાં અગ્રેસર. ખરેખરા સંત-પુરુષ....વિ.[13]

આ પરથી એમ જોઇ શકાશે કે, એક ગરીબ નોકર લાટુને બાદ કરતાં, આમાંના મોટા ભાગના માણસો ઉજળિયાત ધંધા કરનાર, બ્રાહ્મણ, કે ધનિક મધ્યમ વર્ગના, બંગાળી હતા. તેઓ યુવકો કે કિશોરો હતા, અને કેટલાયનું ઘડતર બ્રાહ્મ સમાજે કર્યું હતું. પણ મેં ફક્ત એવાનાં જ નામ આપ્યાં છે જેઓ રામકૃષ્ણની સાથે વિધિસર જોડાયા હતા ને જેઓ તેમના વિચારના પ્રચારક હતા.

તમામ વર્ગો ને તમામ નાતજાતના માણસોની, નિરંતર બદલાતી ઠઠ એમને ત્યાં જામેલી રહેતી, ને તેની હાલચાલ જરાયે અટક્યા વિના ચાલ્યાં જ કરતી. મહારાજાઓ ને ધનિકો, પત્રકારો ને પંડિતો, કલાકારો ને ભક્તો, કર્મપ્રવણ માણસો ને વેપારીઓ, ડોસા, ડોસીઓ ને બાળકો એ બધાંનો શંભુમેળો જામતો. ઘણીવાર માણસો દૂરદૂરથી એમને પ્રશ્નો પૂછવા આવતાં, ને એમને દિવસે કે રાતે જરાયે વિશ્રાન્તિ મળતી નહીં. ચોવીસ કલાકમાંથી ચોવીસે કલાક તેઓ સહુ આવનારાને જવાબ દેતા. તેમની નબળી પડેલી તબિયત આ પરિશ્રમને લીધે લથડી ગઈ. છતાં તેઓ કોઇને ના ન પાડતા; પણ પોતાની સહૃદયતા, પોતાના જ્ઞાનનો પ્રકાશ, અને પોતાની અજબ આત્મશક્તિ સહુને એકસરખાં આપતા. તેઓ એક શબ્દ ન બોલતાં તે છતાં તેમની આત્મશક્તિ આગંતુકોનાં હૃદય પર અજબ પ્રભાવ પાડતી, ને તેમનાં જીવનમાં દિવસો સુધી પરિવર્તન થઈ જવા

પામતું. સહુ સાચા હૃદયના આસ્થાવાનોને તેમના પ્રત્યે આદર ઊપજતો. તેઓ જુદા જુદા ધર્મોના માણસોને ખુશીથી આવકાર આપતા; જેથી તેઓ એમની આગળ પોતાની વિવિધતાઓની ચર્ચા કરી શકે, ને તેઓ પોતે એમની વચ્ચે મેળ અથવા એકરાગ પેદા કરી શકે.'

પણ એમને મન આ તો એકરાગમાં મદદ કરનારી અનેકમાંની એક વસ્તુ હતી. માંહોમાંહે ઝઘડતા ધર્મો વચ્ચે મેળ અથવા એકરાગ સ્થપાય એના કરતાં અનંતગણી વધારે કંઈક વસ્તુ તેઓ ઇચ્છતા હતા. તેમની ઇચ્છા તો એવી હતી કે સમગ્ર મનુષ્યે માનવજાતિના બાકીના ભાગને સમજવો જોઈએ, તેની જોડે સમભાવ ધરાવવો જોઈએ, અને તેને વિષે પ્રેમ રાખવો જોઈએ—મતલબ કે તેણે માનવજાતિના જીવન જોડે તદ્રૂપતા સાધવી જોઈએ. કેમકે, પરમાત્મા દરેક માણસના હૃદયમાં વાસ કરે છે, એટલે દરેક જીવ એ તેમને પોતાને એક એક ધર્મરૂપ લાગવો જોઈએ, ને સહુને લાગવો જોઈએ. અને માનવજાતિમાં વિવિધતા ગમે તેટલી હોય તોપણ, આપણે તેના પ્રત્યે જેટલો પ્રેમ વધારે રાખીએ તેટલા આપણે ઈશ્વરની વધારે નજીક પહોંચીએ છીએ.[૫૪] પ્રભુને મન્દિરોમાં ખોળવાની, કે તેને ચમત્કારો કરવા મૂર્ત રૂપે દર્શન દેવા વીનવવાની, કશી જરૂર નથી. તે તો પ્રત્યેક પળે છે અહીં છે, તેમજ સર્વત્ર છે. આપણે એને જોઈ શકીએ છીએ, અડી શકીએ છીએ; કેમકે તે આપણો બન્ધુ, આપણો મિત્ર, આપણો શત્રુ, આપણો સાક્ષાત્ આત્મા છે. આ સર્વવ્યાપી પરમેશ્વર રામકૃષ્ણના આત્મામાંથી બહાર વહેતો હતો. તેમનો પ્રકાશ આસપાસ બેઠેલા માનવસમૂહને શાન્તિથી ને અદૃશ્ય રીતે પ્રકાશિત કરતો હતો. તેથી માણસો પોતે ઉન્નત થયા હોય ને તેમનાં અંતરમાં નવા બળનો સંચાર થયો હોય, એવું તેમને લાગતું; પણ આવું શા સારુ બને છે એની સમજ તેમને પડતી નહીં.

રામકૃષ્ણે શિષ્યોને કહ્યું:

'હવે આપણે જુદા પાયા પર ઇમારત રચવાની છે. આપણે એવું તીવ્ર આત્મપરાયણ જીવન ગાળવું જોઈએ કે તે બ્રહ્મરૂપ બની જાય. અને બ્રહ્મ સત્યની, ન વર્ણવી શકાય એવી, જ્યોત ચોમેર ફેંકશે. નદીઓ ઉગમ પામે છે ને દોડે છે, એનુ કારણ એ છે કે તેમનો પિતા પર્વત શાન્ત બેસી રહે છે....આપણે આપણી વચ્ચે પ્રભુનો પહાડ ઊભો કરીએ: ભલે પછી તેમ કરતાં ગમે તેટલો વખત લાગે. એ પહાડ જ્યારે ઊભો થઈ રહેશે ત્યારે તે સર્વ મનુષ્યો પર સર્વ કાળ કરુણા ને તેજની સરિતાઓ વહેવડાવશે.'[૧૫]

એટલે નવો ધર્મ કે સંપ્રદાય સ્થાપવાનો કે સમજાવવાનો તો જરાયે સવાલ જ ન હતો.

પ્રેમાનન્દે રામકૃષ્ણને આ પ્રમાણે પ્રાર્થના કરતા સાંભળ્યા હતા: 'જેઓ સંપ્રદાયો પર આસ્થા રાખે છે તેવાઓને મારી પાસે મોકલીને તું મને પ્રસિદ્ધ થવા દઈશ નહીં' મારી વાણી દ્વારા સંપ્રદાયોનું વિવેચન કરીશ નહીં.'

તેમણે શિષ્યોને ચેતવણી આપી હતી કે તમારે કોઈ પણ પ્રકારનો 'રામકૃષ્ણ સંપ્રદાય' ચલાવવો કે ચાલવા દેવો નહીં.

સૌથી મોટી વાત તો એ કે આડા અંતરાયો ન હોવા જોઈએ!

'નદીને આડા અંતરાયોની જરૂર નથી હોતી. તે જો આડો બાધ બાંધીને ત્યાં જ અટકી જાય, તો તેનું પાણી બંધિયાર બની જાય ને ગંધાય.'

એના કરતાં તો દરવાજા સાવ ખુલ્લા મૂકી દેવા જોઈએ—પોતાના તેમજ બીજા લોકોના દરવાજા. એમ થાય તો વિશ્વજિત એકતા પેદા થઈ શકે. તેમના માનીતા શિષ્યોને ખરું કામ આ કરવાનું હતું—તેમણે પોતાના સંયુક્ત પ્રયત્ન દ્વારા 'આ સત્નું નવસર્જન કરવાનું

હતું; અને એ સત્ હવે પછી સેંકડો વરસ સુધી સ્ત્રીપુરુષોને પોષણ આપવાનું છે.'

એમણે સક્રિય ભાગ ભજવવાનો હતો. એ કામ કરનારમાં ભારે શક્તિ, અને આત્મા તથા હૃદયની વિશાળ સહિષ્ણુતા હોવી જરૂરની છે. કોઈ પણ માણસે મનનો કશો સંકોચ ન રાખતાં પોતાનું આખું જીવન એની પાછળ સમર્પણ કરવું જોઇએ.

એટલે જ રામકૃષ્ણ જોકે ઇશ્વરી સમાજમાં તો નિરપવાદપણે સહુને બોલાવતા, પણ શિષ્યોની પસંદગીમાં તેમણે ઘણી કડકાઈ બતાવી હતી; કેમકે એ શિષ્યો તે રસ્તારૂપ હતા, ને એ રસ્તા પર ચઇને માનવજાતિના પગ કૂચ કરવાના હતા. રામકૃષ્ણ કહેતા કે આ શિષ્યોને મેં નહી પણ માએ પસંદ કરેલા છે.[૧૧] પણ આપણે આપણાં અંતરનાં છેક ઊંડાણમાં જે તત્ત્વને ધારણ કરીએ છીએ તેના કરતાં માતા કંઇ જુદી છે શું? વળી રામકૃષ્ણ જેવા પુરુષોએ તો અસંખ્ય માણસોની મેદની વચ્ચે ગાળેલા જીવનમાં પ્રગાઢ એકાંત અને ધ્યાન ટકાવી રાખવાની અસાધારણ શક્તિ મેળવેલી હોય છે. એટલે તેમના અંતરમાં વસતા એ પરમાત્મતત્ત્વ પાસે તો એવી કંઈ અસાધારણ 'ઇન્દ્રિય' હોય છે જે સામા માણસના અન્તઃપુરુષને અચૂક ખોળી કાઢે છે. જરાસરખો સમાગમ થતાંવાંત તેઓ સામા માણસનું ઊંડાણ, તેની શક્તિઓ ને નબળાઇઓ, તેના સદ્ગુણો ને દુર્ગુણો, તેમજ જેનું અવલોકન ચાલી રહ્યું હોય તે માણસને પોતાને સ્પષ્ટપણે ન દેખાતી હોય એવી વસ્તુઓ—જે અત્યારે છે ને જે હવે પછી થવાની છે તે—, એ સર્વનો તાગ કાઢી લે છે. આ પ્રકારની અપરોક્ષ દૃષ્ટિ વર્તમાનમાંથી લંબાઇને ભવિષ્યમાં પહોંચે છે. આવી શક્તિ કોઈ માણસમા ખરેખર હોઇ શકે કે કેમ, એ વિષે સામાન્ય લોકો શંકા ઉઠાવે એ બનવાજોગ છે. પણ ધરતીની સપાટી પર લાકડી ડોલીને તેની અંદરના ભાગમાં રહેલા પાણીની

ભાળ કાઢનાર માણસની શક્તિ જેમ કુદરતમાં અસંભવિત નથી હોતી, તેમ સામા માણસના અંતરમાં અદૃશ્ય રહેલા આત્માને જોવાની શક્તિ પણ અશક્ય કે અસંભવિત નથી.

રામકૃષ્ણ માતાના હાથમાં રહેલી અદ્ભુત લાકડી જેવા હતા. સૂક્ષ્મમાં સૂક્ષ્મ પદાર્થ કે લાગણીની અસર તેમના શરીર અને તેમના આત્મા પર થયા વિના રહેતી નહીં; એને લગતી અસાધારણ વાર્તાઓ કહેવામાં આવેલી છે. તેમના જીવનમાં છેવટના ભાગમાં તેમને પૈસા વિષે મનમાં એટલો તિરસ્કાર છૂટેલો કે સોનાનો સ્પર્શ થતાં તેઓ દાઝયા વિના રહેતા નહીં.[૧૭] વળી એમ પણ કહેવાય છે કે અશુદ્ધ માણસના સ્પર્શથી તેમના શરીરને, નાગના ડંખથી થાય એવી, વેદના થતી.[૧૮]

જે માણસો તેમની પાસે આવતા તેમને જોતાંવેંત રામકૃષ્ણ તેમના આત્માને વાંચી શકતા; અને તેથી તેઓ જો એ માણસોને શિષ્ય તરીકે સ્વીકારતા, તો પૂરેપૂરી જાણ સાથે જ તેમ કરતા.[૧૯] એક કિશોર, જેનું ચારિત્ર માંડ વિકાસ પામ્યું હતું, તેનામાં તેઓ અસાધારણ શક્તિ જોઇ શક્યા હતા; અને પોતે જે કાર્ય માટે જન્મ લીધો હતો તે જ કાર્ય આ કિશોર કરી શકશે એવો વિશ્વાસ એમને બેઠો હતો. કેટલીકવાર તેઓ અમુક માણસને માટે ઘણું મોટું ભાવિ નિર્મેલું જોઇ શકતા, જેની એ માણસને પોતાને તો ઓછામાં ઓછી ખબર હોય. કદાચ એ ભાવિને વિષે જાહેરાત કરીને એને પ્રગટ થવામાં મદદ કરતા હોય. આત્માઓના ઘડનાર આ મહાન કારીગરે પોતાના અગ્નિની આંગળીઓ વડે વિવેકાનન્દરૂપી કાંસુ તેમજ યોગાનન્દ અથવા બ્રહ્માનન્દરૂપી નરમ મીણ, બન્ને ઘડીને તૈયાર કર્યાં હતાં. એક અજબ હકીકત એ છે કે તેમની સામે વિરોધ કરનાર સૌથી મક્કમ માણસોને વહેલામોડા તેમણે કરેલી આધ્યાત્મિક પસંદગીને વશ થયે જ છૂટકો થતો. એ માણસો પહેલાં જેટલા આવેશથી તેમની સામે થયેલા

તેટલો જ આવેશ તેઓ હવે પછી ગુરુને અધીન થવામાં દાખવતા. જે આત્માઓ તેમના ઈશ્વરનિર્મિત કાર્યમાં સહાયભૂત થવા નિર્માયેલા હતા તેમનાં અંતર ઉકેલવાની, તેમને પકડી લેવાની, તેમજ તેમને પોતાની પાસે રાખી લેવાની શક્તિ તેમનામાં હતી; અને એમ દેખાય છે કે પરમહંસની શકરા બાજ જેવી આંખ કદી ભૂલ કરતી નહીં.

## ટિપ્પણો

૧. એકવાર કોઈ તેમને પૂછ્યું : 'બ્રાહ્મો ને બીજા હિંદુઓ વચ્ચે શો ફરક છે?' તેમણે કહ્યું : 'બહુ ઝાઝો ફરક નથી. વૃંદવાદનમાં એક વાદક એક જ સૂર વગાડ્યાં કરે છે, જ્યારે બીજા એને પડખે જુદા જુદા સૂરોની ગૂંથણી કરે છે. બ્રાહ્મો હંમેશાં પાછા ફરીને એક જ સૂર પર આવે છે—એ સૂર તે ઈશ્વરનું નિરાકાર રૂપ. પણ હિંદુઓ એનાં જુદાં જુદાં રૂપોના સૂર વગાડે છે.'

૨. રામકૃષ્ણ ઈશ્વરના અવતાર છે, એ વાત સૌથી પહેલી જાહેર કરનાર ભૈરવી બ્રાહ્મણી હતી. એ વાત હવે રામકૃષ્ણે કબૂલ કરી. પણ તેમને એ વિષે વાત કરવાનો અણગમો હતો, અને તેમની આગળ કોઈ એ વાત કરતું તો તેમનાથી તે સહન થતી નહીં. સામાન્યપણે તેમને પોતાની પ્રશંસા થતી સાંભળવાની અરુચિ હતી. પોતાનામાં કંઈ અસાધારણ આત્મશક્તિ નથી એમ જ જાહેરમાં કહેવાની તેમની વૃત્તિ ઘણી વધારે હતી. તેમના કેટલાક અનુયાયીઓને એથી અસન્તોષ થતો, કેમકે તેમને તો એવી શક્તિમાંથી ભાગ મેળવવાનું જ વધારે ગમે એવું હતું. રામકૃષ્ણની જે દૃઢ પ્રતીતિ હતી તેનું મૂળ તો તેમના આંતરિક કાર્યમાં, અંતરમાં પડેલી ગૂઢ જ્યોતિમાં, હતું; એ જ્યોતિનું

બાહ્ય પ્રદર્શન કરીને પોતાનો મહિમા વધારવાનું કામ તેમણે કદી કર્યું નહીં. હું મારા પશ્ચિમી વાચકોને એક પ્રશ્ન પૂછું છું. એથી કદાચ એમને આઘાત થશે. એ પ્રશ્ન આ છે: આપણા મહાપુરુષોને અંતરના ભારે આવેશ સાથે એવી એક દૃઢ પ્રતીતિ હોય છે કે ઈશ્વરે અમારે માટે કંઈક ખાસ કામ કરવાનું નિર્મેલું છે; અને તેનાથી પ્રેરાઈને તેઓ અમુક વિચાર ને કામ કરે છે. આ પ્રતીતિ તે આવા જ કંઈક અપરોક્ષ દર્શનને, વ્યક્તિત્વની મર્યાદા ઓળંગીને પાર જનાર આત્માની પૂર્ણતાને, મળતી નથી આવતી? એને કયે નામે ઓળખવામાં આવે એની શી પરવા છે?

૩. રામકૃષ્ણના શિષ્યોએ પોતાના મિશન ઉપર 'સેવા' એ શબ્દ અંકિત કરેલો છે. ગુરુએ પોતે સ્પષ્ટપણે એ શબ્દ ઉચ્ચાર્યો નહોતો. પણ પોતાના પંડનો ભોગ આપીને પણ બીજાઓને કાજે કામ કરવાનો તેમનો જે આખો સિદ્ધાન્ત હતો તે મૂળે તો સેવાનો જ સિદ્ધાન્ત છે. સ્વામી અશોકાનન્દે સરસ રીતે બતાવ્યું છે તેમ, સેવા એનું અતિપ્રેરક બળ છે. (સરખાવો 'પ્રબુદ્ધ ભારત', આલમોડા, ફેબ્રુઆરી ૧૯૨૮ : 'સ્વામી વિવેકાનન્દના સિદ્ધાન્તનું મૂળ'.) આ પ્રશ્નની ફરીવાર ચર્ચા અમે વિવેકાનન્દ વિષેના પુસ્તકમાં કરીશું.

૪. એક અજબ વાત હું અહીં નોંધું છું. રામકૃષ્ણે વાયવ્ય દિશા તરફ આંગળી કરીને કહેલું કે 'બસો વરસ પછી હું ત્યાં ફરી જન્મ લઈશ.' (રશિયામાં?)

૫. શ્રીરામકૃષ્ણનું જીવનચરિત્ર (અંગ્રેજી), પૃ. ૩૪૨–૩૪૭.

૬. સરખાવો ધનગોપાલ મુખરજી : એજન.

૭. બંકિમચન્દ્ર ચટરજી સાથેની મુલાકાત, ડિસેંબર ૬, ૧૮૮૪.

૮. તેમણે કહ્યું : 'જેઓ છેલ્લા જન્મમાં છે તેમને',

૯. સરખાવો સ્વામી અશોકાનન્દ : એજન.

૧૦. શ્રીરામકૃષ્ણને ૧૮૬૩ના અરસામાં એવી ખબર પડેલી કે ઘણા શ્રદ્ધાવાન, ને વિશુદ્ધ હૃદયવાળા જીવો તેમની પાસે આવવાના છે. (સરખાવો ' રામકૃષ્ણનું જીવનચરિત્ર ', અંગ્રેજી, પૃ. ૨૦૩.) પણ રામકૃષ્ણે ૧૮૬૬ પહેલાં એ વિષે ભાગ્યેજ વિચાર કર્યો હતો. શારદાનન્દના કહેવા પ્રમાણે, એ વરસની એક લાંબી સમાધિને અન્તે તેમને ભાવિ શિષ્યોને મળવાની તીવ્ર અભિલાષા થઈ આવેલી. રોજ સાંજે તેઓ એ શિષ્યોના આગમન માટે મોટી બૂમો પાડીને પ્રાર્થના કરતા. તીવ્ર લાગણીની પરાકાષ્ઠા તે પછીનાં છ વરસ (૧૮૬૬–૧૮૭૨) ના આખરભાગમાં આવેલી. આ વધારાનાં છ વરસનો સમય રામકૃષ્ણને ગુરુ તરીકેની શક્તિની પરિસીમાએ પહોંચવા માટે, અને પોતાના જમાનાના ભારતની આધ્યાત્મિક પરિસ્થિતિ સમજવા માટે જરૂરનો હતો. આ સમયની સમાપ્તિના અરસામાં તેમને પોતાના ભાવિ શિષ્યોની ઝાંખી એકવાર સમાધિમાં થયેલી. (સરખાવો સ્વામી વિવેકાનન્દનું જીવનચરિત્ર, અંગ્રેજી, ભાગ ૧, પૃ. ૩૬૦.) તેમણે ૧૮૭૪ ની આખરે કે ૧૮૭૫ ની શરૂઆતમાં પહેલવહેલો ઉપદેશ આપવાની શરૂઆત કરી. આ પાછળની સાલ દરમ્યાન તેમને કેશવની ઓળખાણ થઈ. તેમના ઉપદેશનો કાળ ૧૮૭૪ થી ૧૮૮૬ ના ઑગસ્ટ સુધીનાં બાર વરસનો ગણી શકાય.

૧૧. શારદાનન્દના કહેવા પ્રમાણે, રામકૃષ્ણના સર્વ શિષ્યો ૧૮૮૪ ની આખર પહેલાં આવી પહોંચેલા. તેમાંના ઘણાખરા ૧૮૮૩ ની અધવચ અને ૧૮૮૪ ની અધવચ એનો વચ્ચેના ગાળામાં આવેલા.

૧૨. ' તમે હંમેશાં ભૂતોનો વિચાર કર્યા કરશો તો તમે પોતે ભૂત બની જશો. ઈશ્વરનો વિચાર કરશો તો ઈશ્વર બનશો. એમાંથી પસંદગી કરો ! '

૧૩. શારદાપ્રસન્ન મિત્ર (સ્વામી ત્રિગુણાતીત) ગુરુના એક સંન્યાસી શિષ્ય હતા. તેમનું નામ આ યાદીમાં આપેલું નથી. —પ્રકાશક

૧૪. 'તમે ઈશ્વરને ખોળો છો? તો તેને માણસમાં ખોળો! બીજા કોઇ પણ પદાર્થ કરતાં માણસમાં ઈશ્વરનો આવિર્ભાવ વધારે થાય છે.' (રામકૃષ્ણકથામૃત)

૧૫. ધનગોપાલ મુખરજી: એજન.

૧૬. 'મેં એમને પસંદ કર્યાં નહોતા. મા એમને મારી પાસે લઇ આવી. એણે મારી પાસે એમની તપાસ કરાવી. રાતે હું ધ્યાન ધરું છું ત્યારે વચલો પડદો સરી જાય છે ને મને તેમનું દર્શન થાય છે. તે વેળા પુરુષ કે સ્ત્રીનો જીવ જાણે કાચના ચોકઠામાંથી દેખાતો હોય એવી રીતે હું એને જોઇ શકું છું ... હું મારા શિષ્યોને દીક્ષા આપું છું તે પહેલાં તેમનાં સ્વભાવ અને ચારિત્ર વિષે તેમની કસોટી કરી લઉં છું.'

જેણે અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર કર્યો છે' એવો કયો માણસ વિચારની આ પદ્ધતિને ઓળખ્યા વિના રહી શકે? અહીં નીચે નમાવેલી પાંપણોની તળે, આત્માના એકાકી કેન્દ્રમાં, ઊઘડતું આ અન્તશ્ચક્ષુ ઇન્દ્રિયોની મોહનીમાં ફસાયેલા જગતે મેળવેલા, હજુ તાજા એવા, માલ ઉપર ઊઘડીને નજર નાંખે છે. આ પ્રકારના જુદા જુદા માણસોમાં જે ફરક હોય છે તે માત્ર તેમણે વાપરેલા શબ્દોમાં ને દૃષ્ટિની તીવ્રતામાં જ હોય છે.

૧૭. વિવેકાનન્દ કહે છે: 'તેઓ ઊંઘી ગયા હોય ત્યારે પણ હું જો તેમના શરીરને એકાદ સિક્કો અડાડતો, તો તેમનો હાથ વળી જતો, અને તેમનું આખું શરીર જાણે પક્ષાઘાતથી અકડાઇ ગયું હોય એવું બની જતું.' (માય માસ્ટર)

૧૮. તેમના સ્વભાવની આ વિશેષતા અણવાઈ છે, તેના સમર્થનરૂપે આ વાત કહેવામાં આવે છે: એક માણસ બહારથી કશા

ચારિત્રદોષ વિનાનો, પણ અંદરથી દૂષિત, હતો. રામકૃષ્ણનો શિષ્ય બનવાનો તેનો આગ્રહ હતો. એટલે રામકૃષ્ણે દયાને લીધે તેને અડવાની હા પાડી. તેને અડતાંવાંત તેઓ વેદનાથી ચીસ પાડી ઊઠ્યા. તેમણે ખેદથી ને હેતથી એ માણસને કહ્યું: 'દૈવી આનન્દનો સ્પર્શ તારા શરીરમાં નાગનું ઝેર બની ગયો છે. તને આ જન્મે નથી, દીકરા ! ' અને ઘણે જ ધીમે સાદે કહ્યું: 'મુક્તિ મળવાની.'

તેમના શરીર પર સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્પર્શની અસર થતી, એ બતાવનારા બીજા હજાર દાખલા ટાંકી શકાય. રસ્તા પર એક માણસને તેના ગુસ્સે થયેલા દુશ્મને જોરથી એક ધબ્બો માર્યો; તેની નિશાની રામકૃષ્ણના શરીર પર ઊઠી. એક માણસની પીઠ પર ચાબૂકના સોળ ઊઠ્યા હતા; તેને જોઈ રામકૃષ્ણની પીઠ લાલચોળ થઇ ગઈ ને સૂજી ગઇ, એ તેમના ભાણેજે જોયેલું. વળી ગિરિશચન્દ્રના પુરાવાને વિષે તો કશી શંકા ઉઠાવી શકાય એમ નથી. રામકૃષ્ણના શરીર પર પડેલાં ચાઠાંમાંથી બીજા કોઇની વેદના જોતાં લોહી ઝરતું, એ હકીકત ખરી છે એમ તેમણે જણાવ્યું છે. સર્વ પ્રકારના જીવો જોડેના આ આત્માનુસંધાનને લીધે તેઓ જાનવરો ને છોડોની સાથે પણ તદ્રૂપ થઇ ગયા હતા. કહેવાય છે કે ધરતી પર કોઇ પગ પછાડે તો જાણે તેમને પોતાના હૃદય પર પગ પછાડાયો હોય એવું લાગતું.

૧૯. તેમણે આંખ મીંચીને કેવળ પોતાના જ અપરોક્ષ દર્શન પર આધાર નહોતો રાખ્યો. તેઓ પોતાના નાના શિષ્યોના શિક્ષકો પાસે ગયેલા; એ છોકરાઓ વિષે બધી માહિતી મેળવેલી; ને પોતાના ધ્યાનમાં તેઓનું અવલોકન કરેલું. તેમનો શ્વાસોચ્છ્વાસ કેવી રીતે ચાલે છે તે, તથા તેમની ઊંઘ, તથા તેમના પાચન સુદ્ધાંનું તેમણે ધ્યાન દઇને અને અતિશય બારીકાઇથી નિરીક્ષણ કરેલું. તેઓ માનતા કે એ જુવાનોના આત્માની શક્તિનું અને તેમને માટે નિર્મેલા ધ્યેયનું નિદાન ચોક્કસ કરી લેવામાં આ નિરીક્ષણ ઘણું અગત્યનું હતું

## ૯. ગુરુ અને તેમનાં બાળકો

તેમણે પોતાની આસપાસ જે મહાન આત્માઓની હારમાળા ગોઠવી હતી તેને બે વર્ગમાં વહેંચી શકાય : એક વર્ગ તો જાણે સ્ત્રીપુરુષોનો 'ત્રીજો સંઘ'[1] હતો; એ સ્ત્રીપુરુષો સંસારમાં રહીને જગતની સેવા કરતાં. બીજો વર્ગ તે સંન્યાસીઓના સુનંદ સમૂહનો હતો.

પહેલાં આપણે એમાંના પહેલા વર્ગનો વિચાર કરીએ : કેમકે આ બીજા વર્ગનાં (કે 'ત્રીજા સંઘ'નાં) શિષ્યો કે શ્રોતાઓના દાખલા બતાવી આપે છે કે રામકૃષ્ણના મનમાં વિશાળ 'ઉદારતા'ની કેવી ભાવના હતી; અને તેમના ધર્મમાં માનવજાતિનાં સાધારણ કર્તવ્યોનો વિચાર, બીજાઓને માટે તેમજ પોતાને માટે, કેટલો બધો રાખેલો હતો.

સદ્ભાવવાળા માણસોને તેઓ સર્વસ્વનો ત્યાગ કરીને પોતાની પાછળ આવવાનું કહેતા નહીં. ઊલટું, જેઓ સંસારનાં બંધનોમાં જકડાઈ ચૂકેલા હોય—જેવા કે પરણેલા લોકો ને બાળકોના બાપ થયેલાઓ—તેમને 'મુક્તિ મેળવવા માટે બધું તજી દો,' એમ કદી ન કહેવા જેટલી કાળજી તેઓ હંમેશાં રાખતા.

'હે દીકરા, તને સાધુપુરુષ થવાનું મન થઈ આવ્યું એટલા જ માટે' બીજાઓના વાજબી હકોનો ભોગ આપવાની તેમણે શિષ્યોને મનાઈ કરી હતી વ્યક્તિગત મોક્ષ એ ઘણાયે દાખલામાં નર્યો સ્વાર્થરૂપ હતો, અને તેથી આત્માનું એથીયે બૂરું મોત નીપજતું.

તેમણે કહેલું : '...તું જાણે છે આપણે માથે કેટલાં ઋણ છે ? દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણ, સ્ત્રીઋણ, માબાપનું ઋણ ફેડ્યા વગર કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી....હરીશ પોતાની સ્ત્રીનો

ત્યાગ કરી અહીં આવીને રહે છે. જો તેની સ્ત્રીને ખાવાપીવાનું દુઃખ હોત તો હું તેને સાફ કહી દેત કે "લંપટના સાળા !...." કેટલાક લોકો મોઢે લાંબી લાંબી વાતો બોલે છે, પણ તેમનું વર્તન તો તેથી ઊલટું જ. રામપ્રસન્ન પેલા હઠયોગીને અફીણ ને દૂધની સગવડ કરી અપાવવા માટે આમતેમ ફરતો ફરે છે, અને પાછો કહે છે કે "મનુસ્મૃતિમાં સાધુ લોકોની સેવા કરવાનું કહ્યું છે." પણ પોતાની ઘરડી માને પૂરું ખાવાનું પણ નથી આપતો. તે બિચારી બજારમાં ભટકતી ફરે છે, એવો અણખનાવ છે !....એ જોઈને મને ગુસ્સો ચડે છે ! અનાચારી માનો પણ ત્યાગ ન કરવો જોઈએ....માબાપને જ્યાં સુધી માંસા પડે ત્યાં સુધી ધરમધ્યાન કરવાથી કશો લાભ થતો નથી.'[2]

'સ. નો ભાઈ અહીં થોડા દહાડા આવ્યો હતો. બૈરીછોકરાંને સાળા પાસે મૂકી આવેલો. મેં એને સખત ઠપકો આપ્યો.... આટલાં બધાં છોકરાં ઉછેરવાનાં છતાં ઘર છોડીને આવ્યો એ ગુનો નહીં ? એ છોકરાંને શું પારકા લોકો ખવડાવે ને તેમની ઊઠવેઠ કરે ? એ તો ઘણું જ ભૂંડું કહેવાય !....મેં એને કહ્યું: પાછો જા, ને કામની શોધ કર....'

'તમારું કર્તવ્ય કેટલા પૂરતું છે ? છોકરાંને ઉછેરીને તેમને સારી કેળવણી આપવી. પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવું, અને પોતાની હયાતી ન હોય તોપણ તેનું ગુજરાન થઈ શકે તેવો બંદોબસ્ત કરી મૂકવો. આટલું જો તમે ન કરો તો તમે નિર્દય કહેવાઓ. શુકદેવ જેવા જ્ઞાની પણ દયાળુ હતા. જેનામાં દયા નથી તે મનુષ્ય જ નથી.'[3]

'હું લોકોને કહું છું કે તમે સંસારનાં તમારાં કર્તવ્યોનું પાલન કરો, ને જોડે ઈશ્વરનો પણ વિચાર કરો. હું તેમને સર્વસ્વનો ત્યાગ કરવાનું કહેતો નથી. (સહેજ સ્મિત સાથે) થોડા દિવસ પર કેશવે

એક વ્યાખ્યાનમાં કહ્યું: "હે પ્રભુ, અમારા પર એવી કૃપા કર કે અમે ભક્તિરૂપી નદીમાં ડૂબી જઈએ અને સચ્ચિદાનંદરૂપી સાગરમાં પહોંચી જઇએ !" પડદા પાછળ સ્ત્રીઓ બેઠેલી હતી. મેં તેમના તરફ કેશવનું ધ્યાન ખેંચી કહ્યું: "તમે બધા એકદમ ડૂબી જશો તો આમની શી દશા થશે ?....એટલે તમારે અવારનવાર પાણીમાંથી બહાર આવવું જોઇએ; ડૂબકી મારવાનું, ને બહાર આવવાનું વારાફરતી કર્યાં કરો !" કેશવ અને બીજા હસવા લાગ્યા....'[૪]

'વિવાહિત માણસ તરીકે તમારું કર્તવ્ય એ છે કે એક કે બે છોકરાં થાય એટલે સ્ત્રી સાથે ભાઇબહેનની પેઠે રહેવું; અને ઇશ્વરને પ્રાર્થના કરવી કે તે તમને સંયમવાળું, ને પૂરેપૂરું આત્મપરાયણ જીવન ગાળવાની શક્તિ આપે.'[૫]

'એ દિશાનો (ઇશ્વરવિષયક) આનંદ એકવાર અનુભવ્યા પછી સંસાર ફીકો લાગે છે. સંસારમાં રહીને ઇશ્વરપરાયણ થવું, એ દીવાના એક ઝાંખા કિરણવાળી ઓરડીમાં રહેવા જેવું છે. જેઓ ખુલ્લી હવાથી ટેવાયા છે તેમનાથી કેદખાનામાં નહીં રહી શકાય.[૬] પણ તમે જો ઘરમાં રહો, તો તમારે કર્તવ્યોનું પાલન કરવું રહ્યું. એ પાલન કરવામાં તેજના કિરણનો આનંદ અનુભવતાં શીખો. એનો એક કણ સરખો જતો કરો નહીં, ને એનો સંપર્ક કદી ગુમાવો નહીં; તમે જ્યારે કામ કરતા હો ત્યારે તમારા એક હાથ વાપરો, ને બીજો હાથ પ્રભુના ચરણને અડવા દો. તમારું કામ થઇ જાય ત્યારે એના ચરણ તમારા બંને હાથમાં લો ને તમારા હૃદય પર મૂકો !...[૭] તમે સંસારનો ત્યાગ કરશો તો તમને શો લાભ થશે ? કૌટુંબિક જીવન એ તમારે માટે કિલ્લા જેવું છે. વળી જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે તો હંમેશાં મુક્ત છે. જે પાગલ માણસ કહે છે કે "હું બદ્ધ છું," તે જ છેવટે બદ્ધ થવા પામે છે....આખો ખેલ મનના હાથમાં છે. તે જો મુક્ત હોય, તો તમે મુક્ત છો. હું વનમાં કે

જગતમાં ક્યાંય બંધાયેલો નથી. પ્રભુ ર જાધિરાજ છે, ને હું તેનો પુત્ર છું. પછી કોની મગદૂર છે કે મને સાંકળથી બાંધે ?....'

એટલે તેઓ દરેક જણને મુક્તિનું—અર્થાત્ અંતરના ઝરામાંથી પાણી પીવાનું, ને સર્વવ્યાપી સત્ તત્ત્વના અર્થાત્ પ્રત્યેક માનવના હૃદયમાં વસતા અંતર્યામીના આનન્દમાં ભાગ પડાવવાનું—સાધન બતાવતા. એ સાધન વાપરતાં તે માણસને પોતાના સ્વભાવથી ઊલટા ચાલવું પડતું નહીં, એ સ્વભાવનું છેદન અથવા તેના પર 'બળાત્કાર' કરવાપણું રહેતું નહીં; અને સૌથી વિશેષ તો એ કે પોતાના કોઈ પણ આશ્રિતના માથાનો એક વાળ સરખો વાંકો કરવાની જરૂર પડતી નહીં. જગતનો જે સુયોગ્ય સ્નેહ છે તે સ્નેહ કેળવવાની રામકૃષ્ણ કોઈને ના પાડતા નહીં. ઊલટું તેઓ તો બતાવતા કે એવો સ્નેહ જ્ઞાનપ્રાપ્તિનું સાધન છે; તે શાન્ત પ્રવાહવાળી નહેર હોય તેના પાણીમાં સુન્દર પ્રતિબિંબો પડે છે; અને એ નહેર શુદ્ધ ને સાદાં માણસોને ઈશ્વર તરફ લઈ જાય છે. આ રહ્યો આનો એક સુન્દર દાખલો:

એમના એક શિષ્ય (મણિ મલ્લિક)ની દીકરી મનથી દુઃખી હતી. તેણે ખેદથી રામકૃષ્ણને કહ્યું કે 'હું પ્રભુનું સ્તવન કરું છું ત્યારે મારું ચિત્ત એક ઠેકાણે રહેતું નથી.' રામકૃષ્ણે તેને પૂછ્યું:

'તને જગતમાં સૌથી વધારે પ્રેમ શાને વિષે છે ?'

એણે કહ્યું: 'મારા ભાઈના નાના બાળક પર.'

'વારુ,' હેતાળ ગુરુએ કહ્યું, 'તું એ બાળકનો એકાગ્ર ચિત્તે વિચાર કર.'

બાઈએ એ પ્રમાણે કર્યું, અને પેલા નાના છોકરા દ્વારા એને બાળકૃષ્ણ વિષે ભક્તિ ઊપજી ને વધતી ગઈ. ૮

એમનામાં રહેલી આ કોમળતાનું ફૂલ મને કેટલું બધું ગમે છે!

એમાં કેટલો ઊંડો અર્થ ભરેલો છે! આપણું હૃદય ભલે અંધારી ગતના જેટલું કાળું હોય; છતાં આપણા દરેક જણના હૃદયમાં સાચા પ્રેમનું જે નાનામાં નાનું સ્ફુરણ રહેલું હોય છે તે ઈશ્વરી પ્રેમનો જ સ્ફુલિંગ છે. માણુસનો પંચ ઉજાળે એટલો જ તમનમતો નાનો દીવડો કોઈ પણ માણુસના હૈયામાં ન હોય એવું જોવામાં નથી આવતું. અને બધા રસ્તા—ભૂરા રસ્તા પણ—સારા છે, અને દરેક વ્યક્તિને માટે નિર્માયેલું ભાવિ પણ સારું છે; માત્ર દરેક માણુસે સાચી એકનિષ્ઠાથી એ ઈશ્વરનિર્મિત ભાવિ તરફ જવું જોઈએ. બાકીનું કામ પ્રભુનું પોતાનું છે. એટલે વિશ્વાસ રાખો ને આગળ ધપો!

અને 'માતાના જેવી'[10] રામકૃષ્ણની આંખ કેટલી ઊંડી ઊતરીને, અને કેટલી ક્ષમાશીલતાથી, જોતી ને સમજતી! એટલે પોતાનાં બાળકોમાં જે વંઠેલ હતાં તેમના સંતપ્ત આત્માઓને પણ તેઓ રસ્તો બનાવી શકતા. આનો એક દાખલો નાટકકાર ગિરિશચન્દ્ર ઘોષ જોડેના તેમના સંબન્ધમાં દેખાઈ આવે છે.

આ મોટા નટ ને નાટકકાર રંગીલા ને વ્યભિચારી, ઈશ્વરની સામે બળવો પોકારનાર, હતા; જોકે તેમની પ્રતિભાને લીધે તેઓ પ્રસંગોપાત ધર્મ વિષેનાં સુન્દર પુસ્તકો લખી શકતા.[11] પણ એવા લેખનને તેઓ ખેલ ગણતા. એક વાત જે રામકૃષ્ણને પહેલી નજરે ધ્યાનમાં આવી હતી તે તેઓ સમજ્યા નહોતા—કે તે પોતે જ ઈશ્વરનું રમકડું છે.

તેમણે લોકો પાસેથી પરમહંસ વિષે વાતો સાંભળી, ને તેમને હંસને જોવા જવાનો વિચાર આવ્યો. સરકસના કોઈ અવનવા ખેલાડીને જવાનું મન થાય એના કરતાં વધારે કુતૂહલ આની પાછળ નહોતું. પહેલી મુલાકાત વખતે શરાબ પીને ગયા, ને રામકૃષ્ણનું અપમાન કર્યું. રામકૃષ્ણે શાન્ત અને દયાભરેલા અવાજે તેમને કહ્યું:

'કંઈ નહીં તો તમે પ્રભુનું નામ દઈને તો શરાબ પીઓ! પ્રભુ પોતે કદાચ શરાબ પીતો હશે!....'

શરાબીએ મોઢું વકાસીને આશ્ચર્યથી કહ્યું:

'તમને કેવી રીતે ખબર પડી?'

'એ જો ન પીતો હોત, તો તે આવું અસ્તવ્યસ્ત જગત શી રીતે સરજી શક્યો હોત?'

ગિરિશ સ્તબ્ધ થઈને મૂંગા રહ્યા. એ ગયા પછી રામકૃષ્ણે એમના આશ્ચર્યચકિત થયેલા શિષ્યોને શાન્તિથી કહ્યું:

'એ માણસ પ્રભુનો મોટો ભક્ત છે'

ગિરિશના પોતાના નિમન્ત્રણથી તેઓ ગિરિશના કલકત્તાના થિયેટરમાં એને નાટકમાં ઊતરેલા જોવા ગયા.[૧૨] ગિરિશના મનમાં તો ગુમાન હતું, ને રામકૃષ્ણ તેની સ્તુતિ કરે એવી અપેક્ષા હતી. પણ રામકૃષ્ણે તો કહ્યું:

'દીકરા, તારો આત્મા કુટિલ છે, તેને લીધે તું દુઃખી થાય છે.'

ગિરિશ ક્રોધથી રાતાપીળા થઈ ગયા, ને તેમણે રામકૃષ્ણને ભારોભાર ગાળો દીધી. રામકૃષ્ણ તેમને આશિષ આપીને ચાલતા થયા. બીજે દહાડે ગિરિશ ક્ષમા માગવા આવ્યા, ને રામકૃષ્ણના શિષ્ય બન્યા. પણ તેમનાથી શરાબ છોડાતો નહોતો. રામકૃષ્ણે એમને એ છોડવાનું કહ્યું પણ નહીં. પરિણામે છેવટે ગિરિશે એ વ્યસન છોડયું; કેમકે 'હું સાવ સ્વતન્ત્ર છું' એવી લાગણી એમના મનમાં રહેવા દઈને રામકૃષ્ણે એમના નિશ્ચયને દૃઢ બનાવ્યો હતો.

પણ આટલું બસ નહોતું. રામકૃષ્ણે એમને કહ્યું કે પાપ ન કરવું એટલું બસ નથી; ઈશ્વરની સમીપ જવું જોઈએ. ગિરિશને એ અશક્ય લાગ્યું, કેમકે એ કદી નિયમનને વશ તો થયા જ નહોતા.

તેમણે નિરાશાથી કહ્યું કે 'ધ્યાન ને પ્રાર્થના કરવા કરતાં તો મને આપઘાત કરવાનું વધારે ગમે.'

'હું તમારી પાસે ઘણું માગતો નથી,' રામકૃષ્ણે જવાબ આપ્યો. 'જમતા પહેલાં એક જ વાર પ્રાર્થના કરો, ને રાતે સૂતા પહેલાં એકવાર. એટલું નહીં કરી શકાય તમારાથી ?'

'ના; મને એકની એક ઘરેડનો સખત અણગમો છે. મારાથી પ્રાર્થના કે ધ્યાન નહીં કરી શકાય. હું એક પળવાર ઈશ્વરનો વિચાર પણ કરી શકતો નથી.'

'વારુ,' રામકૃષ્ણે કહ્યું. 'ભલે, તમે ખરેખર ઈશ્વરનાં દર્શન કરવા ચાહતા હો, છતાં જો તમારે તેની દિશામાં એક પણ ડગલું ન ભરવું હોય, તો તમારી અવેજીમાં મને કામ કરવા દેશો ? હું તમારી વતી પ્રાર્થના કરીશ, ને તમે તમારું કામ કર્યાં કરજો. પણ જોજો; તમે હવે પછી કેવળ પ્રભુની દયા પર જીવશો એટલું વચન તમારે મને આપવું પડશે.'

ગિરિશે પરિણામોની પૂરી સમજ વિના તેમની સૂચના કબૂલ રાખી. તેમની જિંદગી હવે તેમની ઈચ્છાને વશ નહોતી, પણ અંતરનાં બળોને અધીન હતી. જેમ પવનમાં પાંદડું ફફડે, અથવા બિલાડીના બચ્ચાને તેની મા જેમ રાજના પલંગ પર કે ધૂળના ઢગલા પર ઉપાડીને લઈ જઈ શકે,[૧૨] તેના જેવી એમની સ્થિતિ હવે હતી. આ સ્થિતિ તેમને ચૂં કે ચાં કર્યા વિના સ્વીકારવી પડી, ને એ વાત કંઈ સહેલી નહોતી. ગિરિશે નિષ્ઠાપૂર્વક મથામણ તો કરી, પણ એકવાર તેમનાથી નછૂટકે કહેવાઈ ગયું:

'હા, હું એ કરીશ.'

'શું કહ્યું ?' રામકૃષ્ણે કડકાઈથી મોટે અવાજે કહ્યું. 'હવે કરવા ન કરવાની ઈચ્છા તમારી પાસે રહી જ નથી. યાદ રાખો !....

હું તમારી અવેજીમાં કામ કરું છું. તમારું આચરણ તમારા અંતરમાં વસતા પ્રભુની ઇચ્છા અનુસાર થાય છે. હું તમારે માટે પ્રાર્થના કરું છું; પણ તમે તમારી મેળે કંઇ પણ કરવાનું છોડી નહીં દો ત્યાં સુધી એ પ્રાર્થનાથી કશું વળવાનું નથી.'

ગિરિશે નમતું આપ્યું, અને આ નિયમનનું પરિણામ એ આવ્યું કે તેમને નિર્ગુણ બ્રહ્મની શરણાગતિ પ્રાપ્ત થઇ; તેઓ ઇશ્વરથી જિતાયા.

પણ તેમણે નાટકકાર ને નટનો ધંધો છોડી દીધો નહીં, અને રામકૃષ્ણે એવી ઇચ્છા પણ કદી બતાવી નહીં. તેને બદલે ગિરિશે એ ધંધાને શુદ્ધ બનાવ્યો. બંગાળી રંગભૂમિ પર સ્ત્રીઓને લાવનાર તે પહેલા હતા, અને હવે તેમણે ઘણી અભાગી છોકરીઓને દુઃખમાંથી ઉગારી તેમનો ઉદ્ધાર કર્યો. પછી તેમને તેઓ રામકૃષ્ણના મઠમાં લઇ જવા લાગ્યા. તેઓ ગુરુના એક અત્યંત ધર્મનિષ્ઠ અનુયાયી બન્યા; તેમના મોટામાં મોટા ગૃહસ્થ શિષ્યોમાંના એક બન્યા. તેમની જીભ છૂટી હતી ને તેમના વિનોદમાં કટાક્ષ આવતો; તે છતાં ગુરુના દેહાન્ત પછી સંન્યાસી શિષ્યો તેમના પ્રત્યે આદર અને પૂજ્યભાવ ધરાવતા.

તેમણે મરતી વેળાએ કહ્યું:

'જડ તત્ત્વની માયા એ ભયંકર પડદો છે. એ મારી આંખ પરથી ખસેડી લો, રામકૃષ્ણ !' ૧૪

*

રામકૃષ્ણની આ ધાર્મિક દૃષ્ટિ એ છઠ્ઠી ઇન્દ્રિય હતી. તે બીજાઓના કરતાં તેમનામાં વધારે વિકસેલી હતી. એને લીધે રામકૃષ્ણ રસ્તે જનારા લોકો તરફ નજર નાંખીને જોઇ શકતા કે આમાં ઇશ્વરની વાવણી માટે કોણ કોણ નિર્માયેલા છે, અને ઇશ્વર કોના કોના હૃદયમાં સૂતો પડેલો છે? એક દૃષ્ટિપાત, એક હાવભાવ તેને જાગૃત કરવાને

પૂરતો હતો. લગભગ બધા શિષ્યોએ પહેલી જ મુલાકાત વખતે, પોતાની મરજી હોય કે ન હોય તોપણ, પોતાના અંતરના તાર તેમના હાથમાં સોંપી દીધા. તેમણે એ શિષ્યોના અંતરનો ખૂણેખૂણો તપાસી લીધો. બીજા માણસોને તો માત્ર પોતાનો જ મોક્ષ મેળવવાનો હતો, પણ જે સાચા શિષ્યો હતા તેમને તો આગેવાન બનીને બીજા જીવોને પોતાને હસ્તક લેવાના હતા. તેથી જ્યારે તેમને ઉમેદવાર તરીકે સ્વીકારવામાં આવતા ત્યારે, હું અગાઉ કહી ગયો છું તેમ, તેમની શારીરિક અને નૈતિક પરીક્ષા કરવામાં આવતી.[૧૫] આગળ પર તેમને દીક્ષા અપાયા પછી ગુરુ પિતાના જેવા ભાવથી હંમેશાં ચોકી રાખીને તેમની પાસે નિયમપાલન કરાવતા.

તેઓ એ શિષ્યોને નાના, કેટલીકવાર ઘણા જ નાના, માંડ કિશોરવયે પહોંચેલા,[૧૬] ને અવિવાહિત હોય તથા 'હજુ વાસનાની જાળમાં પકડાયેલા કે ધનદોલતમાં ફસાયેલા ન હોય, ને બંધનમુક્ત હોય,' ત્યારે જ લેવાનું પસંદ કરતા. બ્રહ્માનન્દ જેવા કોઈ વિવાહિત હોય, તો પત્નીની પણ પરીક્ષા કરતા, અને તે જુવાન પતિને તેના જીવનકાર્યમાં મદદ કરશે ને વિઘ્ન નહીં નાંખે એ વાતની ખાતરી કરી લેતા. સામાન્યપણે આ નિરક્ષર પુરુષના શિષ્યો સુશિક્ષિત હતા, ને તેઓ સંસ્કૃત ઉપરાંત ઓછામાં ઓછી એક તો પરદેશી ભાષા જાણતા જ હતા. પણ આ જ્ઞાન અતિ આવશ્યક નહોતું; લાટુનો દાખલો અગત્યનો છે, જોકે એ અપવાદ પરથી તો ઉપર જણાવેલો નિયમ જ પુરવાર થાય છે એમ કહી શકાય. લાટુ રાંક ને અજ્ઞાન નોકર હતો, બિહારનો કિસાન હતો, અને બંગાળથી અજાણ્યો હતો. તેને રામકૃષ્ણના એક દૃષ્ટિપાતથી શાશ્વત જીવનનું જ્ઞાન થયું; કેમકે તેનામાં, અજ્ઞાતપણે, ગુરુના જેવી જ હૃદયની પ્રતિભા હતી.

સ્વામી તુરીયાનન્દે કહ્યું : 'અમારામાંના ઘણાને ઈશ્વરની પ્રાપ્તિ થતા પહેલાં જ્ઞાનનાં ડહોળાં પાણીમાં ચાલીને જવું પડ્યું; પણ

લાંઠુ તો હનુમાનની પેઠે એક જ કુદકે એની પાર ચાલ્યો ગયો.'

રામકૃષ્ણ શિષ્યોને શું શીખવતા? વિવેકાનન્દે ખાસ ભાર દઈને બતાવ્યું છે કે એમની શિક્ષણની રીતો, ખાસ કરીને એમના વખતના ભારતવર્ષમાં, સાવ નવી ને મૌલિક હતી; તે પછી તેમના શિક્ષણ વિષેના કેટલાક સિદ્ધાંતો યુરોપની નવી નિશાળોએ અપનાવ્યા છે ને તેને વ્યવસ્થિત રૂપ આપ્યું છે. એ વખત સુધી ભારતમાં ગુરુનું વચન કાયદા જેવું હતું. ચેલાઓ પોતાનાં માબાપને જે માન આપે એના કરતાં ગુરુ તેમની પાસેથી વધારે માન ફરજ પાડીને લેતા. રામકૃષ્ણે એવા માનની અપેક્ષા જરાયે રાખી નહીં. તેઓ તો જુવાન શિષ્યોના બરોબરિયા બન્યા. તેઓ તેમના સાથી, તેમના સહોદર હતા; તેઓની જોડે પરિચિત માણસની પેઠે અને ઊંચાપણાના છાંટાભાર ભાન વિના વાતો કરતા. તેઓ શિષ્યોને જે શિખામણ આપતા તે એમની પોતાની નહોતી. એ તો તેમના હોઠ મારફતે નીકળતી માની શિખામણ હતી. તેઓ કહેતા: 'એ શિખામણને મારી જોડે શી લેવાદેવા છે?' વળી શબ્દો એ તો નર્યાં સાધન છે; એ કંઈ શિક્ષણ નથી. સાચું શિક્ષણ સિદ્ધાન્ત શીખવવામાં રહેલું નથી,[૧૭] પણ એક હૃદયમાંથી બીજામાં સંક્રમણ દ્વારા કશુંક 'આપવામાં' રહેલું છે. પણ આપવાનું છે શું? માણસનો જીવ? ના એ પણ નહીં, અથવા કહો કે એના કરતાં કંઈક વધારે—એક ને અદ્વિતીય એવો પરમાત્મા. અથવા એને આંતરિક સમૃદ્ધિની, પ્રાણવાન ને પચાવેલી સંપત્તિની, સ્થિતિ કહી શકાય; એને જ 'આત્મપરાયણ જીવન' કહેલું છે. અને જેમ 'ફૂલ અપાય તે જ રીતે' આ પણ આપવાનું છે. સારો માળી જે રીતે પોતાના હાથમાં સોંપાયેલા ખીલતા આત્માઓને સૂરજનો તાપ અને રક્ષણ માટે છાંયડો આપે છે—એટલા માટે કે તેઓ ખીલી શકે ને પોતાના આત્માનો પમરાટ ફેલાવી શકે—તે રીતે આ વસ્તુ એમને

આપવાની હોય છે. એટલું બસ છે. બાકીનું બધું તેમનાં અંતરમાંથી આવે છે. 'કમળ જ્યારે પૂરું ખીલેલું હોય ત્યારે માખીઓ આવીને મધ ભેગું કરે છે. ચારિત્રરૂપી કમળને કુદરતી રીતે ખીલવા દો.'

આ પરથી એમ ફલિત થતું હતું કે સૂર્ય અને આ માનવ–છોડોની વચ્ચે પોતાની જાતને મૂકી તેઓના વિકાસમાં અંતરાય ન નાંખવાની ઘણી જ કાળજી ગુરુને હતી. બીજાઓના વ્યક્તિત્વ વિષેનો તેમનો આદર અને પ્રેમ, તથા એ વ્યક્તિને હું રખેને મારું ગુલામ બનાવી દઉં એવો ભય, તે એટલે સુધી પહોંચતા કે તેમને એવી ફડક રહેતી કે રખેને કોઇ મારા પર હદ બહારનો પ્રેમ રાખે. ગુરુ પ્રત્યેની શિષ્યોની કોમળતા તેમને બંધનકારક થઇ પડે એવી રામકૃષ્ણની ઇચ્છા નહોતી.

'મધમાખોને તમારું હૃદય ચૂસવા દો, પણ તમારા હૃદયનું સૌન્દર્ય એમાંથી એકેને કેદી ન બનાવે એટલી કાળજી રાખજો!'

પોતાના વિચારો તેઓની પાસે પરાણે કબૂલ કરાવવાનો સવાલ તો એથીયે ઓછો હતો. તેમણે પોતાનો કોઇ સ્વતંત્ર મતસમૂહ તૈયાર કર્યો નહીં! તેઓના શબ્દો તો હું આપી ચૂક્યો છું:

'મા, મારી વાણી દ્વારા સંપ્રદાયનાં મતોનું વિવરણ કરાવીશ નહીં!'

અને કર્મકાંડનું તો એથીયે ઓછું!

'પ્રભુને કર્મકાંડના સમૂહ વડે ન પ્રાપ્ત કરી શકાય,' પણ કેવળ ભક્તિ અને શુદ્ધ ભાવના વડે જ પ્રાપ્ત કરી શકાય.

બ્રહ્મવિદ્યા અને ધર્મશાસ્ત્રની કશી ફોગટ ચર્ચાઓ એમને ત્યાં ચાલતી નહીં!

'મને દલીલ ગમતી નથી. ઇશ્વર તર્કશાસ્ત્રની પાર છે. હું જોઉં છું કે જે કંઇ છે તે ઇશ્વર છે. પછી તર્કની દલીલો કર્યે શો ફાયદો?....વાડીમાં જાઓ. પવિત્ર કેરીઓ ખાઓ ને પાછા બહાર

-અસ્થા જાઓ ! તમે આંબાના ઝાડનાં પાંદડાં ગણવા વાડીમાં જતા નથી. એટલે પુનર્જન્મ કે મૂર્તિપૂજા વિષે વાદવિવાદમાં વખત શા માટે બગાડવો ?"

ત્યારે ખાસ અગત્યની વસ્તુ કઈ? જાતે કરેલો અનુભવ. પહેલાં પ્રયોગ કરો, ને પછી ઈશ્વર વિષે આસ્થા રાખો. આસ્થા અપરોક્ષ અનુભવ પહેલાં નહીં પણ પછી આવવી જોઈએ. તે જો પહેલી આવે, તો એનો મેળ બેસે નહીં.

છતાં રામકૃષ્ણે પોતે તો અગાઉથી આસ્થાવડે માની લીધું હતું કે ઈશ્વર વસ્તુમાત્રમાં છે, તે વસ્તુમાત્ર છે, અને તેથી એ પરથી એમ ફલિત થાય છે કે જે કોઈ માણસ આંખો ઉઘાડે ને આસપાસ નજર નાંખે તેને અચૂક ઈશ્વર મળ્યા વિના નહીં જ રહે! ઈશ્વર સાથેનું આ તાદાત્મ્ય એમના જીવનમાં એવું ઊંડું ને સ્થાયી[19] સત્ય હતું કે એ પુરવાર કરી બતાવવાની જરાયે જરૂર એમને લાગી નહોતી, અને એ આસ્થાનો બીજાઓ પાસે પરાણે સ્વીકાર કરાવવાનો ખ્યાલ એમને કદી સ્વપ્ને પણ ન આવ્યો હોત. એમને તો સો ટકા ખાતરી હતી કે દરેક શાણો ને સાચી નિષ્ઠાવાળો શોધક પોતાની મેળે, ને કેવળ સ્વપ્રયત્ન વડે જ, એ સત્ય સુધી પહોંચી જશે. તેમને તો પોતાના શિષ્યો શાણા ને સાચી નિષ્ઠાવાળા કેમ બને એ એક જ વાતની કાળજી હતી.

પણ સર્વાંગે પ્રભુમય બની ગયેલા આવા પુરુષના નૈતિક પ્રભાવનું માપ કોણ કાઢી શકે? એટલું દેખીતું છે કે તેમનું શાન્ત ને સ્થિર દર્શન, પાનખરના મધમાં ચિનાર વૃક્ષની સુગંધ ભળી જાય તે રીતે, તેમના દેહની જોડે ભળેલું હતું. તેથી તે તેમના જુવાન ને ક્ષુધિત શિષ્યોની છબો પર ટપકતું. એ શિષ્યો એમના પ્રત્યેક હાવભાવનું ને એમની એકેએક હિલચાલનું ઉત્કંઠાથી પાન કરતા. પણ એમને પોતાને એ વાતનો જરાયે અંદેશો નહોતો. તેઓ તો માનતા કે મેં

શિષ્યોને છૂટા મૂકી દીધા છે. તેઓ માનતા કે સુગંધી પાનવાળા છોડ-પર થઈને પવન વાય તેમાંથી જેમ સુગંધ છૂટે એ પ્રમાણે ઈશ્વર કેવળ આરા શરીર મારફતે પોતાની સુવાસ ફેલાવી રહ્યો છે. પેલો સુગંધી પાનવાળો છોડ તમારા મનની ખાતરી કરાવી આપવાનો જરાયે પ્રયાસ કરતો નથી. તમારે તો માત્ર એની તાજી સુગંધ લેવાની જ રહે છે!

એટલે, રામકૃષ્ણ જે તાલીમ આપતા તેનો અતિ આવશ્યક ભાગ આ હતો. માણસનું શરીર, તેની ઇન્દ્રિયો ને આત્મા પ્રામાણિક, વિશુદ્ધ, નિષ્કલંક, તાજાં, અદમના જેટલાં જુવાન હોવાં જોઈએ; ને તેણે તેમને એવાં જ સાચવી રાખવાં જોઈએ.

આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પહેલો નિયમ હતો બ્રહ્મચર્યનો.

પશ્ચિમમાં પાદરીવર્ગનો વિરોધ કરનારા લોકો ચતુરાઈનો ડોળ તો કરે છે, છતાં તેમને ખરી વાતની ખબર નથી. તેઓ કહે છે કે બ્રહ્મચર્યના આ નિયમનો ઈજારો એકલા રોમન કેથલિક સંપ્રદાયે રાખ્યો છે. એ નિયમ સામે તેઓ પોતાનાં જૂનાં ને બૂઠાં થઈ ગયેલાં તીર છોડતા કદી થાકતા નથી પણ આ નિયમ જગતના જેટલો જૂનો છે—(જો કે આખા જગતે એનો કડકાઈથી અમલ કર્યો હોત તો જગત જૂનું થવાને જીવવા જ ન પામ્યું હોત એ વાત દેખીતી છે). શરીર તથા મન વાટે, વીર્યનો વ્યય કરવાનું છોડી દેવાથી એકાગ્ર આત્માનું, સંચિત સર્જનશક્તિનું, કેટલું પ્રચંડ બળ ઉત્પન્ન થાય છે, એ વસ્તુ મોટા યોગીભક્તો અને મોટા ભાગના મહાન આદર્શ-વાદીઓ, આત્માના મર્જકોમાંના મહારથીઓ સ્પષ્ટપણે ને સ્વયં-સ્ફૂર્તિથી, સમજ્યા છે. બિટોવન, માઇકલ અને ફ્લોબર્ટ જેવા, ધર્મના વિષયમાં સ્વતંત્ર વિચાર ધરાવનાર, અને વિષયસુખનો પક્ષપાત કરનાર, માણસોને પણ આ પ્રમાણે લાગ્યું છે.

બિટોવને એક દિવસ કામવાસનાના ઉછાળાને પાછો વાળ્યો ત્યારે

તે બોલી ઊઠયા: 'મારે એ વસ્તુ ઊંચા કામને માટે રાખવી જોઈએ !' (ઊંચું કામ એટલે ઈશ્વર, અને નવસર્જનવાળી કલાઓ.) એના કરતાં વધારે સબળ એક કારણ છે તેને લીધે, પ્રભુપ્રેમમાં મસ્ત થયેલા માણસો પોતાના અંતરમાં જરાયે ભાગલા પડે એ સહન કરી શકતા નથી; કેમકે તેઓ જાણે છે કે વાસનાથી લદાયેલા ને દૂષિત થયેલા ઘરમાં એમનો પ્રભુ એમને મળવા આવવાની ના પાડશે. (એ કાર્ય તો દૂષિત ગણાય જ છે, પણ વિચાર તો એથીયે અધિક દૂષિત ગણાય છે. હૃદયનાં ઊંડાણમાં જો કામવિકાર છુપાયેલો હોય, તો શારીરિક બ્રહ્મચર્યપાલન બસ થતું નથી; કેમકે એને નિષ્પાપ દશા ન કહી શકાય. એ તો 'મિથ્યાચાર' છે, ને એ બીજું પાપ છે.) હિંદુ સંન્યાસીઓ માટે આ નિયમ અવિચળ હોય છે. એક તરફ કોમળ, શાન્ત, ને લગભગ ઓસમાન એવા રામકૃષ્ણ, અને બીજી તરફ પૌરુષથી ભરેલા, હૃદયનાં આવેગ અને ધમશવાળા, તથા જેટલા પવન વાય તેનાથી હાલી ઊઠે એવી પ્રજ્વલિત જ્યોત જેવા વિવેકાનંદ,—એ બેના જેવા જુદા જુદા સ્વભાવવાળા ગુરુઓએ આ બાબતમાં જરાયે ઢીલ કે માંડવાળને અવકાશ રાખ્યો ન હતો.

રામકૃષ્ણે કહેલું : 'ઈશ્વરનો સાક્ષાત્કાર કરવો હોય, તો સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. માણસ બાર વરસ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળે, તો તેને અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય. તેની કુંડલિની જાગૃત થાય. તે દરેક વાત યાદ રાખી શકે ને જાણી શકે. કામિની-કાંચનનો ત્યાગ કર્યા વિના છૂટકો જ નથી.'[૨૦]

મરીબાઈ, બ્રહ્મચર્ય, સંત ફ્રાન્સિસનું પ્રભુ જોડેનું લગ્ન, સંપ્રદાયો ને શાસ્ત્રગ્રન્થોની આજ્ઞાઓ, એ બધું નકામું છે; કેમકે પૂર્વ તથા પશ્ચિમના, સમાન સ્વભાવવાળા, આત્માઓ એક જ પ્રકારના નિર્ણયો ને એક જ પ્રકારનાં પરિણામો પર પહોંચ્યા છે.

'હા, એ કામભલે કરો. પણ માત્ર એ શરતે કે એ સત્કાર્ય કરતાં તમે અનાસક્ત (અર્થાત્ સર્વથા નિષ્કામ, નિઃસ્વાર્થ) રહેશો."

નવલકથાકાર બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય અથવા 'હિંદુ પેટ્રીઅટ' પત્રના વ્યવસ્થાપક જેવા સંસારી માણસો જોડે વાતો કરતાં રામકૃષ્ણ સગભગ આવેશમાં આવી જતા. રસ્તા ને જાહેર ઉપયોગનાં કામકાજ વગેરે સત્કાર્યોની વાતો આ લોકોનાં મોંમાંથી ફરીફરી નીકળતી; પણ એમના આશયો, એમના આત્માનાં ઊંડાણ, અને એમનાં કાર્યોની રામકૃષ્ણને મન ઘણી જ ઓછી વિસાત હતી. ભ્રષ્ટ આત્મામાંથી એક પણ સાચું કે સ્થાયી સત્ તત્ત્વ નીકળે એમ માનવાની તેઓ ના પાડતા. એટલે માણસોએ સૌથી પહેલાં પોતાનો અહંભાવ કાઢી નાંખવો રહ્યો. એટલું કર્યાં પછી જ તેમનાથી જગતને ઉપયોગી એવું કંઇ કામ કરી શકાય.

આ વિષેના રામકૃષ્ણના વિચારોનો ખુલાસો મેળવવા માટે મેં તેમના અત્યારે હયાત શિષ્યોમાં સૌથી પ્રમાણભૂત ગણાતા સ્વામી શિવાનંદને, તથા તેમના મિશનના એક સ્વામી અશોકાનંદને ઘણા સવાલો પૂછ્યા છે; અને તે બંનેએ ઘણી તકલીફ લઇ મને જવાબ આપ્યા છે. પણ રામકૃષ્ણના સક્રિય પરોપકારના ઉદાહરણરૂપ જે છૂટાછવાયા દાખલા ઉપર આપ્યા છે તે આપીને પણ તેઓ એમ પુરવાર કરી શક્યા નથી કે કર્મ દ્વારા જનકલ્યાણ કરવાની વાતને એમના ઉપદેશમાં કશું આવશ્યક સ્થાન હતું. પશ્ચિમના દૃષ્ટિબિન્દુથી આ ગંભીર આરોપ ગણાય; કેમકે પશ્ચિમ તો કર્મને આશયની પહેલાં, તથા જનકલ્યાણને વ્યક્તિગત મોક્ષની પહેલાં, મૂકે છે. પણ આપણે એટલું યાદ રાખવું જોઇએ કે રામકૃષ્ણે નિષ્કામ પ્રેમ વિનાની લોકસેવાને જેટલી ત્યાજ્ય ગણી હતી, તેટલો જ વ્યક્તિગત મોક્ષના અહંભાવને પણ ત્યાજ્ય ગણ્યો હતો; અને, બીજું, તેમનો હેતુ પ્રત્યેક હૃદયમાં દયાધર્મની જ્યોત જગવવાનો હતો.

ત્યારે દયાધર્મ અને સ્વપ્રેમ વચ્ચે ફરક શો ?[23] દયાધર્મ એ આપણા અંતરમાંથી ઉદ્‌ભવતો પ્રેમ છે; અને તેનો વિસ્તાર પંડ, કુટુંબ, સંપ્રદાય ને દેશ પૂરતો મર્યાદિત હોતો નથી. સ્વપ્રેમ તે પંડ, કુટુંબ, સંપ્રદાય અને દેશ પ્રત્યેની આસક્તિ છે. તેથી માણસોને ઉન્નત કરે ને પ્રભુને પંથે દોરે[24] એવો દયાધર્મ કેળવવો જરૂરનો છે.

રામકૃષ્ણને મન દયાધર્મનો અર્થ માણસમાત્રમાં વસતા ઈશ્વર પ્રત્યેનો પ્રેમ હતો; કેમકે ઈશ્વર પ્રત્યેક માણસમાં મૂર્તિમંત રૂપે અવતરેલો છે.[25] માણસ પ્રત્યે સાચો પ્રેમ કોઈનાથી રાખી શકાતો નથી; અને તેથી માણસમાં વસતા ઈશ્વર પ્રત્યે પ્રેમ ન હોય તો તેને બીજો કોઈ માણસ મદદ કરી શકતો નથી. એમાંથી ફલિત થતો ઉપસિદ્ધાન્ત પણ સાચો છે; કોઈ પણ માણસ ઈશ્વરને માણસમાત્રના અંતરમાં વસેલો ન જુએ તો તેને ઈશ્વરનું સાચું જ્ઞાન થતા પામતું નથી.[26]

શિવાનંદ રામકૃષ્ણ મિશનના અધ્યક્ષ છે. ચાલુ જમાનામાં રામકૃષ્ણની સાચી ભાવનાને મૂર્તિમંત રૂપે જીવતી રાખવી એ કામ એમનું છે. એમણે મને તા. ૭–૧૨–૧૯૨૭ ને રોજ નીચેનો કાગળ લખ્યો છેઃ ( એમાંની આત્મભાવના કેન્ય લેખક પારકાલના વાચકોને પરિચિત લાગશે. )

' માણસમાં વસતા પરમાત્માનો સાક્ષાત્કાર, અને જગતમાં વ્યાપી રહેલા દુઃખનું ભાન, એ જનસેવા માટેના બે જુદા જુદા હેતુ છે, એવો કંઈક ભેદ તમે કલ્પેલો દેખાય છે. મને એમ ભાસે છે કે આ કેવળ એક જ મનોદશાનાં બે પાસાં છે, બે જુદી જુદી મનોદશા નથી. માણસના અંતરમાં જે પરમાત્મા વાસ કરે છે તેનો સાક્ષાત્કાર કરીએ ત્યારે જ આપણને માણસનું દુઃખ કેટલું ઊંડું

સામાન્ય રીતે, જે માણસ અંતર્યામી આત્માને પોતાનું જીવન સમર્પણ કરે છે ( પછી એને પ્રિરત, શિવ કે કૃષ્ણ કહો, અથવા તો તત્ત્વજ્ઞાન અને કલાનો શુદ્ધ વિચાર કહો ) તેણે પોતાની ઇન્દ્રિયો પર સંપૂર્ણ સામ્રાજ્ય મેળવવું જોઇએ.' ૨૧

પણ એટલું પૂરતું નથી. જે માણસોને જગતના સંપર્કમાં રહેવાનું છે ને તેમાં રહીને કામ કરવાનું છે ( દુનિયામાં મોટા ભાગના લોકો આ પ્રકારના છે ) તેમણે પોતાના કાર્યના હેતુ પર તથા તેને પોષનારા બૌદ્ધિક આવેશો પર એવું જ 'સામ્રાજ્ય' ચલાવવું જોઇએ. તેઓ જે કાર્યમાં રોકાયેલા હોય તે ભલે તેવું સત્કાર્ય હોય તોપણ તેમણે એના દાસ ન બનવા જેટલી કાળજી રાખવી જોઇએ. ૨૨

'તમારી પ્રકૃતિ જ તમને કર્મ તરફ—પ્રવૃત્તિ તરફ ધકેલે છે. તમે કર્મ કરવાની ઇચ્છા રાખો અથવા ન રાખો તોપણ તમારાથી કર્મ થઇ જ જવાનાં. માટે તમને કહું છું કે જ્યારે કર્મ કર્યા વિના છૂટકો જ નથી, ત્યારે આસક્તિરહિત કર્મ કરવાં. નિષ્કામભાવે કર્મ કરવાં. કર્મનાં ફળની બિલકુલ સ્પૃહા રાખવી નહીં. કર્મ નિષ્કામ હશે તો તે તમને ઇશ્વર તરફ લઇ જશે. સાધ્ય પ્રાપ્ત કરવાનું આ એક સાધન છે. સાધ્ય તે ઇશ્વર.'

'આસક્તિરહિત'નો અર્થ એવો નથી કે અંતરાત્માનો અવાજ સાંભળ્યા વિના, અથવા તો ઉત્સાહ વિના કે સત્કાર્ય પ્રત્યેના પ્રેમ વિના. એનો અર્થ છે માત્ર નિ:સ્વાર્થભાવે.

'આસક્તિરહિત કર્મ કરવાં એનો અર્થ એ છે કે ઇહલોકમાં યા પરલોકમાં ઇનામ મેળવવાની આશા કે સજા થવાની બીક રાખ્યા વિના કર્મ કરવાં....'

પણ રામકૃષ્ણમાં માનવતા ઘણી જ હતી; એટલે તેઓ જાણતા

હતા કે નિર્મળ માણસજાત આવા આદર્શ જવલ્લે જ પ્રાપ્ત કરી શકે છે. તેથી તેમણે કહેલું:

"નિષ્કામ કર્મયોગ ઘણો મુશ્કેલ છે. એક તો કળિયુગમાં સ્વાભાવિક આસક્તિ થઈ જ જાય છે. અનાસક્ત કર્મ કરવાનું કોઈ વિરલ પુરુષાત્માઓથી જ બની શકે છે."

પણ ઓછામાં ઓછું એવી અનાસક્તિ મેળવવાનું ધ્યેય રાખવું એ દરેક માણસનું કર્તવ્ય છે; અને વ્યાકુળ હૃદયે પ્રાર્થના કરવાથી તથા દયાધર્મથી એમાં મદદ થાય છે.

પણ શેણો: 'દયાધર્મ' એ શબ્દનો અર્થ સંદિગ્ધ છે. દયાધર્મ અને લોકોપયોગી કામ એ બે શબ્દો સામાન્યપણે એક જ અર્થમાં વપરાય છે. રામકૃષ્ણને આમાંના બીજા પ્રકારના કામ વિષે કંઈક વિચિત્ર અવિશ્વાસ હતો. અમુક 'પરગજુ માણસો'ના દંભને તેઓ હાસ્ય કે અપમાન વડે ખુલ્લો પાડતા, જોકે તેમ કરવા જતાં ઘણા ભલા માણસોને આઘાત લગાડવાનું જોખમ પણ તેઓ વહોરી લેતા. લોકોપયોગી કામનો દેખાડો કરવા સામે ચેતતા રહેવાનું તેમણે શિષ્યોને અનેકવાર કહ્યું હતું. માનવહૃદયની ગૂઢ પ્રવૃત્તિઓનું અપરોક્ષ જ્ઞાન તેમને હોવાથી તેઓ ઘણીવાર જોઈ જતા કે માણસો દાનધર્મ અને લોકસેવાને નામે જે પ્રવૃત્તિઓ કરે છે તેમાં અહંભાવ, ગુમાન, કીર્તિની ઇચ્છા, અથવા નરી ઠાલી દોડધામ જ હોય છે; આવી સેવા પાછળ ખરો પ્રેમ નથી હોતો, છતાં તે જિંદગીનો કંટાળો દૂર કરવાનો પ્રયાસ કરે છે; તે જ્યારે દુઃખી માણસોને ટુકડો ફેંકે છે ત્યારે તેની ખરી ઇચ્છા અભાગીઓને મદદ કરવાની નથી હોતી, પણ જે વિચાર ને દેખાવ તેમનાં પોતાનાં મનમાં ફરીફરી ઊઠીને સતાવે છે તેને હઠાવી કાઢવાની હોય છે. ઇસ્પિતાલો ને રાહતકાર્યો શરૂ કરવા વિષે ભલા મલ્લિકે એકવાર વાત કાઢેલી. તેમને રામકૃષ્ણે કહ્યું:

છે તેનો ખરો ખ્યાલ આવે છે; કારણ ત્યાં સુધી આપણને નજરોનજર એમ નહીં દેખાય કે એ માણસનો આત્મા દાસત્વમાં પડેલો છે, અને તેનામાં પૂર્ણત્વ તથા દિવ્ય સુખનો અભાવ છે. માણસના અંતરમાં વસતો પરમાત્મા, અને તેની અત્યારની દુ:ખથી ભરેલી અજ્ઞાનદશા, એ બે નસ્ચેનો ભેદ જ્યોં જે ભેદની લાગણી ઊપજે છે તે જ હૃદયને શ્રદ્ધાની પેઠે ભોંકી તેને માનવજાતિની સેવા કરવા પ્રેરે છે. પોતાના તથા બીજાઓનાં અંતરમાં વસતા આ પરમાત્માના સાક્ષાત્કાર વિના સાચી સહૃદયતા, સાચો પ્રેમ, સાચી સેવા અશક્ય છે. એટલે રામકૃષ્ણે તેમના શિષ્યોને આત્મસાક્ષાત્કારનો ઉપદેશ આપેલો. નહીં તો તેમનાથી માનવજાતિની સેવાને જીવનનું ખરેખરું સમર્પણ ન કરી શકાત.'[૨૭]

પણ તે દરમ્યાન માનવજાતિ અસહાય બની કષ્ટે પીડાઈ રહી છે; માનવજાતિ મરી રહી છે. તેને શું અસહાય જ રહેવા દેવી? હરગિજ નહીં. કેમકે જે કામ રામકૃષ્ણે કરી શક્યું નહીં, જે કામ તેઓ પોતાના કર્મની હદમાં તથા જીવનની મર્યાદિત ક્ષિતિજમાં રહીને (એ જીવન તે વખતે પણ સમાપ્તિની સમીપ જઈ રહ્યું હતું) કદી કરી શક્યા પણ ન હોત, તે તેમણે પોતાના પટ્ટશિષ્ય, ને પોતાનાં વચનોના વારસ એવા વિવેકાનંદ પર છોડ્યું. એ પુરુષને માનવજાતિની હરોળમાંથી માનવજાતિની વહારે ધાવા સરુ હાક પાડીને બોલાવવા, એ તો વસ્તુતાએ રામકૃષ્ણને માટે ઈશ્વરે નિર્મેલું જીવનકાર્ય હતું. લગભગ વિવશ થઈને તેમણે વિવેકાનંદને એ કામ સોંપ્યું—જગતમાં કામ કરવાનું, તથા 'રાંક અને નિર્ધનનું દુ:ખ હળવું કરવાનું.'[૨૮]

વિવેકાનંદે એ કામમાં અમર્યાદ ઉત્સાહ અને કાર્યશક્તિ રેડ્યાં; કેમકે એમનો સ્વભાવ ગુરુના કરતાં જુદા ઘાટનો ઘડાયો હતો. દુ:ખી

માણસોની મદદે જવા માટે તેમનાથી એક દિવસની, એક કલાકની, રાહ જોઇ શકાતી નહીં. એ દુઃખ તેઓ પોતાના દેહમાં અનુભવતા. એના વિચારો દિવસરાત એમના મનમાં ઘોળાયાં કરતા. એનો વિચાર આવતાં એમના મોંમાંથી નિરાશાની ચીસો પડી જતી. રામકૃષ્ણનો આત્મા તેમનાં છેલ્લાં વરસોમાં જે અજબ શાંતિમાં તરતો હતો તે શાંતિ વિવેકાનંદમાં નહોતી. રામકૃષ્ણનો આત્મા તો દેહનાં બંધન છોડી તેની પાર રહેલા, સત્ ને અસત્‌ના ભેદથી પર એવા, અતિવિશાળ પ્રદેશ સુધી પહોંચી ગયો હતો. તેમણે કહેલું:

'બ્રહ્મ તો સત્ અને અસત્, સારું અને નઠારું એ ભેદથી અલિપ્ત છે. તે દીવાના અજવાળા જેવું છે. એ અજવાળા વડે તમારાથી શાસ્ત્રો વાંચી શકાય; પણ તમે ધારો તો એ જ અજવાળામાં તમે ખોટી સહી પણ કરી શકો....જગતમાં જે કંઇ પાપ, બૂરાઇ કે દુઃખ જોવામાં આવે છે તે સર્વ આપણે માટે, અર્થાત્ જીવને માટે, છે. બ્રહ્મ તો એ બધાથી પાર ને તેનાથી પર છે. એનો સૂરજ બૂરા તેમજ ભલા માણસો પર પોતાનો પ્રકાશ નાંખે છે.[૨૯] મને લાગે છે જગતની હકીકતો જેવી દેખાય છે તેવી તમારે સ્વીકારવી રહી. પ્રભુની કળાનો પાર પામવાનું માણસનું ગજું નથી.[૩૦] હું જોઉં છું કે આ ત્રણે એક જ પદાર્થ છે—યજ્ઞનું પશુ, તેનો વધ કરવાનું લાકડું, અને વધ કરનાર માણસ....અહાહા, કેવું દૃશ્ય!'[૩૧]

હા, આ દર્શનમાં મહાસાગરના જેવી કરુણ ભવ્યતા છે, વીર્યવાન અને પરાક્રમી એવા સર્વ જીવો એ મહાસાગરમાં વખતોવખત ડૂબકી મારે ને નવું બળ મેળવે એ સારું છે. રામકૃષ્ણે તેમના કોમળ હૃદયને લીધે એ મહાસાગરનો પ્રચંડ ઘુઘવાટ અને તેની ખારાશ રાખ્યાં હતાં એ સારી વાત હતી. પણ એમ કરવાનું સાધારણ માનવીનું ગજું નથી. એવા માણસો કાં તો પાગલ થઇ

જાય અથવા તો ભયથી સ્તબ્ધ બની જાય. બ્રહ્મ અને જીવનો સમન્વય કરી શકાય એટલું બળ એમનામાં હોતું નથી. એમનો જીવનદીપ બુઝાઈ ન જાય તે માટે, 'સચ્ચિદાનંદરૂપી સાગર ઉપર મૂકેલો અહંભાવરૂપી દંડ સાચવી રાખવો જોઈએ.' એ દંડ કદાચ 'પાણી પર દોરેલી રેખા' ઉપરાંત વધારે કંઈ જ ન હોય, પણ 'જો તમે એ દંડને લઈ લો, તો અખંડ મહાસાગર સિવાય બીજું કંઈ જ રહેતું નથી.'[૩૨] એટલે માણસને આવનારી ચક્કરી સામે રક્ષણરૂપે આ દંડને રહેવા દો. ઈશ્વરે પોતે તેનાં અગમ્યડિયાં ખાતાં બાળકો માટે રેઢારૂપે આ આભાસ આપેલો છે. છતાં એ બાળકો ઈશ્વરનાં જરાયે મટી જતાં નથી કે ઓછાં થતાં નથી. કેટલાકે રામકૃષ્ણને ચિંતાપૂર્વક પૂછેલું: 'મહારાજ! સોઽહં'ના - બેદનો સાક્ષાત્કાર જેમણે કર્યો હોય એવાની વાત આપે કરી. ....પણ જેમણે એવો સાક્ષાત્કાર ન કર્યો હોય, "તું તે હું નથી, છતાં હું તને ચાહું છું," એમ જેઓ કહેતા હોય, તેમની શી ગતિ થાય છે?' એનો રામકૃષ્ણે સસ્મિત ઉત્તર આપેલો: 'ઈશ્વરને તું કહો કે સોઽહમ્ કહો, એ સરખું જ છે. જે માણસો એને તું કહીને એ રીતે એનું દર્શન કરે છે તેમને એની સાથે અતિશય સુંદર સંબંધ બંધાય છે. એ સંબંધ જૂના વિશ્વાસુ નોકર અને તેના શેઠના જેવો છે. બંને જેમ જેમ ઘરડા થતા જાય છે તેમ તેમ શેઠ તેના મિત્ર નોકર પર વધારે ને વધારે આધાર રાખવા લાગે છે.....શેઠ પોતે કોઈ પણ ગંભીર વસ્તુ હાથમાં લેવા માગે તેને વિષે તે નોકરની સલાહ પૂછે છે.... એક દિવસ શેઠ તેનો હાથ પકડે છે, ને તેને પોતાના સિંહાસન પર બેસાડે છે. નોકર મૂંઝાય છે ને કહે છે: "શેઠ, આ શું કરો છો?" પણ શેઠ તેને સિંહાસન પર પોતાની જોડાજોડ ઝાલી રાખે છે ને કહે છે: હે પ્રિયતમ, તું ને હું એક જ છીએ.'[૩૩]

રામકૃષ્ણ દરેક શિષ્યની દષ્ટિમર્યાદા જોઈને તે પ્રમાણે પોતાના

વિચારોમાં ઘટતી બાંધછોડ હંમેશાં કરી શકતા; અને તેઓ માનવ આત્માના ક્ષણભંગુર સમતોલપણાનો નાશ ન કરતા, એટલું જ નહીં પણ એમાં જે તત્ત્વો સમાયેલાં હોય તેને વત્તાઓછા પ્રમાણ અનુસાર ક્રમશઃ ગોઠવીને એ સમતોલપણું સ્થાપવાની કાળજી રાખતા. તેઓ દરેક માણસના સ્વભાવ અનુસાર પોતાની પદ્ધતિમાં એટલે સુધી ફેરફાર કરતા કે તેઓ પરસ્પર ઊલટા વિચારો ધરાવતા એવો ભાસ કેટલીકવાર થયા વિના ન રહે. દેવદૂત જેવા યોગાનંદના સ્વભાવમાં હદ બહારની ભલાઈ હોવાથી તેઓ ભૂલ કરી બેસતા; તેમને રામકૃષ્ણે શક્તિ કેળવવાનો બોધ આપ્યો ને કહ્યું: 'ભક્ત મૂરખ હોય તે ન ચાલે.'

તેમને આત્મરક્ષા કેમ કરવી તેની ખબર ન હોવાથી ગુરુએ તેમને ઠપકો આપ્યો. બીજી બાજુ નિરંજનાનંદ હિંસક સ્વભાવના હતા. તે શત્રુ સામે ધસી જવા કે અપમાન કરનાર પર હુમલો કરવા હંમેશાં તૈયાર રહેતા. તેમને ગુરુએ ઇજા કરનાર સામે પણ સૌમ્ય ને ક્ષમાશીલ વૃત્તિ કેળવવાનું કહ્યું. 'શરાતનવાળા' શિષ્યોમાં તેઓ કેટલીક નબળાઈઓ નભાવી લેતા; કેમકે એની કાયમની અસર એ માણસો પર થાય એમ નહોતું. પણ એ જ નબળાઈઓ નબળા શિષ્યોમાં હોય તે તેઓ સાંખી લેતા નહિ. દરેક માણસમાં પ્રતિક્રિયાનું બળ કેટલું છે એની ગણતરી તેઓ અચૂક કુનેહથી કરી શકતા.

જે માણસ નિરંતર પરબ્રહ્મનો સંપર્ક અનુભવે છે, અને સામાન્ય જીવનના વ્યવહારથી પર રહે છે, તેનામાં રોજેરોજના વહેવારની હજારો આંટીઘૂંટીઓ સમજવાની ને તેની બાબતમાં માણસોને દોરવણી આપવાની શક્તિ ન હોય, એમ મનાય એમાં નવાઈ નથી. પણ રામકૃષ્ણની બાબતમાં તો એથી ઊલટી વાત સાચી હતી માયાના બંધનમાંથી તેઓ મુક્ત થયા એને લીધે સૌથી પહેલાં તો એમના પૂર્વ-ગ્રહો, ઝનૂન, અને હૃદય ને મનની સંકુચિતતારૂપી અંધારીઓ દૂર

માર્ગ પર ચાલતો હોય ત્યારે કૂતરાં ને બીજાં જાનવરોનું ટોળું હંમેશાં તેની પાછળ પાછળ જાય છે ને કિકિયારી કરી મૂકે છે. છતાં હાથી પાછું વાળીને જોતો નથી, ને પોતાને રસ્તે ચાલ્યો જાય છે. હવે ધાર કે કોઇ પીઠ પાછળ તારી નિંદા કરે છે, તો તું શું કરે?

નરેન્દ્ર (તિરસ્કારથી): હું તો એમ જ માનું કે મારી પાછળ રસ્તાનાં કૂતરાં ભસે છે.

રામકૃષ્ણ (હસીને): ના, ભાઇ! એટલે સુધી જવાની જરૂર નથી! યાદ રાખ કે ઇશ્વર જડ તેમજ ચેતન વસ્તુમાત્રમાં રહેલો છે. એટલે વસ્તુમાત્ર પ્રત્યે આપણે આદર રાખવો જોઇએ.... માણસો સાથેના સંસર્ગમાં આપણાથી એક જ વાત બની શકે એવી છે; તે એ કે સજ્જનનો જ સંગ કરતો, ને દુર્જનનો સંગ તજવો. વાઘમાં પણ નારાયણનો વાસ છે જ. પણ એનો અર્થ એવો નથી કે આપણે વાઘને ગળે હાથ નાંખીને તેને આપણી છાતી સરસો ચાંપવો! (શિષ્યો હસે છે.)

નરેન્દ્રઃ જો દુષ્ટ લોકો અપમાન કરે તો શું માણસે ચૂપ રહેવું?

રામકૃષ્ણઃ એક ખેતરમાં ગોવાળિયાના છોકરા ગાયો ચારતા હતા. તે ખેતરમાં એક ભયંકર ને ઝેરી સાપ રહેતો હતો. એક દહાડો એક બ્રહ્મચારી એ રસ્તે નીકળ્યો. ગોવાળિયાના છોકરા દોડતા દોડતા એની પાસે જઇ કહેવા લાગ્યા: 'મહારાજ, એ રસ્તે જશો નહીં. ત્યાં મોટો સાપ રહે છે!' બ્રહ્મચારીએ કહ્યું: 'મને તમારા સાપનો ડર નથી. હું મન્ત્ર જાણું છું, એટલે મને કશી ઇજા થવાની નથી.' એમ કહી તેણે ચાલવા માંડ્યું.... સાપે એને જોયો, ને તે ફેણ ઊંચી કરીને તેની તરફ આવ્યો. બ્રહ્મચારીએ મંત્ર ભણ્યો, એટલે સાપ તેના પગ આગળ નિર્બળ થઇને કીડાની જેમ પડી રહ્યો. બ્રહ્મચારીએ કહ્યું: અલ્યા, તું આમ પરહિંસા શા માટે કરે છે? આવ તને મંત્ર આપું.

તેનો જપ કરવાથી તારા મનમાં પ્રભુભક્તિનો ઉદય થશે, છેવટે તને પ્રભુનાં દર્શન થશે; અને પછી પછી તને હિંસા કરવાનુ મન થશે નહી.' એમ કહી તેણે સાપના કાનમાં મંત્ર ઉચ્ચાર્યો. સાપે નમસ્કાર કરી કહ્યું: ' મહારાજ, મારે મુક્તિ મેળવવા શુ કરવુ ?' ગુરુ કહે. ' આ મંત્રનો જપ કરવો, ને કોઇ પ્રાણીની હિંસા કરવી નહી ' તું કેવી રીતે વર્તે છે એ જોવા હુ ફરીવાર આવી ચડીશ ' એટલુ કહી ગુરુ મહારાજ ચાલ્યા ગયા.... આ વાતને દિવસો વીતી ગયા. ગોવાળિયાના છોકરાઓએ જોયુ કે સાપ હવે કોઇને કરડતો નથી તેઓ તેને પથરા મારે, તોપણ સાપ ફૂફાડો ન મારતાં કીડાની પેઠે પડી રહેતો એક દિવસ એક છોકરાએ તેની પૂછડી પકડી તેને ખૂબ વીંઝયો ને પછી પથરા પર અનેકવાર જોરથી પછાડયો. સાપના મોંમાંથી લોહી નીકળી પડયુ. તેને મરી ગયેલો માની છોકરાઓ તેને મૂકીને ચાલતા થયા રાતે સાપને ભાન આવ્યુ, તે ધીરેધીરે ઘસડાતો પોતાના દરમાં ગયો, તેનું શરીર કચ્ચરઘાણ થઇ ગયુ હતુ થોડા દિવસમાં તે સુકાઇને હાડપિંજર થઇ ગયો ઘણા દિવસ પછી જ તે ઘસડાતો ઘસડાતો ખોરાક શોધવા દર ની બહાર આવતો થયો છોકરાઓની બીકને લીધે તે રાતે જ બહાર નીકળતો બ્રાહ્મણ પાસે મંત્ર લીધા પછી તેણે કોઇ પણ જીવની હિંસા કરવી છોડી દીધી હતી. માટી પાંદડાં ને ઝાડ પરથી પડેલા ફળ ખાઇને તે નિર્વાહ કરતો કેટલેક વખતે પેલો બ્રહ્મચારી પાછો આવ્યો તેણે બધે સાપની ખોળાખોળ કરી જોઈ. છોકરાઓએ કહ્યુ ' સાપ તો મરી ગયો.' બ્રાહ્મણને નવાઇ લાગી. તેને ખબર હતી કે પ્રભુના નામનો જે મંત્ર સાપ જપતો હતો તે સિદ્ધ ન થાય ત્યાં સુધી, એટલે કે ,ઇશ્વરનું દર્શન ન થાય ત્યાં સુધી મોત આવી જ ન શકે તેથી તેણે ફરી શોધ શરૂ કરી. અને સાપને અનેકવાર નામ દઇને બોલાવ્યો સાપે દરમાંથી નીકળી ગુરુને પ્રણામ કર્યો. તે પછી બેની વચ્ચે આ પ્રમાણે સંવાદ થયો

થઇ ગયાં. આ રીતે તેમને પૂરેપૂરી છૂટથી ને નિખાલસપણે કોઇને વિષે આદર ધરાવવામાં નડતું વિઘ્ન દૂર થયું, એને લીધે તેઓ સર્વ વસ્તુઓ ને સર્વ મનુષ્યો વિષે હાસ્યભર્યા સદ્ભાવથી આંક બાંધતા. મોકે-ટિસના જેવા તેમના સંવાદોમાંનો એકાદ આજે પણ કોઇ શ્રોતાને આશ્ચર્ય ઉપજાવે. એમાં જે કટાક્ષનો અંશ છે, જે હર્ષભર્યો વિનોદ છે, તેની અસર તાજગી ઉપજાવે છે. બંગાળના ભાવનાપૂર્ણ વાતા-વરણમાં આ વસ્તુએ જુવાન માણસોનાં મન પર એવડી અસર કરી હોવી જોઇએ, કેમકે તેઓ હંમેશાં ભાવનાના વહેણમાં તણાઇ જવાને તૈયાર હોય જ. આ પ્રકારનાં બે ઉદાહરણ હું અહીં આપીશ: એક હાથીની વાત, ને બીજી સર્પની. પહેલી વાતમાં રામકૃષ્ણે, રમૂજી કટાક્ષ વડે, તેમના શિષ્યોને ચેતવણી આપી છે કે હિંસા અને સંપૂર્ણ અપ્રતિકાર એ બે છેડાથી તેમણે દૂર રહેવું. બીજી વાતમાં તેઓ એ કટાક્ષ પોતાની ઉપર જ વાળતા દેખાય છે. બ્રહ્મચર્ય અને નૈષ્કર્મ્યનાં જોખમ તેમણે જોયાં હતાં; તેનાથી જુવાન માણસોને સર્વવ્યાપી ઇશ્વરનો નશો ચડવાનો સંભવ રહે છે એમ તેઓ જોઇ શક્યા હતા; એટલે, એ ઇશ્વરની હસ્તી આપણામાં ને આપણી આસપાસના વાતાવરણમાં કેટલે અંશે છે, ને તેનાં રૂપો અને તેના નિયમોનો ચડતો-ઊતરતો ક્રમ કેવો છે, એ તેમણે વિનોદ સાથે બતાવ્યું.

## હાથીની વાત

એકવાર એક વનમાં એક સંત પુરુષ રહેતા હતા. તેમને અનેક શિષ્યો હતા. એક દહાડો તેમણે એ શિષ્યોને આ પ્રમાણે ઉપદેશ આપ્યો: ' પ્રાણીમાત્રમાં નારાયણનો વાસ છે. માટે જગતના દરેક પ્રાણીને આપણે પૂજ્યભાવે નમસ્કાર કરવા. ' એક દિવસ એમનો એક શિષ્ય હોમને માટે લાકડાં લેવા ગયો. તેવામાં એણે એકાએક બૂમ સાંભળી: ' નાસી જજો ! નાસી જજો ! ગાંડો હાથી આવે છે. '

લોકોએ તરત જ નાસભાગ કરી મૂકી પેલો શિષ્ય એકલો નાઠો. નહીં. તેણે વિચાર કર્યો: 'હાથી પણ નારાયણનું જ એક રૂપ છે. તો પછી મારે નાસવું શા માટે?' એટલે એ તો હતો ત્યાં જ ઊભો રહ્યો. તેણે હાથીરૂપી નારાયણને નમસ્કાર કર્યા, ને તેની સ્તુતિ ગાવા માંડી. હાથીના મહાવતે બૂમ પાડી: 'અલ્યા, નાસી છૂટ! નાસી છૂટ! .. છતાં શિષ્ય એક ડગલું પણ ખસ્યો નહીં. હાથીએ તેને સૂંઢ વડે પકડીને દૂર ફેંકી દીધો. અભાગી માણસ બેભાન બનીને સૂનમૂન પડી રહ્યો. તેનું શરીર ઉઝરડાઈ ગયું હતું, ને તેમાંથી લોહી વહેતું હતું. ગુરુને આ બનાવની ખબર પડી, એટલે તેઓ બીજા શિષ્યોને લઈ તે ઠેકાણે ગયા ને પેલાને ઘેર ઉપાડી આણી તેની સારવાર કરી. તેને ચેતન આવ્યું ત્યારે પૂછયું: 'મહાવતની બૂમ સાંભળી છતાં તું નાસી કેમ ન ગયો?' જુવાન શિષ્યે જવાબ આપ્યો: 'આપે ઉપદેશ આપ્યો છે કે નારાયણ સર્વ જીવતાં પ્રાણીમાં વાસ કરે છે. મેં વિચાર કર્યો કે હાથી એ પણ નારાયણ જ છે. એટલે હું એ જગાએથી ખસ્યો નહીં.' ગુરુએ કહ્યું: 'ભાઇ, હાથીરૂપે નારાયણ તને દેખાયા એ તો ખરું, પણ મહાવતરૂપી નારાયણે તને નાસી છૂટવાનું કહ્યું તે તેં કેમ માન્યું નહીં? નારાયણ વસ્તુમાત્રમાં વાસ કરે છે એ વાત સાવ સાચી છે. પણ એ જો હાથીરૂપે દેખાય છે, તો મહાવતરૂપે પણ કેમ ન દેખાય? છતાં તું એની બૂમ સાંભળી કેમ ખસ્યો નહીં તે કહે.' ૨૪

હવે એક બીજો સંવાદ આપું. એ સંવાદ રામકૃષ્ણને જુવાન વિવેકાનંદ જોડે થયેલો, ને તેમાં કેટલોક કટાક્ષ પણ છે.

## સર્પની વાત

રામકૃષ્ણ (સસ્મિત): તને શું લાગે છે, નરેન્દ્ર[૨૫] સંસારી લોકો ઘણીવાર પ્રભુભક્તો વિષે ઘણાં કડવાં વેણ કાઢે છે. હાથી રાજ-

બ્રહ્મચારી: કેમ છે તને ?

સાપ: ઇશ્વરકૃપાએ સારું છે, ગુરુજી.

બ્રહ્મચારી: ત્યારે તું સાવ સુકાઇ ગયેલો કેમ દેખાય છે ? તને થયું છે શું ?

સાપ: ગુરુજી, આપે આજ્ઞા કરી તે માનીને હું કોઈ જીવની હિંસા કરતો નથી. પાંદડાં ને ફળ ખાઇને રહું છું. તેથી કદાચ હું સુકાયો હઈશ.

બ્રહ્મચારી: માત્ર ખોરાક બદલવાથી તારા આવા હાલ થાય નહીં. બીજું કંઇ કારણ હોવું જ જોઇએ. યાદ કરીને કહે મને !

સાપ: હા....ઓહોહો !...ખરી વાત....હવે મને ચોક્સ યાદ આવે છે. એક દહાડો ગોવાળિયાના છોકરાઓએ મને બહુ માર્યો હતો. તેમણે મારી પૂંછડી પકડી મને પથરા પર બહુ જોરથી ઘણીવાર પછાડેલો. બિચારા છોકરા ! મારામાં કેટલો ફેરફાર થયો હતો એની એમને ખબર નહોતી. હું કોઇને કરડવાનો નથી એ તેઓ શી રીતે જાણી શકે ?

બ્રહ્મચારી: કેવો બેવકૂફ ! કેવો પાગલ ! તું આવો મૂર્ખ ક્યાંથી ? તને તારા શત્રુઓએ આટલો સતાવ્યો છતાં તને તારો બચાવ કરતાં ન આવડયું !...મેં તો તને ઇશ્વરનાં સરજેલાં પ્રાણીને કરડવાની ના કહી હતી. પણ તને મારી નાંખવા આવ્યા તે છોકરા સામે તારે ફૂંફાડો તો કરવો હતો ! એટલાથી એ ડરી જાત.

આ વાત કહી રામકૃષ્ણે આંખ મચકારી શિષ્યોને કહ્યું:

'એટલે તમારે ફૂંફાડો તો રાખવો....પણ કરડવું નહીં !... માણસ સમાજમાં રહેતો હોય, ખાસ કરીને નાગરિક હોય ને છોકરાંનો બાપ હોય, તો તેણે પોતાનો બચાવ કરવા સારુ બૂરાઇનો

-સામનો કરવાનો દેખાવ તો કરવો જ જોઈએ. પણ તેણે એટલી -કાળજી રાખવી જોઈએ કે બૂરાઈનો બદલો બૂરાઈથી ન જ વળાય.'

આ છેલ્લો નુસખો વહેવાર અને નીતિની દૃષ્ટિએ ઉત્તમ -છે એમ મારાથી બેધડકપણે નહીં કહી શકાય. પણ આ વાત કહેનાર -આત્મજ્ઞાનીનું કટાક્ષવાળું સ્મિત તો હું સાચવી જ રાખીશ. માણસનાં કર્મોનું નાવ જોખમભેર ઝોલાં ખાય છે ને સામસામા વાયરાથી હડસેલાઈને એક કાંઠાથી બીજા કાંઠા તરફ ધમકાય છે; એ -બે સામસામા છેડા વચ્ચે વ્યવહારબુદ્ધિનો મત રજૂ કરવો, ને એમ કહીને નાવનું સમતોલપણું પાછું લાવવું,—એ મૂળે રામકૃષ્ણની પદ્ધતિ -હતી, એમ જ આપણે માનવું રહ્યું.

એટલું દેખીતું છે કે તેઓ અહિંસાનું આચરણ તો બાંધીના -જેટલું જ કરતા. તેમણે ખાસ કહેલું કે એકલા માણસને વિષે નહીં -પણ જીવમાત્રને વિષે અહિંસા પાળવી જોઈએ.[૭૬]

પણ એમનામાં વિનોદવૃત્તિ, તથા એકીસાથે અનેક વિષયોને પહોંચી વળવાની શક્તિ બાંધી કરતાં વધારે હતી. તેઓ એક ચોક્કસ -નિયમ બતાવવાની ઈજારાશી કદી રાખતા નહીં, પણ આંખના પલકારામાં કોઈ સવાલની અનુકૂળ ને પ્રતિકૂળ બાજુનો વિચાર કરી -લેતા. આનું પરિણામ એ આવ્યું કે માયાના આ જગતમાં બ્રહ્મ વિષે આટલો આવેશપૂર્ણ અનુરાગ ધરાવનાર આ પુરુષના મનમાં મધ્યમ માર્ગ કયો તેનું સૂક્ષ્મ ભાન હતું વળી તેઓ, માતાની પેઠે, આકાશમાં જીવોરૂપી પતંગ ચગાવતા તો ખરા, પણ એ પતંગોને છેક ઊડી જવાની ઘડી જો ન આવી હોય તો તેમને વ્યવહારબુદ્ધિરૂપી દોરી વડે ધરતી પર હંમેશાં પાછા લાવતા.

એમણે શિષ્યોને સંસારમાં જ રાખ્યા, એટલા માટે કે તેઓ -સંસારને સદુપદેશ આપે; પણ પહેલાં તો એ શિષ્યોએ પોતે જ્ઞાન

મેળવવુ રહ્યુ—તેમણે પોત ના સ્વરૂપનું, આસપાસનાં બીજાં માણસોના સ્વરૂપનું, તથા એ સર્વમાં વ્યાપી રહેલા પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન મેળવવું રહ્યુ. એમાંના ઘણાખરાએ આ જ્ઞાન પરિશ્રમપૂર્વક, ધીમે ધીમે, ને સતત પ્રગતિ કરીને જ મેળવ્યું; કેમકે આ જ્ઞાન તેમણે પોતાના પુરુષાર્થને બળે મેળવવાનું હતું, જોકે એમાં પિતાતુલ્ય ગુરુની મદદ જોઈએ ત્યારે અવશ્ય મળી શકે એવી હતી; પણ જે કામ એમના પોતાના સંકલ્પબળથી કરવાનું હતું તેમાં ગુરુ એને બદલે પોતાનુ સંકલ્પબળ વાપરતા નહીં; શિષ્યોનો પગ લપસી જાય તો તેમને મદદ કરવાને ગુરુ હાજર રહેતા એટલું જ. જ્ઞાનની પ્રથમ અવસ્થાઓમા શિષ્યો પોતે આત્મવિકાસના કર્ણધાર હતા; અને એ અવસ્થાઓમા એમની સંકલ્પશક્તિને ધારી રીતે વાળવા માટે, થોડાક અપવાદ બાદ કરતા, ગુરુ વચ્ચે પડવાની ના પાડતા.[૩૭] તેઓ તો કેવળ પોતાના અંતરમાં રહેલા સૂર્ય વડે તેમને પોષણ આપતા, ને એ રીતે એમની શક્તિ દસગણી વધતી. સામાન્ય રીતે ગુરુ વચ્ચે પડતા તે શિષ્યોના આરોહણની અંતિમ અવસ્થામાં, જ્યારે શિષ્યો પોતાના સ્વતન્ત્ર પુરુષાર્થને બળે મહેનતથી ચડીને ચઢાણના છેક શિખર સુધી પહોંચવા આવ્યા હોય. એ વખતે ગુરુ પ્રજ્ઞાન અથવા સાક્ષાત્કારનો છેલ્લો આંચકો આપવાનું કબૂલ કરતા. ઈશ્વરકૃપાની વીજળીના ચમકારાની પેઠે એક નાનકડી વસ્તુ—એક શબ્દ, એક દૃષ્ટિપાત, એક સ્પર્શ—બસ થઈ જતી. છેક ગિરિરાજના શિખર પાસે પહોંચવા આવેલા ને તૈયાર થઈ રહેલા, શિષ્યોનાં જ મન પર આ નાનકડી વસ્તુ પડવા પામતી. એને લીધે કંઈ નવા જ્ઞાનનો આવિષ્કાર થતો એમ નહીં.[૩૮] તેમણે જે કઈ જ્ઞાન અગાઉ મેળવ્યું હતું, જ્ઞાનનો જે ભંડાર તેમણે ધીરેધીરે કરીને એકઠો કર્યો હતો, તે જ એક ઝબકારામાં જીવતોજાગતો ને હાજરાહજૂર બની જતો. ' એ પળે તમને સાક્ષાત્કાર થાય છે કે તમારી પેઠે વસ્તુમાત્ર પર ઈશ્વરમાં જ વાસ કરે છે તમે ભૂતમાત્રની

સંકલ્પશક્તિ ને તેમના અંતરાત્મા બની જાઓ છો. તમારી ઇચ્છા તે આખા વિશ્વની ઇચ્છા બની જાય છે.'[૩૯]

આ સાક્ષાત્કાર એ છેવટનો ટપ્પો હતો; કેમકે આ અવસ્થાની દર્શનની પેલી પાર પરમ સાક્ષાત્કાર—નિર્વિકલ્પ સમાધિમાં પ્રાપ્ત કરેલું કૈવલ્ય પડેલું હતું. પણ એ તો એવા માણસોને માટે અનામત રાખેલું હતું જેમણે પોતાનું જીવનકાર્ય સિદ્ધ કર્યું હોય; એ અન્તિમ આનન્દ હોય તેનો ઉપભોગ કરવાની મનાઈ હતી; કેમકે, ખુદ રામકૃષ્ણના જેવા થોડાક અપવાદરૂપ દાખલા બાદ કરતાં, આવા માણસો કદી સંસારમાં પાછા ફરવા પામતા નહીં. શિષ્યોની વિનંતી છતાં રામકૃષ્ણ તેમને આ આનંદનો આસ્વાદ લેવાની રજા આપતા નહીં; તેઓ માનતા કે શિષ્યોએ હજુ એ અધિકાર પ્રાપ્ત કર્યો નથી. તેમને બરાબર ખબર હતી કે આવી 'મીઠાની પૂતળીઓ'ને પેલા મહાસાગરનાં પહેલાં જ મોજાંનો સ્પર્શ થતાંવાંત તેઓ સાગરના પાણીમાં ઓગળી જશે. એક ને અદ્વિતીય એવા પરમ સત્ તત્ત્વ જોડે કૈવલ્ય પ્રાપ્ત કરવા ઇચ્છનારને ત્યાંથી પાછા ફરવાની ટિકિટ મળે તો એ ચમત્કાર જ ગણાય.

તેથી શિષ્યોને આ સંસારમાં ઉપાન્ત્ય (છેક છેલ્લીની પહેલાંની) અવસ્થાએ રહેવું પડતું. છેક છેલ્લી અવસ્થા એ જેમાં ભૂતમાત્ર સાથે એકત્વનો સાક્ષાત્કાર થાય છે.[૪૦] ખરું કહીએ તો, આ ઉપાન્ત્ય અવસ્થા તે પ્રજ્ઞાન અથવા દર્શનની એવી અવસ્થા છે જે મેળવવાની ઇચ્છા ને આશા આપણે સહુ રાખી શકીએ. એ અવસ્થાએ આપણને પહોંચવાની, તથા ત્યાં પહોંચવામાં બીજાઓને મદદ કરવાની, શક્તિ આપણ સહુમાં પડેલી છે.

આપણે, પશ્ચિમના જે મુક્ત આત્માઓએ, જ્ઞાન અથવા ભક્તિ દ્વારા, જીવમાત્રના એકત્વનો સાક્ષાત્કાર કર્યો હોય છે તેઓ પણ

અનાથી બીજું શું કરીએ છીએ? એ જ આપણા પોતાના પુરુષાર્થનું સતત ધ્યેય, આપણને આગળ વધવા ધકેલનારી ધગશ, આપણી ઊંડી શ્રદ્ધા નથી શું? આ શ્રદ્ધાને બળે આપણે જીવીએ છીએ. એ શ્રદ્ધાને આધારે, આપણે માણસ માણસ વચ્ચેના દ્વેષનાં લોહિયાળાં પાણી પર થઈને પસાર થઈ જઈએ છીએ છતાં આપણાં પગનાં તળિયાં સુદ્ધાં ખરડાતાં નથી. સર્વ રાષ્ટ્રો, પ્રજાઓ ને ધર્મો વચ્ચે વહેલુંમોડું ઐકય સ્થપાતા પામશે, એ આપણી ઇચ્છાનો તથા આપણી ઊંડી પ્રતીતિનો એકમાત્ર વિષય નથી? આપણે, ભલે અજાણતાં પણ, આ બાબતમાં રામકૃષ્ણના શિષ્યો નથી?

## ટિપ્પણો

૧. ત્રીજી અવસ્થાઃ અર્ધાં સંસારી ને અર્ધાં સાધુ એવા માણસોની અવસ્થાને સંત ફ્રાન્સિસે આ નામ આપ્યું હતું. સંસારમાં રહેતા માણસો એમાં દાખલ થઈ શકતા (ને હજી થઈ શકે છે.)

૨ રામકૃષ્ણકથામૃત.

૩. રામકૃષ્ણચરિત્ર.

૪. રામકૃષ્ણકથામૃત.

ધનિક કેશવના કરતાં આ ખેડૂતના દીકરાને જીવનની જરૂરિયાતો વિષે વધારે ખબર હતી. તેઓ એ પણ જાણતા હતા કે જો કોઈ ગરીબ મજૂર આળસુ ભક્તની પેઠે કલાકો સુધી ધ્યાન ધરવાને બદલે દિવસમાં એક જ વાર ઈશ્વરને વિષે વિચાર કરે તો તેમાં વધારે પુણ્ય છે.

રામકૃષ્ણ જે ઊંડા અર્થવાળી ને રમૂજી વાતો કહેતા તેમાની એક આ પ્રમાણે છે: 'એક દહાડો નારદને વિચાર આવ્યો કે સૌથી પુણ્યશાળી માણસ હું છું. ભગવાને એમને કહ્યું: "પેલા ખેડૂતને જઈને જુઓ. એ તમારા કરતાં વધારે પુણ્યશાળી છે." નારદ ગયા. ખેડૂત સવારે ઊઠતી વખતે ને રાતે સૂતી વખતે હરિનું નામસ્મરણ કરતો; બાકી આખો દહાડો ખેતરમાં કામ કરતો. નારદને સમજ પડી નહીં. ભગવાને કહ્યું "એક પ્યાલો તેલથી છલોછલ ભરેલો લઈ જાઓ, ને તે હાથમાં રાખીને આખું ગામ ફરી આવો એટલું જોજો કે તેલનું એક ટીપું પણ ઢોળાય નહીં." નારદે ભગવાનની આજ્ઞા માની. એક ટીપું પણ તેલ ઢોળાવા દીધા વિના પાછા આવ્યા એટલે ભગવાને પૂછ્યું: "તમે મારું સ્મરણ કેટલીવાર કર્યું હતું?" નારદ કહે: "પ્રભુ, તમારું સ્મરણ મારાથી શી રીતે થઈ શકે? મારું ધ્યાન તો તેલના પ્યાલા પર ચોંટેલું હતું." આ રીતે ભગવાને નારદને સમજ પાડી કે પેલા ખેડૂતને પુષ્કળ કામ હોવા છતાં તે પ્રભુનું નામસ્મરણ ચૂક્યો નહીં, એટલે એની ભક્તિ કેટલી બધી ગણાય!' (શ્રી રામકૃષ્ણુઝ ટીચિંગ્ઝ)

૫. રામકૃષ્ણકથામૃત.

૬. ત્રૈલોક્યનાથ સંન્યાલ સાથેનો વાર્તાલાપ.

૭. કેશવ અને તેમના શિષ્યો સાથેનો વાર્તાલાપ.

૮. આ જ પ્રકારની આ એક બીજી વાત છે:

એક ભલાં ડોશીમા વૃદ્ધ થયાં, એટલે તેમણે વૃંદાવન જઈ પ્રભુભજનમાં શેષ જીવન વ્યતીત કરવાનો વિચાર કર્યો. એનું કારણ તેમણે એ જણાવ્યું કે 'મને દીકરાની દીકરી પર એટલું બધું હેત છે કે ઘેર રહીને ભજન કરું તો એ દીકરીના જ વિચાર મનમાં આવ્યાં કરે.' રામકૃષ્ણે એમને વૃંદાવન ન જવાનું સમજાવતાં કહ્યું:

'તમારી પૌત્રી તે સાક્ષાત્ શ્રીરાધિકા છે એ વિચારથી જો તમે એને વિષે પ્રેમ કેળવશો, તો વૃંદાવનમાં રહીને જે લાભ મેળવવાની ઇચ્છા તમે રાખો છો તે લાભ તમને આપોઆપ મળશે. તમે એને અત્યારે લડાવો છો એટલાં જ લાડ લડાવો; તમારું મન માને એટલું એને ખવડાવો ને એટલાં કપડાં પહેરાવો; પણ મનમાં હંમેશાં એટલો વિચાર રાખો કે આ બધાં કર્મો દ્વારા તમે વૃંદાવનની દેવીની પૂજા કરો છો.' (શ્રી રામકૃષ્ણઝ ટીચિંગ્ઝ)

આ રીતે તમારું જીવન વ્યતીત કરો, અને નિર્દોષતા ને શાંતિમાં તમારાં પ્રિય જનો પ્રત્યે પ્રેમ ધરાવો! આનો અર્થ એ છે કે એ પ્રિય જનો રૂપી પડદાની તળે તમે પ્રભુને જુઓ છો ને તેનો પાડ માનો છો.

૯. 'સૌથી અગત્યની વાત એ છે કે તમે ભલે ગમે તે રસ્તે જતા હો, પણ તમારામાં સત્યને વિષે ધગશ હોવી જોઈએ. ઈશ્વર તમારા હૃદયની છાની વાતો જાણે છે; અને તમે ખોટા માર્ગે હો એની વિસાત નહીંજેવી છે; માત્ર તમારી નિષ્ઠા સાચી હોવી જોઈએ. ઈશ્વર પોતે તમને સાચે માર્ગે પાછા લઈ આવશે. કોઈ પણ માર્ગ સંપૂર્ણ નથી. દરેક જણ માને છે કે મારું ઘડિયાળ બરાબર ચાલે છે; પણ ખરું જોતાં એકે ઘડિયાળ ખરો વખત બતાવતું નથી. પણ એને લીધે લોકોના કામમાં અંતરાય આવતો નથી.' (શ્રી રામકૃષ્ણચરિત્ર)

૧૦. માતાની, અર્થાત્ ઈશ્વરીની—કાલિની.

૧૧. ગિરિશચંદ્ર ઘોષનાં કેટલાંક નાટકોનાં બંગાળીમાંથી અંગ્રેજીમાં ભાષાંતરો થયાં છે. તેઓ બંગાળના એક મોટામાં મોટા નાટકકાર ગણાય છે.

વિવેકાનંદના કહેવા પ્રમાણે રામકૃષ્ણના ઉપદેશનો સિદ્ધાન્ત આ હતો: ' પહેલાં ચારિત્ર કેળવો, પહેલાં આત્મનિષ્ઠા પ્રાપ્ત કરો, પછી પરિણામો તો આપોઆપ મળી રહેશે ' ( માથ માસ્ટર )

૧૮. સરખાવો ' રામકૃષ્ણકથામૃત'માં આપેલી આ વાત.

૧૯. એ વસ્તુ ભ્રમણાની હદ સુધી પહોંચતી.

' તમે જાણો છો હું શું જોઉં છું તે ? હું પદાર્થમાત્રમાં પ્રભુને જોઉં છું. માણસો ને બીજાં પ્રાણીઓ મને માંસરૂપી વસ્ત્ર પહેરેલી નાની નાની મૂર્તિઓ જેવાં ભાસે છે; અને એમની અંદર વસતો પ્રભુ એમનાં માથાં ને હાથપગ હલાવે છે. મને એકવાર આ દૃશ્ય દેખાયું: કેવળ એક પદાર્થે જ વિશ્વના બધા આકારો તથા પ્રાણીમાત્રનાં રૂપ ધારણ કર્યાં છે—એક મીણનું ઘર છે, એમાં બાગબગીચા, માણસો, ગાયો બધું મીણનું છે—મીણ સિવાય બીજું કશું છે જ નહીં.... ' ( રામકૃષ્ણકથામૃત )

' એક દિવસ મને એવું દર્શન થયું કે વસ્તુમાત્ર તે શુદ્ધ આત્મા જ છે. મંદિરનાં પાત્રો વેદી, માણસો, પશુ—બધાં જ શુદ્ધ આત્મારૂપ ! હું પાગલની પેઠે દરેક વસ્તુ પર ફૂલ વરસાવવા લાગ્યો. મારી નજરે ચડી તે દરેક ચીજની મેં પૂજા કરી. '

૨૦. ' રામકૃષ્ણકથામૃત'માં રામકૃષ્ણે આ પ્રશ્નની ચર્ચા નિખાલસપણે ને ખુલ્લા શબ્દોમાં, કશી ખોટી શરમ વગર કરી છે.

૨૧. રામકૃષ્ણકથામૃત.

૨૨. પશ્ચિમના કેટલાક સરસમાં સરસ કલાકારો ને ગરવામાં ગરવા વિદ્વાનોએ—શ કાપોર એવી અઢારમી સદીમાં સુદ્ધાં—પોતાના કાર્યને વિષે ઊંચા પ્રકારની નિષ્કામ વૃત્તિ દાખવી છે. ગ્લક અને હાંડેલ જેવા અર્વિંષ્ઠ, તથા હાસ અને મોઝાર્ટ જેવા માનવી વિષય-

વાસનાથી ભરેલા, માણુસોમા એ વૃત્તિ જોઈ મારા મનમાં પ્રશંસાનો ભાવ ઊપજ્યો છે; એ દરેક જણે પોતાના મરણ બાદ પોતાના કાર્યનું શું થશે એ વિષે પૂરેપૂરી ઉદાસીનતા બતાવી છે; રૅસીનની પેઠે, પોતાની સર્જનશક્તિનો પૂરો જુવાળ ચડેલો તે વખતે તેને મૂકી મરણને ભેટ્યા છે. હું તો એમ પણ કહેવાનું સાહસ કરું છું કે કોઈ પણ માણુસ આટલી ઊંચાઈએ પહોંચ્યા વિના મહત્તા પ્રાપ્ત કરી શકયો જ નથી.

૨૩. 'સ્વ–પ્રેમ' શબ્દ પોતાના પંડ વિષેના પ્રેમના અર્થમાં જ વાપરેલો છે, એ કહેવાની જરૂર નથી.

૨૪. રામકૃષ્ણકથામૃત.

૨૫. 'તમે ઈશ્વરને શોધો છો ? ભલે, તેને માણુસની અંદર જુઓ ! ઈશ્વર બીજા કોઈ પદાર્થ કરતાં માણુસમાં પોતાનું રૂપ વધારે પ્રગટ કરે છે. સાચું જોતાં ઈશ્વર વસ્તુમાત્રમાં છે; પણ બીજી વસ્તુઓમાં એની શક્તિ વત્તાઓછા પ્રમાણુમાં પ્રગટ થાય છે. મનુષ્યરૂપે અવતરેલો ઈશ્વર એ દેહધારી ઈશ્વરનું સૌથી અધિક પ્રગટ રૂપ છે.' (રામકૃષ્ણકથામૃત)

૨૬. 'માણુસમાત્રમાં ઈશ્વરનું દર્શન કરવું એનું નામ પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ' (એજન)

૨૭. આ ઉપરાંત સ્વામી અશોકાનંદે લખ્યું: 'સામ ન્ય કક્ષાએ, પ્રેમ અને સમભાવમાંથી સેવાનો જન્મ થાય છે. પણ.... આપણે જ્યારે પીડાતી માનવજાતિને કેવળ વિવિધરૂપધારી ઈશ્વર તરીકે જોઈએ છીએ ત્યારે આપણને એમ માલૂમ પડે છે કે માણુસોમાં ઈશ્વરનો વાસ છે એવું ભાન તે સેવાનો હેતુ બની જાય છે, અને એવી સેવા ઈશ્વર-સાક્ષાત્કારનું સબળ સાધન થઈ પડે છે.' (પ્રબુદ્ધ ભારત, ફેબ્રુઆરી, ૧૯૨૮.) 'ईश्वरी अंश 'નો જરાયે વિચાર કર્યા વિના, પીડિત માણુસ

કષ્ટ પામે છે એટલા ખાતર જ, તેને વિષે પ્રેમ રાખવો ને તેની સેવા કરવી, એ વસ્તુ મને આથીયે અધિક સુંદર, આના કરતાંયે શુદ્ધતર અને ઉચ્ચતર ભાસે છે, એમ કહેવાનું સાહસ હું કરું? ઈશ્વર-તત્ત્વના ચિન્તનમાં નિરંતર મગ્ન રહેવું એના કરતાં ઈશ્વરતત્ત્વનું વિસ્મરણ થવા દેવાથી ઈશ્વરની વધારે સમીપ રહેવાય છે; કેમકે, રામકૃષ્ણે કલ્પેલા અર્થમાં 'આસક્તિ'નો લેશ પણ અંશ કાયમ રહેવાનો અવકાશ આમાં નથી રહેતો.

૨૮. ૧૮૮૬ નો આ પ્રસંગ આગળ ઉપર આવશે. તે નજરે જોનાર સ્વામી શિવાનંદે મને જેવો કહેલો તેવો મેં આપ્યો છે.

૨૯. રામકૃષ્ણકથામૃત.

૩૦. ૩૧. ૩૨. એજન.

૩૩. સરખાવો સુખરજી: એજન.

૩૪. રામકૃષ્ણકથામૃત.

૩૫. નરેંદ્ર એ વિવેકાનંદનું પૂર્વાશ્રમનું નામ હતું.

૩૬. આ રહી બીજી કેટલીક સુન્દર કથાઓ:

પહેલાં તો લઈએ 'પદાર્થમાત્રમાં ઈશ્વર' વિષેની આ સુંદર વાર્તા (રામકૃષ્ણકથામૃત):

'એક મઠ હતો. તેના સાધુ રોજ ભિક્ષા માગવા જતા. એક દિવસ એક સાધુ ભિક્ષાર્થે નીકળેલો, તેણે એક ગરીબ માણસને નખાત માર મારતા એક જમીનદારને જોયો.... તે વચ્ચે પડ્યો.... જમીનદારે કોપાયમાન થઈ પોતાનો ક્રોધ આ સાધુ તરફ વાળ્યો, ને તે બેભાન થઈ ગયો એટલો માર એને માર્યો. બીજા સાધુઓને આ વાતની ખબર પડી, એટલે તેઓ દોડતા દોડતા આવ્યા; તેમણે પેલા સાધુને ભોંય પર પડેલો જોયો, એટલે એને ધીરેથી ઉઠાવી મઠમાં લઈ

-જઇને પથારીમાં સુવાડયો. તેની આસપાસ બેસી સાધુઓ વીંઝણે એને પવન નાંખવા લાગ્યા. એક જણે ધીરે રહીને તેના મોંમાં દૂધ રેડયું. કેટલીકવારે બેધાને શુદ્ધિ આવી, એટલે તેણે આંખ ઉઘાડી આસપાસ નજર નાંખી. તે બીજા સાધુઓને ઓળખી શકયો છે કે કેમ એ જાણવા એક સાધુએ તેના કાનમાં બૂમ પાડીને પૂછયું: 'ભાઇ, તમારા મોંમાં દૂધ કોણે રેડયું?' સાધુએ ઘણે કળવે સાદે જવાબ દીધો: 'ભાઇ, જે ભગવાને અને માર માર્યો હતો તેણે પોતે જ મારા મોંમાં દૂધ રેડયું.'

આ એક બીજી વાત (શ્રીરામકૃષ્ણચરિત્ર):

જુવાન કાલિચરણ માછલી પકડતા જતો. તેને ઠાકુરે (ગુરુદેવે) પૂછયું: 'તું આટલો ક્રૂર કેમ થાય છે?' કાલિચરણે જવાબ દીધો: 'હું કશું ખોટું કરતો નથી. આપણે સહુ આત્મા છીએ, અને આત્મા અમર છે, એટલે હું ખરેખર તો માછલીઓને મારતો જ નથી.' તેને ગુરુદેવે કહ્યું: 'દીકરા, તું તારા મનને છેતરે છે. જે માણસે સાક્ષાત્કાર કર્યો હોય (અર્થાત્ જેણે પોતાના અંતર્યામી ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો હોય) તે બીજા પ્રત્યે કદી ક્રૂર થઇ જ ન શકે. તેના શરીરથી એવું કામ થાય જ નહીં. એને તો એવો વિચાર પણ ન આવે.'

(રામકૃષ્ણ પોતે એવી સ્થિતિએ પહોંચ્યા હતા કે તેમને પૂજા માટે બગીચાના ઝાડ પરથી ફૂલ તોડવાનું પણ ગમતું નહીં.)

છેવટે, સ્વામી શરદાનંદે નોંધેલો નીચેનો હૃદયસ્પર્શી પ્રસંગ બન્યો હતો.

'એક દિવસ (૧૮૮૪માં) રામકૃષ્ણ શિષ્યો જોડે વાતો કરતા હતા, ને વૈષ્ણવધર્મના આવશ્યક સિદ્ધાંતો સમજાવતા હતા. એમાં એક સિદ્ધાન્ત 'જીવમાત્ર પ્રત્યે દયા'નો છે. રામકૃષ્ણે કહ્યું:

'આ વિશ્વના માલિક કૃષ્ણ છે. એ વાત અંતરના ઊંડાણમાં સમજો, અને પ્રાણીમાત્ર પ્રત્યે દયા રાખો.' પછી, 'પ્રાણીમાત્ર પ્રત્યે દયા રાખો,' એ શબ્દ તેમણે ફરીવાર ઉચ્ચાર્યો, ત્યાં તો તેમને સમાધિ ચડી ગઇ શુદ્ધિ આવી એટલે ગણગણવા લાગ્યા: 'પ્રાણીમાત્ર પ્રત્યે દયા....દયા?...તને શરમ નથી આવતી, ક્ષુદ્ર જન્તુ? ભગવાનનાં સરજેલાં પ્રાણીઓ પ્રત્યે તું કેવી રીતે દયા બતાવી શકવાનો છે? દયા બતાવનાર તું કોણ છે?...ના! ના! દયા તો અશક્ય છે. એ પ્રાણીઓ સાક્ષાત્ શિવ છે એમ માનીને તેમની સેવા કર!...'

શિષ્યો તો આ શબ્દોનો અર્થ અડધોપડધો જ સમજ્યા હતા એટલે નરેન્દ્રે (વિવેકાનંદે) બીજાઓની જોડે બહાર નીકળતાં તેમને એનો ઊંડો મર્મ સમજાવ્યો. સેવાધર્મની દૃષ્ટિએ એનો અર્થ શો થાય તે સમજાવ્યું. સેવાધર્મમાં તો ઇશ્વર પ્રત્યેનો તીવ્ર પ્રેમ અને માનવહિતની પ્રવૃત્તિ એનો મેળ બેસાડેલો છે.

૩૭. તેઓ શિષ્યોની સાધનામાં દખલ કરવાની સામાન્યપણે ના પડતા, હમેશાં નહી. (આગળ ઉપર એમણે વિવેકાનંદ ઉપર મેળવેલા વિજયનું વર્ણન આવશે; પણ એ બાદશાહી શિકારને ઝડપી લેવો એ ઘણું જ અગત્યનું કામ હતું; વળી વિવેકાનંદ પોતાનું રક્ષણ કરી શકે એટલું સામર્થ્ય તેમનામાં હતું, એ પણ જણાઈ આવશે) પણ રામકૃષ્ણ શિષ્યોની સ્વતંત્રતા અબાધિત રાખવા માગતા ત્યારે પણ તેઓ એમ કરી શકતા ખરા? તેમનામાં યોગની અજબ ને પ્રચંડ શક્તિઓ હતી. એનો ઉપયોગ તેઓ બને એટલો ઓછો કરતા; કેમકે એમને જંતરમંતર અભિચાર વગેરે પ્રત્યે અણગમો હતો, ને 'ચમત્કારો' સામે તો તેમનો પૂરેપૂરો વિરોધ હતો; 'ચમત્કારો' અશક્ય છે એમ તેઓ ન માનતા,

પણ એમ માનતા કે તે નકામા, એટલું જ નહીં પણ હાનિકારક મુદ્દાં છે. એને વિષે પ્રસુ ખ્રિસ્તના જેટલો જ અણગમો તેમણે બતાવ્યો હતો. જેને ' સિદ્ધિઓ ' કહેવામાં આવે છે તે આધ્યાત્મિક પૂર્ણત્વ પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ છે એવો તેમનો મત હતો; કેમકે એ પૂર્ણત્વ તો હૃદયનું સ્વાભાવિક ફળ હોવું જોઈએ. પણ એ સિદ્ધિઓ ન વાપરવા જેટલો એમનો અંકુશ એના પર હતો ખરો ?—તુલસી ( નિર્મલાનંદ ) હજુ એમને મળ્યા નહોતા ને ઓટલા પર રાહ જોતા હતા; તેમણે એક પુરુષને એકાગ્ર ચિત્તવાળા, ને અડબડિયાં ખાતા જોયા. ( તે રામકૃષ્ણ હતા. ) તેમણે થોભ્યા વિના તુલસી તરફ સહેજ નજર નાંખી. તુલસીની છાતીમાં એક પ્રકારનો સળવળાટ લાગ્યો, અને તેઓ પળવાર સાવ જડ બની ગયા.—તારક ( શિવાનંદ ) હાલ્યાચાલ્યા ને બોલ્યા વિના રામકૃષ્ણ સામે મોં કરીને ઊભા હતા; ગુરુદેવની દૃષ્ટિ તેમના પર પડી; તારકની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી, ને શરીરના બધા અવયવો ધ્રુજી ઊઠ્યા.—કાલિપ્રસાદે ( અભેદાનંદે ) પહેલી મુલાકાત વખતે રામકૃષ્ણના ચરણને સ્પર્શ કર્યો, એટલે તેમના શરીરમાં તત્કાળ દરિયાના મોજાની પેઠે શક્તિનો સંચાર થયો.

બીજે પ્રસંગે ગુરુ જાણીબૂજીને આંતર શક્તિઓને જાગૃત કરાવતા હોય એવો ભાસ થતો. શિષ્યો સ્વચ્છાએ જે પ્રયત્ન કરતા તે જોઈ તેઓ શિષ્યોને મદદ કરતા. એટલે, એમણે જ્યારે લાટુ ( અદ્‌ભુતાનંદ ) ને અતિશય ભક્તિથી થાકી જતા જોયા ત્યારે તેમણે માતાને પ્રાર્થના કરી કે ' તું આની શુભેચ્છા ફળીભૂત કર. ' ત્યારબાદ થોડા દિવસ પછી લાટુને ધ્યાન કરતાં કરતાં સમાધિ ચડી ગઈ.—સુબોધ (સુબોધાનંદ) રામકૃષ્ણને બીજીવાર મળવા ગયા ત્યારે રામકૃષ્ણે તેમની છાતીને હાથ અડાડી કહ્યું: ' જાગ, મા, જાગ ! ',

અને આંગળી વડે તેમની છાતી પર કંઈક લખ્યું; સુબોધને પોતાના અંતરાત્મામાંથી તેજનો પ્રવાહ ધસીને મગજમાં જતો લાગ્યો; દેવો ને દેવીઓના આકારો વીજળીની પેઠે પસાર થઈને અનંતમાં અલોપ થઈ ગયા; તેમને પોતાના વ્યક્તિત્વનું જરાયે ભાન રહ્યું નહીં; પણ રામકૃષ્ણે તેમને તરત જ પાછા બોલાવી લીધા. સુબોધ પર થયેલી આવી પ્રબળ અસરથી રામકૃષ્ણને પોતાને નવાઈ લાગી.—નાના ગંગાધર ( અખંડાનંદ ) ને ગુરુ કાલિના મંદિરમાં લઈ ગયા, ને કહ્યું: ' જીવતા શિવનાં દર્શન કર ! ' ગંગાધરને સાક્ષાત્ શિવજીનાં દર્શન થયાં.

પણ વાચકે ગેરસમજ ન થાય એની સાવચેતી રાખવાની છે. શિષ્યોનાં મનમાં જે દશ્યો કે વિચારો બહારથી ન હોય તેવાં તેમના પર પરાણે લાદવાનો પ્રયાસ ગુરુ કદી કરતા નહીં; તેને જાગૃત કરવાનો પ્રયાસ તેઓ કરતા એટલું જ. જે માણસોના સ્વભાવ બુદ્ધિ-પ્રધાન હતા તેમને તેઓ ' દર્શન 'ના સંશોધનમાં ન ઊતરવાની સલાહ આપતા. બાબુરામ ( પ્રેમાનંદ ), જેમને વિષે ગુરુને પ્રેમ હતો, તેમણે ગુરુને વિનંતી કરી કે ' મને ભાવસમાધિ કરાવી આપો. ' પણ કાલિએ ગુરુને ચેતવ્યા કે બાબુરામને માટે ' જ્ઞાન ' નિર્મેલું છે, ' ભાવ ' ( ભાવનાપૂર્વક ઈશ્વર સાથે તદાકારતા ) નિર્મેલો નથી.—તેમના એક મોટામાં મોટા બુદ્ધિશાળી શિષ્ય થવા નિર્માયેલા કુમાર શરચ્ચંદ્ર ( શરદાનંદ ) ને તેમણે કહ્યું: ' તને ઈશ્વરનું કયે રૂપે દર્શન કરવું ગમે ? તું ધ્યાન ધરે છે ત્યારે તને કેવાં દશ્યો દેખાય છે ? ' શરચ્ચંદ્રે કહ્યું: ' મને કશાં દશ્ય જોવાની પરવા નથી. હું ધ્યાન ધરું છું ત્યારે ઈશ્વરના કોઈ પણ એક આકારની કલ્પના કરતો નથી. હું તેને પૃથ્વી પર વસતા પ્રાણીમાત્રરૂપે પ્રગટ થયેલો કલ્પું છું. ' રામકૃષ્ણે સ્મિત કરીને કહ્યું: ' પણ એ તો સાધનાનું છેલ્લું પગથિયું છે. ત્યાં તારાથી સહેલાં નહીં પહોંચી શકાય. ' શરચ્ચંદ્રે કહ્યું:

'એના કરતાં ઓછાં દર્શનથી મને સંતોષ થાય એમ નથી.'

જે શિષ્યો અતિશય લાગણીપ્રધાન હતા તેમની બાબતમાં પણ, સાકાર દર્શન એ એક વચલી અવસ્થા જ હતી. અભેદાનંદને ધ્યાનમાં દેવો ને દેવીઓ દેખાતાં; પછી એક દિવસ બધા આકારો એક જાજવલ્યમાન મૂર્તિમાં ભળી જતા દેખાયા. રામકૃષ્ણે એમને કહ્યું: 'હવે તને આકારોનાં દર્શન નહીં થાય; તું એ અવસ્થા વટાવી ગયો છે.' અને વસ્તુતાએ તે દિવસથી અભેદાનંદને અપરિમિત તત્ત્વ ને વિશાળતા સિવાય બીજા કશાનું ભાન થતું નહીં, ને છેવટે તે નિર્ગુણ બ્રહ્મ સુધી પહોંચ્યા.—એક બીજા શિષ્ય બાબુરામને સમજાવતા હતા: 'તમે ગુરુ પાસેથી સિદ્ધિઓ મેળવી લો.' રામકૃષ્ણ એ વાત થતી સાંભળી ગયા. તેમણે બાબુરામને પાસે બોલાવ્યા, ને ઠપકો આપી કહ્યું: 'તું મારી પાસેથી વધારે શું માગી શકવાનો છે? મારી પાસે જે કંઇ છે તે બધું તારું નથી? મેં સાક્ષાત્કારની બાબતમાં જે કંઇ પ્રાપ્ત કર્યું છે ને તારે માટે છે. આ વાણી રહી. તેનાથી ઉઘાડ ને બધું લઇ લે.'

પણ વેદાંતી હરિનાથ (તુરીયાનંદ)ને તેમણે કહ્યું: 'તમને જો એમ લાગતું હોય કે તમે મારાથી અળગા થઇને ઈશ્વરનો સાક્ષાત્કાર વધારે સારી રીતે કરી શકશો, તો જાઓ! મારી તો એકમાત્ર ઇચ્છા એ છે કે તમે જગતના દુઃખથી પર બનો ને દિવ્ય આનંદનો ઉપભોગ કરો.'

આમ ગુરુ હજાર રીતે પોતાનો બધો પ્રભાવ વાપરી આ જુવાન આત્માઓની સાચી ધર્મભાવનાને માર્ગદર્શન કરતા, જેથી તેઓ પોતાનું સાચું ને સર્વોચ્ચ વ્યક્તિત્વ ખીલવી શકે. તેમને પોતાની પાસે 'ખાલસા' કરી લેવાનો વિચાર તેમણે કદી સ્વપ્ને પણ કરેલો નહીં. તેમણે શિષ્યોને પોતાનો પંથ સમર્પણ કર્યો. તેમણે શિષ્યોને

કદી એમ કહ્યું નહીં, તેમના મનમાં એવો વિચાર સરખો આવ્યો નહીં, કે 'તમારે મને સમર્પણ થવું જોઈએ.' એમના અને ઈસુના માર્ગદર્શનમાં આ એક મુખ્ય ભેદ રહેલો છે.

રામકૃષ્ણ પોતાની આસપાસના માણસો પર પોતાના વ્યક્તિત્વની જે અસર પાડતા તેના આ વિચિત્ર અંશ પર મેં, પશ્ચિમી વાચકને ખાતર, ભાર દીધો છે; છતાં એ વસ્તુને પૂર્વમાં દેવાય છે એટલું મહત્ત્વ અહીં આપ્યું નથી. આ વિષયમાં હું શરચ્ચંદ્ર (શરદાનંદ)ના જેવો જ અભિપ્રાય ધરાવું છુ: 'આપણે વધારે મેળવવું જોઈએ. અલ્પથી આપણને સંતોષ ન થઈ શકે.' આત્માને જે પુરાવો દેખાય તેને મુકાબલે ચક્ષુને થતા દર્શનની વિસાત ઓછી જ ગણાય.

૪૮. જે શિષ્યો આ અનુભવોમાંથી પસાર થયા છે—એમાંના સૌથી વિશેષ બુદ્ધિશાળી એવા અનેક હજુ હયાત છે—તેઓ સાક્ષી પૂરે છે કે આમાં હિપ્નોટિઝમનો તો જરા પણ અંશ ન હતો. હિપ્નોટિઝમમાં માણસની ઇચ્છાશક્તિ ઉપર પરાય ચેતનાનું દબાણ થાય છે. ને જેના ઉપર એ દબાણ થાય તે માણસની ઇચ્છાશક્તિ ખંડિત થાય છે. આ શિષ્યોને થયેલો અનુભવ તો શક્તિ આપનારી દવા કે સ્ફૂર્તિ આપનાર પીણાના જેવો હતો. એની પ્રેરણાથી માણસોને પોતાના જ આદર્શોનું વધારે સ્પષ્ટ દર્શન થવા પામતું. રામકૃષ્ણ મિશનના અત્યારના અધ્યક્ષ સ્વામી શિવાનંદે મને લખ્યું છે:

'પોતાના આત્મબળનો સંચાર બીજાઓમાં કરી તેમની ચેતનાને ઊંચામાં ઊંચા શિખર સુધી ચડાવવાની શક્તિ રામકૃષ્ણમાં હતી. આ વસ્તુ તેઓ કાં તો પોતાના વિચારબળથી અથવા પોતાના સ્પર્શ વડે કરતા અમારામાંના ઘણાને યથાશક્તિ આત્મવિકાસની ઉચ્ચતર કક્ષાઓ સુધી તેમની મદદ વડે જવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ સ્થિતિ સંમોહનની નહોતી, તેમ સુષુપ્તિની પણ નહોતી.

એમના સ્પર્શથી ને એમની ઇચ્છાશક્તિને લીધે આ ઊંચી કોટિનું આત્મદર્શન ત્રણવાર પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય મને પોતાને પ્રાપ્ત થયું હતું. એમના પ્રચંડ આત્મબળનો જાતપુરાવો આપવા હું હજુ જીવતો છું.'

પશ્ચિમના કેટલાક વિદ્વાનો સાક્ષાત્કારની અવસ્થાના મનોવિશ્લેષણને લગતા પ્રશ્નોમાં ગૂંચાયેલા છે તેઓ હજુ સવેળા આ જીવતા સાક્ષીઓનો સંપર્ક સાધે. હું ફરી કહું છું કે મને પોતાને આવાં દર્શનો વિષે નહીં જેવું જ કુતૂહલ છે; માણસોને અંતરમાં એવાં દર્શન થાય છે એની સચ્ચાઈ વિષે શંકા નથી. એનાં વર્ણન આ પુસ્તકમાં આપવાની મારી ફરજ છે એમ હું માનું છું; કેમકે સત્યનિષ્ઠા અને પૃથક્કરણબુદ્ધિ બંનેએ આપેલી બને તેટલી બધી ખાતરીઓની વાડ એની આસપાસ રચાયેલી છે. મને વધારે રસ તો મહાન આત્મ-સાક્ષાત્કારની હકીકતમાં છે—જે થઈ ગયું છે એના કરતાં જે થવું ચાલુ છે તેમાં છે; જે વસ્તુ થોડાક ભાગ્યશાળાઓને જ મળે છે એના કરતાં જે વસ્તુ સર્વદા સર્વ મનુષ્યોમાં છે અથવા હોઇ શકે છે તેમાં મને વિશેષ રસ છે.

૩૯. આનો અર્થ એ સમજવાનો છે કે આપણે વિશ્વની ઇચ્છાનો અંગીકાર કરીએ છીએ, વિશ્વ ઉપર આપણી ઇચ્છા પરાણે ઠોકી બેસાડતા નથી.

૪૦. 'જગત એ કર્મક્ષેત્ર છે. જેમ માણસો ગામડાંમાં આવેલે પોતાને ઘેરથી કલકત્તે કામધંધા કરવા આવે છે, તે જ પ્રમાણે જગતમાં માણસને કામે લગાડવામાં આવે છે.' (રામકૃષ્ણકથામૃત)

(સ્વામી વિવેકાનંદને ગુરુની હયાતીમાં જ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઈ હતી. બીજા કેટલાક શિષ્યોને પ્રાપ્ત થઈ નહોતી એમ પણ ન કહી શકાય —પ્રકાશક)

# ૧૦. પ્રિય શિષ્ય નરેન્દ્ર

'ઉપલા ખંડના' સર્વ હિંદી શિષ્યોએ પછીથી જ્ઞાન અને કર્મ વડે વિખ્યાતિ મેળવી એની વાત હું આગળ પર કહીશ. પણ એમાં એક અસાધારણ શિષ્ય હતા, તેમની જોડે રામકૃષ્ણ અસાધારણ રીતે વર્તતા. આ જુવાનને પ્રથમ દૃષ્ટિએ, ગુરુનો પૂરો પરિચય કરી રહે તે પહેલાં જ, ગુરુએ પસંદ કરી લીધા. એ જુવાનમાં કેટલું પાણી હતું ને તે કેટલે આગળ વધી શકે એમ હતા—માનવજાતિના આધ્યાત્મિક નેતા થવાની શક્તિ તેમનામાં હતી—તે ગુરુએ જોઈ લીધું. આ શિષ્યનું નામ હતું નરેન્દ્રનાથ દત્ત; તે પછી વિવેકાનંદ બન્યા.

પરમહંસમાં ઘતર આત્માઓની પરખ કરવાની શક્તિ સ્વયંસિદ્ધ હતી; તેમને ત્રિકાળ જ્ઞાન હતું; અને તેઓ આંખના એક પલકારામાં ભાવિના આખા પૂરને નિહાળી શકતા; એટલે તેઓ આ શિષ્યને સદેહે મળ્યા તે પહેલાં જ આ મહાન શિષ્યને આત્માની ઋષિઓની હરોળમાં ઊભેલા જોઈ લીધાનો ભાસ તેમને થયો હતો.

એ સુભગ દર્શનનો હેવાલ હું અહીં આપવા ધારું છું. બેશક અમારા પશ્ચિમના માનસશાસ્ત્રીઓની પેઠે એનો ખુલાસો સામાન્ય પરિભાષામાં હું આપી શકું એમ છું; પણ એવા ખુલાસાનો કશો હિસાબ નથી. આપણે જાણીએ છીએ કે દરેક પ્રબળ, પ્રચંડ 'દર્શન'માં પોતે જે કંઈ જોયું હોય તે સરજવાની, ને પેદા કરવાની, શક્તિ રહેલી હોય છે. એક ઊંડા અર્થમાં એમ કહી શકાય કે જે વસ્તુ અત્યાર સુધી વિદ્યમાન નહોતી, પણ જે 'હસ્તિ' (અસ્તિત્વ) ના કાંઠા પર કાંપતી હતી, તે વસ્તુને ખરેખાત સરજવાનું કામ ભાવિનું દર્શન કરનારા આવા ઋષિઓને પેગંબરોએ કરેલું છે. વિવેકાનંદને માટે નિર્માયેલા અજબ ભાવિની આડે આવી

તેનો માર્ગ રોકનારો જે ખડક હતો તેને રામકૃષ્ણના દૃષ્ટિપાતે, કુહાડીના એક જ ઘાની પેઠે, ભેદી નાંખ્યો; અને એવી રીતે જે ફાટ પડી તેમાં થઈને તેમના આત્માની સરિતાનો પ્રવાહ સડસડાટ વહી શક્યો. આમ ન થયું હોત તો એ વહેળો પૃથ્વીના ગર્ભમાં જ અલોપ થઈ ગયો હોત. રામકૃષ્ણે આ વિષે કહેલું:

'એક દિવસ મેં જોયું કે મારું ચિત્ત સમાધિમાં એક જ્યોતિર્મય માર્ગે થઈને ઊંચે ઊડી રહ્યું છે. થોડી જ વારમાં તે તારકસૃષ્ટિને વટાવી ગયું, ને વિચારોના સૂક્ષ્મ પ્રદેશમાં દાખલ થયું. તે જેમ જેમ ઊંચે ને ઊંચે ચડતું ગયું, તેમ તેમ મને રસ્તાની બંને બાજુએ દેવદેવીઓનાં આદર્શ રૂપો દેખાયાં. પછી ચિત્ત એ પ્રદેશની આગોળે પહોંચ્યું: ત્યાં તેજથી ઝળહળતો એક કોટ સગુણ જગતને નિર્ગુણ પ્રદેશથી જુદો પાડી રહ્યો હતો. એ કોટ વટાવીને ચિત્તે 'પારમાર્થિક' પ્રદેશમાં પ્રવેશ કર્યો; ત્યાં કોઈ સાકાર તત્ત્વનું દર્શન થતું નહોતું. દેવો પણ એ ભવ્ય પ્રદેશમાં ડોકિયું કરવાની હામ ભીડી શકતા નહોતા, ને ઘણે જ નીચે પોતાનાં આસન પર બેસી રહીને સન્તોષ માનતા હતા. પણ બીજી પળે મેં ત્યાં સાત ઋષિઓને સમાધિ ચડાવીને બેઠેલા જોયા. મારા મનમાં થયું કે આ ઋષિઓ જ્ઞાન અને પાવિત્ર્યમાં, ત્યાગ અને પ્રેમમાં કેવળ મનુષ્યોથી જ નહીં પણ દેવોથી સુદ્ધાં શ્રેષ્ઠ હોવા જોઈએ. હું એમની પ્રશંસામાં ગરકાવ થઈને એમની મહત્તા વિષે વિચાર કરતો હતો, એટલામાં મેં એ અવ્યક્ત તેજોમય પ્રદેશના એક અંશને ઘનીભૂત થઈ એક દિવ્ય બાળકનું રૂપ લેતો જોયો. એ બાળક પેલા ઋષિઓમાંના એકની પાસે આવ્યો, પોતાના રૂપાળા હાથ વડે મૃદુતાથી ઋષિને ગળે વળગી પડ્યો, અને તેમને મધુર રવે સંબોધી તેમના મનને સમાધિદશામાંથી પાછું ખેંચી લાવવાનો પ્રયાસ કરવા

લાગ્યો. આ જાદુઈ સ્પર્શને લીધે ઋષિ સમાધિમાંથી જાગી ઊઠ્યા, અને અડધી ઊઘડેલી આંખે આ અદ્‌ભુત બાળક તરફ જોઈ રહ્યા. એમની તેજથી ઝળહળતી મુખમુદ્રા પરથી લાગ્યું કે આ બાળક એમના હૈયાનો હાર હોવો જોઈએ. પેલો બાળક ભારે આનંદથી એમને કહેવા લાગ્યોઃ "હું નીચે જાઉં છું. તમારે પણ મારી સાથે આવવું જોઈએ." ઋષિ ચૂપ રહ્યા, પણ એમની આંખમાં દેખાતી કોમળતાએ એમની હા પ્રદર્શિત કરી. બાળક સામે ટગરટગર જોઈ રહેતાં તેઓ ફરી સમાધિમાં નિમગ્ન થઈ ગયા. એમનાં શરીર અને મનનો એક અંશ તેજસ્વી જ્યોતિઃપુંજના રૂપમાં પૃથ્વી તરફ ઊતરતો હતો, એ જોઈ મને આશ્ચર્ય થયું. નરેન્દ્રને જોતાં—વાંત હું ઓળખી ગયો કે આ જ પેલા ઋષિ.'

પેલો બાળક કોણ હતો તે રામકૃષ્ણ આપણને કહેતા નથી, પણ આપણે અટકળ કરી શકીએ એમ છીએ. તેમણે પોતે જ શિષ્યોને[૨] કહેલું કે 'આ બાળક તે હું પોતે છું.' બેશક તેઓ પોતે તો જીવનભર બાંબિનોના જેવા જ રહ્યા. (બાળક પ્રભુને માતાએ તેડેલા છે એવાં જે ચિત્ર ઇટલીમાં મધ્ય યુગમાં ચિતરાયેલાં તેને 'બાંબિનો' કહેતા) એ ચિત્રમાંના બાળક પ્રભુની પેઠે રામકૃષ્ણના હોઠ જગન્માતાનું દૂધ પીધાં કરતા; અને તેઓ, પોતાને માટે નિર્માયેલું કાર્ય પૂરું કરવા, એ માતાના હાથમાંથી પળવાર જ હેઠા ઊતર્યા હતા. એ કાર્ય શું હતું તે વિષે તેઓ પોતે કહેતા કે 'માનવજાતિને રસ્તો બતાવવા ને લશ્કરના સેનાપતિનું પદ સંભાળી લેવા માટે મારા કરતાં સારો માણસ જગતમાં મોકલવો, એ કામ મારે માટે વિધાતાએ નિર્મેલું છે.'

નરેંદ્રનું બુદ્ધિબળ સાબૂત હતું. એમના મહાન હૃદયમાં આખા જગત માટેનો પ્રેમ ભરેલો હતો. તે ઉપરાંત એમને જરૂર હતી—મજબૂત શરીરની, ધરતી પર ફેરવવા માટે વિશાળ બાહુની, પૃથ્વી

પર યાત્રા કરવા માટે પગની, સાથીઓના અંગરક્ષક દળની, અને એમના પર હુકમ ચલાવવા માટે આવડતની. એમની જ્વલંત શ્રદ્ધાએ સાક્ષાત્કારને પૃથ્વીના પડમાંથી ઉખાડીને બહાર કાઢયો. એ પરથી એમની દીર્ઘદૃષ્ટિ ને એમની તાકાતેવી પુરવાર થાય છે. એટલું જ નહીં પણ એ પરથી એમ પણ દેખાય છે કે બંગાળની ભૂમિ એમની હાકલને માટે તૈયાર હતી ને તેને માટે તલસી રહી હતી. સાક્ષાત્ પ્રકૃતિદેવીએ જ વિવેકાનંદનો પ્રસવ કરી તેમને આ 'સદી'માં નાખ્યા હતા: કેમકે આત્માના એ રૂપને ભૂતળ ઉપર જન્મવા માટેનો સમય પાકી ચૂક્યો હતો.

નરેંદ્રનું મન આ વખતે ચંચળ, વ્યથિત, અને તોફાની સમુદ્રનાં મોજાં પર અથડાતું હોય એવું હતું. એવા કિશોરમાં રામકૃષ્ણે ભાવિ નેતાને જોઇ લીધો, અને પોતે જે પ્રચારકની વાટ જોતા હતા તે જ આ છે એમ એને ઓળખી કાઢયો, એ માટે પણ રામકૃષ્ણ પ્રશંસાને પાત્ર છે.

આ ગુરુશિષ્યની શરૂઆતની મુલાકાતોનું પૂરેપૂરું વર્ણન આપવા જેવું છે. નરેંદ્રને તેમની અનિચ્છા છતાં રામકૃષ્ણ તરફ જે આકર્ષણ ઊપજ્યું, અને જે ગુરુએ એમને પસંદ કરેલા તેમની જોડે અનિચ્છા છતાં જે આકર્ષણને લીધે એમનું તાદાત્મ્ય રચાયું, તે આકર્ષણ વાચક પોતે આ વર્ણન વાંચ્યા પછી અનુભવશે.

પણ આ પ્રતિભાશાળી યુવાનનો તારો રામકૃષ્ણની કક્ષામાં પ્રવેશ્યો ને તેમાં લીન થઇ ગયો એ પળનું એવું ચિત્ર આપણે પહેલાં આલેખીએ.[૨]

નરેન્દ્ર એક ઊંચા, અમીરી ખવાસવાળા, કુળના હતા; અને એ યોદ્ધાઓની નાતની છાપ એમના આખા જીવનમાં દેખાઇ આવતી હતી. તેમનો જન્મ કલકત્તામાં ૧૮૬૩ના જાન્યુઆરીની ૧૨મીએ

થયો હતો. તેમનાં માતા અત્યંત સુશિક્ષિત મહિલા હતાં, ને તેમનામાં કોઈ મહારાણીના જેવાં તેજ અને રુવાબ હતાં. તેમની વીરવૃત્તિ રામાયણ અને મહાભારતનાં મહાકાવ્યોથી પોષાઈ હતી. નરેન્દ્રના પિતાનું જીવન ઠાઠમાઠથી ભરેલું ને અશાંતિવાળું હતું. તેમનામાં લગભગ ફ્રેંચ લેખક વોલ્ટેરના જેવી સ્વાતંત્ર્ય ને સ્વૈરવિહારની વૃત્તિ હતી. નાતજાતનાં બંધનો વિષે તેમને પરવા નહોતી. એનું કારણ એ હતું કે તેમના મનમાં માનવતાની વિશાળ ભાવના હતી, તેમજ પોતાની શ્રેષ્ઠતા વિષેની અસ્મિતા પણ હતી. પણ નરેન્દ્રના દાદા, જે શ્રીમંત ને સંસ્કારી પુરુષ હતા, તેમણે પચીસ વર્ષની ઉંમરે સ્ત્રી અને સંતાનનો તથા ઊંચી પદવી, વૈભવ અને સમાજનો ત્યાગ કરી, વનવાસ સ્વીકારી, સંન્યાસ ધારણ કર્યો હતો; અને તે દિવસથી તેઓ અલોપ થઈ ગયા હતા.

નરેન્દ્રનાં બાળપણ ને કિશોરવય મધ્યયુગીન ઇટલીના કોઈ જુવાન કલાકાર રાજકુમારના જેવાં વીત્યાં હતાં. તેમનામાં અનેક વિષયોની અભિરુચિ જન્મથી હતી, અને તે બધી તેમણે કેળવી હતી તેમનામાં સિંહના જેવી સુંદરતા ને હરણના જેવી ચંચળ ગતિ હતી તેમનામાં શારીરિક હિંમત હતી, તેની સાથે પહેલવાનના જેવો બાંધો પણ હતો. સર્વ પ્રકારની અંગકસરતમાં તે બહુ પાવરધા હતા. મુક્કાબાજી કરવી, તરવું, નાવમાં બેસી હલેસાં મારવાં એ બધું તેમને આવડતું; અને ઘોડે બેસવાનો તો તેમને ભારે છંદ હતો. યુવકવર્ગમાં તેઓ માનીતા હતા, ને ફૅશનમાં બીજા યુવાનો તેમનું અનુકરણ કરતા. સંકીર્તન સાથે નૃત્ય કરવાની અજબ કળા તેમનામાં હતી; અને તેમનો અવાજ એવો મધુર હતો કે આગળ ઉપર તે સાંભળીને રામકૃષ્ણને તેની રઢ લાગી હતી. સુવિખ્યાત હિન્દુ ને મુસલમાન ઉસ્તાદો પાસે બેસીને તેમણે ચારપાંચ વરસ ગાયનવાદનનો અભ્યાસ કર્યો હશે. તેઓ

વિશુદ્ધિ એ આધ્યાત્મિક શક્તિ છે; તેનો અગ્નિ જીવનના પ્રત્યેક અંગમાં પ્રવેશ કરે છે; પણ દેહ તથા આત્મા જરા પણ કલુષિત થતાંવાંત એ અગ્નિ હોલાઈ જાય છે. (આ લાગણી માટેનું ઊંડું કારણ હું આગળ ઉપર બતાવીશ.) તે ઉપરાંત, તેમને માટે નિર્મેલા મહાન ભાવિએ તેમના પર પોતાની છાયા ઢાળી દીધી હતી; અને એ ભાવિની દિશા જોકે હજુ તેમના જાણવામાં આવી નહોતી, છતાં પોતે એ ભાવિને લાયક બનવું ને તે સિદ્ધ કરવું એવી ઇચ્છા તેમને હતી ખરી.

તેમનામાં ઈશ્વરદત્ત શકિતઓ ને પરસ્પરવિરોધી એવા આવેશોની આવી વિવિધતા હતી, તેનું પરિણામ એ આવ્યું કે તેમના વ્યક્તિત્વે નિશ્ચિત રૂપ પ્રાપ્ત કર્યું તે પહેલાં તેમને ઘણાં વરસ આત્માના ભારે ઘમસાણમાં કાઢવાં પડયાં. સત્તર અને એકવીસની ઉંમર વચ્ચે (૧૮૮૦થી ૧૮૮૪ ની આખર સુધી) તેમને અનેક બૌદ્ધિક ઝંઝાવાતોમાંથી પસાર થવું પડયું; અને એ ઝંઝાવાતોની ઉગ્રતા ઉત્તરોત્તર વધતી ગઇ. છેવટે તેમના ધર્મઅને નિશ્ચિત રૂપ ધારણ કર્યું ત્યારે જ એ ઝંઝાવાતો શમવા પામ્યા.

પહેલાં તો તેમનું મન જોન સ્ટુઅર્ટ મિલના 'ધર્મ' વિષેના નિબંધો ' વાંચીને વિચલિત થયું. બ્રાહ્મ સમાજનાં વરણાગિયાં મંડળોમાં ફરતાં તેમણે જે આશાવાદી ને છીછરો ઈશ્વરવાદ સ્વીકાર્યો હતો તેના, આ નવા વાચનથી, ભૂકા ઊડી ગયા. કુદરતમાં રહેલું પાપ તેમની નજર સામે મોઢામોઢ આવીને ઊભું રહ્યું, અને તેની સામે તેમણે બળવો પોકાર્યો. પણ મનમાં કંટાળા સાથે જે 'ભ્રમનિરાસ ને પ્રાચીન ઉદાસી' (આલબેત હ્યુરરના અર્થમાં)[૫] છવાઇ ગયાં તેને તે રોકી શક્યા નહીં. તેમણે હરબર્ટ સ્પેન્સર જોડે પત્રવહેવાર કર્યો, ને તેના સિદ્ધાન્તો અપનાવવાનો પ્રયાસ કર્યો, પણ તેમાંયે

સફળતા મળી નહીં.[૬] કૉલેજના મોટી ઉંમરના મહાધ્યાયીઓ—ખાસ કરીને બ્રજેન્દ્રનાથ શીલ[૭]—પાસે સલાહ માગી. શ્રી. શીલ આગળ તેમણે દિલ ખોલીને પોતાના સંશયવાદની વાત કરી, અને સત્યની પોતાની શોધમાં તેમની પાસે માર્ગદર્શન માગ્યું. શીલની સલાહ માની તેમણે અંગ્રેજ કવિ શેલીની કૃતિઓ વાંચી, અને એ કવિના વિશ્વરૂપવાદ (ઈશ્વર વિશ્વમાં સર્વત્ર વ્યાપક છે એવા વિચાર)ના હવાઈ મોજાંમાં પોતાના સંતપ્ત આત્માને ઝબોળ્યો.[૮] આ જુવાન શિક્ષકે પછી નરેન્દ્રને પોતાના 'બુદ્ધિગમ્ય ઈશ્વર'ની—પરબ્રહ્મની—સેવામાં પરોવવાની ઈચ્છા દર્શાવી. બ્રજેન્દ્રનો બુદ્ધિવાદ વિશિષ્ટ પ્રકારનો હતો. વેદાન્તનો શુદ્ધ એકતત્ત્વવાદ, હેગલનો સિદ્ધાન્ત, અને 'સ્વતંત્રતા, સમાનતા ને બંધુતા' નો ફ્રેંચ વિપ્લવનો ઉપદેશ, એ ત્રણેનું સંમિશ્રણ પોતાના બુદ્ધિવાદમાં છે, એવો બ્રજેન્દ્રનો દાવો હતો. તે માનતા કે વ્યક્તિવાદનો સિદ્ધાન્ત એ 'પાપ' છે, અને સર્વવ્યાપી પરમોચ્ચ બુદ્ધિતત્ત્વ' તે 'પુણ્ય' છે. એટલે આ શુદ્ધ બુદ્ધિતત્ત્વ પ્રગટ થવા પામે *એ જરૂરનું હતું; એ અર્વાચીન યુગનો કોયડો હતો;* અને તેનો ઉકેલ વિપ્લવ દ્વારા લાવવાનો બ્રજેન્દ્રનો વિચાર હતો. નરેન્દ્રના સત્તાપ્રિય સ્વભાવનાં કેટલાંક અંગોને બ્રજેન્દ્રનો વિપ્લવવાદી ને સામ્રાજ્યવાદી બુદ્ધિવાદ રુચ્યો. પણ નરેન્દ્રનું વડીલોથી બનેલું વ્યક્તિત્વ આવી મર્યાદામાં પુરાઈ રહે એવું નહોતું. સર્વવ્યાપી બુદ્ધિવાદનું આધિપત્ય સ્વીકારવું (કે પરાણે લાદવું), તથા વ્યક્તિત્વના સત્તાવાદી નિષેધને નીતિધર્મનો પાયો બનાવવું, એ વાત તેમની બુદ્ધિને રુચી ખરી; પણ તેમનું જીવન એ વાત કબૂલ કરે એમ નહોતું. જગતનું સૌંદર્ય ને તેના આવેશોનો કેફ તેમને હદ બહાર ચડેલો હતો. એ કેફ એમની પાસેથી લઈ લેવાનો પ્રયાસ કરવો, એ જુવાન શિકારી પશુને વનસ્પતિના આહારની સજા કરવા જેવું હતું. તેમના મનની ઉદાસી ને વેદના વધીને બમણી થઈ. વિશ્વરૂપ પરમ બુદ્ધિનો, અર્થાત્ રુધિર

વિનાના ઇશ્વરનો આદર એમને આપવો એ એમની હાંસી હતી! તેઓ સાચા હિંદુ હોય તેમને મન જીવન—પ્રાણ એ સત્યનું સાક્ષાત્ સ્વરૂપ નહીં તો તેનો પ્રથમ ગુણ તો હતું જ. એટલે એમને તો જરૂર હતી જાગતાજ્યોત સાક્ષાત્કારની, પરબ્રહ્મના દર્શનની, માનવ બનેલા ઇશ્વરની—કોઈ સદ્ગુરુની, જે એમને કહી શકે કે 'મેં ઇશ્વરને જોયો છે. મેં તેનો સ્પર્શ કર્યો છે. હું ઇશ્વરરૂપ બની ચૂક્યો છું.' છતાં તેમની બુદ્ધિ યુરોપની વિચારધારા તથા પિતા પાસેથી વારસામાં મળેલી સમીક્ષક વૃત્તિ પર પોષાઈ હતી; એટલે તેમનાં હૃદય ને ઇન્દ્રિયોની આ જે ઝંખના હતી તેની સામે તેમની બુદ્ધિએ બળવો ઉઠાવ્યો. રામકૃષ્ણની સામે તેમની બુદ્ધિએ જે પહેલા ઉછાળા માર્યા તેમાં આ વસ્તુ જોઈ શકાશે.

બંગાળના તે વખતના સર્વ બુદ્ધિશાળી જુવાનોની પેઠે નરેન્દ્ર પણ કેશવચંદ્ર સેનના નિર્મળ જ્યોતિથી આકર્ષાયા. એ જ્યોતિ તે વખતે પૂર બહારમાં પ્રકાશતો હતો, અને નરેન્દ્રને તેની અદેખાઈ આવતી હતી. તેમને કેશવ બનવાની પણ ઇચ્છા થાય એ બનવાજોગ હતું. તેમને સ્વભાવતઃ કેશવના નવા સાધારણ બ્રાહ્મ સમાજ પ્રત્યે સમભાવ હતો, ને તેમાં તે જોડાયા પણ ખરા. આ નવા બ્રાહ્મ સમાજના સભ્યોની યાદીમાં તેમનું નામ દાખલ કરવામાં આવ્યું.[૯] રામકૃષ્ણ મિશન આગ્રહપૂર્વક કહેતું આવ્યું છે કે આ સમાજમાં સુધારાની જે આગ્રહી ભાવના હતી તેની જોડે નરેન્દ્રનો પૂરેપૂરો મેળ હોવો અશક્ય હતો, કેમકે એ સમાજ સનાતન હિંદુ ધર્મના અત્યંત પ્રતિષ્ઠિત મતોનો પણ વિરોધ કરતો હતો. પણ મારું મન મિશનના આ વિચાર જોડે અસંમત થવા પ્રેરાય છે. જુવાન નરેન્દ્રના અતિસાહસી સ્વભાવને સર્વાંગી વિનાશમાં લહેજત આવી હોત; અને એ એવા માણસ નહોતા કે પોતાના નવા સોબતીઓને તેમના મૂર્તિભંજન માટે ઠપકો આપવા બેસે. પાછળથી જ, અને

મોટે ભાગે રામકૃષ્ણના પ્રભાવને લીધે, નરેન્દ્રને જરીપુરાણા મતો ને રિવાજો વિષે આદર ઊપજ્યો હતો ને તે તેમણે શબ્દો દ્વારા પ્રગટ કર્યો હતો—શરત માત્ર એટલી હતી કે એ મતો ને રિવાજો 'દીર્ઘ' કાળની પ્રણાલિકાને અનુકૂળ હોવા જોઈએ, અને પ્રજાના આત્મામાં ઊંડે ઊતરીને તેમાં વણાઈ ગયેલા હોવા જોઈએ.[10] પણ મારી ખાતરી છે કે આ ફેરફાર ભારે મનોમંથન વિના થવા પામ્યો નહીં હોય; અને કંઈક અંશે તેમના આ જૂના વિચારોને કારણે જ તેમને રામકૃષ્ણ પ્રત્યે બૌદ્ધિક અવિશ્વાસ ઊપજેલો ને તેમનું મન વિરોધપૂર્વક પાછું પડેલું એવો ખુલાસો વાસ્તવિક છે. પણ આપણે જે સમયની વાત કરીએ છીએ તે સમયે તો નાતજાત કે ધર્મના ભેદભાવ વિના હિંદી જનતાની કેળવણી ને એકતા માટે બંગાળના જુવાન બ્રાહ્મ વર્ગે ઉપાડેલી હિલચાલમાં નરેન્દ્ર જોડાયા હતા. એ ધર્મના કેટલાક માણસો સનાતન હિંદુ ધર્મ પર ખ્રિસ્તી પાદરીઓના કરતાંયે વધારે કડવા પ્રહારો કરતા હતા; પણ વિધાતાએ તો એમ જ નિર્મેલું હતું કે નરેન્દ્રની સ્વતંત્ર ને જાગ્રત બુદ્ધિ આવા ટીકાકારોની બુદ્ધિહીન સંકુચિતતાને તરત જ પારખી જાય ( આ ટીકાકારો કટ્ટર ધર્માંધતાથી મુક્ત નહોતા ), અને તેમનું રાષ્ટ્રીય અભિમાન તેમજ તેમનો આત્મા એનાથી ઘવાય. પશ્ચિમના અધકચરા પચાવેલા જ્ઞાન આગળ ભારતના જ્ઞાનને ત્યાજ્ય ગણાવાની વાત નરેન્દ્ર સ્વીકારે એમ નહોતું.[11] તોયે તેમણે બ્રાહ્મ સમાજની સભાઓમાં હાજરી આપવી ચાલુ તો રાખી. છતાં, તેમના ચિત્તમાં શાંતિ કે જંપ નહોતાં.

આ પછી તેમણે તપસ્વીનું જીવન સ્વીકાર્યું. અંધારામાં ને ભેજવાળા ઓરડામાં રહેવું; ચોપાસ પુસ્તકો વેરણછેરણ પડ્યાં રહેવા દઈને ભોંય પર તળાઈ નાંખી સૂવું; ભોંય પર બેઠે બેઠે જ ચા બનાવીને પીવી; અને દિવસરાત વાંચવું ને ધ્યાન ધરવું; એ એમનો નિત્યક્રમ થઈ પડ્યો. માથામાં ઘણ ઝીંકાતી હોય ને ખંજર વાગતાં હોય એવી

વેદના થવા લાગી. છતાં તેમના સ્વભાવમાં રહેલા પરસ્પરવિરોધી આવેગોનું યુદ્ધ શમ્યું નહીં. એ સંગ્રામ ઊંઘમાં ચાલતો, તેને લીધે નિરાંતે ઊંઘ પણ આવતી નહીં.

તેઓ કહે છે: 'મારી જુવાનીથી માંડીને રોજ રાતે મને ઊંઘ આવે કે તરત બે સ્વપ્નાં આવે. એક સ્વપ્નમાં હું પૃથ્વીના મહાપુરુષોની વચ્ચોવચ બેઠેલો દેખાઉં; મારી આગળ ધન, માન, સત્તા ને કીર્તિ પડ્યાં હોય; અને મને મનમાં થાય કે આ બધું મેળવવાની તાકાત મારામાં છે. પણ બીજી જ પળે મને એવું સ્વપ્ન દેખાય જાણે હું સંસારની સર્વ વસ્તુઓનો ત્યાગ કરું છું, મેં સાદું કૌપીન ધારણ કર્યું છે; હું ભિક્ષાન્ન ખાઈને રહું છું ઝાડ નીચે સૂઈ રહું છું; અને મને મનમાં થાય છે કે આ રીતે પ્રાચીન ઋષિઓની પેઠે રહેવાની શક્તિ પણ મારામાં છે. આ બે ચિત્રોમાંથી બીજાનું બળ વધતું, અને મને લાગતું કે માણસ આ રીતે જ પરમ આનંદ પ્રાપ્ત કરી શકે.... એ આનંદનો અનુભવ કરતાં મને ઊંઘ આવી જતી.... રોજ રાતે સ્વપ્નોનો આ જ ક્રમ ચાલતો....'[૧૨]

જે પળે તેઓ રામકૃષ્ણને મળવા ગયા તે પળની આ તેમની સ્થિતિ હતી. તે પછી બાકીનું જીવન તો એ ગુરુના આદેશ પ્રમાણે જ ચાલવાનું હતું. કલકત્તાની મહાનગરીમાં જ્યાં હિંદ અને યુરોપનું મિલન થાય છે ત્યાં તેઓ સર્વ ધાર્મિક મહાપુરુષોને મળી ચૂક્યા હતા,[૧૩] પણ સંતોષ પામ્યા વિના જ પાછા ફર્યા હતા. તેમણે વ્યર્થ શોધ કરી, આસ્વાદ ચાખીને એ ફળ તજી દીધેલું. તેઓ ભમતા હતા....

*

તેમની વય અઢાર વરસની હતી, ને તેઓ વિશ્વવિદ્યાલયની પહેલી પરીક્ષાની તૈયારી કરતા હતા. સુરેન્દ્રનાથ મિત્ર કરીને એક ધનિક દલાલ હતા, તે હિંદના ખ્રિસ્ત કેશવચંદ્રના અનુયાયી થયા હતા.

૧૮૮૦ ના નવેંબરમાં તેમને ઘેર એક નાનો ઉત્સવ હતો, ત્યાં નરેન્દ્રે એક સુંદર ભજન ગાયું. ત્યાં જ રામકૃષ્ણની ‘શકરા બાજ જેવી આંખો’એ નરેન્દ્રના અતૃપ્ત આત્માને પહેલીવાર છેક ઊંડાણ સુધી નિહાળી લીધો, ને પોતાની પસંદગી તેના પર ઠેરવી.[૧૪] તેમણે નરેન્દ્રને દક્ષિણેશ્વર મળવા બોલાવ્યા.

એ જુવાન અવિચારી ને મૂરખ મિત્રોની એક ટોળકી સાથે આવી પહોંચ્યા. નરેન્દ્ર અંદર આવીને બેઠા. આસપાસની કોઈ ચીજ તરફ ધ્યાન આપ્યું નહીં. જાણે કશું જોતા કે સાંભળતા જ ન હોય. એ તો પોતાના જ વિચારમાં મશગૂલ હતા. રામકૃષ્ણ તેમને નિહાળી રહ્યા હતા. તેમણે નરેન્દ્રને ગાવાનું કહ્યું. નરેન્દ્રે એમની આજ્ઞા માની. એમના ભજનમાં એવો કરુણ સૂર હતો કે ગુરુ પણ નરેન્દ્રની પેઠે સંગીતના ભારે શોખીન હોવાથી સમાધિમાં લીન થઈ ગયા. અહીં હું નરેન્દ્રને પોતાને જ બોલવા દઈશ:

“હું ગાઈ રહ્યો તે પછી તેઓ ઓચિંતા ઊઠ્યા, મારો હાથ ઝાલી મને ઉત્તર તરફના ઓટલા પર લઈ ગયા, ને પાછળનું બારણું વાસી દીધું. અમે એકલા હતા. અમને કોઈ જોઈ શકે એમ નહોતું.... તેમની આંખમાંથી હર્ષાશ્રુની ધારા ચાલી, તે જોઈ મને ભારે આશ્ચર્ય થયું. તેમણે મારો હાથ ઝાલી રાખ્યો, ને મારી જોડે બહુ જ કોમળતાથી બોલ્યા, જાણે હું લાંબા વખતનો કોઈ ઓળખીતો ન હોઉં! તેમણે કહ્યું: ‘ઓહો! તું કેટલો બધો મોડો આવ્યો! મને આટલો લાંબો કાળ રાહ જોવડાવતાં તને દયા ન આવી? બીજા માણસોના નકામા શબ્દો સાંભળી સાંભળીને મારા કાન પાકી ગયા છે. અરેરે! મારા આત્માના અનુભવોને ઝીલી શકે એવા કોઈની છાતીમાં મારો આત્મા રેડી દેવાને હું કેટલો બધો તલસી રહ્યો છું!....” આમ કહેતા જાય ને ડૂસકાં ભરે. પછી હાથ જોડી મારી સામે ઊભા રહીને તેમણે કહ્યું: “હે નાથ, હું જાણું છું કે તું પ્રાચીન ઋષિ નર

છે, નારાયણનો અવતાર છે, ને માણસજાતનું દુઃખ દૂર કરવાને પૃથ્વી પર ફરી અવતર્યો છે."[૧૮] હું તો દંગ થઈ ગયો. મને થયું: "હું શું જોવા આવ્યો છું! આમને બાંધી રાખવા જોઈએ. અરે, હું તો વિશ્વનાથ દત્તનો દીકરો છું. મારી જોડે આ આવી રીતે બોલવાની હામ શી રીતે બીડી શકે છે?...." પણ હું બહારથી નિશ્ચળ રહ્યો ને એમને બોલવા દીધા. તેમણે મારો હાથ ફરીવાર ઝાલ્યો ને કહ્યું: "મને વચન આપ કે હવે તું એકલો મને મળવા આવશે, ને તે પણ જલદી!"....'

આ વિચિત્ર પુરુષના પંજામાંથી છૂટવાને નરેન્દ્રે વચન આપ્યું, પણ મનમાં ફરી કદી ત્યાં ન જવાનો નિશ્ચય કર્યો. પછી બંને જણ મોટા દીવાનખાનામાં ગયા. ત્યાં બીજા પણ માણસો બેઠા હતા. નરેન્દ્ર જુદા બેઠા, ને રામકૃષ્ણને ધારીધારીને જોવા લાગ્યા. તેમની રીતભાત કે વાણીમાં નરેન્દ્રને કશું વિચિત્ર દેખાયું નહીં; માત્ર એક આંતરિક તર્ક જોયો—તેને વિષે તો લાગ્યું કે એ સંપૂર્ણ ત્યાગ અને અજબ સત્યનિષ્ઠાવાળા જીવનનું પરિણામ હતું. તેમણે રામકૃષ્ણને મુખેથી આ વચનો સાંભળ્યાં (એ શબ્દો નરેન્દ્રના પોતાના રાતના મનોમંથનના જવાબરૂપ હતા):

'ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય છે. હું જેમ તમારી જોડે બોલું છું ને તમને જોઉં છું તેમ એને જોઈ શકાય છે ને એની જોડે બોલી શકાય છે. પણ એમ કરવાની તકલીફ કોણ લે છે? લોકો સ્ત્રી, સંતતિ ને સંપત્તિ માટે આંસુ પાડશે, પણ પ્રભુપ્રેમને ખાતર આંસુ કોણ પાડે છે? છતાં જો માણસ ખરા દિલથી પ્રભુને માટે રડે તો એને પ્રભુ દર્શન આપ્યા વિના ન રહે.'[૧૯]

વક્તાને પોતાને સ્પષ્ટ દેખાતું હતું કે આ નકામા શબ્દો નહોતા. તેમણે તો એની સચ્ચાઈ પુરવાર કરી બતાવી હતી. આ

સાદા, શાન્ત પ્રભુભક્તનું નજર સામે દેખાતું આ ચિત્ર, અને એટલા પર પોને જરાક વાર પહેલાં જોયેલો દેખાવ, એ બેનો મેળ નરેન્દ્રના મનમાં બેઠો નહીં. તેમણે મનમાં કહ્યું : 'માણસ છે એક જ વિચાર પાછળ ઘેલા થયેલા. એમનામાં મહત્તાનો અભાવ નથી. પાગલ ભલે હોય, પણ આદરને પાત્ર છે.' દક્ષિણેશ્વર છોડીને જતાં એમના મનમાં ઊલટાસૂલટા વિચારોનો ગોટાળો ચાલી રહ્યો; અને એ પળે એમને જો કોઈએ પૂછ્યું હોત કે 'રામકૃષ્ણ જોડે તમારો સંબંધ કેવો રહેશે?' તો તેમણે અચૂક એવો જ ઉત્તર આપ્યો હોત કે 'જેવો છે, તેવો ને તેવો.'

પણ પેલા વિચિત્ર દશ્યે એમના પર 'કામણ કર્યું'.

મહિના પછી તે બીજીવાર દક્ષિણેશ્વર ગયા. એ પ્રસંગનું વર્ણન એમણે આ પ્રમાણે કર્યું છે:

'હું પહોંચ્યો ત્યારે તેઓ એકલા ખાટલા પર બેઠા હતા. મને જોઈ તેઓ રાજી થયા, ને મને ખાટલાની એક બાજુ પર બેસવાનું કહ્યું. પણ પળવાર પછી તેમને કશીક લાગણીથી ધ્રૂજી ઊઠેલા જોયા. તેમની આંખો મારા પર ચોંટી રહી હતી તેઓ સાવ હળવે શ્વાસે કંઈક ગમણી, ધીરે રહીને મારી પાસે આવ્યા. મને થયું અગાઉ કહેલા એવા કંઈક ઘેલછાના શબ્દો કહેશે. પણ હું એમને રોકી શકું તે પહેલાં તો એમણે મારા શરીર પર એમનો જમણો પગ મૂકી દીધો. એ સંપર્ક ભયંકર હતો. મારી આંખો ઉઘાડી હતી, છતાં મને દીવાલો ને ઓરડામાંની બધી ચીજો ચક્કર ચક્કર ફરીને અલોપ થઈ જતી દેખાઈ.... આખું વિશ્વ તેમજ મારું વ્યક્તિત્વ એ જ વખતે કોઈ અનામી ગર્તમાં લગભગ અલોપ થઈ ગયાં, ને એ ગર્ત વસ્તુમાત્ર ને ગળી ગયો. હું બીકનો માર્યો ફફડી ઊઠ્યો, અને મને થયું કે મોત મારી સામે આવીને ઊભું રહ્યું છે. મારાથી ચીસ પાડીને કહેવાઈ

ગયું: " તમે આ શું કરો છો? મારે તો ઘેર માબાપ છે...." પછી તેઓ હસવા લાગ્યા, અને મારી છાતી પર જમણો હાથ ફેરવી કહ્યું: " ભલે. અત્યારે આ વસ્તુ આટલેથી જ અટકાવીએ! વખત આવ્યે બધું ઠીક થઈ રહેશે." એમણે આ શબ્દો કહ્યા કે તરત જ પેલો વિચિત્ર દેખાવ અલોપ થઈ ગયો. મને ફરી ભાન આવ્યું. મેં જોયું તો ઓરડાની બહાર ને અંદર બધી ચીજો પૂર્વવત્ હતી."

વ્યર્થ ટીકામાં ઊતર્યા વિના મેં આ અજબ વર્ણન જેવું ને તેવું ઉતાર્યું છે. પશ્ચિમના વાચકો ભલે ગમે તેમ માને, છતાં આ હિંદી આત્માઓમાં ભ્રમણા ઉપજાવવાની જે શક્તિ છે તે જોઈ તેમને આશ્ચર્ય થયા વિના નહીં રહે; આ પરથી શેક્સ્પિયરના કેટલાક આવેશવાળા સ્વપ્નદ્રષ્ટાઓ યાદ આવે એવું છે. પણ પ્રસંગવશાત્ એટલું કહેવું જરૂરનું છે કે અહીં દિવાસ્વપ્નના જે જોનાર હતા તે કોઈ નબળા, ભોળાભટાક ને અંધશ્રદ્ધાળુ જીવ નહોતા. તેમણે તો પોતાને દેખાયેલા દૃશ્ય સામે મનથી બળવો ઉઠાવ્યો. એમના વ્યક્તિત્વે ભયની ગંધ આવતાં, સંમોહનની અસર સામે મનથી ઘોર સંગ્રામ માંડ્યો; અને પહેલાં તો મનને પૂછ્યું કે 'મારા પર કશું મેસ્મેરિઝમ તો થયું નથી?' પણ એનાં કશાં લક્ષણ એમને દેખાયાં નહીં. એમના પર થઈને જે જબરદસ્ત વાવાઝોડું પસાર થઈ ગયું હતું તેનાથી તેમનું શરીર ધ્રૂજતું હતું, છતાં તે સાવધ રહ્યા. પણ આ એક મોટા આઘાત પછી બાકીની મુલાકાત સાવ મામૂલી થઈ. જાણે કશું બન્યું જ ન હોય એમ રામકૃષ્ણે આ આગંતુક જોડે સરળ રીતે, ને લાંબો પરિચય હોય એવા હેતથી વાતો કરી.

ત્રીજી મુલાકાત ઘણે ભાગે આ પછી એક અઠવાડિયે થઈ. આ વેળા નરેન્દ્ર પોતાના બચાવ માટે તૈયાર રહ્યા. પોતાની સર્વ સમીક્ષક વૃત્તિને જાગ્રત રાખી. તે દિવસે રામકૃષ્ણ તેમના પાસેના બગીચામાં લઈ

ગયા. થોડી વાર આમતેમ ફર્યા પછી તેઓ દીવાનખાનામાં બેઠા. થોડી જ વારમાં ગુરુને સમાધિ ચડી ગઈ; અને નરેન્દ્ર નિહાળીને જોતા હતા ત્યાં ગુરુએ એમને અચાનક સ્પર્શ કર્યો. નરેન્દ્રનું બાહ્ય ભાન તરત જ જતું રહ્યું. કેટલીક વારે શુદ્ધિ આવી ત્યારે 'તેમણે જોયું' તો રામકૃષ્ણ તેમના તરફ જોઈ રહ્યા હતા ને તેમની છાતી પર હળવે હાથે થપલીઓ મારતા હતા.

પછીના દિવસોમાં ગુરુએ તેમના શિષ્યોને કહ્યું:

'નરેન્દ્ર આ દશામાં હતા તે દરમ્યાન મેં એમને અનેક પ્રશ્નો પૂછ્યા: તે અગાઉ ક્યાં હતા ને શું શું કરતા હતા, ક્યાં ક્યાં હતા, આ સંસારમાં તેમનું શું કાર્ય હતું, આ માનવી જન્મમાં તેમનું આવરદા કેટલું હતું, વગેરે. તેમણે અંતરના ઊંડાણમાં ઊતરીને મારા સવાલોના યોગ્ય જવાબ આપ્યા. મેં એમને વિષે જે અવલોકન કરેલાં ને અનુમાનો બાંધ્યાં હતાં તે આ ઉત્તરો પરથી સાચાં ઠર્યાં. આ વાતો ગુપ્ત રહેશે. પણ મને એટલી ખબર પડી કે તે એક મહર્ષિ છે, તેમણે મુક્તિ મેળવી છે, તે ધ્યાનમાં પાવરધા છે, અને તેમને જે દિવસે સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થશે તે દિવસે તેઓ સંકલ્પબળથી દેહનો ત્યાગ કરશે.'[17]

પણ આ પ્રસંગે તો રામકૃષ્ણે નરેન્દ્રને કશું કહ્યું નહીં. માત્ર પોતે મેળવેલી ખાસ ખબરોને આધારે તેમની આગતાસ્વાગતા કરી, અને નરેન્દ્રને શિષ્યમંડળમાં વિશિષ્ટ સ્થાન મળ્યું.

છતાં નરેન્દ્રે હજુ 'શિષ્ય' એ સંજ્ઞા સ્વીકારી નહોતી. તેમને કોઈનાયે શિષ્ય થવાની ઇચ્છા નહોતી. રામકૃષ્ણની અકળ શક્તિ જોઈને તે છક થઈ ગયા. લોહચુંબક લોઢાને ખેંચે તેમ એ શક્તિએ એમને ખેંચ્યા. પણ તે પોતે પાકા ગજવેલના બનેલા હતા. તેમની બુદ્ધિ કોઈની શિરજોરી કે તાબેદારીને વશ થાય એવી નહોતી. બુદ્ધિવાદી વ્રજેન્દ્ર શીલ જોડેના તેમના તાજેતરના સંબંધમાં તેમના

હૃદયે તેમની બુદ્ધિ સામે સંગ્રામ ચલાવ્યો હતો; પણ હવે તેમની બુદ્ધિને તેમના હૃદય પર અવિશ્વાસ ઊપજ્યો. તેમણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે પોતાની સ્વતંત્રતા જાળવી રાખવી; અને પોતાની બુદ્ધિથી જેના પર કડક અંકુશ રાખી શકાય તે સિવાયની કોઈ પણ વાત ગુરુ પાસેથી સ્વીકારવી નહીં. બીજાઓની અવિવેકી શ્રદ્ધા વિષે એમને તિરસ્કાર ઊપજ્યો.

આ જુવાન અને વૃદ્ધ ગુરુ વચ્ચે હવે જે સંબંધ સ્થપાયો તેના કરતાં વધારે વિચિત્ર સબંધની કલ્પના કરી શકાય એમ નથી.[૧૮] નરેન્દ્રને વેવલા ધર્મના સર્વ પ્રકારો વિષે અણગમો હતો—દા. ત. આંસુ, અથવા તો સ્ત્રૈણપણાની ગંધ આવે એવી કોઈ પણ વસ્તુ. નરેન્દ્રે એકેએક વસ્તુને વિષે પ્રશ્નો પૂછ્યા. પોતાની બુદ્ધિ પળવાર પણ પોતાની આદી કોરી ન દે એની કડક કાળજી રાખી. તે એકલા જ રામકૃષ્ણનાં સર્વ વચનોને તોળી જોતા; તે એકલા જ શંકાઓ ઉઠાવતા. રામકૃષ્ણને એનાથી આઘાત થવાને બદલે નરેન્દ્ર પર વધારે પ્રેમ ઊપજતો. નરેન્દ્રને મળતા પહેલાં તેમને શિષ્યોએ માતાને સંબોધી આ પ્રમાણે પ્રાર્થના કરતાં સાંભળ્યા હતા :

'હે મા, મારા સાક્ષાત્કારને વિષે શંકા ઉઠાવે એવું કોઈ તું મારી પાસે મોકલ.'

માતાએ એમની પ્રાર્થના મંજૂર રાખી. નરેન્દ્ર હિંદુ દેવોની હસ્તીનો ઇનકાર કરતા, પણ સાથેસાથે તે અદ્વૈતવાદનો પણ અસ્વીકાર કરતા, ને તેને 'નિરીશ્વરવાદ' કહેતા.[૧૯] તે હિંદુ શાસ્ત્રોની આજ્ઞાઓની છડેચોક મશ્કરી કરતા. રામકૃષ્ણને તેમણે કહ્યું :

'કરોડો માણસો તમને ભગવાન કહે તોયે, જો હું સ્વતંત્ર રીતે તે પુરવાર ન કરી શકું તો, હું તમને કદી ભગવાન નહીં કહું.'

રામકૃષ્ણે એ વાત હસતાં હસતાં મંજૂર રાખી, અને શિષ્યોને કહ્યું :

'હું કહું છું એટલા માટે કશી વાત સ્વીકારશો નહીં. દરેક વાતની કસોટી તમે જાતે કરી જોજો.'

નરેન્દ્રની સૂક્ષ્મ ટીકા ને તેમની આવેશભરી દલીલોથી રામકૃષ્ણને ઘણો આનંદ થતો. નરેન્દ્રમાં બુદ્ધિની તીવ્રતા જોડે જે શુદ્ધ નિષ્ઠા હતી, અને સત્યને માટે અવિરત શોધ કરવાની જે તાલાવેલી હતી, તેને વિષે ગુરુને ઊંડો આદર હતો; તેઓ માનતા કે આ દૈવી શક્તિનું પ્રગટ રૂપ છે, ન તે છેતર મતં પ્રકારની ભ્રાન્તિને શમાવી દેશે તેમણે કહ્યું :

'જુઓ, જુઓ, એનામાં સોંસરા ઊતરવાની કેવી શક્તિ છે! એ અશુદ્ધિમાત્રને ગાળી નાંખનાર પ્રચંડ અગ્નિ છે. સાક્ષાત્ મહામાયા એની પાસે દસ ડગલાંથી આગળ આવી શકતી નથી! એણે આને જે તેજ આપ્યું છે એનાથી તેને પોતાને અટકીને ઊભી રહેવું પડે છે.'

નરેન્દ્રના જ્ઞાનથી ગુરુને એટલો તીવ્ર આનંદ થતો કે તેઓ કેટલીકવાર હૃદયથી પીગળી જઈને સમાધિસ્થ થઈ જતા.

પણ બીજે કેટલેક પ્રસંગે નરેન્દ્રની તીખી ટીકા, બીજાઓની લાગણીનો કશો વિચાર કર્યા વિના કરેલી હોવાથી, વૃદ્ધ ગુરુના દિલને દુભવતી. નરેન્દ્ર એમને મોઢે કહેતા.

'તમારા સાક્ષાત્કારો એ તમારા મગજે ઊભી કરેલી કલ્પનાઓ નથી, નરી ભ્રમણાઓ નથી, એમ તમે શી રીતે જાણો છો?'

રામકૃષ્ણ દુભાઈને ચાલ્યા જતા, ને નમ્રભાવે માતા પાસે આશ્વાસન માગતા. માતા એમને આ શબ્દોથી દિલાસો આપતી :

'ધીરજ રાખ! થોડા જ વખતમાં નરેન્દ્રની આંખો ઊઘડશે.'

કેટલીકવાર નરેન્દ્ર અને શિષ્યો વચ્ચેના, પારછેડા વિનાના, વાદવિવાદથી ગુરુ થાકી જતા,[૨૦] ને પ્રાર્થના કરતા:

'હે મા, તું નરેન્દ્રને થોડીક તારી માયા આપ! જેથી એની બુદ્ધિનો જવર જરાક શમે, ને એનું હૃદય પ્રભુનો સ્પર્શ કરે.'

પણ વિવેકાનંદનો વ્યથિત આત્મા પોકારી ઊઠતો:

'મારે ઇશ્વર જોઇતો નથી. મારે તો જોઇએ છે શાન્તિ—અર્થાત્ પૂર્ણ સત્ય, પૂર્ણ જ્ઞાન, ને પૂર્ણ અનંતતા.'

તેઓ એમ ન જોઇ શક્યા કે આવી ઇચ્છા તર્ક કે બુદ્ધિની મર્યાદા ઓળંગીને પાર ચાલી જાય છે. એમના હૃદયમાં તર્કને ન ગંજીકારવાની ખુમારી કેટલી હતી તે આ પરથી દેખાઇ આવ્યું. ઇશ્વરની હસ્તીનાં પ્રમાણો આપી તેમના મનને સંતોષી શકાય એમ ન હતું. તેમણે તો કિંદીઓની ઢબે આગ્રહભેર કહેવું ચાલુ રાખ્યું કે 'ઇશ્વર જો ખરેખર હોય, તો તેનો સાક્ષાત્કાર કરવાનું શક્ય હોવું જોઇએ.'

પણ તેમણે ધીરે ધીરે જોયું કે સમાધિમાં ઊતરી જનાર જે પુરુષને તેમણે પહેલાં કેવળ હૃદયની પ્રેરણાને વશ વર્તનાર માન્યા હતા તેઓ તો પોતાના (નરેન્દ્રના) કરતાં બુદ્ધિક્ષેત્ર પર અનંતગણો અધિક પ્રભાવ ધરાવતા હતા. આગળ જતાં તેઓ રામકૃષ્ણ વિષે કહેવાના હતા:

'તેઓ બહારથી કેવળ ભક્ત હતા, પણ અંતરથી કેવળ જ્ઞાની હતા...... હું એમનાથી સાવ ઊલટો છું.'

પણ એમણે આ વચન કહ્યું, અને પોતાનું અણભયું સ્વાતંત્ર્ય સ્વેચ્છાએ ગુરુના હાથમાં સોંપી દીધું, તે પહેલાં તે ગુરુ પાસે આવવાનો તેમજ તેમની પાસેથી નાસી જવાનો એમ બંને પ્રકારનો પ્રયાસ કરી ચૂક્યા હતા; અને એ બેની વચ્ચે પરસ્પર ગાઢ આકર્ષણ અને ગુપ્ત સંઘર્ષની સામસામી રમત ચાલી રહી હતી. નરેન્દ્રમાં મનની વાત ખુલ્લેખુલ્લી કહી દેવાની વસમી ટેવ હતી. જે વસ્તુઓ પર તેમને અવિશ્વાસ હોય તે સર્વને વિષે તે જરાયે દયા કે રહેમ રાખતા નહીં. સર્વ પ્રકારના દેખાવો ને ઊંટવૈદો સામે તેમણે કેડ કસીને યુદ્ધ માંડ્યું હતું. બીજાઓના મત તરફ તેઓ અવિધિપણે બેપરવાઇ

ગતાવતા. આ બધાને લીધે તેમના પર શત્રુતા ને નિન્દાના હુમલા થતા. પણ તેના તરફ જરાયે ધ્યાન ન આપવા જેટલો ગર્વ એમનામાં હતો.[૨૧]

આવી નિંદા રામકૃષ્ણ પોતાની હાજરીમાં કદી થવા દેતા નહીં; કેમકે તેમને નરેન્દ્રને વિષે ખાતરી હતી. તેઓ કહેતાઃ 'આ જુવાન સો ટચનું સોનું છે. અને આ સંસારનો કશો ડાઘ એને લાગી શકવાનો નથી.'[૨૨] એમને બીક માત્ર એટલી જ હતી કે આવી સરસ બુદ્ધિ રખેને આડે રસ્તે ચડી જાય, અને એના અંતરમાં સંગ્રામ મચાવતી અનેક શક્તિઓ સંપ અને ઐક્યના કામને સમર્પણ થવાને બદલે રખેને નવા સંપ્રદાય કે નવા પક્ષની સ્થાપના જેવા ખૂણા કામમાં લાગી જાય. નરેન્દ્રને વિષે તેમને અતિ ઉત્કટ પ્રેમ હતો. પણ, જો નરેન્દ્ર લાંબા વખત સુધી મળવા ન આવ્યા હોય તો, તેઓ ચિંતાપૂર્વક કે કોમળ ભાવે એ પ્રેમનું જે પ્રદર્શન કરતા તેનાથી નરેન્દ્રને મૂંઝવણ ઊપજતી તેમ ચીડ પણ ચડતી. રામકૃષ્ણને પોતાને એ વાતની શરમ તો આવતી, છતાં તેમનાથી પોતાના મનને કાબુમાં રાખી શકાતું નહીં. તેઓ હદ બહારનાં વખાણ કરતા ત્યારે નરેન્દ્રનો મિજાજ ખસી જતો. દાખલા તરીકે આ જુવાને હજુ તો કશું જ કામ કર્યું નહોતું, છતાં તેમણે એકવાર જાહેરમાં કહ્યું કે કેશવની જામેલી વિખ્યાતિ નરેન્દ્રની વિખ્યાતિ કરતાં ઊતરતી નીવડશે; જોકે તે વખતે તો એ શંકાપડતી વાત જ હતી. તેઓ નરેન્દ્રને શોધવા કલકત્તાની શેરીઓમાં ફરતા; અને એકવાર તો સાધારણ બ્રાહ્મ સમાજના મંદિરમાં પણ ગયેલા. ત્યાં ચાલતી પ્રાર્થનામાં તેઓ અચાનક દાખલ થવા એનાથી ભારે હોહા થઇ ગઇ, અને તેમની સામે તિરસ્કારભરી ટીકા પણ ઘણી થવા પામી. નરેન્દ્રને આથી અપમાન લાગ્યું તેની સાથે તેમનું હૃદય દવ્યું પણ ખરું. તેમણે આ રીતે પોતાનો પીછો પકડાતો અટકાવવા માટે રામકૃષ્ણને કઠોર વેણ કહ્યાં.

તેમણે રામકૃષ્ણને કહ્યું: 'કોઇ પણ માણસે બીજાના મોહમાં ન સપડાવું જોઇએ. આપ જો મારે વિષે હદ બહારનો પ્રેમ રાખો તો આપની આધ્યાત્મિક મહત્તા ગુમાવી બેસશો ને નીચા ઊતરીને મારી સપાટી પર આવી જશો.' સરળ ને વિશુદ્ધ એવા રામકૃષ્ણે ભયભીતપણે આ વચન સાંભળ્યાં, ને પછી માતા પાસે જઇ તેની સલાહ માગી. પણ ત્યાંથી આશ્વાસન લઇને પાછા ફર્યા.

'અલ્યા અભાગી!' તેમણે નરેન્દ્રને કહ્યું, 'હું તારું કહેવું કાને ધરવાનો નથી. માએ મને કહ્યું છે કે મને તારા પર પ્રેમ ઊપજવાનું કારણ એ છે કે મને તારામાં પ્રભુનાં દર્શન થાય છે. મને ત્યાં પ્રભુ નહીં દેખાય એવો દિવસ જ્યારે આવશે ત્યારે મારાથી તારું મોઢું જોયું નહીં જાય.'

થોડા જ વખતમાં એમની બંનેની સ્થિતિ અગાઉના કરતાં ઊલટી થઇ પડી. એક સમય એવો આવ્યો જ્યારે નરેન્દ્ર આવે ત્યારે પણ રામકૃષ્ણ એના પ્રત્યે સંપૂર્ણ દુર્લક્ષ કરે એમના તરફ જાણે રામકૃષ્ણનું ધ્યાન જ ગયું ન હોય એવો ભાસ થાય; અને તેઓ બીજાઓ જોડે જ વાતો કરવી ચાલુ રાખે. આવું કેટલાંયે અઠવાડિયાં સુધી ચાલ્યું. છતાં નરેન્દ્ર હંમેશાં ધીરજપૂર્વક પાછા આવતા. રામકૃષ્ણે એમને પૂછ્યું: 'હું તારી જોડે હવે બોલતો નથી, છતાં તું કેમ આવે છે?' નરેન્દ્રે જવાબ દીધો·

'તમારા શબ્દો જ મને ખેંચી લાવે છે. મને તમારા પર પ્રેમ છે, ને તમને જોવા મારું મન તલસે છે.'

ગુરુના આત્માએ ધીરે ધીરે બળવાખોર શિષ્ય પર કબજો જમાવ્યો રામકૃષ્ણના મતોની, ખાસ કરીને તેમાંના બે અન્તિમ અંશોની—મૂર્તિપૂજા, અને કેવલાદ્વૈત એ બેની—હાંસી શિષ્ય કરતા ખરા, પણ તે વ્યર્થ હતી· ઇશ્વરની મોહની ધીરે ધીરે કામ કરી રહી હતી.

'તારે જો મારી માને માનવી નથી, તો તું અહીં શા સારુ આવે છે?' રામકૃષ્ણે એમને પૂછ્યું.

'હું અહીં આવું, તો મારે એને માનવી જ જોઈએ?' નરેન્દ્રે જવાબ આપ્યો.

'ભલે,' ગુરુએ કહ્યું, 'થોડા દિવસ પછી તું એને માનશે, એટલું જ નહીં પણ એનું નામ કાને પડતાં તું રડવા માંડશે.'૨૪

અદ્વૈતબ્રહ્મના દ્વાર નરેન્દ્ર માટે ઉઘાડવાનો રામકૃષ્ણને વિચાર આવ્યો ત્યારે પણ એવું જ બન્યું. નરેન્દ્રે એ વિચારને અધર્મ અને ઘેલછા કહીને ફેંકી દીધો. તેની હાંસી કરવાની એક પણ તક તેઓ જવા દેતા નહીં; અને એક દિવસ એમાં રહેલી અતિશયતા પર કટાક્ષ કરી નરેંદ્ર ને બીજા એક શિષ્ય પેટ પકડીને હસતા હસતા કહેવા લાગ્યા: 'આ લોટો બ્રહ્મ છે!....અને આ માખો બ્રહ્મ છે!' પાસેના ઓરડામાંથી રામકૃષ્ણે આ પ્રૌઢ બાળકોનું અટ્ટહાસ્ય સાંભળ્યું. તેમણે અર્ધસમાધિની અવસ્થામાં ત્યાં આવી નરેંદ્રને સ્પર્શ કર્યો.૨૫ ફરી નરેન્દ્રના શરીરમાં આધ્યાત્મિક વંટોળ ફરી વળ્યો. એકાએક નરેન્દ્રની આંખોને દરેક વસ્તુ જુદા રૂપમાં દેખાવા લાગી. બ્રહ્મ સિવાય કશું હસ્તીમાં હતું જ નહીં, એ જોઈ તેઓ દંગ થઈ ગયા. તેઓ ઘેર પાછા ગયા. જેને જુએ, અડે કે ખાય તે બધું બ્રહ્મરૂપ દેખાવા લાગ્યું. આ સર્વવ્યાપી શક્તિનો કેફ ચડવાથી તેઓ કંઈ પણ કરતા બંધ થઈ ગયા. માબાપને ચિંતા થઈ, ને લાગ્યું કે દીકરો માંદો છે. આ દશામાં તેઓ કેટલાક દિવસ રહ્યા પછી પેલું સ્વપ્ન અલોપ થઈ ગયું. પણ એની સ્મૃતિ અદ્વૈતાવસ્થાના પૂર્વાસ્વાદરૂપે નરેંદ્રના મનમાં રહી ગઈ; અને ત્યારપછી તેમણે એની હસ્તીનો ઈનકાર કદી કર્યો નહીં.

પછી તેઓ સાક્ષાત્કારના ઉન્માદની, એક પછી એક આવતી, અનેક દશામાંથી પસાર થયા: તેઓ પાગલની પેઠે 'શિવ! શિવ!'

બોલ્યા કરતા. રામકૃષ્ણ કરુણ સહૃદયતાપૂર્વક જોઈ રહેતા ને કહેતા :

'હા, હું પોતે બાર વરસ એ દશામાં રહેલો '

પણ નરેંદ્રનો સ્વભાવ તો સિંહના જેવો રહ્યો. એ કટાક્ષમયી ઇનકાર પરથી ફાળ ભરીને સાક્ષાત્કાર સુધી પહોંચેલો. પણ એનો ગઢ જો બહારથી નહીં પણ અંદરથી તૂટ્યો ન હોત, તો એ સ્વભાવમાં સ્થિરતાથી પરિવર્તન થવા પામત નહી. સુખદ સંશય, અને બુદ્ધિવાદની લહેજત, જેને વિષે તે અભિમાન લેતા, તેમાંથી તેમને ફટકા મારીને બહાર કઢનારી વિપત્તિરૂપી તીખી ચાબૂક એકાએક વાગી; ને ખૂરાક અને જિંદગીનો દુઃખદ પ્રશ્ન તેમની સામે મોઢામોઢ આવીને ઊભો રહ્યો.

*

૧૮૮૪ની શરૂઆતમાં તેમના બેદરકાર ને ઉડાઉ પિતાનું અવસાન થયું; તે હકોમના હુમલાથી એકાએક ચાલ્યા ગયા, અને કુટુંબ સામે પાયમાલી આવીને ખડી રહી. છસાત માણસોનાં પેટ ભરવાનાં, અને લેણદારોનું સૌ ટેણું બારણે આવે. તે દિવસથી નરેન્દ્રે દુઃખનો આસ્વાદ લીધો; નોકરીની વ્યર્થ શોધ અને મિત્રોનો નકર કેવો હોય તેનો અનુભવ લેવા માંડયો. તેમણે પોતાનું દુઃખ જ્યાં વર્ણવ્યું છે તે એમની આત્મકથાનો કરુણતમ ભાગ છે:[૨૬]

'હું ભૂખથી મરવાની અણી પર આવી ગયો. ઉઘાડે પગે હું ઑફિસે ઑફિસે રખડ્યો, પણ ચોમેરથી મને જાકારો મળ્યો. માનવી સમભાવનો અનુભવ મને થયો. જીવનની વાસ્તવિકતા જોડેનો મારો આ પ્રથમ સંપર્ક હતો. મને જણાયું કે નિર્બળ, નિર્ધન અને તજાયેલાને માટે સંસારમાં ક્યાંયે જગા નથી. જે માણસો થોડા દિવસ પહેલાં મને મદદ કરવામાં ગર્વ માનતા તે મોઢાં ફેરવી લેતા, જોકે મદદ કરવા જેટલું ધન તો તેમની પાસે હતું. જગત શેતાન પેદા કર્યું હોય એવો ભાસ મને થવા લાગ્યો.

ઉનાળામાં એક દહાડો મારે ઊભા રહેવું અશક્ય થઈ પડ્યું, ત્યારે હું એક બાવળાની છાયામાં બેસી ગયો. ત્યાં કેટલાક મિત્રો હતા, તેમાંના એકે ઈશ્વરની કૃપા વિષેનું ગીત ગાવા માંડ્યું. એ જાણી-બૂજીને મારે માથે કરવા ધાર્યો હોય એવો ઘા હતો. મને મારી મા ને મારા ભાઈઓની દયાજનક અવસ્થાનો વિચાર આવ્યો, ને હું જોરથી બોલી ઊઠ્યો: "એ ગીત ગાવું બંધ કરો ! જે સર્મશ્રીમંત હોય, અને જેમનાં માબાપ ઘેર ભૂખે ટળવળતાં ન હોય તેમના કાનને આવી એહૂદી વાતો રુચે. હા, એક કાળ એવો હતો જ્યારે હું પણ આ ભજનમાં કહી છે એ વાત સાચી માનતો ! પણ હવે જીવનની બધી ક્રૂરતા મારી સામે આવીને ઊભી છે, એટલે મને એ જીવલેણ હાંસી જેવી લાગે છે." મારા મિત્રનું દિલ દુભાયું. મારી ભયાનક વિપત્તિને લીધે હું આ વચનો બોલ્યો હતો, એટલું માનવાની હદ રતા તે ન બતાવી શક્યો. અનેક વેળા, ઘરમાં પૂરતું ખાવાનું નથી એમ હું જોઉં ત્યારે માને કહું કે "મને બીજે જમવાનું નોતરું મળ્યું છે," અને બહાર ચાલ્યો જઈ લાંઘણ કરું. મારા ધનિક મિત્રો મને એમને ઘેર ગાવા બોલાવતા; છતાં એમાંથી કોઈએ પણ મારી દુર્દશા વિષે કશી પૂછપરછ કરી નહીં. હું એ વાતો મનની મનમાં જ રાખતો"

આ આખા સમય દરમ્યાન તે રોજ સવારે પ્રભુની પ્રાર્થના કરતા. એક દિવસ મા એ સાંભળી ગઈ. ઘોર વિપત્તિથી માની ધર્મશ્રદ્ધા ઘણી ચળી ગઈ હતી, એટલે તેણે દીકરાને કહ્યું:

'મૂગો રહે, બેવકૂફ ! નાનપણથી પ્રભુની પ્રાર્થના ગાઈગાઈને તેં સાદ બેસાડી દીધો છે. છતાં એણે તારે માટે શું કર્યું છે ?'

માનાં આ વેણ સાંભળી દીકરાને પણ ઈશ્વર પર ક્રોધ ચડતો: 'ઈશ્વર મારી દર્દભરી વિનવણીઓનો જવાબ કેમ દેતો નથી ? તે ધરતી પર આટલું બધું દુ:ખ શા માટે ચાલવા દે છે ?' અને પંડિત

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના આ કડવા શબ્દો એમને યાદ આવતા

'ઈશ્વર જો ભલો ને દયાળુ હોય, તો કરોડો માણસ થોડાક કોળિયા ધાનને અભાવે ટળવળીને કેમ મરી જાય છે?'[૨૭]

એક પ્રચંડ બળવો સ્વર્ગ સુધી પહોંચ્યો નરેન્દ્રે ઈશ્વર સામે યુદ્ધ પોકાર્યું

તે પોતાના વિચારો કદી છુપાવી તો શક્યા જ નહોતા હવે તેમણે છડેચોક ઈશ્વરની વિરુદ્ધ બોલવા માંડ્યું તે દલીલોથી સિદ્ધ કરી બતાવતા કે ઈશ્વર કાં તો નથી અને હોય તો ક્રૂર છે નાસ્તિક તરીકે તેમની પ્રતિષ્ઠા જામી, અને ભાવિક લોકો તેમના રિવાજ પ્રમાણે, નરેન્દ્રની અશ્રદ્ધા માટે લખ્યા ન જાય એવા ભૂરા હેતુ કારણરૂપે બતાવવા લાગ્યા, ને તેમની રહેણીની પણ નિંદા કરવા લાગ્યા આવી અપ્રામાણિકતાથી નરેન્દ્રનું હૈયું વધારે કઠણ થયું. તેઓ જાહેરમાં કહેવા લાગ્યા કે 'આવી અધમ દુનિયામાં મારા જેવા દૈવના ભોગ થઈ પડેલા માણસને જો કંઈ મોજમજા મળે તેમાં પળભર આનંદ માણવાનો પૂરો હક છે, અને આવાં સાધનો અચૂક છે એવી જો મારા મનની ખાતરી થાય, તો કોઈના ડરનો માર્યો હું તેનો ઉપયોગ કરતાં અટકવાનો નથી ' આવી બડાશ હાંકવામાં તેમને લહેજત આવતી રામકૃષ્ણના કેટલાક શિષ્યોએ તેમને મોઢાની વાતોથી સમજાવી જોયા તેમને નરેન્દ્રે કહ્યું કે 'નામર્દ હોય તે જ ડરનો માર્યો ઈશ્વર પર આસ્થા રાખે ' તેમણે એ શિષ્યોને હાંકી કાઢ્યા છતાં, 'બીજાઓની પેઠે રામકૃષ્ણ પણ મને ઠપકો આપશે તો,' એ વિચારથી તેમને દુઃખ થતું પણ પછી એમના અભિમાને બળવો પોકાર્યો 'એની શી ફિકર છે? માણસની પ્રતિષ્ઠા જો આવા કાચા પાયા પર આધાર રાખતી હોય તો મને એની જરાયે પરવા નથી હું એને ઠોકરે ઉડાવું છું '

દક્ષિણેશ્વરના કાલિમંદિરમાં વસતા રામકૃષ્ણ સિવાયના સહુએ

નરેંદ્રને વહી ગયેલા માન્યા, પણ રામકૃષ્ણનો એમના પરનો વિશ્વાસ કાયમ રહ્યો;[૨૮] છતાં તેઓ ખરી અણીની ઘડીને માટે રાહ જોઈને બેઠા હતા. તેમને ખબર હતી કે નરેંદ્રને મુક્તિ એ (નરેંદ્ર) પોતે જ અપાવી શકશે.

ઉનાળો વીતી ગયો. નરેન્દ્રે આજીવિકા માટેની શોધ જોશભેર ચાલુ રાખી. એક દિવસ એમણે ખાધું નહોતું; એટલે સાંજ પડ્યે થાકેલા ને ભીંજાયેલા એક ઘરની આગળ રસ્તા પર તમ્મર આવીને પડ્યા. તેમના બે ય પર પડેલા શરીરમાં જ્વરનો સન્નિપાત વ્યાપી ગયો. એકાએક તેમને એમ લાગ્યું જાણે તેમના આત્માને ઘેરી વળેલાં આવરણો બેદાપ થયાં છે, ને પ્રકાશ ઝળહળી રહ્યો છે.[૨૯] તેમની ભૂતકાળની સર્વ શંકાઓનું નિરાકરણ આપોઆપ થઈ ગયું. તેઓ સાચેસાચ કહી શક્યા: 'હું જોઉં છું. હું જાણું છું. હું માનું છું. મારો ભ્રમ ટળી ગયો છે.'

તેમનાં મન અને શરીર શાંત થઈ ગયાં. તેમણે અંદર જઈ રાત આખી ચિન્તનમાં ગાળી. પરોઢિયે તેમનો નિશ્ચય થઈ ચૂક્યો હતો. તેમના દાદાએ કરેલું તેમ તેમણે પણ સંસાર તજવાનો નિશ્ચય કર્યો હતો, અને દીક્ષા લેવાનો દિવસ પણ નક્કી કરી લીધો હતો.

હવે બન્યું એમ કે એ જ દિવસે રામકૃષ્ણ ઓચિંતા કલકત્તે આવી ચડ્યા. અને તેમણે નરેન્દ્રને રાતે દક્ષિણેશ્વર રહેવા આવવાનું કહ્યું. નરેન્દ્રે છટકવા ફાંફાં તો માર્યાં, પણ ગુરુ જોડે ગયા વિના છૂટકો થયો નહીં. તે રાતે એમની જોડે એક જ ઓરડીમાં પુરાયેલા રામકૃષ્ણે ગાવા માંડ્યું, અને એમનું મધુર ગાન સાંભળતાં જુવાન શિષ્યની આંખોમાં આંસુ આવી ગયાં; કેમકે તેમણે જોયું કે ગુરુ એમનો નિશ્ચય કળી ગયા છે. રામકૃષ્ણે તેમને કહ્યું:

'હું જાણું છું કે તું સંસારમાં રહી શકવાનો નથી. પણ મારે ખાતર હું જીવું છું ત્યાં સુધી તું સંસારમાં રહે.'

નરેંદ્ર ઘેર પાછા ગયા. એક તરજુમાની ઓફિસમાંથી ને એક સોલીસીટરની ઓફિસમાંથી તેમને કામ મળતું, પણ કોઇ કાયમની નોકરી નહોતી; એટલે કુટુંબને એક દિવસથી બીજા દિવસની નિશ્ચિંતતા નહોતી. તેમણે પોતા માટે ને પોતાના કુટુંબ માટે પ્રાર્થના કરવાનું રામકૃષ્ણને કહ્યું.

રામકૃષ્ણ બોલ્યાઃ 'દીકરા, મારાથી એ પ્રાર્થના નહીં થઇ શકે. તું પોતે કેમ એ પ્રાર્થના કરતો નથી?'

નરેન્દ્ર કાલિના મંદિરમાં ગયા. તેમનું મન આનંદ અને ઉત્સાહમાં નિમગ્ન હતું. ભક્તિ ને શ્રદ્ધાનું પૂર તેમના શરીરમાં ફરી વળ્યુ હતું. એ જ્યારે પાછા આવ્યા ત્યારે રામકૃષ્ણે પૂછ્યું: 'કેમ, પ્રાર્થના કરી?' ત્યારે નરેન્દ્રને ખ્યાલ આવ્યો કે પોતાના દુઃખનું નિવારણ માગવાનું તો ભુલાઇ જ ગયું હતું. રામકૃષ્ણે એમને ફરી મંદિરમાં જવાનું કહ્યું. નરેંદ્ર બીજીવાર, ને ફરી ત્રીજીવાર અંદર ગયા. અંદર જતાંવાંત પ્રાર્થનાનો હેતુ નજર આગળથી અલોપ થઇ જાય. ત્રીજે પ્રયત્ને એમને યાદ આવ્યું ખરું કે પોતે શું માગવા આવ્યા છે; પણ મનમાં શરમ આવી. 'આ કેવો ક્ષુલ્લક સ્વાર્થ! એને માટે તે માતાની પાસે માગણી કરાતી હશે?' એને બદલે તેમણે તો માગ્યું:

'મા, મને જ્ઞાન અને શ્રદ્ધા સિવાય બીજા કશાની જરૂર નથી.'

એ દિવસથી એમને માટે નવજીવનનો આરંભ થયો. તેમને જ્ઞાન અને શ્રદ્ધાની પ્રાપ્તિ થઈ; અને એ શ્રદ્ધા દુઃખમાં પેદા થઇ હતી, એટલે તે આંસુથી તરબોળ રોટીને, તથા એ રોટીની કરચોમાંથી ભાગ પડાવનાર દુઃખી ભાંડુને કદી ભૂલી ગઇ નહીં. એક ભવ્ય આર્તનાદે એમની શ્રદ્ધા જગત આગળ પોકારીને જાહેર કરી:

'નરમાત્રનો જે સરવાળો છે એવા જ ઈશ્વરને હું માનું છું; અને એમાંયે, બીજા બધા કરતાં વિશેષપણે, દુર્જનરૂપી નારાયણને, દુઃખીરૂપી નારાયણને, સર્વ જાતિના દરિદ્રરૂપી નારાયણને હું માનું છું.'

બંગાળના, કોમળ હૃદયવાળા, ગુરુએ એમના અભિમાનનો વિરોધ તોડી પાડયો હતો. આ જે મહાન ક્ષત્રિય હુકમ ચલાવવાને જન્મ્યા હતા, તેમના કરતાં વધારે આજ્ઞાધારક બીજો કોઈ પુત્ર આ પછી રામકૃષ્ણને નહોતો. એમનું ઐક્ય એટલું બધું પૂર્ણ થઈ ગયું કે કેટલીક વાર તેઓ એકબીજા સાથે તદ્રૂપ તદાકાર હોય એવો ભાસ થતો. અર્ધું પર્ધું આપવું એટલે શું એની આનંદમાં નિમગ્ન થયેલા આ આત્માને ખબર જ નહોતી; એટલે એના પર મર્યાદા મુકાય એવી અસર પાડવાની જરૂર હતી. એ આત્મા કેવા જોખમો ખેડી રહ્યો હતો એની રામકૃષ્ણને ખબર હતી. એ આત્માનો, તોફાનો ને ઉત્પાતોવાળો, માર્ગ અક્કલ કહ્યું ન કરે એવા કૂદકા મારતો હતો—જ્ઞાનથી ભક્તિ પર, અને ધ્યાનની તાલાવેલીમાંથી કર્મની તાલાવેલી પર. તે એકેએક વસ્તુને એકીસાથે બાથ ભીડવાને તલસતો હતો. રામકૃષ્ણના જીવનના આખરી દિવસોમાં આપણે નરેન્દ્રને ઘણીવાર રામકૃષ્ણ પાસે નિર્વિકલ્પ સમાધિની માગણી કરતા જોઈશું; પણ રામકૃષ્ણે તેમને એ વાતની ઘસીને ના પાડી દીધી.

સ્વામી શિવાનંદે (તા. ૭ મી ડિસેંબર ૧૯૨૭ના તેમના પત્રમાં) મને એક પ્રસંગ જણાવ્યો છે. તે પોતે કલકત્તા પાસે કાસીપુરની એક વાડીમાં આ પ્રસંગે હાજર હતા, ત્યાં નરેન્દ્રને ખરેખાત નિર્વિકલ્પ સમાધિ ચડી ગઈ. ' તે બેશુદ્ધ થઈ ગયા. શરીર શબના જેવું ટાઢું બોળ પડી ગયું. આ જોઈ અમે બહુ ગભરાઈ ગયા, ને ગુરુદેવ પાસે જઈ તેમને આ બનાવની ખબર કહી. ગુરુએ કશી ચિંતા પ્રદર્શિત કરી નહીં તેઓ જરા હસ્યા, અને " વારુ ! " એટલું બોલીને તેમણે ફરી મૌન ધારણ કર્યું નરેન્દ્રને શુદ્ધિ આવ્યા પછી તેઓ ગુરદેવ પાસે આવ્યા. ગુરુદેવે તેમને કહ્યું: " વારુ, હવે તું જાણે છે ? આ વસ્તુ (નિર્વિકલ્પ સમાધિ) હવે પછી તાળાકૂંચીમાં રહેશે. તારે તો મારું કામ કરવાનું છે. એ કામ થઈ રહ્યા પછી મા પોતે તાળું ખોલશે. " નરેન્દ્રે જવાબ

દીધો : "ગુરુદેવ, સમાધિમાં હું સુખી હતો. મારા અપાર આનંદમાં હું જગતને ભૂલી ગયો હતો. હું આપને વિનવણી કરું છું કે મને એ સ્થિતિમાં રહેવા દો !" ગુરુદેવ મોટેથી બોલી ઊઠ્યા : "શરમા જરા ! આવી માગણી તારાથી થઈ જ કેમ શકે ? તું ચેતનનો વિશાળ ભંડાર છે એમ મેં માન્યું હતું; અને તું તો મામુલી માણસની પેઠે તારા વ્યક્તિગત આનંદમાં નિમગ્ન રહેવા માગે છે !......માની કૃપા વડે આ સાક્ષાત્કાર તને એટલો સહજ થઈ પડશે કે તારી સમાન અવસ્થામાં તું ભૂતમાત્રમાં એક ને અદ્વિતીય એવા પરમાત્માનું દર્શન કરી શકશે; તું જગતમાં ઘણાં મોટાં કામો કરશે; તું માણસોને આત્મજ્ઞાન અપાવશે, અને રાંક ને ગરીબનું દુઃખ હળવું કરશે."

વિવેકાનંદને કયો ભાગ ભજવવો નિર્માયેલો હતો તે ગુરુ જોઈ શક્યા હતા; એટલે તેમણે વિવેકાનંદને અનિચ્છાએ પણ એ ભાગ ભજવવાની ફરજ પાડી.

તેમણે કહ્યું : 'જગતને ઉપદેશ આપવાની ફરજ માથે લેતાં સામાન્ય જીવો ડરે છે. લાકડાનો નકામો કકડો પોતે માંડ માંડ તરી શકે. પણ જો કોઈ પંખી એના પર બેસે, તો તરત જ એ ડૂબી જાય. પણ નરેન્દ્ર જુદી માટીનો છે. ઝાડનાં જે મોટાં થડ માણસો ને પશુઓને ગંગાજીના પટ પર તરતાં લઈ જાય છે એના જેવો એ છે.' (રામકૃષ્ણકથામૃત)

## ટિપ્પણી

૧. શ્રીરામકૃષ્ણચરિત્ર.

૨. શરદાનંદ.

૩. સ્વામી વિવેકાનંદના પૂર્વ તેમજ પશ્ચિમી શિષ્યોએ મળીને સ્વામીજીનું, ચાર ભાગવાળું, જે ચરિત્ર તૈયાર કર્યું છે તેનો આધાર

લઇને મેં આ નવું લખ્યું છે. કેટલીક કીમતી વીગતો શરદાનંદના 'રામકૃષ્ણચરિત્ર'માંથી, તથા ભગિની ક્રિસ્ટાઇનનાં જે અપ્રસિદ્ધ સંસ્મરણો મને અપાયેલાં તેમાંથી, મેં ઉમેરી છે.

૪. આ મહિલાનો તેમના પુત્ર વિવેકાનંદ પર જે પ્રભાવ હતો તે કદી ભુલાય એવો નથી. એ છોકરાને ઉછેરવાનું કામ કઠણ હતું. ને એણે માને ઘણી તકલીફ આપી હતી, છતાં મરણના દિવસ સુધી તેના મનમાં માને વિષે અતિ કોમળ આદર કાયમ હતો. અમેરિકામાં ૧૮૯૪ ની આખરે તેમણે માને જાહેરમાં અંજલિ અર્પણ કરી; તેમનાં વ્યાખ્યાનોમાં, ભારતના મહિલાવર્ગની પ્રશંસા કરતાં, તેઓ ઘણીવાર પોતાની માની વાત કરતા; માનો આત્મનિગ્રહ, તેની ધર્મનિષ્ઠા, અને તેનું ઊંચું ચારિત્ર્ય એ ગુણોની તારીફ કરતા. તેમણે કહેલું: 'મારા જીવન અને કાર્ય પાછળ સતત પ્રેરણા માની છે.'

ભગિની ક્રિસ્ટાઇનનાં અપ્રસિદ્ધ સંસ્મરણોમાંથી આપણે એમનાં માતપિતા વિષે ખાસ જાણવાજેવી કેટલીક હકીકતો જાણી શકીએ છીએ. અમેરિકામાં વિવેકાનંદ જાહેરમાં ખાનગી વાતચીતોમાં એ લેખિકાએ તે જાણી લીધેલી

તેમનાં મા, તેમના નાનકડાં બંધિરૂ મા, પાસેથી તેમને બાદશાહી રુવાબ, અનેક બૌદ્ધિક શક્તિઓ, અસાધારણ સ્મૃતિ, અને નૈતિક વિશુદ્ધિના ગુણો મળેલા.

પિતા પાસેથી તેમને બુદ્ધિની તીવ્રતા, કલાભિરુચિ, અને કરુણાનો વારસો મળ્યો હતો. પિતા એક આર્ય ગૃહસ્થ હતા. એમની પેઢી પર પશ્ચિમના પ્રત્યક્ષવાદનું મોજું ફરી વળ્યું હતું, તેથી તેમની શ્રદ્ધા સાવ ઊડી ગઈ હતી. શ્રદ્ધાને તે નરી વહેમ ગણતા. હાફિઝની કવિતા અને બાઇબલ પ્રત્યે કલાકૃતિઓ તરીકે પ્રશંસાનો ભાવ તેમના મનમાં હતો. દીકરાને બાઇબલ બતાવીને એક વિચિત્ર વાત તેમણે

કહેલી: ' જો ધર્મ જેવું કંઇ હોય, તો તે આમાં હોવું જોઇએ ' પણ આત્મા અથવા મરણોત્તર જીવન વિષે તેમને આસ્થા નહોતી. એમની ઉદારતા ઉડાઉપણાની હદે પહોંચતી; અને તેઓ સ્મિત કરતા ને સંસારમગ્ન એવા સંશયવાદમાં નિમગ્ન દેખાતા હતા

૫. આનબેર ડપુરરના એક પ્રસિદ્ધ ચિત્રમાં ગમગીની—જેને ત્યાં નિરાશામાં પડેલી એક દૈવી વ્યક્તિરૂપે આલેખેલી છે—તે ભૌતિક વિદ્યાને પેદા કરેલી અધાધૂધીની વચ્ચોવચ્ચ બેઠી છે ગમગીનીનો ભાવ સામાન્ય કક્ષાની ઉપર છે; અને તે એક એવા આત્માનું સૂચન કરે છે જે પોતાના વ્યર્થ બૌદ્ધિક સંશોધનથી ગમગીન થઇને થાકી ગયો હોય.

૬. કહે છે કે એમની હિંમતભરી ટીકાઓથી સ્પેન્સરને આશ્ચર્ય થયેલું, ને તેણે આટલી નાની વયના માણસમાં તત્ત્વચિન્તનની આવી કુશાગ્રતા જોઈ પ્રશંસાનો ભાવ દર્શાવેલો. શરદાનંદના કહેવા પ્રમાણે, નરેન્દ્રે ૧૮૮૧ની પહેલી પરીક્ષા અને ૧૮૮૪ની ડિગ્રી માટેની પરીક્ષા એ બેના વચગાળામાં પશ્ચિમી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો. એ વખતે તેમણે ડેકાર્ટ, હ્યુમ, કાન્ટ, ફિખ્ટે, સ્પિનોઝા, હેગલ, શોપનહોર, ઓગસ્ટસ કોટ અને ડાર્વિનનું વાચન કર્યું હતું પણ મને લાગે છે કે તેમણે સામાન્ય ગ્રન્થોમાંથી આ ચિન્તકોના વિચારો વિષે વાંચ્યું હશે, ખુદ તેમના ગ્રન્થો નહીં વાંચ્યા હોય. તેમણે ડાક્ટરીનો પણ અભ્યાસ કરેલો, અને મગજ તથા જ્ઞાનતંતુની રચના તથા ક્રિયાઓનું જ્ઞાન મેળવેલું. શરદાનંદ કહે છે: ' પશ્ચિમની પ્રયક્કરણપ્રધાન અને વૈજ્ઞાનિક પદ્ધતિએ એમને જીતી લીધા હતા, અને એ પદ્ધતિ હિંદુ ધર્મવિચારોને લાગુ પાડવાની એમની ઇચ્છા હતી.'

૭. આ મહાબુદ્ધિશાળી પુરુષ આ પુસ્તક લખાયું ત્યારે મૈસૂર વિશ્વવિદ્યાલયના કુલનાયક હતા તે પછી સ્વર્ગવાસ પામ્યા છે. તે હિંદના અત્યંત સંગીન અને વિદ્વાન તત્ત્વચિન્તકોમાંના એક હતા.

૧૯૦૭માં તેમણે 'પ્રબુદ્ધ ભારત'ના એક અંકમાં જુવાન વિવેકાનંદનાં સંસ્મરણો લખેલાં, તે વિવેકાનંદના જીવનચરિત્ર (ભાગ ૧)માં ઉતારવામાં આવ્યાં છે. કૉલેજમાં તેઓ વિવેકાનંદની ઉપરના વર્ગમાં હતા. પણ ઉંમરમાં વિવેકાનંદ એમનાથી સહેજ મોટા હતા.

૮. તેમણે વર્ડ્ઝવર્થ પણ વાંચેલો. અંગ્રેજ કવિઓમાંથી એ પૂર્વ એશિયાના કવિઓ જોડે સૌથી અધિક સામ્ય ધરાવતો દેખાય છે.

૯. તેઓ સ્વામી વિવેકાનંદ થયા તે પછી લાંબા વખત સુધી તેમનું નામ નવા બ્રાહ્મ સમાજના સભ્યોની યાદીમાં ચાલુ રહ્યું હતું; અને તેમણે શિષ્યોને કહેલું કે 'મેં એ કદી પાછું ખેંચી લીધું નહોતું.' પછીનાં વરસોમાં તેમને સવાલ પુછાતો કે 'તમે બ્રાહ્મ સમાજ પર આક્ષેપ કરો છો?' ત્યારે તે કહેતા: 'ના, જરાયે નહીં.' આ સમાજને તેઓ હિંદુ ધર્મનું એક ઊંચું રૂપ માનતા.

૧૦ તેમની શક્તિ પ્રકટ થયા પછી તેઓ આ એક મુદ્દો ઘણી-વાર ભાર દઈને કહેતા; તે એ કે એમનો સંદેશો એ સાચી હિંદુ વિચારધારાના ખંડનરૂપ નહીં પણ તેની પરિપૂર્તિરૂપ છે. તેઓ ધર-મૂળના સુધારાઓના પક્ષપાતી હતા, પણ એમ માનતા કે એનો અમલ સંરક્ષક પદ્ધતિએ થવો જોઈએ.

આ લગભગ પ્રુદ્ર કેશવના શબ્દો છે: 'હિંદુ સંરક્ષકવાદનો ઉપદેશ ઉદાર ભાવનાથી કરવો.' (ઇંડિયન એપાયર, ૧૮૮૪)

૧૧ આ જણાવે છે કે બ્રહ્મ સમાજે સ્ત્રાચાર સુધારાની જે ભાવના ટકાવી રાખી હતી તેની જોડે નરેન્દ્ર પૂરેપૂરા સંમત નહોતા.
—પ્રકાશક

૧૨. શરદાનંદના રામકૃષ્ણચરિત્રનો છેલ્લો ભાગ (દિવ્યભાવ) માંથી ઉતારો

૧૩ કહેવાય છે કે એમણે છેલ્લો પ્રવાસ દેવેન્દ્રનાથ ઠાકુરને મળીને કરી જોયેલો. દેવેન્દ્રનાથે એમની બાર બૌદ્ધિક શક્તિ ઓળખેલી.

૧૪. રામકૃષ્ણે આંમળ ઉપર કહેલું: 'મેં એનામાં શરીરની કશી આળપંપાળ, જરાયે ગુમાન, કે બાહ્ય વસ્તુઓ પ્રત્યે જરા પણ આસક્તિ જોયાં નહીં અને એની આંખો! જાણે કોઈ શક્તિ એના આત્માના અંતરતમને કબજે લઈને બેઠી હોય એમ ભાસ થતો હતો. મેં વિચાર કર્યો: આવો માણસ કલકત્તામાં શી રીતે રહી શકતો હશે ?'

૧૫ એટલે સન્નિપાતના પ્રથમ શબ્દોમાં તેમણે વિવેકાનંદને માથે સમાજસેવાની ફરજ નાખી એ ફરજ એમણે જીવનભર પાર ઉતારી. ભારતના બીજા 'દ્રષ્ટાઓ' અને એમની વચ્ચે આ જ ફરક છે.

૧૬. 'માય માસ્ટર' નામના વ્યાખ્યાનમાં વિવેકાનંદે જુદું વર્ણન આપ્યું છે તેમાં તેઓ કહે છે કે તેમણે પોતે જ રામકૃષ્ણને સીધો સવાલ પૂછેલો (જે સવાલ એ અતિશય આતુરતાથી દરેક ધાર્મિક મહાપુરુષને પૂછતા). 'મહારાજ આપે ઈશ્વરને જોયા છે ?' રામકૃષ્ણે જવાબ દીધો: 'હા દીકરા, મેં ઈશ્વરને જોયા છે હું અત્યારે પણ એને જોઉં છું, જેમ તને મારી સામે જોઉં છું માત્ર ઈશ્વરને હું ઘણા વધારે તીવ્ર અર્થમાં જોઉં છું. એનાં દર્શન હું તને કરાવી શકું એમ છું'

સંભવ છે કે આ સંવાદ વિવેકાનંદને રામકૃષ્ણનો સારી પેઠે પરિચય થયા બાદ થયો હોય

૧૭ શ્રીરામકૃષ્ણચરિત

૧૮ નરેન્દ્ર રામકૃષ્ણ જોડે પાંચ વરસ રહ્યા. કલકત્તાનું પોતાનું ઘર ચાલુ રાખ્યું હતું અઠવાડિયે એક યા બે વખત દક્ષિણેશ્વર જતા, ને કેટલીકવાર સામટા ચાર પાંચ દિવસ ગુરુની જોડે ગાળતા. લાગટ એક અઠવાડિયું ન આવ્યા હોય તો રામકૃષ્ણ એમને તેડું મોકલતા

૧૯. આ બ્રાહ્મ સમાજનું વલણ હતું

૨૦. આ ચર્ચાઓ વિષે રામકૃષ્ણ કહેતા. 'હાના વાસણમાં

નાંખ્યું પાણી બગડે; ભર્યે મૂંગું થાય. ઈશ્વરદર્શન નથી થયું ત્યાં સુધી માણસ ફાલા વાદ કરે; જેને થયું છે તે મૂગો થઈ સચ્ચિદાનંદ માણે છે.

૨૧. શરદાનંદ, 'લીલા પ્રસંગ'ના લેખક, જે પાછળથી અનન્ય મિત્ર અને ભક્તિપરાયણ અનુયાયી બન્યા તેમણે એકરાર કર્યો છે કે પોતે કાંઈ મિત્રને ઘેર નરેનને પ્રથમ મળ્યા ત્યારે તેની સામે અણગમો થએલો. ભાઈ સાહેબ બનીઠનીને આવેલા. ચહેરા પર તુચ્છકાર. ઓરડામાંના કોઈની ખેવના ન હોય તેમ કશુંક હિંદી ભજન ગણગણતા બેસીને હુક્કો તાણવા લાગ્યા. પણ પ્રચલિત સાહિત્યની ચર્ચા ચાલી તેમાં ભળ્યા અને અચાનક કળા તેમ જ નીતિને લગતી પોતાની ઉચ્ચ ભાવનાનું સૌને દર્શન કરાવ્યું. રામકૃષ્ણ વિશે પણ પક્ષપાતના ઉદ્ગાર કાઢ્યા કે કશી બાંધછોડ કર્યા વગર અંતરબાહ્ય એકરંગી આદર્શ પરાયણ માણસ એ જ એક જોયો, વગેરે. (જુઓ લીલા પ્રસંગના છેલ્લા ભાગ 'દિવ્યભાવ'નું 'વિવેકાનંદ અને રામકૃષ્ણ' વાળું પ્રકરણ).

૨૨. એઓ નરેનના આત્મવિશ્વાસને ડગાવવાને બદલે હમેશાં પોષતા. એમણે એને બીજા શિષ્યોથી ઉપરવટના અધિકાર આપ્યા. દા. ત. ખાનપાનમાં. એના જેવા માટે વિધિનિષેધ નથી એમ કહેતા.

૨૩. બ્રાહ્મસમાજની કેશવચંદ્ર સેનથી નોખી પડેલી શાખા. રાષ્ટ્રીય હિંદુ દ્રષ્ટિએ એ કદર હતી. નરેન તેનો સભ્ય હતો. એના ઘણા સભ્યો કેશવ ઉપરની રામકૃષ્ણની અસરને કારણે રામકૃષ્ણના વિરોધી હતા.

૨૪. બ્રજેન્દ્રનાથ સીલે નરેન્દ્ર જેવા મૂર્તિભંજક અને વહેમોના વિરોધી માણસને કાલિનાં અને તેના પૂજારીના સ્તવનઅર્ચન કરતો જોઈને પોતાને થયેલી અજાયબીનો એકરાર કર્યો છે. તેઓ આ માટે નરેન્દ્રનો કડવો વિરોધ કરતા. એક બપોરે કુતૂહલના માર્યા દક્ષિણેશ્વર ગયા ને દંગ થઈને પાછા આવ્યા. પૂર્વગ્રહો બધા ડગી ઉઠ્યા. રામકૃષ્ણની વિભૂતિમાથી પાંગરતા વાતાવરણે એમને ન

સમન્વય એવી રીતે મહાત કર્યા હતા. એમના જેવા વિચક્ષણ બુદ્ધિશાળી અને તાર્કિક વિચારક જે યુનિવર્સિટીમાં વડો ઓદ્દેદાર હતો અને જેણે છેવટ સુધી પોતાની સ્વતંત્ર બુદ્ધિ અને નિર્ણયશક્તિ જાળવી રાખી હતી તેણે પોતાની ઉપર અણકલ્પેલી રીતે ચએલી અસરનો રસપ્રદ એકરાર કર્યો છે:

હું ઊંડા રસપૂર્વક મારી આંખ તળે થઈ રહેલો અજબ ફેરફાર નિહાળી રહ્યો હતો. ભાવસમાધિઓ, કાલિપૂજા, એવી એવી બાબતોવાળા પંથ તરફ મારા જેવા હડહડતા વેદાંતી, હેગલવાદી, તર્કવાદી ક્રાંતિકરની વલણ સહેજે કલ્પી શકાય એમ હતી. તેમાં વળી વિવેકાનંદ જેવો જન્મસિદ્ધ મૂર્તિભંજક, આઝાદ વિચારક, સર્જનશીલ અને પ્રતાપી મેધાવી અને ભલભલાને પજોટનારો માણસ પોતે આવા દળદરી અતિપ્રાકૃતિક લાગતા ગૂઢવાદની જાળમાં સપડાય એ કોયડો મારી શુદ્ધબુદ્ધિની મીમાંસાવાળી ફિલસૂફી ભાગ્યે ઉકેલી શકે એમ હતું.

અંતે નર્યા કુતૂહલનો માર્યો એક બળબળતી બપોરે હું દક્ષિણેશ્વર પહોંચ્યો અને વિવેકાનંદના એ ગુરુને જોયા ને સાંભળ્યા. પછી ઝાડોની ઘટા અને છાંયડાવાળા મંદિરના બાગની નીરવ શાંતિમાં ફર્યો અને વાવંટોળ ગાજવીજ સાથે દેખ્યું ભળાય નહિ એવા વાવાઝોડા વચ્ચે જ્યારે પાછો આવ્યો ત્યારે મારું મગજ પણ તેવા જ વાવાઝોડે ચડચું હતું. એને કશાક એવા સત્યની ઉડતી ઝાંખી થઈ હતી જેના કાનૂનની સર્વોપરિતા દેખીતી વિલક્ષણ અને દળદરી ઘટનાનું પણ નિયમન કરે છે, જેમાં જણાતી ભૂલો પણ શુદ્ધબુદ્ધિની પ્રાથમિક અવસ્થા માત્ર છે. જેના પ્રતાપ હેઠળ કાંઈ બાહ્ય સર્વોપરિ રક્ષકશક્તિ વિષેની આસ્થા એ અંતરના નિશ્ચયની જ એક ઝાંખી પ્રતિક્રિયા કે પ્રતિબિંબ છે. આ કથનની વાસ્તવિકતા વિવેકાનંદની પછીની કારકિર્દીમાં પુરવાર થઈ, જેમાં વિશ્વમાનવના ધર્મનું જે કંઈ શિક્ષણ અને પ્રચાર એઓ દુનિયામાં કરી શક્યા તે સર્વની પાછળ તેમણે ગુરુ રામકૃષ્ણ દેવનો અનુગ્રહ

ને પ્રતાપ અનુભવ્યાં. (જુઓ પ્રબુદ્ધભારતમાં બ્રજેન્દ્રનાથ સીલનો લેખ(૧૯૦૭), અંગ્રેજી વિવેકાનંદ ચરિત્ર ભાગ ૧ પૃ. ૧૭૭ગે પુનર્મુદ્રિત.

૨૫. અર્ધસમાધિ જેવી સ્થિતિમાં રામકૃષ્ણ જ્યારે કોઈને સ્પર્શ કરતા ત્યારે તે માણસના ભાન કે ભાવનામાં લગભગ હમેશાં પલટો થતો એ બીના વૈજ્ઞાનિકોએ નોંધવા જેવી છે. એમાં ઇરાદા કે યોજનાપૂર્વકનું કશું ન થતું. કેમ જાણે પોતે પ્રથમ ઊંડી ખાઈમાં ઉતર્યા હોય તેમાં બીજું કોઈ પરાણે ઉતરતું હોય એવો કંઈક એ અનુભવ કહી શકાય.

૨૬. શ્રી. રામકૃષ્ણ ચરિત

૨૭. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર (૧૮૨૦-૧૮૯૧) કલકત્તાની સંસ્કૃત કૉલેજના મુખી અને વિખ્યાત સમાજસુધારક હતા. એઓ રામકૃષ્ણને ઓળખતા. વિદ્યાસાગર એમની વિદ્વત્તા કરતાં એમના માનવપ્રેમ અને ભૂતદયાને ગુણે જ પ્રખ્યાતિ પામ્યા. સને ૧૮૬૪ના દુષ્કાળમાં લાખ માણસ ભૂખે મરી જતું જોયું ત્યારે ઇશ્વરમાંથી એમની આસ્થા ઉડી ગઈ અને માનવસેવામાં એમણે પોતાનું જીવન અર્પણ કર્યું. કશો દોષ દીધા વગર અને મૂંગી આદરભક્તિ પૂર્વક વિવેકાનંદે સને ૧૮૯૮માં કાશ્મીરની યાત્રા દરમ્યાન પોતાનાં સાથીઓને એમની વાતો કહેલી જે ભગિની નિવેદિતાએ નોંધી છે. (જુઓ, ભગિની નિવેદિતા લિખિત સ્વામી વિવેકાનંદ જોડેના ભ્રમણની કેટલીક નોંધો. પ્રકાશક ઉદ્‌બોધન ઑફીસ, કલકત્તા).

૨૮. પાછળથી વિવેકાનંદે કહેલું: 'રામકૃષ્ણનો એકલાનો જ મારામાં અવિચળ વિશ્વાસ હતો. મારી મા અને ભાઈઓનો પણ તેટલો નહિ. એ વિશ્વાસે જ મને એમની જોડે સદાને માટે સાંકળી દીધો.

૨૯. તમામ બળ ખૂટી જાય અને ઝઝૂમે જવાની ઇચ્છાશક્તિનો છેલ્લામાં છેલ્લો વળ ઉતરી જાય તે જ ઘડી હમેશાં નવું દર્શન થવાનું મુહૂર્ત હોય છે.

# ૧૧. અસ્તાચળે

આમ સને ૧૮૮૧ પછીનાં એમનાં વર્ષો દક્ષિણેશ્વર ખાતે એમના પ્રિય શિષ્યો વચ્ચે વીત્યાં. શિષ્યવૃંદ રાત દિવસ એમની આસપાસ વીંટળાએલું રહેતું ને એમને પિતાને સ્થાને ગણતું. ગંગાનો મધુર કલકલ ધ્વનિ એમની દિનચર્યામાં મધુરું ઘેન પૂરતો. જાહ્નવીનું ચિરસંગીત તથા એનાં વહેતાં જળમાં મધ્યાહ્ને સામેથી ધસી આવતા મહોદધિના જુવાળ આ અનુપમ સહચારની સરવાણી સમાં હતાં; અને એ સહજીવન સાંજ-સવારની આરતીઓના ઘંટારવ, શંખનાદ, બંસીધ્વનિ, ઝાંઝ-પખવાજ અને મંદિરોના કીર્તનમાં પૂરી થતી દેવદેવીઓની દિનચર્યામાં ભળી જતું.[૧] દેવસ્થાનના ઉદ્યાનની માદક સુગંધ વાયુલહરીઓ પર ચઢીને બધે ધૂપદીપની સુવાસ ફેલાવતી. વાછટિયાં વાળી અર્ધવર્તુળાકાર ઓશરીના થાંભલાઓ વચ્ચેથી અનંતકાળના પ્રતીક સમી ગંગાના વક્ષઃસ્થળ ઉપર સરતી હોડીઓના સઢ રંગબેરંગી પતંગિયાંની પાંખો જેવા રાતદિવસ દેખાયાં કરતા.

પણ રામકૃષ્ણના નિવાસસ્થાને તો જુદી જ લોકગંગાનાં મોજાં અવિરત ઉછળતાં. યાત્રાળુઓ, ભક્તો, પંડિતો, ધાર્મિકો, જાતજાતના ને ભાતભાતના જિજ્ઞાસુઓ, કે કુતૂહલપ્રેમીઓ પડોશના (કલકત્તા) શહેરમાંથી તેમજ ભારતવર્ષના બીજા પ્રાન્તોમાંથી આવ્યાં જ કરતા ને તેમની ભીડ હરહમેશ રહેતી. તેઓ આ અકળ માનવીનાં દર્શન કરવા આવતા. તરેહતરેહના પ્રશ્નો પૂછી પૂછીને કાયર કરતા, અને છતાં આ માણસ પોતે કશીવાતે અસામાન્ય છે એવું હરગિજ ન માનતો. પોતાની મીઠી ગામડિયા બોલીમાં પારા-

વાર ધીરજથી બધા પ્રશ્નોના જવાબ આપતો.' એની કુમાશ અને સારપ પૂછનારનો બધો સંકોચ હરી લેતી અને આ સંત સાવ ઘરનો માણસ હોય એવી લાગણી હરેક જણમાં પેદા કરતી. એની એ અદા ઊંડી વાસ્તવિકતાઓને ઉવેખ્યા વગર રોજિંદા બનાવોમાંથી ને આંખ સામે હરતા ફરતા લોકોના'ઝીણામોટા વહેવારમાંથી કીમતી અનુભવો અને અવલોકનો તારવી લેતી. એક ઋષિ કે સંતને સ્થાને રહ્યાં રહ્યાં આ માણસ ન્યાયાધીશનું તેમજ નાના બાળકનું એમ બેઉ કામ એકસાથે સાવ સ્વભાવિકપણે કરી શકતો. એની પ્રેમાળ, હસમુખી, સોંસરી ઉતરી જાય એવી નિખાલસ સ્વાભાવિકતાને કોઈ પણ માનવી પ્રવૃત્તિ કે અવસ્થા પરાયી ન લાગતી. અને એ જ એના તરફના લોકોના ખેંચાણનું અસલી રહસ્ય હતું. ખરેખર આવો આ સાધુ ખ્રિસ્તી આલમના સાધુસંન્યાસીઓ કરતાં જુદો હતો. માનવી હૈયાનાં શોક ગમગીનીને તે અચૂક ખોળી કાઢતો ને પી જતો. ગ્લાનિ અને દિલગીરી એના સંપર્કમાં આવનારને આથમીને અલોપ થઈ જતાં. સોગસૂતક કે આત્માને હીણવનારી કડકાઈ એની ધરતીમાં પાંગરી શકતાં નહિ. માનવી અંતરના મેલ ધોનારો આ સંત આત્માને તેના કધામમાંથી મુક્ત કરી દેતો. બધા ડાઘ ધોઈ કાઢતો. પોતાના ઉદાર સ્મિતથી ગિરીશ જેવી વ્યક્તિને સાધુપુરુષ બનાવી દેતો. એની તીણી શાંત નજર દક્ષિણેશ્વર ઉદ્યાનના સુગંધે મઘમઘતા વાતાવરણમાં, ચિર રટણ –રુદનના લેબાસ હેઠળ પોતાની નગ્નતા ઢાંકવાનો પ્રયત્ન કરનારા પાપના દળદરી શરમજનક વિચારને ફરકવા ન દેતી. એ કહેતાઃ

કેટલાક ખ્રિસ્તીઓ અને બ્રાહ્મસમાજીઓ પોતાનાં પાપોનું ચિંતવન કર્યા કરવું એમાં જ બધી ધાર્મિકતા સમાઈ જતી સમજે છે! એમને મન આદર્શ ધર્મિષ્ઠ જન એ છે કે જે અહોનિશ એવી પ્રાર્થના કર્યા કરે કે 'હે ભગવાન! હું પાપી છું.' હે દયાળુ!

મારાં પાપ માફ કર'! આવા લોકો ભૂલી જાય છે કે પોતાનાં પાપની જાણુપ એ આત્મજાગૃતિનું સાવ પ્રાથમિક અને નીચામાં નીચું પગથિયું છે. એકની એક વાતનું ચિંતવન રટણ જે પરિણામ આણે તેની આ લોકોને ગમ નથી હોતી. જો માણસ રાતદિવસ 'હું પાપી છું, હું પાપી છું' એવું જ રટણ કાયમ કર્યાં કરે તો તે સદાયે પાપી જ રહેવાનો. એણે તો ઉલટું 'હું મુક્ત છું, મુક્ત છું; મને કોણ બાંધી શકે એમ છે? હું તો રાજાઓના રાજા પરમેશ્વરનો પુત્ર છું' એવું જ રટણ કરવું જોઈએ. જે મૂરખ રાતદિવસ એવું જ ચિંતવન કરે કે 'હું ગુલામ છું, ગુલામ છું,' તે અંતે સાચે જ ગુલામ બનીને જ જંપવાનો. જે દળદરી નિશદિન 'હું પાપી છું' એવું રટણ કરે છે તે સાચે જ પાપી બની જશે. પણ જે કહે છે, 'હું સંસારના પાશથી મુક્ત છું; મુક્તાત્મા છું; શું ઈશ્વર આપણો પિતા નથી?' એ માણસ મુક્ત છે. મન જ માણસના બંધનનું કારણ છે. પણ સાથે સાથે તેના મોક્ષનું કારણ પણ મન જ છે.[૩]

રામકૃષ્ણ પોતાની આસપાસ બધે આનંદ અને મુક્તિના જ પવન લહેરાવ્યાં કરતા. એના વ્યક્તિત્વની અસર હેઠળ અજ્યાઝખ્યા, ઠીંગરાએલા કરમાએલા આત્માઓને નવી કુંપળો ફૂટતી ને તે ફરી પાંગરતા. થાકેલ હારેલ આત્માઓને એમનો બોલ અજબ આશ્વાસન આણતો: "વરસાદ આવશે ને ફરી પાછી લીલાલહેર થશે. ધીરજ રાખો."

એમનું નિવાસસ્થાન મુક્તાત્માઓનું ધામ થઈ પડ્યું; — થએલા અને થનારા મુક્તાત્માઓનું. ભારતવર્ષમાં કાળનું લેખું નથી. રવિવારે લોકોની આવજા, નાનકડા ઉત્સવ સમારંભ સંકીર્તનનું રૂપ લેતી. શિષ્યવૃંદ જોડેના એમના વાર્તાલાપો પણ શિક્ષણવર્ગનું રૂપ કદી ન લેતા. કોરા સિદ્ધાન્તને અહીં મહત્વ નહોતું. આચરણ જ

દરેક સાધકને સારુ અનિવાર્ય વસ્તુ હતી. જીવનના દરેક પ્રસંગે યોગ્ય આચરણ કે જે વ્યક્તિના જીવનમાંથી તેના નીચોડરૂપ તત્ત્વને બહાર કાઢીને તેના આચરણમાં આવે એ વાત જ મુદ્દાની હતી. અને આમ છતાં હરેક વ્યક્તિને પોતપોતાની સાધનાનો માર્ગ નક્કી કરવાની પૂર્ણ સ્વતંત્રતા હતી, બધા સાધનમાર્ગો સાચા છે. આંતરિક એકાગ્રતા તેમજ સ્વતંત્ર બુદ્ધિવિહાર, ટૂંકી સમાધિસ્થિતિ તેમજ અર્થપૂર્ણ વાતો, હસાવનારા ટૂચકા તેમજ શકરી હળાભરી આંખે દેરંગી દુનિયાનો તમાશો કેવળ સાક્ષીરૂપ બનીને નિહાળતાં જીવનયાત્રા ખેડવાનો માર્ગ.

ગુરુદેવ નાનકડા ખાટલા પર બેઠા બેઠાં શિષ્યોના અંતરની વાતો સાંભળી રહ્યા છે. તેમની અંગત ચિંતાઓ અને ઘરકુટુંબની બાબતોમાં સાથ આપી રહ્યા છે. નિર્વેદ પામીને હાથ ધોઈ બેઠેલા યોગાનંદને મમતાભરી હૂંફ આપીને ઉત્તેજે છે. વિવેકાનંદની તેજીલી અધીરાઈ ઉપર લગામ નાંખે છે. નિરંજનાનંદનાં મંછાભૂતની રેવડી ઉડાવે છે. આ બધા ભાગેડુ વછેરાઓને એકબીજા જોડે શરતમાં ઉતારવામાં એને આનંદ આવે છે. એમની બધી ગરમાગરમ દલીલોના ધમસાણ વચ્ચે પોતે હળવે રહીને એકાદ એવો તો અર્થગંભીર અને વ્યંગભર્યો બોલ કહેશે કે તેનાથી બધાનાં મગજમાં એકાએક અજવાળાં ઝોકાર થઈ જશે; પૂરપાટ દોડનારા બધા તાબડતોબ આરતેકદમ ઉપર આવી જશે. લગામનો ઉપયોગ થતો દેખાવા દીધા વગર અતિઉત્સાહીઓને અતિ ઝડપે જતા રોકવાની અને જરૂરી ગતિએ ન ચાલનારા ઊંઘણશીઓને જગાડીને બધાને સુવર્ણમધ્ય ઉપર પાછા લાવી મૂકવાની આવડત એની પાસે છે. સંત જોન સમા પ્રિય શિષ્ય પ્રેમાનંદ (બાબુરામ) જેને પોતે ગર્ભજ્ઞાની,[૪] શુચિમૂર્ત, સંપૂર્ણ અને જેને કશું શીખવવાની જરૂર રહી નથી એવા નિત્યસિદ્ધોમાં ગણે છે,—તેના પર ઘડીક એમની અમી

વરસાવતી આંખ મંડાઈ રહે છે, તો ઘડીક વળી એ જ આંખ વધુપડતા ચોખલિયાવાદ સામે કટાક્ષ કરતી ચમકી ઉઠે છે:

"કર્મજડ બનીને પૂજાપાઠ અને વિધિઓમાંથી ક્યારેય ઊંચા ન આવવું એ પણ એક જાતની મરકી થઈ પડે છે. આ રોગમાં ઘેરાએલા લોકોને માનવી કે ઈશ્વર બેમાંથી એકેનો વિચાર કરવા વખત જ રહેતો નથી!"

નવા નિશાળીઆઓને રાજયોગની નકામી અને જોખમી ક્રિયાઓ તરફ ધસતાં રોકતા. કહેતાઃ "ઈશ્વરસાક્ષાત્કારના માર્ગની દરેક પાયરીએ આંખનાં તેમજ અંતરનાં કપાટ ખુલે એટલું જ સાધવા ખાતર જિંદગી અને આરોગ્ય બેઉને જોખમમાં મૂકવામાં શું હાંસલ છે?"

"અર્જુનને કૃષ્ણને પૂરણ પુરુષોત્તમ–અદ્વિતીય–કહ્યા. કૃષ્ણ કહે, 'આમ આવ. જો હું કેવો છું? પેલું શું દેખાય છે?'"

"એક મોટું ઝાડ. ઉપર જાંબુના ઝૂમખા લટકે છે"

"ના, ના. વધુ નજીક જઈને બરાબર જો. એ બધાં જાંબુ નથી, પણ અગણિત કૃષ્ણ લટકે છે!" (રામકૃષ્ણ કથામૃત)

વળી તીર્થયાત્રાદિ કરવાની પણ જરૂર નથીઃ

"સજ્જનોની અને સાધુપુરુષોની પવિત્રતા જ સ્થળોને પવિત્રતા આપે છે. નહિ તો કોઈ સ્થળ કે સ્થાન માણસને શી રીતે પવિત્ર કરી શકે?

"ઈશ્વર બધે છે. આપણામાં પણ છે. આ જિંદગી અને આ સૃષ્ટિ બધું એનો મનોવ્યાપાર છે; સ્વપ્નું છે."

આ ચિરંતન વિષય ઉપર વાર્તાકથાઓનાં અને ચોટદાર ટૂચકાઓનાં ભરતભાતીગળ એની આંગળીઓ ગૂંથ્યાં કરતી અને તેની સાથે સાથે જ કામારપુકુરનો આ અદનો ગામડિયો—જેનામાં ભારત

અને વહેવાર સ્વભાવવાળી મેરી અને મર્થાના સમન્વય હતો—પોતાના શિષ્યોને જીવનવ્યવહાર તેમજ ઘરખટલાની વિગતોની ભૂમિકા ઉપર લાવીને કેમ ઉભા કરવા એ આબાદ જાણતો. આળસ, પ્રમાદ, ગંદવાડો કે અધળપધળપણું બિલકુલ ચલાવી ન લેતો અને આ દિશામાં મધ્યમવર્ગના ભલભલા નબીરાઓને તે સહેજે શીખવી જાણતો. ઘર તેમજ બગીચાની સફાઈ આદિ કામો જાતે કરીને દાખલો બેસાડતો.

એની શકરી આંખથી કશું છટકવા ન પામતું. એ મનોરથ બાંધતો, આંખે જોતો, અમલ કરતો અને એ બધો વખત એનું ખુશનુમા ડહાપણ બાળકલમા હાસ્યના ફુવારા છોડયાં કરતું. સંસારી સ્વભાવનાં દુન્યવી લોકો અને દાંભિકોની આબેહુબ નકલ પણ પોતે આબાદ અભિનય સાથે કરી બતાવે :

"ઠાકુર ધર્મકીર્તન કરનારી હરદાસી બાઈનો સ્વાંગ આબાદ ભજવી દેખાડીને શિષ્યોને હસાવી હસાવી લોટપોટ કરી દેતા. સૌ પહેલાં તો કીર્તની પોતાના સાગરીતો સાથે સભાગૃહમાં આમ આમ પ્રવેશ કરે. ભરજરીનાં સાડીશેલાં ને ભરચક ઘરેણાદાગીનાના ઠઠારા કર્યા હોય. હાથમાં રંગીન રૂમાલ હોય. પછી આરંભ કરે. એટલામાં કોઈ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ આવી પહોંચે તો ગાતી ગાતી લટકું કરી તેને આવકારે: 'આવોજી, પધારોજી!' કહેતી જાય ને હાથ પરનો સાડીપાલવ કોરે ખસેડીને પોતે પહેરેલા દાગીના દેખાડતી જાય! ઠાકુર આ બધી નકલ પણ એવી તો આબાદ કરે કે શિષ્યોનાં હાસ્યથી આખો ઓરડો ગાજી ઉઠે. પલ્ટુ તો હસીહસીને બેવડ વળી જાય. ઠાકુર કહે, 'કેવો બાળક છે! અલ્યા પલ્ટુ, ઘેર જઈને બાપાજીને જોજે બધું કહી દેતો. જરાતરા માન મારા તરફ રાખે છે તેય ખલાસ થઈ જશે. બાઈસાબ નકરા સાહેબ જ બની ગયા છે!'"

બીજી પણ આ જ નમૂનાની વાતો કહેતાં ન થાકે.

"કેટલાક લોકો જુઓ તો તેમને પૂજા કરતી વેળાએ જેટલી વાતો કરવાનું સૂઝે તેટલી બીજે કયારેય ન કરે. પૂજા કરતાં બોલાય તો નહિ. એટલે પછી મોઢું બંધ રાખીને તરેહવાર ચાળા, ઉંકારા, બચકારા, છણકારા, હજાર નકતા કરી કરીને બોલે. ઉહુ અંહ્ છૂ છૂ છૂ. (ઈશારતથી ચીંધીને) 'પેલુ લાવ,' 'આ આપ.' 'છત્ છત્', 'ઉંહુ ઊહુ', 'હં હં', 'હંઅ્ હંઅ્', 'શુઃ શુઃ', વગેરે."

"બીજો કોઈ વળી માળા ફેરવતો હોય ત્યાં માછણ માછલી વેચવા આવે. માળા ફેરવતાં ફેરવતાં ટોપલાપર ભાઈની નજર ચકળવકળ ફરવા માંડે. હાથમાં માળાના મણકા સર્યે જાય છે ને સાથે સાથે બીજા હાથની આંગળીઓ ઊંચી કરી પોતાને કેટલી માછલી જોઈએ છે તે બતાવતો જાય છે।

"એક બાઈ ગંગાસ્નાન કરવા આવી છે. પણ નહાતાં નહાતાં ઈશ્વરનું ને ગંગાજીનું નામ લેવાને બદલે બીજી નહાનારી બાઈ જોડે વાતો ચલાવે છે. 'મે'કું તમારા ધીરેનને સાસરેથી શું શું મળ્યું ?... ફલાણું ફલાણું માંડ્યું છે...ફલાણીનો છોકરો પછી સામાવાળાંને ત્યાં કન્યાને જોવા ગયો કે? કેટલા રૂપિયા હાથમાં આપ્યા? વાંકડો કેટલો હશે તમે ધારો છો?...એ (પોતાનો પતિ) તો મને જ ભાળી રયા છે. મારા વગર કલાક ન રહી શકે...બહુ દિવસ થયા, માફ કરજો બેન, મારાથી તો અવાયું જ નહિ. અમારી ફલાણીની દીકરીનાં વેવિશાળ થયાં એની ધાંધલમાં મને તો આટલા દિવસ ઘડીની ફુરસદ ન રહી' હુ હુ હુ. આવી છે તો મારી બાઈ ગંગા નહાવા, પણ એક ગંગાજીનું જ નામ લેવાની એને ફુરસદ ન મળે!"

આટલું કહેતાંવાર ઠાકુરની નજર શ્રોતાઓમાંના એક પર પડે છે ને એમને સમાધિ લાગી જાય છે. (રામકૃષ્ણ કથામૃત)

સમાધિ ઉતરે છે. પછી કાં તો પેલી અધૂરી રહેલી વાત આગળ ચાલે છે, કાં મા મેઘશ્યામાનું કે પ્રિય મેઘશ્યામ કાનુડાનું ગાન ઉપડે છે:

બંશી બાજિલ ઓઈ બિપિને
(આમાર તો ના ગેલે નય)
(શ્યામ પથે દાંડાયે આછે)
તોરા જાબિ કિ ના જાબિ બોલ ગો
તોદેર શ્યામ કથાર કથા
આમાર શ્યામ અંતરેર બ્યથા

[ વાંસળી પેલા વનમાં વાગી—
મારાથી ગયા વિના રહેવાય એમ નથી.
શ્યામ રસ્તે ઊભો વાટ જુવે છે—
સખિ, તારે આવવું છે કે નથી આવવું, કહી દે.
તારે તો શામળો મોઢાની વાત છે
મારે તો શામળિયો અંતરની પીડ છે ]

ડૂબ્ ડૂબ્ ડૂબ્ રૂપસાગરે આમાર મન
તલાતલ પાતાલ ખૂંજ્‌લે, પાબિ રે પ્રેમ રત્નધન
ખૂંજ્ ખૂંજ્ ખૂંજ્, ખૂંજ્‌લે પાબિ, હૃદય માઝે વૃંદાવન
દીપ્ દીપ્ દીપ્ જ્ઞાનેર બાતિ જ્વલબે હૃદે અનુક્ષણ
ડ્યૅંગ્ ડ્યૅંગ્ ડ્યૅંગ્ ડાંગેર ડિંગે, ચાલાય આબાર કોન સે જન!

[ ઓ મારા મન! રૂપ સાગરમાં ડૂબી જા. અતલ પાતાળ સુધી ખોળી વળ. તને પ્રેમનો રત્નભંડાર જડશે.

ખોળી વળ. ખોળી વળ. તારા હૃદયમાં જ તને વૃંદાવન જડશે. પછી તારા હૃદયમાં જ્ઞાનનો દીપ સર્વ કાળ ઝળહળશે.

ડિંગ, ડાગ, ડિંગ, ડાગ, ગામબાગોળે જતી આ નાવડી કોણ ચલાવ્યે જાય છે? ]

શિવ સંગે સદા રંગે આનંદે મગના
સુધા પાને ઢલ ઢલ ઢલે કિન્તુ પડે ના
વિપરીત રતાતુરા પદભરે કાંપે ધરા
ઉભયે પાગલે મારા લજ્જાભય આર માને ના

માને ચડેલ પ્રેમમદિરાનો કેફ રામકૃષ્ણના ગાનમાં નીતરે છે.

વિવેકાનંદે એકવાર કહેલું, 'એમનો એક જ દષ્ટિપાત માણસનો જીવનપલટો કરી નાંખી શકતો.'

અને આ એમનો બોલ અનુભવનો હતો. આ નરેન્દ્રે પોતાની તાત્ત્વિક શંકાઓથી રામકૃષ્ણ સામે પોતાનો બળવો વર્ષો સુધી મચક આપ્યા વિના ચાલુ રાખ્યો હતો. પણ અંતે સતત જલતી આગમાં એ એ ગળી ગયો અને એણે પોતાનો પરાજય સ્વીકારી લીધો હતો. 'જીવન્ત શ્રદ્ધા દુનિયાની બીજી કોઈપણ વસ્તુ કરતાં વધુ નક્કર રૂપમા દર્શ લઈ શકાય એવી ચીજ છે,' એ રામકૃષ્ણના કથનની યથાર્થતા એણે સિદ્ધ કરી હતી. રામકૃષ્ણની આસ્થા મૃદુ છતાં એટલી નક્કર હતી કે આ જુવાનિયાઓની નિષ્ઠુરમાં નિષ્ઠુર નાસ્તિકતા અને ઇન્કાર પણ તેમનામાં માત્ર આછું સ્મિત જન્માવતાં. એ બધી નાસ્તિકતા મધ્યાહ્નના સૂર્ય આગળ ધુમ્મસની જેમ લોપ પામવાની છે એ વાતની એમને ગળા સુધી ખાતરી હતી. કાલિપ્રસાદે એવા જ ઇન્કારનો ઘોષ એમની સામે છોડેલો ત્યારે એમણે પૂછેલું:

"દીકરા, તું ઈશ્વરમાં માને છે?"

"ના."

"ધર્મમાં?"

"ના. નથી વેદમાં માનતો, નથી શાસ્ત્રમાં. અધ્યાત્મને લગતી કોઈ વાતમાં નથી નથી ને નથી જ માનતો."

ગુરુ અપાર ક્ષમાવૃત્તિથી જવાબ દે છેઃ

"દીકરા, બીજા કોઈ ગુરુ આગળ આ બોલ્યો હોત તો તારી શી વલે થાત! પણ જા. નિરાંતે જા. અહીં તારી અગાઉ બીજા ઘણા આ અવસ્થામાંથી પસાર થઈ ચૂક્યા છે. જો પેલો નરેન. એ આસ્તિક બન્યો છે. તારી શંકાઓ પણ ઉકેલાશે. તું યે આસ્તિક બનીશ."

આ જ કાલિપ્રસાદ પાછળથી પવિત્ર પ્રેષિત અભેદાનંદની પ્રતિષ્ઠાને પામ્યો.

અનેક યુનિવર્સિટીના પદવીધરો, નાસ્તિકો, અજ્ઞેયવાદીઓને ગામડિયા બોલીમાં સાદામાં સાદી વાતો કહેનારા પણ અંતરની જ્યોત વડે આત્માનાં ઊંડાણોને ભેદનારા આ અદના માણસે એ જ રીતે ઓગાળ્યા. અને એની પાસે આવનારા આવા લોકોને પોતાનામાં થએલા પરિવર્તનનો એકરાર કરવો પડતો નહિ.

રામકૃષ્ણ કહેતાઃ "માણસની આંખ એના આત્મામાં ડોકિયું કરવાની બારી છે." એ બારીવાટે એક જ ડોકિયું કરીને એ સામાને વાંચી લેતા. ટોળું માણસો વચ્ચે સીધા જઈને એ મળવા આવેલા પણ છુપાતા શરમાળ આગંતુકને શોધી લેતા; અને એની શંકા, ચિંતા, છૂપા દરદ કે જખમ ઉપર અચૂક આંગળી મૂકતા. ઉપદેશ એવું કદી ન આપ્યો. આત્મનિંદા, આત્મગ્લાનિનો વિધિ કે ક્રમ એમની પાસે ક્યાંયે નહોતો. એકાદ કટાક્ષ, એકાદ સ્મિત, હળવા હાથનો એકાદ સ્પર્શમાત્ર, સામા માણસમાં એવી અવર્ણનીય શાંતિ કે સુખ નીપજાવતો કે જેને સારુ માણસ જિંદગીભર ઝંખતો આવ્યો હોય. કહેવાય છે કે એક નવયુવક ઉપર એમણે નજર ફેરવી ને પરિણામે વરસથી વધુ સુધી પેલાને સમાધિ જેવી ખુમારી રહી. આ કાળ દરમ્યાન તે 'પ્રભુ! પ્રભુ! પ્રાણપ્યારા! પ્રાણપ્યારા!' એટલું જ બોલતો.

રામકૃષ્ણ ક્ષમા ન કરે એવી કોઈ બાબત નહોતી. કારણ અનંત કરુણામાં એ માનતા. પોતાની મદદ માગનારાઓમાં તેઓ કેટલાક એવાને જોતા જેમને આ જન્મે ઈશ્વરપ્રાપ્તિનું ભાગ્ય લાધે તેમ નહોતું, તો તેવાઓને પોતે ઓછામાં ઓછી એ સુખની ઉડતી ઝાંખી કરાવવા ઇચ્છતા.

શબ્દ એમની આગળ માત્ર બોલેલો શબ્દ કદી ન હતો. અમલ, આચરણ, યથાર્થ સત્ય, એ જ એમની પાસે શબ્દનો અર્થ હતો.

એ કહેતા:

"તમારા ભાઈ પ્રત્યેના તમારા પ્રેમની 'વાતો' ન કરો. એ પ્રેમને પ્રત્યક્ષ આચરણમાં અનુભવસિદ્ધ કરો. તત્ત્વસિદ્ધાંતની ને ધર્મની ચોવટ ન કરો. ધર્મમાત્ર એક જ છે. બધી નદીઓ સમુદ્રમાં જ જઈને મળે છે. તમે પણ નદીની જેમ વહો અને બીજાઓને પણ વહેવા દો. પ્રવાહ જેમ ઢાળ મુજબ પોતાની ગતિ અને આકાર નક્કી કરી લે છે તેમ સૌ કોઈ પોતપોતાની જાતિ, દેશકાળ અને સ્વભાવને અનુરૂપ પોતાના ખાસ પટ અને કિનારા ભલે નક્કી કરી લે. પણ બધાં જ પાણી એક છે. મહાસાગર ભણી વહ્યે જાઓ."

આનંદભરપૂર રીતે વહેતો એમનો જીવનપ્રવાહ તમામ આત્માઓ જોડે હળ્યો ભળ્યો ને તેની શક્તિની પ્રતીતિ સૌને મળી. શક્તિ શું, ઢાળ શું, પ્રવાહ શું,બધું પોતે જ હતા. અને બીજાં નદીનાળાં સૌ એમની નદી ભણી ધસ્યાં. પોતે સ્વયં ગંગા હતા.

### ટિપ્પણો

૧. રામકૃષ્ણ કથામૃતમાં ઠેરઠેર આ પાર્શ્વભૂમિ અને વાતાવરણનાં વર્ણનો આપેલાં છે:

પ્હો ફાટતાં જ મંદિરોમાંથી મંગળારતિના ઘંટારવ સંભળાવા લાગે. આરતિના દીવા પ્રગટે. મંદિરોના સભામંડપમાં પ્રાતઃસંગીત ચાલુ થાય અને ઝાંઝમૃદંગ બાંસરીના સૂર ગુંજી ઊઠે. પૂર્વ દિશામાં

અરુણની લાલિમા ફેલાય તે અગાઉ જ મંદિરના બગીચામાંથી દેવ-પૂજાને સારુ ફૂલ વીણાઈ ચૂક્યાં હોય. જો શિષ્યોએ રાત્રિ ગુરુદેવના સાન્નિધ્યમાં ગાળી હોય, તેઓ એમની પથારીની કોરાણે ધ્યાનસ્થ બેસે. રામકૃષ્ણ પોતે ઉઠીને ઉઘાડે ડીલે ફરતા હોય. ફરતાં ગાતા જાય. મા જોડે વહાલથી ગોષ્ઠિ કરતા જાય. જરા વારે મંદિરોમાં વાદ્ય અને ગાન એકસામટાં ગુંજી ઉઠે. શિષ્યવૃંદ સ્નાનાદિ કરી આવે, ને ગુરુદેવ ઓશરીમાં બેઠા હોય ત્યાં પાછા ભેળા થાય. આંખ સામે ગંગાજી વર્ષા કરતી હોય. પછી પાછા વાર્તાલાપ ચાલે.

મધ્યાહ્ને કાલિ અને વિષ્ણુ મંદિરોના તેમજ દ્વાદશ શિવમંદિરોના પૂજાવિધિ બધા પૂરા થાય. પછી સૂરજ નમે. દક્ષિણના વાયરા વાય ને ગંગાજીમાં જુવાળ આવે. જમીને ગુરુદેવ ઘડીક આરામ કરે. પછી પાછા વાર્તાલાપો શરૂ થાય.

સાંજે મંદિરનો માણસ આવીને દીવા કરી જાય. રામકૃષ્ણની ઓરડીમાં એક ખૂણે દીવો બળતો હોય અને પોતે તલ્લીન થઈને બેઠા હોય. પછી ઘંટારવ અને શંખનાદ સાથે મંદિરોમાં સંધ્યારતિઓ શરૂ થાય. પુનમની ચાંદની રેલાય ને તેમાં વાર્તાલાપો ચાલુ જ હોય.

૨. ૧૭ મા સૈકામાં યૂરોપમાં થઈ ગયેલા ફ્રાન્કો દ કલુગની અને બીજાઓનાં પાપભાવનાને લગતાં ચિંતવનો રામકૃષ્ણે જાણ્યાં હોત તો તેઓ એ વિષે શું કહેત? આ અને બીજા મઠવાસી ખ્રિસ્તી સાધુઓએ ભોળભાવે પાપીપણાની ભાવના અને જાણપને કેળવવાનું લગભગ શાસ્ત્ર બનાવી મૂક્યું અને સખ્યાબંધ પુસ્તકો પણ લખ્યાં!

૩. રામકૃષ્ણ કથામૃત. આ રહ્યું એમનું એક વચનામૃત, જે તમામ શ્રદ્ધાળુઓએ ગોખી રાખવા જેવું છે: "જ્યાં શરમ, દ્વેષ અને ભય છે ત્યાં ઈશ્વરદર્શન કદાપિ શક્ય નથી."

૪. નરેંદ્ર, રાખાલ અને ભાવનાથ પણ આજ ટોળીના હતા (રામકૃષ્ણ કથામૃત). માત્ર એ પ્રમાણે એમનું અમુક કોટિના હોવું

એ ગુરુદેવને હાથે તેમની પસંદગી થવામાં કારણરૂપ નહોતું એ બીના નોંધપાત્ર છે. બાબુરામ મૂળથીજ જ્ઞાની હતા, ભક્ત નહિ.

૫. શરદાનંદઃ રામકૃષ્ણ શિષ્યોને કહેતાઃ "આ યોગની ક્રિયાઓ કળિકાળને સારૂ નથી. આજે લોક નબળું ને અલ્પાયુષી થઈ ગયું. આવાં જોખમો ખેડવા સારૂ તેમની પાસે વખત નથી. હવે તેની જરૂર પણ નથી રહી. એનો મુખ્ય હેતુ મનની એકાગ્રતા સિદ્ધ કરવાનો છે. જે ભક્તિભાવ અને સદાચરણ ધ્યાનઉપાસનાથી સહેજે થઈ શકે. ઇશ્વરનો અનુગ્રહ સાક્ષાત્કારની સ્થિતિને સહેલી કરી દે છે. આપણે જે પ્રેમ પોતીકાંઓ પર ઢાળવીએ છીએ તે પરમેશ્વર ઉપર ઢાલવતાં શીખીએ એટલે બસ.

૬. આ રહ્યો એક સુંદર નમૂનો: એક કઠિયારો જંગલમાં ઊંઘી ગયો. એક ગોહિયાએ એને જગાડયો. કઠિયારો કહે, 'ભલા માણુસ! શા સારૂ તેં મારો ઘાણ બગાડયો? સ્વપ્નામાં હું મોટો રાજા થયો હતો. સાત કુંવર કુંવરીઓનો બાપ થયો હતો. મારા પુત્રો યુદ્ધનીતિમાં ને બીજી કળાઓમાં પારંગત હતા. હું સિંહાસન પર બેસીને રાજકાજ ચલાવતો હતો. શા સારૂ અલ્યા! તેં મારી બાજી ઊંધી વાળી?'

પેલો કહેઃ એમાં મેં તારૂં શું લૂંટી લીધું? એ તો સ્વપ્નું જ હતું ને?

કઠિયારોઃ તું ન સમજ્યો. સ્વપ્નામાં રાજા થવું એ તેટલું જ સાચું છે જેટલું કઠિયારા હોવું. જો કઠિયારા હોવું સાચું છે તો સ્વપ્નામાં રાજા થવું પણ સાચું જ છે.

૭. બાઈબલના ઈશુ ભાગવતમાં આવતી બે ઈશભક્ત બહેનો. તેમાં મર્થા સંસાર વહેવારમાં કુશળ અને મેરી ભક્તિભાવવાળી હતી. (જુઓ, સંત લ્યુક કથિત ઈશુ ભાગવત, અધ્યાય ૧૦ મો).

૮. આ રંગો રામકૃષ્ણને મન અર્થપૂર્ણ પ્રતીકરૂપ હતા. શ્યામાનો નીલવર્ણ એમના મનમાં આકાશની નીલિમાનો ભાવ પેદા કરતો.

## ૧૨. સરિતા સાગરમાં સમાણી

પોતે સાગરની નજીક પહોંચી રહ્યા હતા. અંતઘડી આવતી જતી હતી. એમનો દુર્બળ દેહ લગભગ રોજની ભાવસમાધિઓની આંચમાં શોષાયે જતો હતો; અને ક્ષુધાર્ત જિજ્ઞાસુઓનાં ટોળાંઓને સંતોષવા પોતે પંડને ગાળી રહ્યા હતા. કયારેક રીસેભર્યો બાળકની જેમ એવાં ટોળાંના રાતદિવસના હુમલાઓ સામે મા આગળ ફરિયાદ પણ કરતા:

"આ બધાં ધાડાં મને તોડી ખાવા શા સારુ તું મારા ઉપર તાણી લાવતી હઈશ? એ તો બધાં શેરમાં પાંચશેર પાણીવાળા દૂધ જેવાં છે. એટલાં પાણી બાળવા સારુ ચૂલો ફૂંકી ફૂંકીને મારો જીવ નીકળી જાય છે. મારી આંખો ગઈ. શરીર ગયું. મારી શક્તિ-બહારનું છે આ. તું પંડે કાં નથી કરતી, કરવું જ હોય તો? (પોતાના શરીરને ચીંધીને) આ તો હવે ફૂટલો ઢોલ છે. રાત કે દિ' જોયા વગર એને વગાડ વગાડ કરીશ તો એ કેટલા દિવસ ચાલશે?" (રામકૃષ્ણ ચરિત)

છતાં એમણે કોઈને કદી પાછું વાળ્યું નહિ. કહેતા, "જો એકપણ જીવને મદદ કરી શકું તો ભલે મારે ફરી ફરીને જનમ મરણના ફેરા ખાવા પડે. કૂતરાનો અવતાર લેવો પડે તોયે ભલે."

વળી કહેતા:

"આવા વીસ હજાર દેહ ગાળવા પડે તો યે મને કબૂલ છે, જો તેથી એક જીવને પણ મદદ થતી હોય. એક માણસને પણ મદદરૂપ થવું એ નાનીસૂની વાત નથી." (વિવેકાનંદ: માય માસ્ટર)

પોતાની ભાવસમાધિઓ માટે પણ પોતાની જાતને ઠપકો

દેતા. કારણ બીજાને આપી શકાય એવો વખત એ સમાધિઓમાં વીતતો હતો.

"મા! આ બધા સમાધિઓના લહાવા બસ કર! બધાંની રીતે મને રહેવા દે. એટલે હું દુનિયાને વધુ ખપ લાગી શકું."

અંત દિવસોમાં જ્યારે એમને આરામ આપવા ખાતર શિષ્યો એમના આગ્રહને વશ ન થતાં દર્શનાતુર ભક્તજનોને એમની પાસે પહોંચી જતાં અટકાવતા, ત્યારે કહેતા:

"હાય, આજે કોઈ મારી પાસે આવ્યું નહિ. કોઈને મારો ખપ રહ્યો નથી. મને કેવું વસમું લાગે છે!"

બ્રાહ્મ સમાજના નામાંકિત આગેવાન એમના પરમમિત્ર કેશવચંદ્ર સેનનું અવસાન એમની અગાઉ ૧૮૮૪માં થયું. એ અવસાનના થોડા દિવસ અગાઉ આંસુભરી આંખે એમને વિષે કહેલું: "ગુલાબ-છોડ બીજે લઈ જઈને રોપશે. માળાને એની કનેથી ઊંચાં ગુલાબ ઉતારવાં છે."

અવસાન પછી બોલેલા:

"મારું અરધોઅરધ ખલાસ થયું."

પણ બાકી રહ્યું તે અરધું નીચામાં નીચાં અત્યજનોની દુનિયા હતી એમ કહી શકાય. આવાં લોકો એમની પાસે પહોંચી શકતાં. એમનાં છેલ્લા વર્ષોના નિકટ મિત્રોમાં એવાં અનેક સાદાભોળા લોકો હતાં જે એમને મન પોતાના પ્રિયતમ શિષ્યોની જ હારનાં હતાં. આવાં એક ડોસીમા હતાં ગોપાલેર મા. એની કહાણી અમરપદ પામે એવી છે:

સાઠ વરસનાં આ ડોસી બાળવિધવા. ઠાકોરજીની સેવા-પૂજામાં જિંદગી ગાળેલી. એના અતૃપ્ત માતૃત્વે ત્રીસ વરસથી ગોપાલ-કૃષ્ણને જ પોતાનો છૈયો કરી માનેલો. આ નિર્દોષ ભાવ ડોસીમાં લગભગ ઘેલછાની હદે પહોંચ્યો હતો. ડોસી પહેલવહેલાં રામકૃષ્ણને

મળ્યાં તે જ ઘડીએ રામકૃષ્ણની પ્રભુમય આંખે આ પારખી લીધું. એમની હૂંફાળી કરુણા એમના સંપર્કમાં આવનારાંનાં સૂતેલાં શોક અભળખા ઝંખનાઓ તમામ જોડે તાદાત્મ્ય અનુભવતી. એમણે ડોસીને ગોપાલની ભેટ આપી.

બસ, તે ઘડીથી ડોસી ગોપાલથી કદી વિખૂટાં પડ્યાં નહિ. એની પૂજાપ્રાર્થના બધું હવાઈ ગયું. એ બધાની એને જરૂર જ ન રહી. કારણ કે એ તો દિનરાત પોતાના ગોપાલ જોડે અખંડ વાર્તાલાપમાં મસ્ત રહેતાં. માળાને એણે નદીમાં પધરાવી. ગોપાલની વાતોથી ને ગોપાલની પળોજણોમાંથી ડોસી પરવારે જ નહિ! એ મહિને સાસ ખાધો. પછી તો ડોસી ધ્યાન ધરે ત્યારે ગોપાલ દેખા દે ને હાજર થાય.

ડોસીની કૃતાર્થતાને કાંઠો ન હતો. રામકૃષ્ણ આ જુવે ને રાજીરાજી થાય. એક દિવસ એમની હમેશહાજર વિનોદવૃત્તિએ ડોસીને તીખા મિજાજવાળા નરેન આગળ પોતાની વાત કહેવા મોકલ્યાં. નરેનને પોતાની વિવેકબુદ્ધિનું ગુમાન હતું, ને આવાં દર્શનો અને પરચાની વાતોને એ કેવળ ઘેલછાના આભાસ માત્ર ગણતો. ડોસીએ ગાંડી માની ઢબે પોતાનો લવારો ચલાવ્યો ને વચમાં જ પૂછયું :

"તમે જ કહોને ભાઈ! હું તો રાંડ ગરીબડી ગાંડીભોટ. હું થોડું જ કંઈ આવું બધું સમજું? તમે ભણેલા. બધું સમજો. તમે જ કહો, આ બધું સાચું?"

નરેનનું હૈયું હાલી ઊઠયું : "હા, મા! સાવ સાચું."

૧૮૮૪થી રામકૃષ્ણની તબીયત લથડવા લાગી. એકવાર ભાવ-સમાધિ દરમ્યાન એમનો ડાબો હાથ ખડી ગયો ને એનો સખત દુખાવો રહ્યો. આ પછી એમનામાં મોટો ફેરફાર થએલો દેખાયો. એમણે પોતાનું અપંગ શરીર અને પોતાનો ભ્રમણ કરતો આત્મા

એવા બે ભાગ પાડયા. 'હું,' 'મને,' એમ કહેવાનું બંધ કર્યું. 'હું' રહ્યો નહિ. પોતાને 'આ' કહીને ઓળખાવવા માંડયું. આ માંદા માણસે માનવરૂપે વિચરતા પ્રભુની 'લીલા'ને અત્યાર લગીના કરતાં વધુ સ્પષ્ટપણે ઓળખવા માંડી. જાણે એણે પોતાના ખરા આત્મને અચાનક ઝાલી પાડયો, ને જાણે 'મૂંગે કો સુપનો ભયો.' કેમ જાણે પોતાનું કોઈ પ્રિયતમ અચાનક ને અણધાર્યું મળી ગયું હોય તેમ એમના આનંદને હદ રહી નહિ. શિવે જ્યારે પોતાના યથાર્થરૂપને ઓળખ્યું ત્યારે આનંદથી 'શિવોહમ્' 'શિવોહમ્' પોકારીને નાચી ઊઠયા.

વળતા વર્ષના એપ્રિલમાં ગળે સોજો આવ્યો. બધો વખત બોલ્યાં કરવાથી ને પેલી ખતરનાક ભાવસમાધિઓ જેને પરિણામે ગળામાં લોહી વહેતું, તેનાથી આમ થયું હતું. ડાકટરોને બતાવ્યું. તેમણે બેઉની—બોલવાની તેમજ સમાધિની—મનાઈ ફરમાવી. પણ રામકૃષ્ણે કશું ગણકાર્યું નહિ. એક મોટા વૈષ્ણવ પર્વ દરમ્યાન એમણે પારવિનાનો પરિશ્રમ ઉઠાવ્યો ને પરિણામે દરદ વધ્યું. ખાવાનું લગભગ બંધ પડયું. આમછતાં મળવા આવનારાંને એમણે દિવસ રાત છોડયાં નહિ. એક રાતે ગળામાં લોહી વહ્યું. ડાકટરોએ કેન્સર છે એવું જાહેર કર્યું! આ પછી મુખ્ય શિષ્યોએ બહુ બહુ સમજાવીને એમને કલકત્તાના ડાકટર મહેન્દ્રલાલ સરકાર પાસે ઈલાજ કરાવવા મનાવ્યા. ૧૮૮૫ના સપ્ટેમ્બરમાં એક નાનું ઘર ભાડે લઈને રાખ્યા. એક ખૂણામાં એમનાં પત્નીને સારુ જગા કરવામાં આવી, જ્યાંથી એ બધી દેખરેખ કરે. નિષ્ઠાવંત શિષ્યો રાત્રે માંદાની પથારી આગળ બેસી જાગતા. ઘણાખરા ગરીબ હતા. તેમણે કરજ કર્યાં, મિલ્કત ચીજવસ્તુ ગીરો મૂકી ને ગુરુની માંદગીના ખરચ ચલાવવા માંડયા. આ મુસીબતો અને તેને પહોંચી

વળવાના તેમના પ્રયત્નોએ તેમની પરસ્પર મૈત્રીની હીરની ગાંઠ ઉપર સેવનું ટીપું મૂક્યું.

ડાક્ટર સરકાર બુદ્ધિવાદી હતા. રામકૃષ્ણના ધાર્મિક વિચારો જોડે તેમને મેળ નહોતો. પોતાનો મતભેદ ખુલ્લા દિલે જાહેર કરતા. પણ જેમ જેમ એ પોતાના દરદીને ઓળખતા ગયા તેમ તેમ તેના પ્રતિ એમનો આદર વધતો ગયો અને અંતે એમણે મફત ઇલાજ કરવા માંડ્યો. દિવસમાં ત્રણ વાર જોવા આવે ને કલાકો ગાળે.* (જે કદાચ દરદીને સારા કરવાનો શ્રેષ્ઠ ઉપાય નહોતો.) એ કહેતા :

"તમારી સત્યનિષ્ઠા જોઈને હું તમને અત્યંત ચાહવા લાગ્યો છું. તમે જેને સત્ય માનો છો તેમાંથી એક વાળ જેટલા પણ ચાતરતા નથી....હું તમને સારું લગાડવા આ નથી કહેતો. મારા બાપ ભૂલ કરતા હોય તો તેમને પણ કહ્યા વગર ન રહું."

પણ શિષ્યવૃંદ જે રીતે ગુરુપૂજા કરતું તેને તેઓ ખુલ્લમખુલ્લા વખોડી કાઢતા. કહેતા :

"અનંતવ્યાપી ઈશ્વર માણસ થઈને પૃથ્વી ઉપર ઉતરી આવ્યો છે એમ કહેવું એ તમામ ધર્મની ઘોર ખોદવા બરાબર છે."

આ ચર્ચાઓ દરમ્યાન રામકૃષ્ણ મૌન સેવતા. પણ શિષ્યો ઉશ્કેરાતા. માત્ર પરિણામે સૌનો પરસ્પર આદર વધતો. દરદની પીડાથી વધુને વધુ તેજ:પુંજ થયે જતા ગુરુને નિહાળીને શિષ્યોની એમના પ્રત્યેની શ્રદ્ધા દ્વિગુણિત થતી. આવા સત્પુરુષને નસીબે આવો વ્યાધિ ભોગવવાની કસોટી પ્રભુએ શા સારુ મૂકી હશે એ સમજવા તેઓ મથતા. આ અંગે જુદા જુદા અભિપ્રાય ધરાવનારાઓની તેમનામાં ટોળીઓ પડી જતી એમાની સૌથી ઉંચી ટોળીનો આગેવાન પાપમાંથી ઉદ્ધરીને નવો અવતાર પામેલ ગિરીશ હતો. તે કહેતો કે આ મંદવાડ ગુરુદેવનો પોતાનો માગી લીધેલ હતો કે જેથી પોતે પોતાની આસપાસ પ્રેમિતોનું જૂથ એકઠું કરી શકે. નરેનની

બુદ્ધિપ્રધાન ટોળી કહેતી કે ગુરુદેવનો દેહ બીજા કોઈપણ દેહધારી માનવીની જેમજ કુદરતના નિયમોને આધીન હતો. આમ છતાં મરણપથારીએ પડેલા આ માનવીમાં દેવનાઈ ભાવની હરતી બધા જ કબૂલતા. વળી જ્યારે કાલિમંદિરના વાર્ષિક ઉત્સવને દિવસે રામકૃષ્ણ કશું જ ન બોલતાં આખો દિવસ ભાવસમાધિમાં રહ્યા ત્યારે સૌને નવાઈ લાગી અને તેમને ચોક્કસ લાગ્યું કે જાણે મા કાલિ તેમનામાં બિરાજતી હતી.[3] આ માન્યતાનો આવેગ શિષ્યોને ભાવવશ કરી મૂકે એ ભય હતો જ. તેમાંના ઘણાને હાસ્ય, સંગીત અને આંસુ સાથે દૈવીઝાંખી, ભાવસમાધિ એવું એવું થવા લાગ્યું! પણ નરેને આ ટાંકણે પક્વેલવહેલું પોતાની બુદ્ધિમત્તા અને મનોબળનું ખમીર બતાવી આપ્યું. આ બધા ચાળાને તુચ્છકારી કાઢીને એણે સૌને ઊધડા લીધા. 'ગુરુદેવની ભાવઅવસ્થા અને સમાધિએ એમણે જ્ઞાનપ્રાપ્તિને ખાતર કરેલી અનેક આકરી તપસ્યાઓ અને પ્રાણ નીચોવી નાંખનારી જહેમતો ખેડીને મેળવી છે, જ્યારે તમારા આ બધા ભાવઉદ્રેક જૂઠા નહિ તો માંદલી કલ્પનાસૃષ્ટિની વરાળ માત્ર છે. માંદલાઓએ માંદગીમાંથી છૂટીને વધારે ખાઈ પી પચાવીને તગડા થવુ જોઈએ. હાસીપાત્ર બૈરાઓના જેવા આ બધા નાટકનખરા શા? યાદ રાખજો કે જે લોકો ભાવાવેશના દેખાડાને ધર્મ કહીને ઉત્તેજે છે તેમાંના એંશી ટકા બદમાશ બને છે ને પંદર ટકા ગાંડાવેવલા.'

આ ફટકારે પેલાઓને ટાઢાબોળ કરી મૂકયા. બધા શરમના માર્યા ઝંખવાણા પડયા, ને ઘણાઓએ કબૂલ પણ કર્યું કે તેમના ભાવાવેશ તકલાદી હતા. નરેન એટલેથી અટકયો નહિ. એણે બધા યુવકોને ભેળા કર્યા ને સૌ પર કડક મરદાની શિસ્ત મૂકી. સૌને માટે કામ જરૂરી ગણીને દરેક જણે કોઈને કોઈ ચોક્કસ પ્રવૃત્તિ પાછળ રોકાઈ જવું એમ સૂચવ્યું. સિંહના બચ્ચાએ સઘના ભાવિ

રાજવી તરીકે પોતાનો પ્રતાપ દેખાડવા માંડ્યો, જો કે એ પોતે પોતાની મુશ્કેલીઓ અને જહેમતોમાંથી છૂટયો નહોતો. એને માટે આ દિવસો વિરાશાની છેલ્લામાં છેલ્લી જહેમતના હતા કે જ્યારે એને પોતાના સ્વભાવમાં પડેલાં પરસ્પર વિરોધી બળો વચ્ચે છેવટની પસંદગી કરવી પડી. એ દિવસો ભયાનક હતાં,—ફળદાયી હતા. એવો વિશાળ પાક લણી ઉતારવા એના આત્માને ઘડીને તૈયાર કર્યો.

રામકૃષ્ણની સ્થિતિ બગડતી ચાલી. દાક્તર સરકારે એમને શહેરમાંથી બહારગામડે લઈ જવાની સલાહ આપી. ૧૮૮૫ ના ડિસેમ્બર લગભગ પરાંઓમાં કાશીપૂર ખાતે એક સુંદર બગીચાવાળા મકાનમાં એમને ખસેડવામાં આવ્યા. અહીં એમણે પોતાની ઈહ-લોકની યાત્રાના છેલ્લા ૮ મહિના વીતાવ્યા. એમના પ્રિય શિષ્યોમાંના બારેય આખરઘડી લગી એમની પથારી આગળ રહ્યા. એમનાં કામકાજ પ્રાર્થના બધું નરેન ચલાવતો. બધા મળીને ગુરુદેવને વીનવતા કે એમને સાજા કરવા માટેની પ્રભુપ્રાર્થનાઓમાં એઓ શિષ્યોને સાથ આપે. એની જ આસ્થા ધરાવનાર એક પંડિતની મુલાકાત દરમ્યાન આવી વિનવણી ફરી એકવાર કરવાની શિષ્યોને તક મળી ગઈ.

પંડિત : (રામકૃષ્ણને) શાસ્ત્રો કહે છે કે આપ જેવા સંતો ઇચ્છાબળે પોતાના વ્યાધિમાંથી મુક્ત થઈ શકે.

રામકૃષ્ણ : મારું મન મેં પરમેશ્વરને આપી દીધું છે. શું તમારું કહેવું એમ છે કે મારે તે પાછું માગવું ?

શિષ્યો તેમને સાજા થવા ન ઇચ્છવા બદલ ઠપકો દેતા.

"શું તમે એમ ધારો છો કે મારા આ દેહદંડ ઐચ્છિક છે ? મારે સાજા થવુ છે. પણ એ તો માની ઇચ્છાની વાત છે."

"તો પછી માને વીનવો."

"તમારે એમ કહેવું સહેલું છે. પણ મારી જીભ જ ઊપડતી નથી.

નરેને આજીજી કરી: "અમારા બધાની ખાતર!"

ગુરુદેવે મીઠાશપૂર્વક કહ્યું: "ભલે, હું પ્રયત્ન કરી જોઈશ."

શિષ્યોએ ઘણા કલાક સુધી એમને એકાંત આપ્યું. અંતે બધા પાછા એકઠા થયા ત્યારે રામકૃષ્ણે કહ્યું:

"મેં કહી જોયું. કહ્યું, મા! આ દરદને લીધે મારાથી કશો ખોરાક લઈ શકાતો નથી. જરાતરા ખાઈ શકું એટલું કર." પણ એણે તો તમારા બધા તરફ આંગળી ચીંધીને કહ્યું, 'હોય કંઈ? તું તો આ બધાને મોઢેથી ખાઈ શકે છે.' હું શરમનો માર્યો વધુ કશું બોલી જ શકયો નહિ."

કેટલાક દિવસ પછી એમણે કહેલું:[૫]

"મારે કહેવા શીખવવાનું બધું મેં પૂરું કર્યું છે. લોકોને હવે વધુ વખત હું શીખવી શકું એમ નથી. બધી સૃષ્ટિમાં રામ ભર્યો છે એટલે હું મારા મનને પૂછું છું, 'કોને શીખવું?'"

૧૮૮૬ના જાન્યુઆરીની પહેલી તારીખે એમને જરા સુવાણ લાગી ને બગીચામાં થોડાંક ડગલાં ચાલ્યા પણ ખરા. બધા શિષ્યોને મળ્યા ને એકએકને કરીને આશીર્વાદ આપ્યા.[૬]

આની અસર તાબડતોબ બધામાં જુદી જુદી રીતે વરતાઈ. કેટલાક મૌનભાવે ગદ્‌ગદ્‌ થઈ ગયા. બીજા આનંદના ઉદ્‌ગારોની ભરતીમાં ઉછળી ઉઠયા. એક વાતમાં સૌ એકમત હતા કે તે ઘડીએ દરેક જણને વિજળીનો આંચકો લાગ્યા જેવો, જાણે કે દરેક જણ પોતે પસંદ કરેલા આદર્શને એક જ છલાંગે પહોંચી શકે એવા શક્તિસંચારનો અનુભવ થયો હતો. (એક ધર્મ ગુરુ તરીકે રામકૃષ્ણની એ હમેશની ખાસીયત હતી કે એઓ કશો અમુક ધર્મ કે શ્રદ્ધા કોઈને ન શીખવતા. પણ એવી શ્રદ્ધાને માટે જરૂરી શક્તિ અને આત્મબળ આપી દેતા. એમ કહું કે આધ્યાત્મિક વિજળીબળ આપનારા એક મહાન ડાયનેમોનું કામ એ કરતા).

બગીચામાં ગુરુદેવના આશીર્વાદ પામેલા શિષ્યોએ ખુશી આનંદ-થી વિભોર બનીને ઘરમાંના ગુરુભાઈઓને પણ ગુરુદેવના આશી-ર્વાદના ભાગી થવા બોલાવ્યા. વિનમ્ર લાટુ અને બ્રાહ્મણ શરદ ગુરુદેવ ઊઠીને બહાર ગયા હતા એ જોઈ એમની ઓરડી અને પથારી ઝાડીઝૂડી સાફસૂફ કરવામાં રોકાયા હતા. તેમણે સાદ સાંભળ્યા ને બારી રહ્યાં બધો દેખાવ જોયો. પણ પોતાના હાથમાંનું પ્રેમ-ભક્તિભર્યું સેવાકાર્ય છોડયું નહિ ને સૌના આનંદમાં ભળવાનું ભાગ્ય જતું કર્યું.

એકલા નરેનની મૂંઝવણો મટી નહોતી. પિતાનું અવસાન, ઘર-કુટુંબની ફિકર, અને અંતરમાં જળતા જ્વર, એને ભરખી રહ્યા હતા. એણે બધાને કૃતાર્થ થતા જોયા. પોતે જ એકલો અટૂલો રહી ગયો, કેમ જાણે સૌએ એનો ત્યાગ કર્યો હોય. એણે રામ-કૃષ્ણને આજીજી કરી કે દિવસો સુધી સમાધિમાં ઉતરી જઈ ને એને બધું દુ:ખ ભૂલવા દે. પણ ગુરુએ તો એને ઉધડો લીધો (આવી બાબતમાં એઓ પોતાનો ક્ષમાભાવ જેના તરફથી કશી વિશેષ અપેક્ષા ન રાખતા હોય તેવાઓને માટે જ રાખતા) અને એવા 'હલકા વિચારો' કરવા બદલ ઠપકો આપ્યો. કુટુંબ માટે એણે કંઈને કંઈ વ્યવસ્થા કર્યે જ છૂટકો હતો. તે પછી એની બધી મૂંઝવણો ને મુસીબતો પૂરી થશે ને બધું જ એને આવી મળશે એ સમજાવ્યું. નરેન ભૂલ્યાભટક્યા અંતરિયાળ રવડી ગએલાની જેમ પોકેપોક મૂકીને રડયો. નાઠો. ધૂળભર્યો અને ક્યાક ઘાસગંજીમા ઘુસીને સૂતેલો તેની ઘાસસળીઓ ચોટલે કપડે કલકત્તામાં ને ખેત રોમાં આડેધડ ભટક્યો. એનું અતર વેદનાની ચીસો નાંખતું હતુ. અગમને ગોતવાની આગ એના હૃદયમનને પ્રજાળી રહી હતી અને એના આત્માને ચેન કે વિશ્રામ નહોતાં.

રામકૃષ્ણ દૂર રહ્યા રહ્યા ભળતા અને કરુણાભર્યા દિલથી એના

ઉધામા નિહાળી રહ્યા હતા. એ બરાબર જાણતા હતા કે દેવનો શિકાર થાકી ખોરવાઈને થંભી જાય તે અગાઉ પોતાને તેનો કેડો લેવો પડશે. એમણે જોઈ લીધું હતું કે નરેનની સ્થિતિ અજબ હતી. પોતાની નાસ્તિકતાનું ભરપૂર ગુમાન એનામાં હતું અને છતાં પરબ્રહ્મના દર્શન માટેની એની ધાલાવેલી સીમાએ પહોંચી હતી. એમણે એને જેટલો જાણ્યો ને નાણ્યો હતો તેટલા પરથી એ 'લાખન મેં એક'નું ભાગ્ય લઈને આવ્યો છે એમ જોઈ ગયા હતા. એમણે બધા શિષ્યોની વચ્ચે વહાલથી નરેનનું લલાટ સૂંઘ્યું. એમાં જ્ઞાનમયી ભક્તિનાં તમામ લક્ષણ વાંચ્યાં. ભક્તો જ્ઞાનીની જેમ મુક્તિ વાંછતા નથી. એમણે તો માનવજાતિના કલ્યાણ અર્થે ફરી ફરીને જન્મવું રહ્યું હોય છે. કારણ આવા લોકો માનવજાતિના પ્રેમ અને સેવા અર્થે જ નિર્માયા હોય છે. જ્યાં લગી સંસારમાં કામનાનું અણુપરમાણુ રહેશે ત્યાં લગી આ લોકો ફરી ફરીને આ ધરતીતલ ઉપર અવતરવાના. જ્યારે માનવમાત્રના અંતરમાંથી એકેએક વાછના શમી આથમી જશે ત્યારે જ અને તેઓ મુક્તિને વરશે.

પણ ભક્તો પોતે એવી મુક્તિ કદી ઝંખતા નથી. અને તેથી જ પ્રેમાળ રામકૃષ્ણ જેનું હૃદય જીવમાત્રનું નિકેતન હતું, અને જે તેમને કદીપણ ઘડીવાર ભૂલે એમ નહોતું, તેમને ભક્તો તરફ હમેશાં પક્ષપાત રહેતો. અને આવા બધા ભક્તોમાં ભક્તશિરોમણિ નરેન હતો.[૭]

પોતે એને પોતાનો વારસ ગણતા એ ખીના એમણે છુપાવી નહોતી. એક દિવસ એમણે એને કહ્યું:

"આ બધા જુવાનિયાઓની હું તને સોંપણુ કરું છું. એમની આધ્યાત્મિકતા ખીલવવા પાછળ લાગજે."

અને સન્યાસી જીવનની તૈયારી રૂપે એમણે એ બધાને કોઈ

એ ઉતરી ગયો. ખાસો વખત વીત્યા બાદ જ્યારે એ ભાનમાં આવ્યો ત્યારે એને લાગ્યું કે જાણે હવે એને શરીર નહોતું. માત્ર ચહેરો તેટલો હતો. એ બૂમ પાડી ઉઠ્યો: 'મારું શરીર ક્યાં!' બીજા શિષ્યો બીધા અને ગુરુદેવ પાસે દોડી ગયા. પણ રામકૃષ્ણે શાંતપણે કહ્યું:

"વારુ વારુ, ભલે થોડીવાર એવું એવું બોલે. એને છેડશોમાં. બહુ દિવસથી મારી પાછળ લાગ્યો 'તો."

નરેન પરેપૂરો પાછો જગત પર આવ્યો ત્યારે તે અનિર્વચનીય શાંતિમાં નહાઈ ઉઠ્યો હતો. એ ગુરુ પાસે આવ્યો. રામકૃષ્ણે કહ્યું:

"હવે માએ તને બધું જ બતાવી દીધું. પણ આને તાળા કુંચીમાં રાખવાનું. ને કુંચી મારી કને રહેશે. તું માનું કામ પૂરું કરી રહેશે ત્યારે તને એ ખજાનો પાછો મળશે."

અને એમણે પછીના દિવસોમાં પોતાની તબીઅત અંગે શું શું કરવાનું એ બધું એને કહ્યું.

અંત નજીક આવતો ગયો તેમ તેમ એમણે બધી માયામમતા સંકેલવા માડી. શિષ્યોની ગમગીની ઉપર એમણે શાંત સ્વર્ગની ચાદર ઓઢાડી દીધી. 'રામકૃષ્ણ લીલામૃત', જે મરણઘડીની વાટ જોતા ગુરુની પથારીની લગભગ અડોઅડ બેસીને લખાયે જતું હતું, તેની નોંધોમાં રાતની નીરવતામાં વહેતા ઝરણા જેવા એમના આત્માના તાલબદ્ધ મંજુળ ધ્વનિ નોંધાયા છે. ઓરડામાં સાથી શિષ્યોનાં ગમગીન હૈયાની ચુપકીદી છવાઈ છે. બહાર રેલાતી ચાંદની હેઠળ બાગના વૃક્ષોની ડાળીઓ મંદમંદ વાતા મલયાનિલની હુંફાળી લહેરોવડે આસ્તે આસ્તે ઝૂલી રહી છે જે બધા મિત્રો અને પ્રિયજનો ગુરુદેવના પ્રયાણના વિચારે દુઃખી દુઃખી થઈ રહ્યા હતા૯ તેમને એઓ ક્ષીણ અવાજે કહે છે:

"રાધા કૃષ્ણને કહે છે: "હે પ્રિયતમ! મારા હૈયામાં જ સમાઈ જાઓ. ફરીવાર માનવરૂપે સામે આવશોમાં." છતાં થોડી જ વારમાં પોતાના પ્રિય કૃષ્ણને માનવીરૂપે નયન ભરીભરીને જોવા એ તલસી ઊઠી. પણ ઈશ્વરી ઈચ્છા પૂર્તિ પામવા નિર્માએલી હતી તેથી કૃષ્ણે માનવરૂપે ફરી લાંબા વખત સુધી દેખા દીધી નહિ. પ્રભુ આવ્યા અને માનવરૂપે અવતાર લીધો. પછી પોતાના સાથી શિષ્યોનેઙ લઈને મા પરમેશ્વરીને ખોળે પાછા જઈ વિરમ્યા.

રાખાલ બોલી ઊઠયો: "ભલા થઈને અમે છીએ ત્યાં સુધી અમને છોડીને ન જાઓ."

રામકૃષ્ણ મમતાભરી આંખે આછું હસ્યા અને કહ્યું:

"બાવળાઓની[૧૦] ટોળી આવી ને અચાનક એક ઘરમાં બેઠી. હરિનામનાં ગાન કર્યાં ને સૌ આનંદે પાગલ બનીને નાચ્યાં. પછી આવ્યાં હતાં તે જ પ્રમાણે અચાનક બહાર નીકળીને રસ્તે પડી ગયાં. ઘરધણીએ જાણ્યુય નહિ કે કોણ હતાં...."

એમણે નિસાસો મૂકયો.

"કયારેક હું પ્રભુને પ્રાર્થના કરું છું કે હે પ્રભુ! હવે ફરીવાર આ સંસારના ફેરામાં નાંખીશ નહિ.

પણ લાગલા જ આગળ કહેવા લાગ્યા:

"પ્રભુ એની પ્રેમભક્તિ કરનારા વિશુદ્ધ આત્માઓને ખાતર ફરીફરીને માનવદેહ ધારણ કરે છે."

આમ કહી અનિર્વચનીય પ્રેમ વરસતી આંખે એમણે નરેન ભણી જોયું.

૯ મી એપ્રિલે રામકૃષ્ણ રાતના બફારા સામે હાથમાંનો પંખો હલાવતા હતા. તેના સામુ જોઈને કહે:

"મારા હાથના આ પંખાને જેમ હું જોઉં છું તેમ જ મેં ઈશ્વરને જોયા છે. અને જોઉં છું......"

નરેનના હાથ પર હાથ મૂકીને સાવ જ મંદ અવાજે બોલ્યા: "શું કહ્યું મેં?"

નરેન: "મારાથી બરાબર સંભળાયું નહિ."

પછી રામકૃષ્ણે ઈશારતથી બતાવ્યું કે એ ઈશ્વર અને પોતે બેઉ એક જ છે.

"હા જી," નરેને કહ્યું, "અહં બ્રહ્માસ્મિ."

રામકૃષ્ણ: બ્રહ્માનંદના અનુભવ અને માણુસ વચ્ચે એક પાતળી રેખા જ આડી છે.

શિષ્યે કહ્યું: પણ મહાન આત્માઓ મોક્ષપ્રાપ્તિ પછી પણ દુનિયામાં રહે છે. તેઓ પોતાની જીવદશાને અને તેનાં દુઃખોને વળગી રહે છે કે જેથી તેઓ માનવજાતિની મુક્તિ અદા કરે.

*થડીક નીરવ શાંતિ રહી. પછી ગુરુ ફરીવાર બોલ્યા:* "છાપરું[૧૧] માણુસની આંખ સામે છે. પણ ત્યાં પહોંચવાનું વસમું છે....પણ જે ત્યાં પહોંચ્યો છે તે ત્યાંથી દોરડું નાંખીને બીજાઓને પોતાની પાસે છાપરાપર ખેંચી લઈ શકે છે."

આ દિવસોમાં જ એમણે એક જ પરબ્રહ્મમાં તમામ સચરાચર સૃષ્ટિનું તાદાત્મ્ય પૂર્ણરૂપે અનુભવ્યું. જોયું કે યજ્ઞબલિનું પશુ, યજ્ઞની વેદી અને બલિને હોમનારો હોતા ત્રણે એક જ વસ્તુ છે. અને પોતે ક્ષીણ સ્વરે પોકારી ઊઠયા: "ઓ પ્રભુ! કેવું દૃશ્ય?" ભાવોદ્રેકથી એમનું ભાન જતુ રહ્યું. પાછું આવ્યું ત્યારે કહે, "મારા જીવને ખાસી સુવાણ છે. આવો આરામ કદી લાગ્યો નહોતો."[૧૨]

જેઓ જાણતા કે એમનો વ્યાધિ–ગળાનું કેન્સર–કેવો જીવલેણ હતો તેઓ તેમનું અમીભર્યું પ્રેમ નીતરતું સ્મિત જોઈ જોઈને ચકિત થતા. એ સ્મિત અંત લગી એવું ને એવું ખુશનુમા રહ્યું. ઈશુ ખ્રિસ્તના ક્રૂસારોહણ જેવું મહામહિમામય વધસ્તંભનું મરણ તો એમને ન સાંપડ્યું, તોયે જીવલેણ યાતનાઓ દેનારા વ્યાધિવાળી એમની આ મરણપથારી ક્રૂસથી[13] કમ નહોતી. અને છતાં એવી પથારીએ પડ્યા પોતે કહેતા:

દેહના દંડ દેહ ભોગવે છે. મન ઈશ્વર જોડે એકતાર થયું હોય તો એને કશું દુઃખ લાગતું નથી."

વળી કહેતા:

"દેહ અને એનું દુઃખ ભલે એકબીજા- જોડે બાથોડાં ભર્યાં કરે. હે મારા મન! તું હરિનામનો આનંદ લૂંટ. હવે હું ને મા સદાને માટે એક થઈ ગયાં."[14]

મરણની ત્રણ કે ચાર દિવસ અગાઉ એમણે નરેનને એકાંતે પોતાની પાસે બોલાવ્યો. પ્રેમભરી આંખે એની સામું જોઈ રહ્યા ને ભાવસમાધિમાં ચાલ્યા ગયા. નરેનને પણ એ ભાવ ઘેરી વળ્યા. ભાનમા આવ્યો ત્યારે એણે જોયું કે ગુરુની આખમાં આંસુ હતાં. રામકૃષ્ણે એને કહ્યું:

"આજે મેં તને મારું જે કંઈ હતું તે બધું આપી દીધું. હવે હું એક મુફલીસ ફકીર માત્ર છું જેની પાસે કશું જ નથી. જે કંઈ મે તને આપ્યુ છે તેનાથી તું દુનિયામાં અપાર ભલું કરીશ. અને એ બધું પૂરું કર્યાં વિના તારે પાછા ફરવાનું નથી.[15]

તે ક્ષણથી રામકૃષ્ણની તમામ શક્તિઓ નરેનને મળી. ગુરુ શિષ્યમા સમાઈ ગયા.

રવિવાર, ૧૫ મી ઓગસ્ટ, ૧૮૮૬...છેલ્લો દિવસ.

બપોર નમ્યા ત્યાં સુધી હજુ એમનામાં ચમત્કારી લાગે એટલી ચકિત રહી. ગળાની દશા ભયાનક છતાં બે કલાક સુધી એમણે શિષ્યો સાથે વાતો કરી.[16] રાત પડયે ભાન ગયું. બધાને લાગ્યું કે લીલા સમાપ્ત થઈ. પણ મધરાતને સુમારે પાછા બેઠા થયા. પાંચ છ ઓશીકાંને અઢેલીને બેઠા. વિનમ્ર શિષ્ય રામકૃષ્ણાનંદ ઓશીકાંને પોતાના શરીરને ટેકે ટેકવીને બેસી રહ્યો હતો.

આમ બેસીને છેલ્લી પળ સુધી પ્રિય શિષ્ય નરેન સાથે વાત કરતા રહ્યા અને અતિ મંદ અવાજે છેવટની સલાહસૂચનાઓ આપતા રહ્યા.

પછી ખડા અવાજે પોતાની જીવનભરની પ્રિયતમ દેવતા મા કાલિનો ત્રણવાર નામોચ્ચાર કર્યો અને શરીર પાછળ નાંખી દીધું. અંતસમાધિ શરૂ થઈ. મધ્યાહ્ન અગાઉ અરધા કલાક સુધી એ રહી અને અંતે પ્રાણપંખી ઉડી ગયું.[17] એમના પોતાના શ્રદ્ધાપૂર્ણ શબ્દોમાં પોતે 'એક ઓરડામાંથી બીજામાં ચાલ્યા ગયા.'

શિષ્યવૃંદે ગુરુનામનો જેજેકાર કર્યો.[18]

## ટિપ્પણો

૧ પણ આ બીનામાં એથી વધુ અર્થ સમાએલો હતો. કેટલાક સુપ્રસિદ્ધ અગમમાર્ગના ખ્રિસ્તી સાધુઓ બીજાનાં દુઃખઅરિષ્ટ પોતાને માથે લઈને રોગિયાંદોગિયાંને સાજાં કરતા ને પાપીઓનાં પાપ પોતે લેતા. આવું જ રામકૃષ્ણનું હતું. એકવાર એમને એવું દર્શન થએલું કે જાણે બીજાનાં પાપ પોતાના ઉપર લેવાને પરિણામે એમના આખા શરીર ઉપર ચાઠાં પડયાં હતાં. બીજાનાં કર્મ એ પોતાને માથે લેતા" અને આ એમની છેલ્લી માંદગી તેવા જ કારણે હતી.

પારકાંના દુઃખ રોગ ને અનિષ્ટો પોતાને માથે લેવાની અને એવાંઓને દુઃખમુક્ત કરવાની શક્તિ અમુક હદ સુધીની પવિત્રતા પ્રાપ્ત થયા બાદ માણસમાં આવી શકે છે એ માન્યતા ભારતવર્ષમાં બહુ પ્રાચીન છે. સ્વામી અશોકાનંદને મેં આ વિષે પૂછાવેલું. એમણે મને પવિત્ર હિંદુગ્રંથો (મહાભારત આદિપર્વ અધ્યાય ૮૪; શાંતિપર્વ અધ્યાય ૨૮૧) માંથી, બુદ્ધવચનામૃતમાંથી અને પંદરમા સૈકામાં થએલા ચૈતન્યના જીવનમાંથી કેટલાક ધ્યાન ખેંચે એવા દાખલા આપ્યા છે. આધ્યાત્મિક ક્ષેત્રના બધા લોકોમાં આવી શક્તિ હોય છે કે આવે છે એવું નથી. ધર્મગ્રન્થોનાં કથન મુજબ તો ફક્ત અવતારોમાં અને અવતારકૃત્યો અર્થે ખાસ પસંદગીથી મૃત્યુલોક ઉપર આવેલા તેમના અનુચરોમાં જ એવી શક્તિ હોય છે. બધા ધર્મપરાયણ લોકોમાં તેમ જ સંતોમાં ઇશ્વરદર્શન પામ્યાની સ્થિતિ બાદ પણ આવી શક્તિ નથી આવતી,—જો કે આજે લોકમાન્યતા તેમનામાં એવી શક્તિનું નાહક આરોપણ કરતી હોય છે, અને ભોળા લોકો સાધુસંન્યાસીઓ પાસે પોતાનાં ભૌતિક તેમ જ આધ્યાત્મિક અનિષ્ટો એમને ભળાવી દેવાની આશાએ જતા હોય છે, જેમ ઇશુ પાસે ઉમટતાં. આજે પણ આ માન્યતા ભારતવર્ષમાં સાર્વત્રિક છે. આનું એક પરિણામ કહેવાતા ગુરુવાદમાં આવ્યું છે. અધ્યાત્મક્ષેત્રનો કોઈ માણસ જો કોઈને પોતાનો શિષ્ય કરે તો તે એને અધ્યાત્મક્ષેત્રમાં શિક્ષણ કે દોરવણી તો આપશે જ, પણ તે ઉપરાંત આવા શિષ્યનાં જે કંઈ કર્મો—પાપો—એના માર્ગમાં અંતરાયરૂપ થતાં હશે તેને પણ પોતાને માથે ઓઢી લઈને શિષ્યનો માર્ગ મોકળો કરી આપશે.

આમ ગુરુને શિષ્યના કર્મોના દંડ ભોગવવા પડે છે કારણ કે કર્મનો નિયમ અટલ છે. એક પણ કર્મના પરિણામને નિષ્ફળ

કરવાની કોઈની જ શક્તિ નથી. બહુ તો એકના કર્મનું પરિણામ ભોગવવા આવો કોઈ બીજો તેની અવેજી ભરી શકે. આ માન્યતા આજે પણ ભારતવર્ષમાં કેટલી દઢપણે રૂઢ છે એ બતાવવા સ્વામી અશોકાનંદ ઉમેરે છે: "આ વસ્તુ અમારા લોકોમાં માત્ર એક વાદ કે ચર્ચાના મુદ્દા રૂપે નથી. રામકૃષ્ણના નિકટ શિષ્યો પૈકીના સાધુઓએ ગુરુને નાતે અથવા તો સ્પર્શમાત્રથી બીજાનાં અરિષ્ટો પોતાને સાથે લઈને દુઃખ ભોગવ્યાના દાખલા અમે નજરે જોયા છે આવાં દુઃખદરદ પોતાને ભોગવવાં પડયાની વાતો પણ એમણે અમને સંભળાવી છે."

૨ આવી ઘણી ભાવસમાધિઓ વેળાએ દાક્તર સરકાર હાજર હતા અને દાક્તરી વિજ્ઞાનની દૃષ્ટિએ તેનો અભ્યાસ કરતા. એમની નોંધોનો અભ્યાસ યુરોપીય વૈજ્ઞાનિકોને બહુ રસપ્રદ થઈ પડે ખરો. એવું જણાયું છે કે સમાધિવાળી અવસ્થા દરમ્યાન ભૂંગળી (સ્ટેથોસ્કોપ) મૂકીને કરેલી હૃદયની તપાસ તેમજ આંખોની સ્થિતિ મરણ અવસ્થાનાં બધાં લક્ષણો સૂચવતી.

૩ એમનાં દર્શને આવનારાં ટોળાંઓમાં તા. ૩૧મી ઓકટોબર ૧૮૮૫ને દિને પ્રભુદયાળ મિશ્ર નામનો ઉત્તર હિંદુસ્તાનનો રહીશ એક ખ્રિસ્તી આવેલો. રામકૃષ્ણ જોડે તેની મુલાકાતની નોંધ બનાવી આપે છે કે દેખીતા વિરોધી વિચારોવાળા માણસના એકરાર પણ ભારતીય આત્માના સંવેદનશીલ વાતાવરણની હૂંફમાં થઈને ચળાઈ-ગળાઈ આવતાં જ કેવો સમન્વય પામી શકે છે. આ હિંદી ખ્રિસ્તીને પોતાના ઈષ્ટદેવ ઈશુ અને રામકૃષ્ણ બેઉમાં એકસરખી આસ્થા રાખવામાં કશી મૂઝવણ થતી નહોતી. રામકૃષ્ણ જોડેનો તેનો નીચલો વાર્તાલાપ બીજા લોકોની હાજરીમાં થયો હતો:

ખ્રિસ્તી: જીવમાત્રમાં પ્રભુ પ્રકાશી રહ્યો છે.

રામકૃષ્ણ: પ્રભુ એક જ છે. પણ એ હજારો નામથી ઓળખાય છે.

ખ્રિસ્તી: ઈશુ માત્ર મરીઅમ્માનો પુત્ર જ નથી; એ પ્રત્યક્ષ પ્રભુ છે. (પછી શિષ્યો તરફ વળીને અને રામકૃષ્ણ ભણી ચીંધીને કહે) અને આ માણસને તમે તમારી આંખ સામે દેખી રહ્યા છો. છતાં ક્યારેક ક્યારેક એ સાક્ષાત્ પરમેશ્વરથી બીજું કશું નથી હોતા. આપણે એને ઓળખતા નથી.

મુલાકાતને અંતે રામકૃષ્ણે એને કહેલું કે ઈશ્વરદર્શનની તમારી ઝંખના પૂર્ણ થશે. અને ખ્રિસ્તીએ એમની આગળ આત્મ-સમર્પણ કર્યું.

૪ નરેન્દ્ર, રાખાલ, બાબુરામ, નિરંજન, યોગિન, લાટુ, તારક, બેઉ ગોપાલ, કાલિ, શશી અને શરદ. રામકૃષ્ણ કહેતા કે એમની માંદગીએ શિષ્યોને અંતરંગ અને બહિરંગ એમ બે વિભાગમાં વહેંચી નાંખ્યા હતા.

૫ રામકૃષ્ણ કથામૃતની શ્રી મએ કરેલી નોંધ મુજબ એ દિવસ તા. ૨૩મી ડિસેમ્બર ૧૮૮૫નો હતો.

૬ દરેક જણને જુદો જુદો અને ઘટતો આશીર્વાદ મળ્યો હતો.

૭ "જ્ઞાની માયાને માનતો નથી. માયા આવરણ છે (જેને તે ભેદે છે). જુઓ આ રૂમાલને હું દીવા સામે ધરું છું. તમને તેનો પ્રકાશ નહિ દેખાય." પછી ગુરુદેવે રૂમાલને પોતાની અને શિષ્યોની વચ્ચે ધર્યો. અને કહ્યું: "જુઓ, હવે તમે મારું મોં જોઈ શકતા નથી."

ભક્ત માયાનો ઇન્કાર નથી કરતો. એ મહામાયા (મહાન ભ્રમજાળ)ને પૂજે છે. તેની આણ કબૂલે છે ને તેને પ્રાર્થે છે: 'મા! મારા માર્ગમાંથી હટી જા. તું ખસે તો જ હું બ્રહ્મનું દર્શન કરી શકું.'

"જ્ઞાની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓને માનતો નથી. ભક્ત ત્રણેને સ્વીકારે છે."

આમ રામકૃષ્ણનું વહાલ અને સ્વાભાવિક ભાવ એવાઓ તરફ રહેતાં કે જેઓ બધું જ — માયા (ભ્રમજાળ) પણ—સ્વીકારતા; બધાને જ માનતા, ચાહતા ને કશાનોય ઈન્કાર ન કરતા. કારણ કે અનિષ્ટ—ભ્રમજાળ—પણ ઈશ્વરનાં જ છે.

ધરમૂળથી જ કહેવું કે 'હું અવ્યક્ત ઈશ્વરને જોઉં છું' એ સારું નથી. જે કંઈ હું જોઉં છું,—પુરુષો, સ્ત્રીઓ, પશુપ્રાણી, ફૂલઝાડ—બધું ઈશ્વર છે.

માયાને આવરણ—પડદા—જોડે સરખાવી છે તે પણ બીજે સુંદર દૃષ્ટાંતથી એમણે સમજાવ્યું છે:

"રામ લક્ષ્મણ અને સીતા વનવાસ દરમ્યાન વનમાં ચાલ્યાં જાય છે. પહેલા રામ, પાછળ સીતાજી ને તેની પછવાડે લક્ષ્મણજી એમ ચાલે છે. સીતાજી બે ભાઈઓની વચમાં છે તેથી વખતોવખત લક્ષ્મણજીની આંખને રામચંદ્રજી દેખાતા બંધ થઈ જાય છે. પણ આથી લક્ષ્મણજીને કેટલું બધું વસમું લાગતું હતું એ જાણીને સીતાજી વહાલભરી લાગણીપૂર્વક વારેવારે જરા એકકોરે થઈને ચાલે છે. જેથી લક્ષ્મણજીને રામચંદ્રજીનાં દર્શન થયાં કરે."

૮ નરેનના લાગણીમય આત્માને દુઃખભોગના નિયમ સામેનો પોતાનો બળવો દબાવવો એ બીજાઓના કરતાં ઘણું વધારે વસમું હતું. (જુઓ ૨૨ મી એપ્રિલનો હીરાનંદ જોડેનો એનો સંવાદ:

"આ સૃષ્ટિની યોજના રાક્ષસી છે. આવી સૃષ્ટિ કરતાં તો હું ચડિયાતી સૃષ્ટિ રચી દેત. આપણો એકમાત્ર આરો એવી શ્રદ્ધાને વળગવામાં છે કે કર્તાહર્તા બધું હું જ છું."

નમ્ર હીરાનંદે જવાબ આપ્યો:

"કરવા કરતાં કહેવું સહેલું છે." પછી ભક્તિભાવે ઉમેર્યું: "તું જ બધું છે. હું નહિ પણ તું.")

પણ અભિમાની અને માયાભારે નરેન અડગ રહ્યો. તેણે ફરીવાર કહ્યું:

"તું તે હું છું ને હું તે તું છે. મારાથી વેગળું કશું છે જ નહિ."

રામકૃષ્ણ શાંતપણે ઉદારતાથી આછું હસીને બધું સાંભળી રહ્યા હતા. તેમણે નરેન તરફ ચીંધીને કહ્યું:

"નવી ઉઘાડી તલવારે ઝઝૂમે છે:"

૯ હિંદુ માન્યતા એવી છે કે દરેક અવતાર જોડે એના અવતારકૃત્યની પૂર્તિને સારુ ખાસ ચૂંટીને પસંદ કરેલા સંખ્યાબંધ આત્માઓ—સાથી શિષ્યો—પણ પૃથ્વી ઉપર અવતરે છે.

૧૦ ઈશ્વરપ્રેમની મસ્તીમાં ઘરબાર સંસાર તમામનો ત્યાગ કરીને નીકળી પડનારા લોકોનો એક હિંદુ સંપ્રદાય. બંગાળમાં એમને 'બાઉલ' કહે છે. [બાઉલ=બાવરા=બાવળા. —અનુવાદક]

૧૧ છાપરા અગાસીની ઉપમા રામકૃષ્ણનાં વચનામૃતોમાં વારંવાર આવે છે: "અવતારી પુરુષો સમાધિમાં પરબ્રહ્મનું જ્ઞાન હંમેશાં મેળવી શકે છે. સાથે સાથે તેઓ નીચે ઉતરી આવી મનુષ્ય બનીને ઈશ્વરને પિતા, માતા, ઈ. રૂપે ભજી શકે છે. જ્યારે તેઓ 'નેતિ નેતિ' કહે છે ત્યારે તેઓ એક પછી એક પગથિયાને પોતાની પાછળ મૂકે છે ને છાપરે પહોંચે છે. પહોંચ્યા પછી તેઓ 'નેતિ નેતિ' નથી કહેતા, પણ કહે છે, 'છે, છે.' વળી તરત જ તેઓ જુએ છે કે પેલાં પગથિયાં છાપરાના જેવાં જ ઈંટચૂનાનાં બનેલાં છે. તેથી હવે તેઓ મરજી મુજબ ચડઉતર કરી શકે છે, ને કયારેક છાપરા ઉપર, કયારેક પગથિયા પર, કયારેક દાદર ઉપર ઇચ્છા મુજબ વિસામો પણ લે છે. છાપરું પરબ્રહ્મ અને પગથિયાં તે બધી દશ્યસૃષ્ટિ છે. (રામકૃષ્ણ કથામૃત)

૧૨ શિષ્ય રામકૃષ્ણાનંદ જે હમેશાં સારવારમાં રહેતા તે કહે છે: 'એમનું આનંદીપણું કયારેય કરમાયું નહોતું. 'સારો છું',

'બેઠ છુ', 'મજામા છુ', એમ જ હમેશા કહેતા (એમના અપ્રગટ સ્મરણામાથી)

૧૩ સ્વામી અશોકાનંદે મને લખ્યુ છે કે મરણ પછી તરત લીધેલો એમનો ફોટોગ્રાફ જેની નકલ મદ્રાસ મઠમા મોજુદ છે તેમા શરીર વ્યાધિથી એટલુ તો ભયાનકપણે તવાઈ પી ખાઈ ગએલ છે કે તે પુસ્તકમા આપી શકાય એમ નથી જોવુ અસહ્ય થઈ પડે છે

૧૪ મરણના બે દિવસ અગાઉ, જે કહેવા પોતે હમેશ નારાજ રહ્યા હતા અને જે તેમને મોઢેથી કઢાવવાની નરેનની હમેશની અમોલ ઈચ્છા રહી હતી તેના જવાબમા રામકૃષ્ણે કહ્યુ

'જે રામ હતા ને જે કૃષ્ણ હતા તે હવે રામકૃષ્ણના રૂપમા આ શરીરમા અહી સૂતા છે!"

પણ એમણે ઉમેર્યું.

"તારા વેદાતી અર્થમા નહિ હો કે? (એટલે કે પરબ્રહ્મરૂપ નહિ, અવતારના અર્થમા)

અવતારોને લગતી હિંદુમાન્યતાને સ્વાભાવિક રીતે જ હુ અહી ચર્ચવા માગતો નથી માન્યતાઓ ચર્ચી ન શકાય અને આ અવતારને લગતી માન્યતા ખ્રિસ્તીઓની ઈશ્વર–માનવની માન્યતા જેવી છે આમ છતા પાશ્ચાત્ય વાચકના મનમાથી એક ખ્યાલ હુ કઢાવી નાખવા માગુ છુ, અને તે એ કે આવા અવતારી માણસોમા પોતે ઈશ્વર હોવા વિષનુ કોઈ જાતનુ ગુમાન હોય છે દા ત આ સાદાભોળા રામકૃષ્ણ ૧૮૮૪મા એક પ્રસગે કોઈએ એમને કહ્યુ, 'તમને જોઉ છુ ત્યારે ઈશ્વરને જોઉ છુ' ત્યારે એમણે કહેનારને ઠપકો આપેલો અને કહેલુ, 'એવુ કદી ન કહેવુ. મોજુ ગગાનો ભાગ છે, ગગા મોજાનો ભાગ નથી '(રામકૃષ્ણ કથામૃત) મહાસાગરમા જેમ મોજા, તેવા બ્રહ્મમા અવતારો છે" (રામકૃષ્ણના ઉપદેશ) રામકૃષ્ણ માનતા કે પોતે ઈશ્વરનું રહેઠાણ છે અને ઈશ્વર પોતાના સડી રહેલા શરીરના પડદા પાછળ રહીને લીલા કરી રહ્યો છે ઈશ્વરી અવતાર સમજવાનુ

મુશ્કેલ છે. એ તો સત્તાના તખ્તા ઉપર અનંતની લીલા છે (એજન). માત્ર ઉતરી આવનારો ઈશ્વર ઘણાખરા માણસોમાં–સંતોમાં પણ –ત્યારે અંશતઃ એટલે કે ફૂલમાં મધુબિન્દુ જેટલો ઊતરે છે, તમે ફૂલને ચૂસો ને મધનો આનંદ લ્યો;–ત્યારે અવતારમાં તો એ નર્યું મધ જ મધ છે (એજન). એ બધું જ એક છે. કારણ કે અવતાર હમેશ એક જ, એનો એ છે. કયારેક અહીં, કયારેક બીજે, કૃષ્ણ ઈશુ એવાં જુજવાં નામે રૂપે (એજન). અને ઈશુના નામ સાથેજ અવતારના અંગરૂપ બીજી પણ એની એક નૈતિક બાજુ ન ભૂલીએ, અથવા તો ફૂલ મધ આનંદ વગેરે શબ્દોથી આપણે થાપ ન ખાઈએ. ઈશ્વર અવતાર લે છે ત્યારે તેની પાછળ, ઈશુની બાબતમાં છે તેમ, હમેશાં દૈવી બલિદાનનું તત્ત્વ પડેલું જ છે.

૧૫ "પરબ્રહ્મમાં" એવો અર્થ સમજવાનો છે.

૧૬ યોગના વિષય ઉપર.

૧૭ શ્રી સરકારના કથન અનુસાર. જુવો રામકૃષ્ણાનંદનાં અપ્રકાશિત સંસ્મરણો:

છેલ્લી રાત્રે રામકૃષ્ણ છેવટ સુધી અમારી જોડે વાતો કરતા હતા...બેઠા થઈને પાંચ કે ૭ ઓશીકાનિ ટેકે બેઠા રહ્યા. ઓશીકાંને હું મારા શરીરને ટેકે ટેકવી રહ્યો હતો. સાથે સાથે એમને પંખો પણ કરતો જતો હતો... નરેન્દ્ર એમના પગ ખોળામાં લઈને ઘસતો હતો. રામકૃષ્ણ એની જોડે વાત કર્યે જતા હતા. એણે શું શું કરવું એ કહેતા હતા. 'આ છોકરાઓને સાચવજે' એમ વારેવારે કહેતા હતા.

"પછી કહે, 'હવે સવું છે.' એક વાગે અચાનક એક બાજુએ લથડયા. ગળામાં ધીમો અવાજ થવા લાગ્યો. નરેને તરત જ એમના પગ રજાઈ ઉપર મેલ્યા અને ખમાતું ન હોય તેમ નીચે દોડી ગયો. એક દાક્તર... જે એમની નાડ તપાસતા હતા તેમણે જોયું કે નાડી બંધ પડી હતી. અમે બધાએ માન્યુ કે માત્ર સમાધિ હતી."

૧૮ અક્ષરશઃ 'ભગવાન રામકૃષ્ણની જે!' આમ બોલતા સૌ શબને સ્મશાન લઈ ગયા, જ્યા તે જ સાંજે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

માનવી પોતે રહ્યો નહિ. એનો પ્રાણ માનવજાતિની નસોમાં થઈને તેના સામુદાયિક જીવનમાં ધબકવા ઉપડી ગયો.

આ બાજુ પ્રેષિત શિષ્યોનું સહજીવન તાબડતોબ શરૂ થયું. કારણ કે ગુરુના જીવનના છેલ્લા મહિનાઓના સાક્ષી રહેલા યુવાન શિષ્યોને પાછા દુનિયાદારીમાં જવું અશક્ય હતું. આમની પાસે સાધનસામગ્રી કશી જ નહોતી. પણ ચાર ગૃહસ્થાશ્રમી શિષ્યોએ (૧) બલરામ બોઝ (જેને રામકૃષ્ણના અવશેષ તાત્પુરતા સાચવવા સારૂ સોંપાયા હતા) (૨) સુરેન્દ્રનાથ મિત્ર (૩) મહેન્દ્રનાથ ગુપ્ત અને (૪) ગિરીશચંદ્ર (નવો અવતાર પામેલ નાટકી) ધોધે એમને હૂંફ આપીને એક નાનકડો સંઘનિવાસ સ્થાપવામાં મદદ કરી. બહા નગરમા ગંગા નજીક આવેલું એક અધ-ખંડિયેર મકાન ભાડે રાખી સેવા સુરેન્દ્રનાથ મિત્રે નાણું આપ્યું. શિષ્યવૃંદનો આ પ્રથમ મઠ બન્યો. અહીં એકાદ ડઝન કે વધુ જણ સાધુદીક્ષાનાં નવાં નામો હેઠળ આવી વસ્યા. આ નવાં નામો પાછળ તેમનાં મૂળ નામો ભાવિ પ્રજાને સારુ લોપાઈ ગયાં. જે નરેન હતો તે સદાને માટે વિવેકાનંદ થયો,[૧] અને સર્વસંમતિથી બધાનો મુખી બન્યો. એ સૌથી વધુ પ્રવૃત્તિશીલ, અસાધારણ શક્તિશાળી અને બુદ્ધિશાળી હતો. વળી ગુરુએ પણ એને જ બધાનો આગેવાન નીમ્યો હતો. બીજા કેટલાકે ગુરુની યાદ અને શોકના આવેગમાં ડબાઈ ગયા જેવા થઈને એકાંતવાસ કે અજ્ઞાતવાસ સેવા ઇચ્છયું. પણ વિવેકાનંદની વિચક્ષણ બુદ્ધિએ એ આકર્ષક માર્ગનાં ભયસ્થાનો જોઈ લીધાં અને એણે એમને ભણાવવા પળોટવાનું શરૂ કરી દીધું આ બધા એકાંત ઇચ્છુકો વચ્ચે એ આગના વાવાઝોડા જેવો હતો. એનું

એમનો શોક અને ભાવવશતા બધા ખંખેરી નાખ્યા. બહારની દુનિયાના વિચારવહેવાર જાણવાની એમને ફરજ પાડી. પોતાની વિશાળ બુદ્ધિમત્તાની તાજગીના એમના પર વર્ષાવ કરીને એમને તરબોળ કરી મૂક્યા. ધર્મોના તુલનાત્મક અભ્યાસ, વિજ્ઞાન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર,—જ્ઞાનવૃક્ષની એકેએક શાખાના ફળ ચાખવાની એણે તેમના પર ફરજ નાખી. કારણ કે બધા વિશાળ સમગ્ર દૃષ્ટિએ બધું જોતાજાણતા સમજવા શીખે એમ એ ઇચ્છતો. જ્ઞાનાગ્નિની પવિત્રતા ટકાવવામા લગીરે કસૂર કર્યા વગર ફળદાયી ચર્ચાઓ અને વાદવિવાદોમા એ બધાને ઉતારતો.

૧૮૮૬ ના નાતાલના સૂચક પર્વ દરમ્યાન દેવ–માનવો પેદા કરનારા રામકૃષ્ણ સંઘની સ્થાપના થઈ. એનો ઇતિહાસ મનોહારી છે, કારણ કે એમા રાતને અંધારે પશ્ચિમની દુનિયાના આરાધ્ય દેવ ઈશુ અને ભારતવર્ષના પરબ્રહ્મ વચ્ચે થએલા અણધાર્યા, અણકલ્પેલા જોટસંગમનો રોમાંચકારી ઇતિહાસ પડેલો છે.

બધા અંતપુર ગામે તેમનામાંના એક ગુરૂભાઈ (બાબુરામ)ની માને ઘેર ભેગા થયા હતા.

“વહેલી રાતે બધા મોટુ તાપણુ કરીને તે ફરતા બેઠા. લાકડાના તોતિંગ ખોડચા જ્યા ત્યાથી ખોળી લાવેલા તે સળગાવ્યા હતા એ મસમોટા તાપણાને અજવાળે ચોમેરનો વધુ ગાઢ બનતો અંધકાર સુંદર બન્યો હતો માથા પર નક્ષત્રભર્યા આકાશનુ છત્ર હતું. ચોમેર ગામડાની નીરવતા અને અનિર્વચનીય શાંતિ છવાઈ હતી લાંબા સમય સુધી સૌ ધ્યાનસ્થ બેઠા પછી મુખી (વિવેકાનંદ)એ શાંતિમા ભંગ પાડીને ઈશુ ભાગવતની કથા માડી.[૨] ગૂઢ જન્મની છેક આરંભની વાતથી માંડીને વાર્તા શરૂ કરી. માતા મરીઅમ્માને એના

ઉદરમાં તારણહાર ઈશુના આગમનની જાણ કરવામાં આવી ત્યારે માતાએ જે પરમાનંદની અવધિ અનુભવી તે જ શ્રોતાઓએ પણ અનુભવી. ઈશુના બાળપણની કથા આવી ત્યારે તે જોડે પણ બધા એવા જ તદાકાર થયા. મિસર દેશની હિજરતમાં, યહુદી મંદિરના શાસ્ત્રાર્થમાં, પહેલા શિષ્યો ઈશુની આસપાસ ભેળા થયા તેમાં, કથાની એકેએક ઘટના અને પ્રસંગના શ્રવણમાં,–સૌએ ઈશુનું સાન્નિધ્ય અનુભવ્યું. અને ઈશુશિષ્યોની ગુરુભક્તિ જોડે પોતાની ગુરુભક્તિની એકતા પણ અનુભવી.[૩] વિચારો, બનાવો, શિષ્યો જોડેનો નાતો, એવી ઘણી ઘણી બાબતોમાં ઈશુ અને રામકૃષ્ણની કથાઓ વચ્ચેનું સામ્ય નિહાળીને બધાનાં હૈયાં ગુરુદેવ સહવાસના દિવસોની ભીની ભીની સ્મૃતિથી ગદગદ થઈ ઊઠયાં. તારણહાર ઈશુની અમૃતવાણી અને વચનામૃતો એમના કાનને સાવ ઓળખીતાં લાગ્યાં.

પછી ઈશુના ક્રૂસારોહણ અને દેહવિડંબનની કથા આવતાં એકેએકના જીવ ધ્યાનસ્થ થઈ ઊંડાણે ઉતરી ગયા. નરેનના વકતૃત્વે એમને સંત પોલના શુભસમાચાર પ્રચારમાં દીક્ષિત કરી દીધા. ઈશુ અને રામકૃષ્ણનાં નામ એકબીજામાં એકરસ થઈને જાણે રાતના સમીરમાં વાવા લાગ્યાં!

પછી વિવેકાનંદે બધા ગુરુભાઈઓને ઉદ્‌બોધન કર્યું. ઈશુની પેઠે દુનિયાનાં પાપોનાં મૂલ જાતબલિદાનથી ચૂકવીને એને ઓદ્ધારવાના કાર્યમાં રોકાઈ જવા, ઈશુની જેમ ઈશ્વરપ્રાપ્તિને ખાતર–ઈશ્વરની ઈચ્છાને પૃથ્વી પર ચલાવવા સારુ સર્વસ્વનો ત્યાગ કરવા વીનવ્યા. બળતાં લાકડાંના તાપણાને અજવાળે ચમકતા ચહેરાવાળા એકેએક જણે ત્યાંને ત્યાં સૌ સાથીઓ સામે, અગ્નિ અને ઈશ્વરની સાક્ષીએ ઊભા રહીને આજીવન સંન્યાસની પ્રતિજ્ઞા લીધી.

અને આ બધું સાંગોપાંગ પૂરું થયું ત્યાંસુધી કોઈને ઓસાણુ નહોતું કે એ જ રાત્રિ ઈશુજન્મની સાંજ હતી.[4]

પણ આ પ્રસ્થાન ઈશુધર્મ–ખ્રિસ્તીધર્મની દિશાનું હતું એમ માનવાની યૂરોપવાસીઓ રખે ભૂલ કરે. આતો જોર્ડન[5] અને ગંગાનો સંગમ હતો. એથી બેઉ પ્રવાહ એકબીજામાં ભળીને વધુ વિશાળ પટમાં વહેવા લાગ્યા.

*　　*　　*

આમ સ્થપાએલા આ સંઘમાં શરથી જ અસામાન્ય એવું ખાસ કંઈક હતું. પૂર્વની શ્રદ્ધા ને પશ્ચિમનો ઉત્સાહ બેઉનો એમાં સંગમ થયો હતો. વિજ્ઞાનના વિશાળ અભ્યાસ જોડે આધ્યાત્મિક ધ્યાનચિંતનનો એણે સમન્વય કર્યો. એટલુ જ નહિ પણ મનન ચિંતનના આદર્શને એણે જનસેવાના આદર્શ જોડે અવિભાજ્યપણે સાંકળી દીધો. કારણકે રામકૃષ્ણનાં આ પહેલા ખોળાનાં આધ્યાત્મિક સંતાનોને મઠની દીવાલો વચ્ચે પૂરાઈને બેસવાની છૂટ નહોતી. તેઓ બધા એક પછી એક અકિંચન અને ભિક્ષા પર રહેનારા સાધુઓ તરીકે દુનિયાના ભ્રમણ અર્થે નીકળી પડયા. એકલો રામકૃષ્ણાનંદ—(શશીભૂષણ) ગુરુદેવના અવશેષોનો રખેવાળ—સ્થાનબદ્ધ રહ્યો. પેલાં વાટપપીઓ જતાંઆવતા અહીં રાતવાસો કરી વિશ્રામ કરી જતાં. ગુરુના જીવનના છેલ્લા દિવસોમાં ઈશુ-ભાગવતમાં આવતી બહેન મર્થાનો વહેવારિક કર્તવ્યોનો નમ્ર આદર્શ સ્વીકરાયો હતો. એનું બીજું નામ સસારની સેવા હતું. ગુરુની માંદગી દરમ્યાન એમની સારવાર અર્થે, ઈશ્વરસેવામાં રોકાએલાઓની શરીરસંભાળ અર્થે અને પોતાના પ્રાર્થનારત ગુરુભાઈઓની સેવા અર્થે સૌએ તે આચર્યો હતો. ગુરુએ આ માર્ગને ઈશ્વરદર્શનના માર્ગ તરીકે અપનાવ્યો હતો. વૃદ્ધ ટૉલ્સ્ટૉયે આ જોયું હોત તો તે રામકૃષ્ણને ખચિત આબાદ પસંદગી કર્યાનું પ્રમાણપત્ર આપત.

પણ ગુરુના દરેક સંતાને પોતપોતાને માટે નીમાએલો ભાગ ભજવવાનો હતો. કારણ કે જાણ્યે-અજાણ્યે દરેક જણ પોતપોતાના સ્વભાવ તેમજ ખસીઅત મુજબ રામકૃષ્ણની વિવિધ પાસાંવાળી વિભૂતિના ચોક્કસ અંગનો પ્રતિનિધિ હતો. જ્યારે બધા ભેળા થઈને બેસતા ત્યારે ત્યાં રામકૃષ્ણ સંપૂર્ણતાયે રજૂ થતા.

• એ બધાની વતી દુનિયા સમક્ષ બોલનારો એમનો મહાન પ્રતિનિધિ વિવેકાનંદ હતો જેણે ગુરુનો સંદેશો સમસ્ત સંસારને સંભળાવ્યો. એનો દાવો હતો કે એમના ગુરુદેવ ભારતવર્ષનાં તમામ આધ્યાત્મિક બળો અને પ્રવાહોના જીવન્ત સમન્વય સમા હતા:

"મને . એવા સંતને ચરણે બેસવાનું ભાગ્ય લાધ્યું...કે જેનું જીવન એના શિક્ષણ કે ઉપદેશના કરતાં હજારગણા સાચા અર્થમાં ઉપનિષદોના જીવતા ભાષ્ય સમું હતું, કહો કે સ્વયં ઉપનિષદોનું શિક્ષણ—ભારતની તમામ વિવિધ વિચારધારાઓનો સમન્વય-દેહધારી માનવરૂપે પૃથ્વી પર જીવી દેખાડવા આવ્યું હતું...ભારતવર્ષમાં તત્ત્વચિંતકો અને સંતોની નીપજ નાની નથી...એક (શંકરાચાર્ય)નામાં બુદ્ધિ તો બીજા (ચૈતન્ય)નામાં હૃદયભાવના સીમાએ પહોચ્યાં હતાં. અને આ બેઉ ગુણવૈભવ એક જ હસ્તીમાં ઓતપ્રોત થઈને ઉતર્યો હોય એવા નમૂનાને જન્મવાનો સમય પાકી ચૂક્યો હતો......જ્યાં એકજ શરીરમાં શંકરની અપાર બુદ્ધિમત્તા અને ચૈતન્યનું અદ્‌ભુત વિશાળતા ભર્યું હૃદય સંસારને જોવા મળે; જે સંત એકેએક મત પંથ કે સંપ્રદાયમાં એક જ પ્રાણ—એકજ ઈશ્વર—ને જુએ; ભૂતમાત્રમાં પરમેશ્વરને ભાળે. જે સંત રાંકડાં, દુબળાં, તરછોડાએલા કચડાએલાને માટે, ભારતનાં કે ભારત બહારનાં સંસાર

આખાનાં તમામ દુખિયારાંઓને માટે રડે; અને સાથે જ જેની વિલક્ષણ તેજસ્વી બુદ્ધિમત્તા સંસારના તમામ પરસ્પરવિરોધી ધર્મ-સંપ્રદાયોનો સમન્વય કરી દે,—એવી અદ્દભુત ઉદાત્ત વિચારણાઓ રજૂ કરીને સંસારને એક સર્વધર્મસમન્વયવાળા, બુદ્ધિ અને હૃદયની શક્તિઓના સમન્વયવાળા, જાગતિક ધર્મનો પાયો નાખી આપે. આવો માણસ જન્મ્યો...સમય પાકી ગયો હતો કે આપણા કાળમાં એ જન્મે અને એ આવ્યો. તેમાંયે અદ્દભુત બીના તો એ હતી કે એણે એવા શહેરની પડોશમાં રહીને પોતાનું જીવનકાર્ય કર્યું, કે જે (કલકત્તા) પાશ્ચાત્ય વિચારોમાં ગળાડૂબ અને પશ્ચિમની દુનિયાની ઢબછબ પાછળ પાગલ બનેલું હતું અને આખા ભારતવર્ષમાં બીજા કોઈપણ શહેરના કરતાં વધુ યુરોપીઅન બન્યું હતું. આવે સ્થાને કશી જ પુસ્તકિયા કેળવણી વગર પોતે જીવ્યા. પોતાનું નામ લખતાં પણ એને આવડતું નહિ. પણ યુનિવર્સિટીઓના ભલભલા પદવીધારીઓને અને મહાપ્રખર વિદ્વાનોને એની બુદ્ધિમત્તા પાણી પીવડાવતી[૬] ....આ યુગ માટેનો સંત, જેનું શિક્ષણ આપણા આજના કાળને સારુ સૌથી વધુ કલ્યાણકારી છે... જો તમારી સમક્ષ અહીં મેં સત્યનો એકપણ શબ્દ કહ્યો હોય તો તે બધો એનો—એકલા એનો જ—છે; અને જો મેં બીજી ઘણી ફાલતુ વાતો કરી હોય જે બરાબર ન હોય...તો તે બધી મારા પદરની છે અને તેની જવાબદારી મારી છે.[૭]

આ પ્રમાણે સાદા ભોળા રામકૃષ્ણને ચરણે સૌથી બુદ્ધિશાળી, સૌથી માથાભારે અને આધુનિક ભારતના બધા મહાન ધાર્મિક નેતાઓમાં યથાર્થપણે સૌથી વધુ અભિમાની પુરુષે પોતાનો ગર્વ ગાંઠે બાંધીને નમ્રતાનો એકરાર કરવામાં ધન્યતા માની બંગાળના આધુનિક મસીઆ[૮] (અવતાર)નો એ સંતપૉલ[૯] હતો. એણે નવેસર

ધર્મસંસ્થાપના કરી અને નવેસર ધર્મસિદ્ધાંત દોર્યો. બધી દુનિયા એ ઘૂમ્યો. એણે ફરી એકવાર આત્મવિદ્યાનાં પાણી પશ્ચિમની દુનિયાને બારણે અને પશ્ચિમની વૈજ્ઞાનિક ખોજનાં પાણી ભારતવર્ષમાં આણી વહેવડાવ્યાં અને વેદાંતધર્મને વૈજ્ઞાનિક બુદ્ધિ જોડે ને ભૂતકાળને ભવિષ્યકાળ જોડે સાંકળી દીધાં.

આત્માની આ યાત્રાના ઉગમ અને વહેણો હવે પછીના ભાગ બીજામાં ઢૂંઢવાની મારી ધારણા છે. આ ભાગમાં હું યુરોપીય વિચારરણાને ધાર્મિક પુરાણકથાના અતિદૂરના દેશોમાં લઈ ગયો છું જ્યાં એનું વિશાળ વડવૃક્ષ કે જેને પશ્ચિમની દુનિયા સુકાઈ કરમાઈ ગએલું માનવાની ભૂલ ઘણેખરે પ્રસંગે કરે છે તે નતીનવી શાખાઓ અને કુંપળો કાઢી રહ્યું છે. હવે પછી એ વિચારણાને હું ન ધારેલી કેડીઓ પર થઈને પાછી એના વતનને આંગણે પહોંચાડીશ કે જ્યાં આધુનિક બુદ્ધિવાદ સિંહાસને બેસી રાજ કરી રહ્યો છે. યાત્રાને અંતે એ વિચારણા જોશે કે અનેક સૈકાથી દેશદેશ વચ્ચે પડેલા અને એક-બીજાને એકમેકથી વેગળાવિખૂટા રાખતા આવેલા જુદાઈના અખાત મુક્ત સમજણના વાયરલેસની મદદ લેવાય તો એક વાળથી વધુ પહોળા કે એક સેકન્ડથી વધુ લાંબા નથી.

નાનાલ, ૧૯૨૮ રોમે રોલાં

## ટિપ્પણો

૧ આ નામ ઘણાં વર્ષો વીત્યા બાદ એણે લીધું. બીજા ભાગમાં હું એનો ઇતિહાસ રજૂ કરીશ.

૨ ઈશુનું દેવત્વ આપણે જોઈ ગયા તેમ રામકૃષ્ણને માન્ય હતું. વિવેકાનંદને ઈશુ પ્રત્યે અત્યંત ભાવભર્યો આદર હતો.

૩ તેમાંના બે શશીભૂષણ (રામકૃષ્ણાનંદ અને શરતચંદ્ર (શરદાનંદ) વિષે રામકૃષ્ણે કહેલું કે એ બેઉ પૂર્વજન્મે ઈશુના શિષ્યો હતા.

૪ જુઓ વિવેકાનંદ ચરિત્ર ભાગ ૨ જો.

૫ [ઈશુના જન્મકર્મની લીલાભૂમિ પેલેસ્ટાઈનની નદી—જેના જળથી ઈશુનો દીક્ષાસંસ્કાર થયો હતો. ગુજ. અનુવાદક.]

૬ આજના ભારતવર્ષના એક મહાન તત્ત્વજ્ઞાની અને ધર્મ-ચિંતક અરવિંદ ઘોષે રામકૃષ્ણની વિભૂતિને જબ્બર અર્ઘ્ય આપ્યો છે અને તેમાં એમની વિલક્ષણ બહુવિધ આધ્યાત્મિક શક્તિઓની અને તેથી યે વધારે એ શક્તિઓને દોરવનાર એમના અજબ આત્માની પ્રમુખપણે રજૂઆત કરી છે:

"આધુનિક કાળનો તાજો અને અજોડ દાખલો રામકૃષ્ણ પરમહંસનો છે, જેમાં એક મહાન આધ્યાત્મિક શક્તિ પ્રથમ ઈશ્વર દર્શનને પથે ઝોકાવે છે અને તે પછી એક પછી એક યોગમાર્ગોને અનુસરીને ન મનાય એવી ત્વરાથી તે દરેકનો કયાસ કાઢી લઈ ફરી ફરી પ્રેમબળે ઈશ્વરને જોવા અને પામવાના મધ્યબિંદુ ઉપર જ આવીને ઉભે છે. જન્મથી મળેલી આધ્યાત્મિકતાને અનેકવિધ અનુભવોમાં વિસ્તારીને અને અનાયાસે સ્ફુરી આવતી આંતરિક અનુભૂતિને કામ કરવા દઈને આ વસ્તુ એમણે પ્રાપ્ત કરી હતી. હા, આવા દાખલા ઉપરથી કશો સામાન્ય સિદ્ધાંત ન જ દોરી